

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

# નિવેદન

શ્રીમત્ શંકરાચાર્યના ભાષ્યાર્થ સાથેની ભગવદ્ગીતા ગુજરાતી જનતા સમક્ષ મૂકતાં અમને આનંદ થાય છે. નાની ગૂટકા કદની ગીતાઓની અત્યાર સુધીમાં ૩,૬૧,૫૦૦ પ્રતો પ્રસિદ્ધ થઈ છે. એ સિવાય પુરુષાર્થબોધિની ગીતા, જ્ઞાનેશ્વરી ગીતા, પંચરત્ન ગીતા, જ્ઞાનસત્ર ગીતા, નીલકંઠી ગીતા તથા માત્ર સંસ્કૃતમાં–એમ જુદાજુદા પ્રકારની ઘણી ગીતાઓ પ્રસિદ્ધ થઈ છે.

જુદાંજુદાં બે ત્રણ સ્થળોએથી શ્રીમત્ શંકરાચાર્યના ભાષ્યાર્થ સાથેની ગીતા પ્રસિદ્ધ થયેલી, તે ઘણાં વર્ષોથી અપ્રાપ્ય હતી; એટલે એ તરફ ટ્રસ્ટી મંડળનું ધ્યાન ખેંચાતાં આ ભાષ્યાર્થ નવેસરથી તૈયાર કરાવીને પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

જડ, અનાર્ય અને વામમાર્ગી સંપ્રદાયોનું જોર તોડીને શુદ્ધ સનાતન ધર્મનો ફરી ઉદય કરનાર જગદ્ગુરુ શ્રીમત્ શંકરાચાર્યે (૧) બ્રહ્મસૂત્ર, (૨) ગીતા અને (૩) ઉપનિષદો, એમ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો કરેલાં છે. તે પૈકી ભગવદ્ગીતા ઉપરનું ભાષ્ય ઘણું મોટું ગણાય છે. મુંબઈના ગુજરાતી પ્રેસ તરફથી આઠ કે નવ સંસ્કૃત ટીકાઓ સાથેની ગીતા બહાર પડી છે. એમાં શ્રીમત્ શંકરાચાર્યની ટીકાનો પણ સમાવેશ કરેલો છે.

શ્રીવલ્લભાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય વગેરે મહાન આચાર્યોએ પણ શ્રીશંકરાચાર્યના ભગવદ્ગીતા ઉપરના બધા જ અર્થો કબૂલ કરીને અદ્વૈતને વિશાળ અર્થમાં ઘટાવી વિશિષ્ટાદ્વૈત અથવા તો ભક્તિમાર્ગનું પ્રતિપાદન કર્યું છે. આમ છતાં છેલ્લાં હજારેક વર્ષમાં શ્રીમત્ શંકરાચાર્ય જેવી જ્ઞાનપ્રતિભા સંપન્ન કોઈ બીજી વ્યક્તિ આ દેશમાં પેદા થઈ નથી.

ગીતાનો દિવ્ય સંદેશ કોઈ એક જાતિ કે ધર્માનુયાયી માટે નથી; પરંતુ તેનો અમૂલ્ય ઉપદેશ સારાયે વિશ્વ માટે છે. આ ગ્રંથરત્નમાં એ વિશેષતા જોવામાં આવે છે, કે તેમાં મનુષ્ય માટેનો ઉચ્ચ આદર્શ નક્કી કરવામાં આવ્યો છે; અને તેને મેળવવા માટેનું સરળમાં સરળ સાધન પણ બતાવ્યું છે. આ સાતસો શ્લોકની નાની એવી ગીતાને કામધેનુ અને કલ્પવૃક્ષની ઉપમા આપી છે. મહાત્માઓએ આના પર ભાષ્ય રચી આચાર્ય–પદવી મેળવી છે. અને

અનેક ટીકાકારોએ પોતાની બુદ્ધિને ગીતારૂપી કસોટી પર કસીને પંડિત અને જ્ઞાનીની દુર્લભ ખ્યાતિ મેળવી છે; તેમ જ લોકોને જ્ઞાનચક્ષુ આપીને ગીતાના તત્ત્વને મેળવવામાં ઘણી જ સહાયતા કરી છે. વિદ્યાનો પરમ લાભ એ ગીતાનું રહસ્ય જાણવામાં છે.

અભ્યાસીઓએ તો આ પુસ્તક વાંચવું જ જોઈએ. ઉપનિષદોમાંથી જરૂરી હતું એટલું બધું જ દોહીને ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્ ભગવદ્‌ગીતારૂપે જગતને આપ્યું છે; અને તેમાં જે સમજવા જેવું છે, તે બધું જ આ મહાન આચાર્યે પોતાના ભાષ્યમાં સ્પષ્ટ રીતે સમજાવ્યું છે.

મનુષ્યે સ્વકર્મમાં નિષ્કામભાવે પ્રવૃત્ત થઈ ચિત્તશુદ્ધિ કરવી જોઈએ. ફળની આકાંક્ષા છોડી કર્મ કરવું એ જ ચિત્તશુદ્ધિનો ઉપાય છે જ્યાંસુધી ચિત્તશુદ્ધિ થતી નથી, ત્યાંસુધી વિનાજિજ્ઞાસાએ મોક્ષપ્રાપ્તિ સંભવતી નથી. પછી વિવેક–વિચાર થાય છે. વિવેકનો અર્થ છે નિત્ય અને અનિત્ય વસ્તુનો ભેદ સમજવો તે. સંસારના સઘળા પદાર્થો અનિત્ય છે. કેવળ આત્મા જ એ પદાર્થોથી જુદો તથા નિત્ય છે; એવો અનુભવ થવાથી વિવેકમાં દઢતા થાય છે અને દઢ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. લૌકિક અને પારલૌકિક સુખ તથા ભોગો પ્રત્યે વિરક્તિ વગર દઢ વૈરાગ્ય થતો નથી. અનિત્ય વસ્તુઓમાં વૈરાગ્ય એ જ મોક્ષનું પહેલું કારણ છે, અને એનાથી શમ, દમ, તિતિક્ષા અને કર્મત્યાગ સંભવે છે. પછીથી મોક્ષનું મુખ્ય કારણ જ્ઞાનનો ઉદય થાય છે. વિશુદ્ધ જ્ઞાન સિવાય કદી પણ મોક્ષ મળતો નથી.

न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया।
ब्रह्मात्मकबोधेन मोक्षः सिध्यति नान्यथा॥

અર્થાત્ યોગથી, સાંખ્યથી, કર્મથી અને વિદ્યાથી મોક્ષ થતો નથી; પરંતુ બ્રહ્મનો બોધ થવાથી જ મોક્ષ મળે છે.

જે સાધનોનું ફળ અનિત્ય છે, તે મોક્ષનું કારણ બની શકતાં નથી. જીવાત્મા–પરમાત્માના અભેદનું જ્ઞાન એ જ મોક્ષનું સ્વરૂપ છે. 'બંને એક સ્વરૂપ છે.' એ જ્ઞાનનું નામ જ મોક્ષ છે.

ભગવાન શંકરાચાર્ય નિવૃત્તિમાર્ગના ઉપદેષ્ટા છે અને એમણે ગીતાજીને નિવૃત્તિમાર્ગને પ્રતિપાદન કરનારા મહાન ગ્રંથ તરીકે માનેલાં છે. કર્મ અથવા પ્રવૃત્તિમાર્ગને તેઓ ચિત્તશુદ્ધિ માટે આવશ્યક સમજે છે. એટલા માટે તેઓ સર્વને સંન્યાસના અધિકારી માનતા નથી. સાચો સંન્યાસ અર્થાત્ વિદ્વત્–સંન્યાસ એ જ છે, કે જેમાં મનુષ્ય કોઈ પણ વસ્તુનો ત્યાગ કર્યો સિવાય, જેવી રીતે

પાકી ગયેલું ફળ વૃક્ષ પરથી પોતાની મેળે નીચે પડી જાય છે તેવી રીતે તે સંસારથી સર્વથા અલિપ્ત રહે છે.

જડવાદની જણાતી પ્રભુતાને પરિણામે ધર્મ અને સંસ્કારનો નાશ અજ્ઞાનતાથી થઈ રહ્યો હોય એવું દેખાય છે. આમ છતા બીજી બાજુ દુનિયાના વિચારકોને હવે એ સ્પષ્ટ સમજાવા લાગ્યુ છે, કે સત્ય, નીતિ અને શુદ્ધ જ્ઞાનના પાયાવગરનો સમાજ ટકી શકે તેમ નથી. આપણી રાષ્ટ્રીય સરકારે પણ 'सत्यमेव जयते।'નો મુદ્રાલેખ સ્વીકાર્યો છે. આથમતા અને ઊગતા યુગના સંધિકાળમા સમાજરચનાનું પરિવર્તન આવશ્યક બને છે. આવા જ એક યુગપરિવર્તનના સંધિકાળના આજના યુગમા, ભગવદ્ગીતા જેવો જગતમાન્ય ગ્રંથ અને તેની ઉપરનો જગદ્ગુરુ શંકરાચાર્યનો ભાષ્યાર્થ–જે ત્રીમેક વર્ષ થયા મળતો ન હતો તે–ગુજરાતી વાચકો સમક્ષ રજૂ કરતા અમને આનંદ થાય છે. આ ગ્રંથના પ્રકાશનથી આ સંસ્થાના સ્થાપક સ્વ૦ ભિક્ષુ અખંડાનંદજીને ટ્રસ્ટીઓ તરફથી એક વધુ ભાવભીની પ્રેમાંજલિ અર્પાઈ હોય તેવો અમને ભાસ થાય છે.

આ સંસ્થા તરફથી અગાઉ પ્રકટ થયેલ 'સાઈબાબા*'નું ઉત્કૃષ્ટ જીવનચરિત્ર લખનાર શ્રી. વામનરાવ પ્રાણગોવિંદ પટેલ, કે જેઓ આધ્યાત્મિક વિષયના મોટા અભ્યાસી છે, તેમણે અથાગ મહેનત લઈને આ ભાષ્યનો સરળ અનુવાદ કરી આપ્યો છે, તે માટે ટ્રસ્ટીઓ તરફથી તેમને ધન્યવાદ આપવામાં આવે છે

| | |
|---|---|
| મુબઈ, તા. ૧–૮–'૪૯ | સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સૂબેદાર (પ્રમુખ) |

* અપ્રાપ્ય છે.

# ઉપોદ્ઘાત

ॐ नारायणः परोऽव्यक्तादण्डमव्यक्तसंभवम् ।
अण्डस्यान्तस्त्विमे लोकाः सप्तद्वीपा च मेदिनी ॥

[ માયાથી સર્વ સૃષ્ટિ તથા પૃથ્વીની ઉત્પત્તિ છે, માયામાં સર્વ છે; પરંતુ નારાયણ તેથી પર છે. ]

આદિ પુરુષ નારાયણ અવ્યક્તથી–માયાથી અતીત છે, માયાથી નિર્લેપ છે. આ બ્રહ્માંડ અવ્યક્તથી–માયાથી ઉત્પન્ન થયું છે. એ બ્રહ્માંડ–બ્રહ્મસ્વરૂપી ઈંડાની અંદર આ લોકો સર્વ સૃષ્ટિઓ[1] તથા સાત[2] દ્વીપવાળી પૃથ્વી છે.

[ આ વર્ણનથી આચાર્યશ્રીએ શ્રીભગવાન નારાયણનું સ્મરણ કરી મંગળાચરણ કર્યું છે, જેથી સર્વ વિઘ્નોની શાંતિ અને ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે. ]

**ભાષ્યાર્થ:** આ નારાયણભગવાને આ જગત રચ્યું; પછી તે ચાલુ રાખવાની–ટકાવી રાખવાની ઇચ્છાવાળા ભગવાને પહેલાં મરીચિ વગેરે પ્રજાપતિઓને ઉત્પન્ન કરી તેમની પાસે વેદોક્ત પ્રવૃત્તિરૂપ ધર્મ ( કર્મયોગ ) લેવડાવ્યો–ગ્રહણ કરાવ્યો.

ત્યારબાદ એમનાથી જુદા, બીજા પ્રકારના સનક, સનન્દન વગેરે ઋષિઓને ઉત્પન્ન કરી તેમની પાસે જ્ઞાનવૈરાગ્યનો નિવૃત્તિરૂપ ધર્મ ગ્રહણ કરાવ્યો–સ્વીકારાવ્યો.

આ રીતે જગત–સ્થિતિના કારણરૂપ, જગત ટકાવવામાં કારણરૂપ આધાર, બે પ્રકારના વેદોક્ત ધર્મ છે. એક પ્રવૃત્તિરૂપ અને બીજો નિવૃત્તિરૂપ. પ્રાણીઓની ચઢતી તેમ જ મોક્ષનું જે ખરેખરું કારણ આ ધર્મ છે તે ધર્મ

---

૧ સૃષ્ટિઓ ચૌદ માનવામાં આવી છે. સાત ઉપરની અને સાત નીચેની. ઉપરની તથા નીચેની સૃષ્ટિનાં નામો ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક ( સ્વર્ગલોક ), મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક; નીચેની–અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ.

૨ સાત દ્વીપો (બેટો)નાં નામ–જંબુ, પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર.

બ્રાહ્મણ વગેરે વર્ણાશ્રમીઓએ બહુ લાંબા કાળ સુધી પાળ્યો. પછી એ ધર્મનાં અનુષ્ઠાન–આચરણ કરનારામાં કામના ઉત્પન્ન થવાથી તે ધર્માચરણ તથા તે ધર્મ દ્વારા વિજ્ઞાન મેળવવાના ખરા હેતુ છોડી દેવામાં આવ્યા; તેથી એ ખરો ધર્મ અધર્મથી પાછો હઠ્યો–અધર્મ વધતો ગયો; અને તેથી જગતને ચલાવવાની–પરિપાલન કરવાની ઇચ્છાવાળા તે આદિકર્તા નારાયણ વિષ્ણુભગવાન જગતના આ પૃથ્વીના–બ્રહ્મના એટલે બ્રહ્મત્વના (ભૂદેવો, બ્રાહ્મણોના–બ્રાહ્મણપણાના) રક્ષણ માટે શ્રીવાસુદેવના અંશથી શ્રીદેવકીમાં શ્રીકૃષ્ણરૂપે ઉત્પન્ન થયા. (શ્રીકૃષ્ણ બન્યા.) એ હેતુથી કે બ્રાહ્મણપણાના રક્ષણથી વૈદિકધર્મનું તથા તેને અધીન સર્વવર્ણાશ્રમધર્મભેદ છે તેનું રક્ષણ થાય.

જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય અને તેજથી સદા સંપન્ન તે આ વિષ્ણુભગવાને પોતાની ત્રણ ગુણવાળી વૈષ્ણવી માયાને તાબે કરી–વશ કરી, પોતે અજન્મા, અવિનાશી, સર્વ ભૂત-પ્રાણીમાત્રના ઈશ્વર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળા છે; છતાં તે પોતાની માયાથી જાણે કે પોતે જન્મીને (જન્મ્યા હોય અને જાણે કે) લોકો પર અનુગ્રહ કરતા હોય એમ દેખાય છે. પોતાને જો કે કાંઈ પણ પ્રયોજન (એ માટે કાંઈ) નથી છતાં લોકો તરફ અનુકંપા, દયાની લાગણીને લીધે શોકમોહના મહાન સાગરમાં ડૂબેલા અર્જુનને બન્ને પ્રકારનો–પ્રવૃત્તિનિવૃત્તિ–વૈદિકધર્મ ઉપદેશ્યો; એમાં એ આશય હતો કે (અર્જુન જેવા) અધિક ગુણવાળાએ સ્વીકારેલો અને આચરેલો ધર્મ પ્રચાર પામે. તે ધર્મ ભગવાને જે પ્રકારે ઉપદેશ્યો તેવો ને તેવો જ સર્વજ્ઞ આ રીતે જગત–સ્થિતિના કારણરૂપ, સર્વજ્ઞ વેદવ્યાસભગવાને આ રીતે શ્રીગીતા નામનો શાસ્ત્રગ્રંથ સાતસો શ્લોકથી ગૂંથ્યો–રચ્યો છે.

આ ગીતાશાસ્ત્ર સમસ્ત વેદના અર્થના સારનો સંગ્રહ હોઈ સમજવા માટે કઠણ છે. તેનો અર્થ સ્પષ્ટ કરતા અનેક પુરુષોએ પદચ્છેદ, પદાર્થ, વાક્ય, વાક્યાર્થનાં ન્યાયપૂર્વક વિવેચન કર્યાં છે; છતાં અનેક પ્રકારના અત્યંત વિરુદ્ધ અર્થમાં સામાન્ય લોકો ને અર્થ સમજતા જણાય છે; તેથી હું તેનો વાસ્તવિક અર્થ નિશ્ચિત કરવાને–સ્પષ્ટ કરવાને ટૂંકમાં વિવરણ કરીશ.

ગીતાશાસ્ત્રનું પ્રયોજન સંક્ષેપમાં (કહીએ તો) નિઃશ્રેયસ, પરમ કલ્યાણ, મુક્તિ છે; હેતુ, ઉદ્દેશ તથા કામનાવાળા સંસારની તદ્દન શાંતિ (કરવાવાળી) છે. અર્થાત્ ગીતાશાસ્ત્રનું પ્રયોજન છે પરમ કલ્યાણ, મુક્તિ, સંસારનો તેના અવિદ્યારૂપી કારણ સહિત સમૂળો નાશ. એ પ્રયોજન સર્વ–કર્મ–સંન્યાસપૂર્વક આત્મજ્ઞાન નિષ્ઠારૂપ ધર્મનાં અનુષ્ઠાન–આચરણ–પાલનથી સિદ્ધ થાય છે; ગીતાના અર્થરૂપ આ જ ધર્મને ઉદ્દેશીને–લક્ષમાં રાખીનેઃ ભગવાને પોતે

અનુગીતા( આશ્વમેધિક પર્વ–૧૬–૧૨ )માં કહ્યું છે: 'બ્રહ્મપદને જાણવા માટે તે જ ધર્મ પૂર્ણ છે, સર્વ રીતે પૂરતો છે.' વળી એમાં જ બીજે સ્થળે ( આશ્વ. ૪૭–૨૬ ) કહ્યું છે 'જે કશાનું પણ ચિંતન કર્યા સિવાય એક આસને બેસી બોલ્યાચાલ્યા વિના મૌન થઈ જગદાધાર, એક અદ્વિતીય બ્રહ્મમાં લીન–તલ્લીન રહે છે તે નથી ધર્મી, નથી અધર્મી; તેને નથી શુભ, નથી અશુભ.'

વળી એમ પણ કહ્યું છે કે જ્ઞાનનું લક્ષણ ( ચિહ્ન ) સંન્યાસ છે; અને અહીં ગીતાશાસ્ત્રમાં પણ છેવટે અર્જુનને કહ્યું છે કે, 'બધા ધર્મો છોડી એક મારે જ શરણે આવ.' ( અ. ૧૮ શ્લોક ૬૬ ) સાંસારિક અભ્યુદય–ઉન્નતિ, આબાદી–માટે પ્રવૃત્તિલક્ષણવાળો ધર્મ, વર્ણ તથા આશ્રમને લક્ષમાં રાખી કહ્યો છે અને તે દેવાદિ સ્થાનની–સ્વર્ગની પ્રાપ્તિ કરી આપવામાં કારણભૂત છે; છતાં જો તેનું અનુષ્ઠાન ઈશ્વરાર્પણ બુદ્ધિથી કામનારહિત થઈ કરવામાં આવે તો તે સત્ત્વશુદ્ધિ, અંતઃકરણશુદ્ધિ, કે ચિત્તશુદ્ધિ કરે છે. એવી રીતે શુદ્ધ થયેલ ચિત્ત કે અંતઃકરણ, પુરુષને જ્ઞાનનિષ્ઠાનો અધિકાર પ્રાપ્ત કરાવી આપે છે અને તે દ્વારા થતી જ્ઞાનપ્રાપ્તિ મારફત આ પ્રવૃત્તિ ધર્મ, નિઃશ્રેયસ, પરમ કલ્યાણ કે મોક્ષનું ( પરંપરાથી ) કારણ બને છે; અને ( એ જ અર્થને લક્ષમાં રાખી ) ભગવાન આગળ કહેશે, સર્વકર્મો બ્રહ્માર્પણ કરી (૫–૧૦) યોગીજનો આસક્તિ છોડી આત્મશુદ્ધિ માટે કર્મો કરે છે. (૫–૧૧)

પરમ કલ્યાણ મોક્ષના પ્રયોજનવાળા આ બે પ્રકારના ધર્મને તથા વાસુદેવ નામના પરબ્રહ્મ પરમાર્થ તત્ત્વને વિશેષરૂપે પ્રકટ કરતું આ ગીતાશાસ્ત્ર અસાધારણ પ્રયોજન, સંબંધ તથા વિષયવાળું છે. માટે આ ગીતાશાસ્ત્રનો અર્થ જાણવાથી સર્વ પુરુષાર્થની સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેથી તેના વિવરણનો પ્રયત્ન હું કરું છું.

**ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના**
**પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્યભગવાનકૃત**
**શ્રીમદ્ ગીતાભાષ્યનો ઉપોદ્ઘાત સંપૂર્ણ**

# श्रीमद्गीतामाहात्म्य

॥ श्रीगणेशाय नमः ॥

धरोवाच । શ્રીપૃથ્વીદેવીએ પૂછ્યું :

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

હે ભગવન્ ! હે પરમેશ્વર ! હે પ્રભો ! પ્રારબ્ધકર્મને ભોગવતા મનુષ્યને અસ્ખલિત–એકનિષ્ઠ ભક્તિ કેવી રીતે થાય છે ? ૧

श्रीविष्णुरुवाच । શ્રીવિષ્ણુભગવાન બોલ્યા :

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

પ્રારબ્ધને ભોગવતો જે મનુષ્ય સદા શ્રીગીતાના અભ્યાસમાં આસક્ત હોય છે, તે જ આ લોકમાં મુક્ત અને સુખી થાય છે અને કર્મથી તે લેપાતો નથી. ૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वन्ति नलिनीदलमम्बुवत् ॥ ३ ॥

જેમ કમળના પાનને જળ સ્પર્શ કરતું નથી, તેમ શ્રીગીતાનુ ધ્યાન જે કરે છે, તેને મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતાં નથી. ૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

જ્યાં શ્રીગીતાનુ પુસ્તક હોય અને જ્યાં (ગીતાનો) પાઠ ચાલુ રહે છે, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે. ૪

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपालबालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

જ્યાં શ્રીગીતા (નો પાઠ ચાલુ) રહે છે, ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો અને ગોપાલબાલ શ્રીકૃષ્ણ પણ નારદ, ધ્રુવ અને સર્વ પાર્ષદો સાથે જલદી સહાયક થાય છે. ૫

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥ ६ ॥

જ્યાં શ્રીગીતાનો વિચાર, ભણવું, ભણાવવું કે શ્રવણ થાય છે, ત્યાં હે પૃથ્વિ! હું અવશ્ય સદાય વસું છું. ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥ ७ ॥

હું શ્રીગીતાના આશ્રયે રહું છું, શ્રીગીતા મારું ઉત્તમ ઘર છે અને શ્રીગીતાના જ્ઞાનનો આશ્રય કરી હું ત્રણે લોકનું પાલન કરું છું. ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वनिर्वाच्यपदात्मिका ॥ ८ ॥

શ્રીગીતા એ અતિ અવર્ણનીય પદોવાળી, અવિનાશી, અર્ધમાત્રા-યુક્ત અક્ષરરૂપ, નિત્ય, બ્રહ્મરૂપિણી અને પરમ-શ્રેષ્ઠ મારી વિદ્યા છે, એમાં સંશય નથી. ૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી તે ચિદાનંદ શ્રીકૃષ્ણે, પોતાના મુખથી અર્જુનને કહેલી, ત્રણ વેદરૂપ, પરમાનંદરૂપ અને તત્ત્વરૂપ પદાર્થના જ્ઞાનથી યુક્ત છે. ૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

જે મનુષ્ય સ્થિર મનવાળો થઈ નિત્ય શ્રીગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે, તે જ્ઞાનરૂપી સિદ્ધિ પામે છે અને પછી તે પરમ પદને પ્રાપ્ત થાય છે. ૧૦

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

(જો) સંપૂર્ણ પાઠ કરવા અસમર્થ હોય, તો અર્ધો પાઠ કરે; તે પણ ગાયના દાનથી થતા પુણ્યને પામે છે, એમાં સંશય નથી. ૧૧

त्रिभाग पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

ત્રીજા ભાગનો પાઠ કરે, તો ગંગાસ્નાનનું ફળ પામે છે, અને છઠ્ઠા ભાગનો પાઠ કરે, તો તે સોમયાગનું ફળ પામે છે. ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

જે મનુષ્ય ભક્તિયુક્ત થઈ નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યાં (શિવજીનો) ગણ થઈ લાંબો કાળ વસે છે. ૧૩

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥ १४ ॥

હે પૃથ્વિ ! જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા શ્લોકના એક ચરણનો પાઠ કરે છે, તે મન્વંતર સુધી મનુષ્યપણાને પામે છે. ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पञ्च चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥ १५ ॥
चन्द्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥ १६ ॥

જે મનુષ્ય શ્રીગીતાના દશ, સાત, પાચ, ચાર, ત્રણ, બે, એક કે અર્ધા શ્લોકનો પાઠ કરે છે, તે અવશ્ય દશ હજાર વર્ષ સુધી ચન્દ્રલોકને પામે છે. શ્રીગીતાના પાઠમાં જોડાઈને મરણ પામેલો મનુષ્ય, (પશુ આદિનો અધમ દેહ ન પામતા) મનુષ્યપણુ પામે છે. ૧૫,૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युचारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥ १७ ॥

(અને ત્યાં) શ્રીગીતાનો ફરી અભ્યાસ કરી ઉત્તમ મુક્તિ પામે છે 'શ્રીગીતા' એવા ઉચ્ચાર સહિત જે મરે, તે સદ્ગતિ પામે છે ૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुण्ठं समवाप्नोति विष्णुना सह मोदते ॥ १८ ॥

મહાપાપવાળો પણ જો શ્રીગીતાનો અર્થ સાભળવા તત્પર થાય, તો વૈકુંઠ પામે છે અને વિષ્ણુની સાથે આનંદ પામે છે. ૧૮

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहान्ते परमं पदम् ॥ १९ ॥

અનેક કર્મો કરી નિત્ય શ્રીગીતાના અર્થનો વિચાર કરે છે, તેને જીવન્મુક્ત જાણવો અને મરણ પછી તે પરમ પદને પામે છે ૧૯

गीतामाश्रित्य वहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥ २० ॥

શ્રીગીતાનો આશ્રય કરી જનક આદિ ઘણા રાજાઓ, પાપરહિત થઈ લોકમાં ગવાયા છે અને પરમપદ પામ્યા છે. ૨૦

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥ २१ ॥

જે શ્રીગીતાનો પાઠ કરી માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેનો પાઠ નિષ્ફળ થાય છે; અને એવા પાઠને શ્રમરૂપ જ કહ્યો છે. ૨૧

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥ २२ ॥

આ માહાત્મ્ય સહિત શ્રીગીતાનો જે અભ્યાસ કરે છે, તે તેનું ફળ પામે છે અને દુર્લભ ગતિ મેળવે છે. ૨૨

सूत उवाच । સૂતે કહ્યું:

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ २३ ॥

શ્રીગીતાનું આ સનાતન માહાત્મ્ય મેં કહ્યું; તેનો શ્રીગીતાના પાઠના અંતે જે પાઠ કરે છે, તે ઉપર જે કહ્યું, તે ફળ પામે છે.× ૨૩

॥ इति श्रीवाराहपुराणे श्रीमद्गीतामाहात्म्यं संपूर्णम् ॥

ઇતિ શ્રીવારાહપુરાણે શ્રીગીતામાહાત્મ્ય સંપૂર્ણ

× ગીતાઓ સાથે સામાન્ય રીતે ઉપર પ્રમાણે માહાત્મ્ય છપાય છે; પરંતુ વારાહપુરાણમાં બીજું જે મોટું શ્રીગીતામાહાત્મ્ય છે, તેમાં ઉપલા માહાત્મ્યમાંના તેમ જ એને મળતા ઘણાખરા શ્લોકો હોવા ઉપરાંત બીજા પણ અનેક જાણવા જેવા શ્લોકો જણાયા છે; તેથી તે આ પછી વધારારૂપે જુદા અપાયા છે; આશા છે કે સમજુ ગીતાપાઠકોને તે પણ ગમશે.

# श्रीगीतामाहात्म्यनुं अनुसंधान

शौनक उवाच । શ્રીશૌનકઋષિએ કહ્યુ'

गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद ।
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥ १ ॥

હે સૂત ! અતિ પૂર્વકાળના મુનિ શ્રીવ્યાસજીએ કહેલુ તથા શ્રુતિઓમા વર્ણવેલુ, શ્રીગીતાજીનુ માહાત્મ્ય મને બરાબર કહો ૧

सूत उवाच । સૂતે કહ્યુ

पृष्टं वै भवता यत्तन्महद्गोप्य पुरातनम् ।
न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥ २ ॥

આપે જે પુરાતન અને ઉત્તમ શ્રીગીતામાહાત્મ્ય પૂછ્યુ, તે અતિશય ગુપ્ત છે, તેથી તે કહેવાને કોઈ સમર્થ નથી ૨

कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौन्तेय एव च ।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥ ३ ॥

શ્રીકૃષ્ણુ જ શ્રીગીતાનુ માહાત્મ્ય સારી રીતે જાણે છે, કંઈક અર્જુન જાણે છે, તેથી થોડુ વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથી યે થોડું યાજ્ઞવલ્કય તથા જનકરાજા જાણે છે. ૩

अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयन्ति च ।
तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥ ४ ॥

બીજાઓ શ્રવણપરંપગથી સાભળી લોકમા વર્ણવે છે, માટે શ્રીવ્યાસજીના મુખથી મે જે સાભળ્યુ છે, તે કઈક આજે હુ કહું છું. ૪

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ ५ ॥

શ્રીવિષ્ણુ ભગવાનના મુખકમળમાથી જે આપોઆપ નીકળેલી છે, તે શ્રીગીતા સારી રીતે ગાવા યોગ્ય છે, બીજા શાસ્ત્રોના સંગ્રહોથી શું ફળ છે? ૫

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।
सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥ ६ ॥

શ્રીગીતા ધર્મમય, સર્વ જ્ઞાનની પ્રયોજક તથા સર્વ શાસ્ત્રમય

છે; માટે શ્રીગીતા (સર્વથી) શ્રેષ્ઠ છે. ૬

संसारसागरं घोरं तर्तुमिच्छति यो जनः ।
गीतानावं समारुह्य पारं यातु सुखेन सः ॥७॥

જે મનુષ્ય ઘોર સંસારસાગર તરવા ઇચ્છે છે, તે શ્રીગીતારૂપી વહાણ પર ચડી સુખથી પાર પહોંચે. ૭

गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।
विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ॥८॥

જે પુરુષ, આ પવિત્ર શ્રીગીતાશાસ્ત્રને સાવધાન થઈ ભણે છે, તે ભયશોક આદિથી રહિત થઈ શ્રીવિષ્ણુપદને પામે છે. ૮

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ॥९॥

જેણે શ્રીગીતાનું જ્ઞાન સદાય અભ્યાસયોગથી સાંભળ્યું નથી, છતાં જે મોક્ષ ઇચ્છે છે, તે મૂઢાત્મા (મનુષ્ય), બાળકની પેઠે હાંસીપાત્રતા પામે છે. ૯

ये शृण्वन्ति पठन्त्येव गीताशास्त्रमहर्निशम् ।
न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ॥१०॥

જેઓ રાતદિવસ શ્રીગીતાશાસ્ત્ર ભણે છે અથવા તેનો પાઠ કરે છે કે સાંભળે છે, તેઓને મનુષ્ય નહિ, પણ ખરેખર દેવો જ* જાણવા. ૧૦

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने ।
सकृद्गीताम्भसि स्नानं संसारमलनाशनम् ॥११॥

---

* આ પ્રમાણે શ્રીગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને શ્રીગીતાપાઠનું જે મહત્ ફળ દર્શાવાયું છે, તે શ્રીગીતાના ઉપદેશ પ્રમાણે વર્તનાર માટે છે. 'ચેલા તેરા, પણ કહ્યા કરું નહિ' તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતો જ પાઠ કરે, અથવા બાહ્યાચાર રાખે અને અંદરથી તો 'એરણની ચોરી ને સોયનું દાન' કરવાવાળો અને પરોપકારને નામે સ્વાર્થ, ધર્મને નામે ધૂર્તવેડા, અભેદવાદને નામે દુરાચાર સેવે, એવા બગભક્ત અથવા શુષ્કવેદાંતી ધર્મઠગો માટે તો નરકદ્વાર જ ખુલ્લાં સમજવાં. એવા બિચારાઓને એટલું પણ નથી સમજાતું, કે બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ પરમાત્મા નહિ જ ઠગાય; પરંતુ ઈશ્વરનું અસ્તિત્વ સુદ્ધાં જેને ન સમજાયું હોય, તે એટલો પણ વિચાર શા માટે લાવે?

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

દરરોજ જળ વડે (કરેલું) સ્નાન મનુષ્યોનો મેલ દૂર કરનાર છે, પણ શ્રીગીતારૂપી જળમાં એકવાર જ (કરેલુ) સ્નાન, સંસારરૂપી મેલનો નાશ કરનાર છે. ૧૧

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम् ।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥१२॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः ॥१३॥

જે મનુષ્ય (પોતે) શ્રીગીતાશાસ્ત્રનું પઠન-પાઠન જાણતો નથી, બીજા પાસેથી જેણે તે સાંભળ્યુ નથી, તેમ જેને તેનું જ્ઞાન નથી, જેને તેના પર શ્રદ્ધા નથી અને ભાવના પણ નથી, તે મનુષ્યલોકમા (ભટકતા) ભૂંડ જેવો જ છે, તેનાથી નીચ બીજો કોઈ મનુષ્ય નથી, કેમકે શ્રીગીતાને તે જાણતો નથી. ૧૨, ૧૩

धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।
गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥१४॥

જે (શ્રીગીતા વાચે છે, પણ) શ્રીગીતાના અર્થનું પઠન કરતો નથી, તેનાં એ (પોપટિયા) જ્ઞાન, (દેખાડવામાત્રના) આચાર, વ્રત, ચેષ્ટા, તપ અને યશને ધિક્કાર છે, એનાથી અધમ બીજો કોઈ મનુષ્ય નથી. ૧૪

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।
तन्मोघं धर्मरहितं वेदवेदान्तगर्हितम् ॥१५॥

જે જ્ઞાન શ્રીગીતામાં ગવાયું નથી, તે વેદમાં અને વેદાતમાં નિંદેલું હોઈ નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જાણવું. ૧૫

योऽधीते सततं गीतां दिवा रात्रौ यथार्थतः ।
स्वपन्गच्छन्वदंस्तिष्ठञ्छाश्वतं मोक्षमाप्नुयात् ॥१६॥

જે મનુષ્ય રાતદિવસ સૂતાં, જતા, બોલતાં અને ઊભા રહેતા પણ શ્રીગીતાનું બરાબર સતત અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) કરે છે, તે શાશ્વત મોક્ષ પામે છે. ૧૬

योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥१७॥

યોગીઓના સ્થાનમાં, સિદ્ધોના સ્થાનમાં, શ્રેષ્ઠ પુરુષો આગળ, સજ્જનોની સભામાં, યજ્ઞસ્થાનમાં અથવા વિષ્ણુભક્તો આગળ (ગીતાનો)

પાઠ કરતો મનુષ્ય, પરમ ગતિને પામે છે. ૧૭

गीतापाठं च श्रवणं यः करोति दिने दिने ।
क्रतवो वाजिमेधाद्याः कृतास्तेन सदक्षिणाः ॥१८॥

જે શ્રીગીતાનો પાઠ અથવા શ્રવણ દરરોજ કરે છે, તેણે દક્ષિણા-સહિત અશ્વમેધાદિ યજ્ઞો કર્યા ગણાય છે. ૧૮

गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा ।
तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥१९॥

જેણે ભક્તિભાવથી એકાગ્રચિત્તે શ્રીગીતાનું અધ્યયન કર્યું છે, તેણે સર્વ વેદો, શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો ગણાય છે. ૧૯

यः शृणोति च गीतार्थं कीर्तयेच्च स्वयं पुमान् ।
श्रावयेच्च परार्थं वै स प्रयाति परं पदम् ॥२०॥

જે મનુષ્ય પોતે શ્રીગીતાનો અર્થ સાંભળે, ગાય અને પરોપકારાર્થે સંભળાવે, તે પરમ પદને પામે છે. ૨૦

नोपसर्पन्ति तत्रैव यत्र गीतार्चनं गृहे ।
तापत्रयोद्भवाः पीडा नैव व्याधिभयं तथा ॥२१॥

જે ઘરમાં શ્રીગીતાનું પૂજન થાય છે, ત્યાં ત્રણ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) તાપથી થતી પીડા તથા વ્યાધિઓનો ભય આવતો જ નથી. ૨૧

न शापो नैव पापं च दुर्गतिर्न च किंचन ।
देहेऽस्य षडेते वै न बाधन्ते कदाचन ॥२२॥

વળી તેને શાપ કે પાપ લાગતું નથી, લગાર પણ દુર્ગતિ થતી નથી અને શરીરના આ છ-શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને ઈર્ષ્યા) કદી પીડા કરતાં નથી. ૨૨

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी ।
जायते सततं तत्र यत्र गीताभिनन्दनम् ॥२३॥

જ્યાં નિરંતર શ્રીગીતાનો આનંદ થાય છે, ત્યાં શ્રીભગવાન પરમેશ્વરમાં અસ્ખલિત-એકનિષ્ઠ ભક્તિ ઉપજે છે. ૨૩

स्नातो वा यदि वाऽस्नातः शुचिर्वा यदि वाऽशुचिः ।
विभूतिं विश्वरूपं च संस्मरन्सर्वदा शुचिः ॥२४॥

સ્નાન કર્યું હોય કે ન કર્યું હોય, પવિત્ર હોય કે અપવિત્ર

હોય, તોપણુ જે પરમાત્મવિભૂતિનું અને વિશ્વરૂપનું સ્મરણુ કરે છે, તે સર્વદા પવિત્ર છે. ૨૪

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः ।
गीतापाठं प्रकुर्वाणो न लिप्येत कदाचन ॥२५॥

બધે ભોજન કરનાર અને સર્વ પ્રકારનું દાન લેનાર પણુ જો શ્રીગીતાપાઠ કરતો હોય, તો (તેના પાપથી) કદી લેપાતો નથી. ૨૫

यस्यान्तःकरणं नित्यं गीतायां रमते सदा ।
सर्वाग्निकः सदाजापी क्रियावान्स च पण्डितः ॥२६॥

જેનું ચિત્ત સદા શ્રીગીતામાં જ રમતું હોય, તે સંપૂર્ણ અગ્નિહોત્રી, સદા જપ કરનારો, ક્રિયાવાન તથા પંડિત છે. ૨૬

दर्शनीयः स धनवान्स योगी ज्ञानवानपि ।
स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥२७॥

વળી તે જ દર્શન કરવા યોગ્ય, ધનવાન, યોગી, જ્ઞાની, યાજ્ઞિક, ધ્યાની તથા સર્વ વેદોના અર્થને જાણુનાર છે. ૨૭

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥२८॥

જ્યાં શ્રીગીતાનુ પુસ્તક નિત્ય પાઠમાં ચાલુ રહે છે ત્યાં પૃથ્વી-પરનાં પ્રયાગાદિ સર્વ તીર્થો વસે છે. ૨૮

निवसन्ति सदा गेहे देहदेशे सदैव हि ।
सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥२९॥

વળી તે ઘરમાં અને દેહરૂપી દેશમાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ અને સર્પો સદા રહે છે. ૨૯

गीता गंगा च गायत्री सीता सत्या सरस्वती ।
ब्रह्मविद्या ब्रह्मवल्ली त्रिसंध्या मुक्तगेहिनी ॥३०॥
अर्धमात्रा चिदानन्दा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी पराऽनन्ता तत्त्वार्थज्ञानमञ्जरी ॥३१॥
इत्येतानि जपेन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं लभेच्छीघ्रं तथान्ते परमं पदम् ॥३२॥

શ્રીગીતા, ગંગા, ગાયત્રી, સીતા, સત્યા, સરસ્વતી, બ્રહ્મવિદ્યા, બ્રહ્મવલ્લી, ત્રિસંધ્યા, મુક્તગેહિની, અર્ધમાત્રા, ચિદાનંદા, ભવઘ્ની,

ક્ષયનાશિની, વેદત્રયી, પરા, અનંતા અને તત્ત્વાર્થજ્ઞાનમંજરી (તત્ત્વરૂપી અર્થના જ્ઞાનનું મૂળ); એમ આ (શ્રીગીતાનાં અઢાર) નામોનો સ્થિર મનથી જે મનુષ્ય નિત્ય જપ કરે છે, તે જલદી જ્ઞાનસિદ્ધિને તથા છેવટે પરમ પદને પામે છે. ૩૦–૩૨

यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्तयेत् ।
तत्तत्कर्म च निर्दोषं कृत्वा पूर्णमवाप्नुयात् ॥ ३३ ॥

(મનુષ્ય) જે જે કર્મ કરે, તે સર્વમાં શ્રીગીતાપાઠ (તેણે) ચાલુ રાખવો; જેથી તે તે કર્મ નિર્દોષ (રીતે સમાપ્ત) કરી (તેનું) પૂર્ણ (ફળ) તે પામે છે. ૩૩

पितृनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
संतुष्टाः पितरस्तस्य निरयाद्यान्ति सद्गतिम् ॥ ३४ ॥

જે (મનુષ્ય), શ્રાદ્ધમાં પિતૃઓને ઉદ્દેશી શ્રીગીતાનો પાઠ કરે છે, તેના પિતૃઓ સંતુષ્ટ થઈ નરકમાંથી (નીકળી) સદ્ગતિ પામે છે. ૩૪

गीतापाठेन संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयान्त्येव पुत्राशीर्वादतत्पराः ॥ ३५ ॥

શ્રીગીતાપાઠથી પ્રસન્ન થયેલા તથા શ્રાદ્ધથી તૃપ્ત કરાયેલા પિતૃઓ, પુત્રને આશીર્વાદ દેવા તત્પર થઈ પિતૃલોકમાં જાય છે. ૩૫

लिखित्वा धारयेत्कण्ठे बाहुदण्डे च मस्तके ।
नश्यन्त्युपद्रवाः सर्वे विघ्नरूपाश्च दारुणाः ॥ ३६ ॥

જે માણસ શ્રીગીતા લખી ગળામાં, હાથમાં કે મસ્તકે તેને ધારણ કરે છે, તેનાં સર્વ વિઘ્નરૂપી દારુણ ઉપદ્રવો નાશ પામે છે. ૩૬

देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्ये तु भारते ।
न शृणोति पठत्येव तामसृतस्वरूपिणीम् ॥ ३७ ॥
हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं समश्नुते ।
पीत्वा गीतामृतं लोके लब्ध्वा मोक्षं सुखी भवेत् ॥ ३८ ॥

ભરતખંડમાં ચાર વર્ણો વિષે મનુષ્યદેહ પામીને પણ જે મનુષ્ય અમૃતસ્વરૂપ શ્રીગીતાને ભણે કે સાંભળે નહિ, તે હાથમાં આવેલું અમૃત ત્યજીને દુઃખથી ઝેર ખાય છે; (પણ) જે શ્રીગીતારૂપી અમૃતનું લોકમાં પાન કરે છે, તે મોક્ષ મેળવી સુખી થાય છે. ૩૭,૩૮

जनैः संसारदुःखार्तैर्गीताज्ञानं च यैः श्रुतम् ।
संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥ ३९ ॥

સંસારનાં દુઃખોથી પીડાયેલા જે મનુષ્યોએ, શ્રીગીતાનું જ્ઞાન સાંભળ્યું છે, તેઓએ અમૃત મેળવ્યું છે અને તેઓ શ્રીહરિના ધામને પામી ચૂક્યા છે. ૩૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गतास्ते परमं पदम् ॥ ४० ॥

લોકમાં ઘણા યે જનકાદિ રાજાઓ શ્રીગીતાનો આશ્રય કરી પાપરહિત થઈને પરમ પદને પામ્યા છે. ૪૦

गीतासु न विशेषोऽस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ॥ ४१ ॥

શ્રીગીતામાં ઉચ્ચ–નીચ મનુષ્ય વિષેનો ભેદ નથી; કેમકે શ્રીગીતા બ્રહ્મસ્વરૂપ હોઈ તેનુ જ્ઞાન, સમગ્ર માટે સમાન છે. ૪૧

यः श्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।
नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथा श्रमम् ॥ ४२ ॥

શ્રીગીતાના અર્થને પરમ આદરથી સાંભળી જે આનંદ પામતો નથી, તે મનુષ્ય, પ્રમાદને લીધે લોકમાં (તેનું) ફળ પામતો નથી, પરંતુ વ્યર્થ શ્રમ જ પામે છે. ૪૨

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठफलं तस्य श्रम एव हि केवलम् ॥ ४३ ॥

શ્રીગીતાનો પાઠ કરી જે (મનુષ્ય) માહાત્મ્યનો પાઠ કરતો નથી, તેના પાઠનું ફળ વ્યર્થ જાય છે અને કેવળ શ્રમ જ થાય છે. ૪૩

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः ।
श्रद्धया यः शृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥ ४४ ॥

આ માહાત્મ્ય સહિત શ્રીગીતાપાઠ જે કરે છે તથા શ્રદ્ધાથી જે સાંભળે છે, તે દુર્લભ ગતિ પામે છે. ૪૪

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ ४५ ॥

શ્રીગીતાનું આ સનાતન માહાત્મ્ય મેં કહ્યું છે, તેનો શ્રીગીતાના પાઠના અંતે જે પાઠ કરે છે, તે ઉપર જે કહ્યું છે, તે ફળ પામે છે. ૪૫

इति श्रीवाराहपुराणोद्धृतं श्रीमद्गीता-
माहात्म्यानुसंधानं समाप्तम् ॥

# श्रीगीतामंत्रना न्यास, ध्यान इत्यादि

### ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક

ॐअस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः॥ अनुष्टुप् छंदः॥ श्रीकृष्णः परमात्मा देवता॥ *अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम्॥ ×सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः॥ ×अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः इति कीलकम्॥

આ શ્રીભગવદ્ગીતારૂપી માળાના મણકારૂપ શ્લોકોમાં શ્રીકૃષ્ણ ભગવાનનો જે દિવ્ય ઉપદેશ સમાયેલો છે, તે પરમાત્મપ્રેરિત વેદ, ઉપનિષદ અને શાસ્ત્રોના સારરૂપ, ધર્મમય અને પરમપદદાયક હોવાથી મંત્રરૂપ જ છે; આવા મહાઉપકારક સેંકડો મંત્રમણિઓથી ગૂંથેલી આ શ્રીભગવદ્ગીતારૂપી મંત્રમાળાના ઋષિ (દ્રષ્ટા) ભગવાન વેદવ્યાસ છે, છંદ અનુષ્ટુપ છે અને દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. 'જે શોક કરવા યોગ્ય નથી, તેનો તું શોક કરે છે અને બુદ્ધિના વાદો બોલે છે.' એ વચન શ્રીગીતામંત્રનું બીજ એટલે કે આરંભનું કારણ છે; 'સર્વ ધર્મો ત્યજીને એક મારે (પરમાત્માને) જ શરણે તું આવ.' આ મંત્ર ગીતાના સર્વ મંત્રોમાં શક્તિરૂપ છે અને 'હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર.' એ મંત્ર આ શ્રીગીતારૂપી મંત્રમાળાનો કીલક એટલે કે આધાર–ખીલો અથવા સ્તંભ છે.

### ન્યાસ વિષે સમજણ

હરકોઈ મંત્રનો પાઠ કે જપ કરવા પહેલાં શરીરની બાહ્ય શુદ્ધિ કરવા ઉપરાંત આંતરિક શુદ્ધિ અને જ્ઞાનની દૃઢતા માટે હાથ વગેરે અંગોમાં સામાન્યરૂપે રહેલા જીવાત્માને વિશેષરૂપે રહેલો સમજી, તેનું મહત્ત્વ સૂચવતા તે તે મુખ્ય મંત્રોનો વિધિપૂર્વક ન્યાસ (જમાવ) કરવો અને એ દિવ્ય અને અમર જીવાત્માને એ રીતે તે તે અંગમાં તે તે ગુણોની મૂર્તિરૂપે રહેલો માની, તે તે અંગ દ્વારા આત્માને નમન કરવું; આ રીતે પાઠ કરનારે પ્રથમ મંત્રરૂપ બનવું, એને 'ન્યાસ' કર્યો કહેવાય.

આ ન્યાસના બે વિભાગ છે: કરન્યાસ અને અંગન્યાસ.

---

* અધ્યાય ૨, શ્લોક ૧૧.
× અધ્યાય ૧૮, ૬૬.

+શ્રીગીતાનો પાઠ કરનારે પ્રથમ ઉપર્યુક્ત શ્રીગીતામંત્રના ઋષિ, છંદ વગેરેનું સ્મરણ કર્યા પછી એ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

## * કરન્યાસનો વિધિ

× 'नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः' इत्यंगुष्ठाभ्यां नमः ॥

'આ જીવાત્માને શસ્ત્રો છેદતાં નથી અને અગ્નિ બાળતો નથી.' એ મંત્ર ભણી બંને હાથના અંગૂઠાને બંને હાથની તર્જનીઓ (અંગૂઠા પાસેની આંગળીઓ) વડે સ્પર્શ કરી, તેને 'अंगुष्ठाभ्यां नमः' એમ બોલી નમસ્કાર કરવો.

* 'न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः' इति तर्जनीभ्यां नमः ॥

'આ જીવાત્માને પાણી ભીંજવતું નથી અને પવન સૂકવતો નથી.' એ મંત્ર ભણી બંને હાથની તર્જનીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરી 'तर्जनीभ्यां नमः' કહી તેને નમસ્કાર કરવો.

* 'अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च' इति मध्यमाभ्यां नमः ॥

'આ જીવાત્માને છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, ભીંજવી શકાતો નથી અને સૂકવી શકાતો જ નથી.' એ મંત્ર ભણી બંને હાથની મધ્યમા (વચલી આગળીઓ)નો અંગૂઠાઓથી સ્પર્શ કરી, 'मध्यमाभ्यां नमः' એમ બોલી તેને નમસ્કાર કરવો.

* 'नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः' इत्यनामिकाभ्यां नमः ॥

'આ જીવાત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે.' એ મંત્ર ભણી બંને હાથની અનામિકાઓ(ટચલીની પાસેની આંગળીઓ)ને અંગૂઠાઓથી સ્પર્શ કરી, 'अनामिकाभ्यां नमः' એમ બોલી તેને નમસ્કાર કરવો.

---

+ આ ક્રિયા હરહમેશ ઊંડી સમજણપૂર્વક અને નિયમિત થવાને પરિણામે પાઠકના જ્ઞાનમાં દૃઢતા થાય અને તેના પરિણામે ચારિત્ર્યબળ પણ ખીલી ઊઠે, એ તદ્દન સ્પષ્ટ વાત છે. અનુભવી ઋષિમુનિઓએ યોજેલી આવી અનેકવિધ-ક્રિયાઓ અને વિદ્યાઓની ખૂબી નહિ સમજવાથી તેને ધતિંગ કહેનારા પણ હોય છે. ન્યાસની આ ક્રિયાઓ, લપ કાઢવાની પેઠે જેમ તેમ કરાતી જોઈને જોનારને અશ્રદ્ધા ઊપજે, એ પણ સ્વાભાવિક છે; માટે તે પૂરી સમજણપૂર્વક અને ન આવડતી હોય તેણે એ ક્રિયા કોઈ પાસે બરાબર શીખી લઈ વિધિપૂર્વક અને એકચિત્તે દર વખતે કરવી જોઈએ.

× અધ્યાય ૨, શ્લોક ૨૩.

* અધ્યાય ૨, શ્લોક ૨૩ તથા ૨૪-૨.

''पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' इति कनिष्ठिकाभ्यां नमः ॥

'હે અર્જુન! મારાં સેંકડો અને હજારો રૂપો તું જો.' એ મંત્ર ભણી બંને હાથની ટચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરી 'कनिष्ठिकाभ्यां नमः' એમ બોલી તેને નમસ્કાર કરવો.

''नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च' इति करतलकरपृष्ठाभ्यां नमः॥

'આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે.' એ મંત્ર ભણી બંને હાથની હથેળીઓને તથા તેના પાછલા ભાગોને અનુક્રમે સ્પર્શ કરી, 'करतलकरपृष्ठाभ्यां नमः' એમ બોલી તેને નમસ્કાર કરવો. એ પછી હૃદયાદિ અંગન્યાસનો વિધિ આવે છે.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

''नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः' इति हृदयाय नमः ॥

'આ જીવાત્માને શસ્ત્રો છેદતાં નથી અને અગ્નિ બાળતો નથી.' એ મંત્ર ભણીને 'हृदयाय नमः।' એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના છેડાઓથી હૃદયને સ્પર્શ કરી (હૃદય દ્વારા આત્માને) નમસ્કાર કરવો.

×'न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः' इति शिरसे स्वाहा ॥

'આને પાણી ભીંજવતું નથી અને પવન સૂકવતો નથી.' એ મંત્ર ભણીને 'शिरसे स्वाहा।' (માથાને સ્વાહા) એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે મસ્તકને સ્પર્શ કરવો.

*'अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च' इति शिखायै वषट् ॥

'આ(જીવાત્મા)ને છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, ભીંજવી શકાતો નથી, અને સૂકવી શકાતો નથી.' એ મંત્ર ભણીને 'शिखायै वषट्।' (શિખાને વષટ) એમ બોલી જમણા હાથની પાંચે આંગળીઓના છેડા વડે ચોટલીનો સ્પર્શ કરવો.

*'नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः' इति कवचाय हुम् ॥

'આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે.' એ મંત્ર ભણી 'कवचाय हुम्।' એમ બોલી બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીએ તેમ કરવું; આથી કવચ પહેર્યાની ભાવના થાય છે.

---

× અધ્યાય ૧૧, શ્લોક ૫-૧. * અધ્યાય ૨ શ્લોક ૨૩.

× અધ્યાય ૨, શ્લોક ૨૩. * અધ્યાય ૨, શ્લોક ૨૪

×'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः' इति नेत्रत्रयाय वौषट् ॥

'હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપો તું જો.' આ મંત્ર ભણી 'नेत्रत्रयाय वौषट्।' (ત્રણે નેત્રોને વૌષટ્) એમ બોલી જમણા હાથની આંગળીઓના અગ્રભાગ વડે બંને ચક્ષુઓને અને બંને ભ્રમરોની વચ્ચે ગુપ્ત રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

×'नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च' इति अस्त्राय फट् ॥

"આપનાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય, અનેક વર્ણનાં તથા આકારનાં છે.' આ મંત્ર ભણી 'अस्त्राय फट्।' એમ બોલી જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવી, તેની પહેલી બે આંગળીઓ વડે ડાબી હથેળીમાં તાળી વગાડવી इति अगन्यास समाप्त।

### વિનિયોગ

'श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः' इति संकल्पः ॥

દરેક પ્રકારે શ્રીકૃષ્ણ પરમાત્માના ઉપદેશ પ્રમાણે ચાલી તેમની કૃપા પામવા માટે આ શ્રીગીતારૂપી મંત્રાવલિનો પાઠ કરવા (અર્થાત્ મારું કર્તવ્ય-પ્રાપ્તવ્ય સમજવા) મારો વિનિયોગ કરું છું, (એટલે કે તનમનથી એકચિત્તે જોડાઉં છું) એવો દૃઢ સંકલ્પ ન્યાસના અંતે કરવો* અને તે પછી શ્રીગીતામંત્રના ઋષિ અને દેવતાનું નીચે મુજબ ધ્યાન-વંદન કરવું; અને તે પછી જ શ્રીગીતાનો પાઠ શરૂ કરવો.

### શ્રીમદ્ ભગવદ્ગીતાનું ધ્યાન-વંદન

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારતની મધ્યે ગૂંથેલી, અદ્વૈત જ્ઞાનામૃતને વર્ષાવનારી, અઢાર અધ્યાયવાળી અને સંસાર ઉપરથી

---

× અધ્યાય ૧૧, શ્લોક ૫

* ન્યાસના અંતે આ સંકલ્પ પણ અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી ભાવભક્તિપૂર્વક કરાય, તો સર્વવ્યાપક પરમાત્મદેવની સર્વવ્યાપી કૃપાનો લાભ જરૂર મળી શકે.

મોહ–મમતા ટાળનારી એવી હે ભગવતિ ભગવદ્ગીતે! હે અંબ! (હે માતા!) હું તમારું ધ્યાન ધરું છું. ૧

### મહર્ષિ વ્યાસ ભગવાનનું ધ્યાન–વંદન

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

હે વિશાળ બુદ્ધિવાળા! હે ખીલેલાં કમળ જેવાં વિશાળ નેત્રવાળા વ્યાસજી! આપને નમસ્કાર હો; જે આપે મહાભારતરૂપી તેલ પૂરેલો આ શ્રીગીતાજ્ઞાનરૂપી દીવો પ્રકટાવ્યો છે. ૨

### શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન–વંદન

प्रपन्नपारिजाताय तोत्त्रवेत्रैकपाणये।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણ થનાર ભક્તોને કલ્પવૃક્ષ જેવા, એક હાથમાં ચાબુક તથા છડી ધરનાર, જ્ઞાનમુદ્રાયુક્ત અને શ્રીગીતારૂપી અમૃતનું દોહન કરનાર શ્રીકૃષ્ણને નમસ્કાર હો. ૩

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનાર ગોપાલનંદન શ્રીકૃષ્ણ છે, અર્જુનરૂપી વાછડો છે, શ્રીગીતામૃતરૂપી મહાન દૂધ છે અને બુદ્ધિશાળી મનુષ્ય તેનો ભોક્તા (પીનારો) છે. ૪

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम्।
देवकीपरमानंदं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ५ ॥

શ્રીવસુદેવના પુત્ર, દિવ્ય ક્રીડાવાળા, કંસ અને ચાણૂર દૈત્યોનો નાશ કરનારા અને દેવકીના પરમ આનંદસ્વરૂપ જગદ્ગુરુ શ્રીકૃષ્ણને હું વંદન કરું છું. ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गान्धारनीलोत्पला।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી કાળા પથ્થરવાળી, શલ્યરૂપી મગરવાળી, કૃપાચાર્યરૂપી

પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ઘૂમરીવાળી તે યુદ્ધરૂપી નદીને પાંડવો તરી ગયા, તેનું કારણ શ્રીકૃષ્ણ સુકાની હતા. ૬

पाराशर्यवचःसरोजममलं गीतार्थगन्धोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधिना बोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपङ्कजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

શ્રીગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, અનેક આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશક વડે પ્રફુલ્લ થયેલું, લોકમાં સજ્જનરૂપી ભમરાઓ વડે નિરંતર આનંદથી પિવાતું, કળિકાળનાં પાપનો નાશ કરનારું અને પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિનાં વચનરૂપી સરોવરમાં ઊગેલું મહાભારતરૂપી નિર્મળ કમળ અમારા કલ્યાણ માટે થાઓ. ૭

मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ८ ॥

જેમની કૃપા મૂગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઓળંગાવે છે, તે પરમાનંદસ્વરૂપ શ્રીમાધવને હું વંદન કરું છું. ૮

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને વાયુ વગેરે દેવો દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ સહિત વેદો વડે જેમને ગાય છે; ધ્યાન વડે સ્થિર થઈ તેમનામાં પરોવાયેલા ચિત્ત વડે યોગીઓ જેમનાં દર્શન કરે છે અને દેવો તથા અસુરોના ગણો જેમના પારને જાણતા નથી, તે શ્રીપરમાત્મદેવને નમસ્કાર હો. ૯

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૯ | થયેલો | થયેલા |
| ૭ | ૨૬ | કુળને પરાજય | કુળને અધર્મ પરાજય |
| ૧૩ | ૧ | કહ્યા છે | કહ્યો છે. |
| ૧૩ | ૨૯ | કરો (અને પૂછો | કરે (અને પૂછે |
| ૧૫ | ૨૭ | એમ વાક્યથી | એ વાક્યથી |
| ૧૫ | ૩૦ | જેવો તેવો | જેવો છે તેવો જ |
| ૧૬ | ૨૨ | માટે તું શોક | માટે શોક |
| ૨૦ | ૩૪ | અસક્ત | અસત્ |
| ૨૧ | ૭ | આવતું | આવનો |
| ૨૧ | ૧૨ | જેવાને | જેવાનો |
| ૨૩ | ૨૯ | ભગવાને | ભગવાન |
| ૨૮ | ૧૬ | શાસ્રીપદેશ | શાસ્રોપદેશ |
| ૨૯ | ૧૦ | જે આ | જે આ |
| ૩૩ | ૧ | પદેર્યાં તે દેખાનાં | પદેર્યાં દેખાનાં |
| ૪૨ | ૧૪ | માટે | માટે . |
| ૪૭ | ૯ | એ | જે |
| ૪૮ | ૬ | પૂજાની | પૂજાના |
| ૪૮ | ૨૭ | વિવેક વિજ્ઞાનની | વિવેક વિજ્ઞાનયુક્ત<br>યા વિવેક વિજ્ઞાનવાળા |
| ૫૬ | ૭ | (જ્ઞાનમાર્ગ)ને | જ્ઞાનમાર્ગનો |
| ૫૭ | ૨૧ | ઉત્તર-વાદી | ઉત્તર-સિદ્ધાંતી |
| ,, | ૨૭ | (સ્મૃતિમાં) કરેલાં | (સ્મૃતિમાં કરેલાં) |
| ,, | ૩૩ | તેમનો તો | તેમને તો |
| ૫૮ | ફુટનોટ ૧ | કારણે જે | કારણે જે. |
| ૫૯ | ૨૮ | કરનાં જે બુદ્ધિ | કરનાં બુદ્ધિ |
| ૬૦ | ૧ | જ્ઞાનયોગથી જે | જ્ઞાનયોગ-જે |
| ૬૩ | ૧૩ | ચિંત્ય | ચિં |
| ,, | ૧૪ | છે અને સંચિત | છે તે સંચિત |
| ૭૮ | ૩ | [illegible] | [illegible] |
| ,, | ,, | [illegible] | [illegible] |
| ૮૦ | ૨૭-૨૮ | [illegible] મન (ચિત્ત)ને મનને | [illegible] |
| ૮૩ | ૮ | ઇંદ્રિયો સર્વ [illegible] | ઇંદ્રિયો સર્વ [illegible] |
| ૮૫ | ૩ | [illegible] | નમસ્કારમાં |

| | | | |
|---|---|---|---|
| ૮૫ | ૪ | આપતો | આપતા |
| ૮૬ | ૨૧ | (નિર્માણ કરી છે) | (નિર્માણ કર્યાં છે) |
| ૯૩ | ૧૩ | દુઃખ જાણી જોઈ | દુઃખ અને જાણી જોઈ |
| ૧૦૧ | ૧૪ | શાતિ | શાંતિ. |
| ૧૧૦ | ૨૩ | શંકયુક્ત | શંકાયુક્ત |
| ૧૧૪ | ૧૧ | કયા | કર્યા |
| ૧૨૭ | ૧૭ | (...સમજી, તે તો...) | (...સમજી પૂજા કરનાર, |
| ,, | ,, | | અહંકાર...) |
| ૧૩૪ | ૬ | કર્યાં જ કર્યાં | કર્યાં જ કરવાં |
| ,, | ૨૫ | જે કરેલાં | કરેલાં |
| ૧૪૩ | ૧૧ | જેમ | જે |
| ૧૪૫ | ૨૦ | આત્મસંમિત એટલે | નીચેની ×વાળી ફૂટનોટ કાઢી નાંખો |
| ૧૫૩ | ૧૧ | જે આ રીતનો | જેનો આ રીતનો |
| ૧૭૫ | ૧૪ | વારંવારનાર મરણ | વારંવારના સ્મરણ |
| ૧૮૦ | ૧૬ | એટલું જ પણ તે | એટલું જ નહિ પણ તે |
| ૧૮૪ | ૮ | આ વૃત્તિને | આવૃત્તિને |
| ૧૮૬ | ૧૬ | ઓળંગી છે | ઓળંગે છે. |
| ૧૯૨ | ૧૧ | સનિ | સર્વ |
| ૧૯૭ | ૨૮ | (...ચિત્તવાળા) હું | (...ચિત્તવાળા) તે હું |
| ૨૦૩ | ૧૯ | મહર્ષિઓનો | મહર્ષિઓનું |
| ૨૦૫ | ૨૭ | મ સંશય | માં સંશય |
| ૨૧૬ | ૨૪ | વિશેષણે | વિશેષપણે–વિશ્વરૂપે |
| ૨૧૭ | ૧૪ | ...વાક્ય આપે જે કહ્યું | ...વાક્ય કહ્યું |
| ,, | ૨૫ | તે બીજી પંક્તિમાં | તેને અનુસરી શ્રુતં બીજી પંક્તિમાં |
| ૨૩૨ | ૨–૩ | દિશામાંહે; પણ | દિશામાં; પણ |
| ૨૩૩ | ૧૧ | શકયા | શય્યા |
| ૨૩૪ | ૩૧ | 'થાન | સ્થાન |
| ૨૪૧ | ૧૬ | છે; | છે;) |
| ,, | ૧૯ | ને | નો. |
| ૨૪૪ | ૨૫ | કરવી | કરવા |
| ,, | ૨૮ | શ્રોતસ્માર્ન | શ્રૌતસ્માર્ત |
| ૨૪૭ | ૨૦ | કરતે | કરતો |
| ,, | ૨૬ | ડાક | ટાઢ |
| ૨૪૯ | ૧૩ | કાર્ય–કારણ | કાર્ય–કરણ |
| ૨૫૧ | ૧૫ | લીધું તો | લીધું કે |
| ,, | ૧૫ | છે; પણ | છે તો સારું; પણ |

| | | | |
|---|---|---|---|
| ૨૫૩ | ૨૭ | નથી તેથી તે | નથી તે |
| ૨૫૬ | ૨૪ | તેનો | તે તો |
| ૨૫૯ | ૮ | શુદ્ધત્ર ક્ષે | શુદ્ધ ક્ષેત્રજ્ઞ |
| ૨૬૦ | ૧૩ | કર્યું છે | કર્યો છે. |
| " | ૩૪ | કહેવું | કહેવું |
| ૨૬૨ | ૨૯ | ઉત્તરપક્ષ | પૂર્વપક્ષ |
| ૨૬૩ | ૩૩ | ઋષિઓએ | ઋષિઓથી |
| ૨૬૪ | ૭ | પદોથી જ પણ | પદોથી પણ |
| ૨૭૧ | ૯ | નથી જ, એમ કહેવું અથવા તો જ્ઞેય | નથી જ, જ્ઞેય છે |
| " | ૧૦ | નથી; એ | નથી એમ કહેવું એ |
| ૨૮૧ | ૮ | અવિદ્યા તથા જીવરૂપ પુરુષે ગુણોમાં સંગ કે કામના કરી | અવિદ્યાનું તથા ગુણોમાં સંગ અથવા કામના કર્યાનું પરિણામ છે. |
| " | ૯ | એ | એ જ |
| " | ૯ | સંસારનું | સંસારનાં |
| ૨૮૩ | ૬ | કામઆપને | કમિઆપને |
| ૨૮૮ | ૧૨ | પહેના | પહેવો |
| ૨૯૪ | ૧૭ | ન્યામ | ન્યામં |
| ૩૦૪ | ૬ | ઉદાગી | ઉદાગીન |
| ૩૦૯ | ૧૯ | નલા | નિલા |
| ૩૧૪ | ૧૭ | (જ્લોગદાર) | (જાગનદાર) |
| ૩૩૩ | ૧૨ | પ્રકાર | પ્રકારે |
| ૩૩૪ | ૪ | પર્ડુંવિશ | પર્ડુંવિશ |
| ૩૩૬ | ૧૦ | ઉદ્દગ | ઉદ્દેગ |
| ૩૩૭ | ૧૮ | તેથી | તથા |
| ૩૩૯ | ૨૦ | દાનની | દાનાપની |
| " | ૨૯ | (ને ઊનર) ૨૬ | (×) ૨૬ |
| ૩૪૧ | ૧૬ | થના | તથા |
| ૩૪૪ | ૧૫ | વિચાર કરો | વિચાર કરવાં |
| " | ૧૭ | જો તમો એમ કહો કે | એમ જો તમો કહેતા હો. અથવા |
| " | ૧૮ | જો મુખ્ય સંન્યાસ-અરંભ-સંન્યાસ છે | જ મુખ્ય સંન્યાસ છે |
| " | ૧૯ | કહો | કહેતા હો |
| " | ૧૯ | કરો | કરતા હો |
| " | ૨૦ | એમ નથી શું? | તો ઉત્તરઃ |
| ૩૪૬ | ૧૬ | ખંડ્યું કર્યો | ખંડ્યું કામ કર્યે |
| ૩૫૪ | ૨૨ | જાને | જાય |

| | | | |
|---|---|---|---|
| ૩૫૪ | ૨૩ | જેતે | જેથી |
| ૩૬૧ | ૨૧ | પોરુષ | પૌરુષ |
| ૩૬૯ | ૭–૮ | પડતાં એટલે કાર્યમાં | પડતાં (મળતાં) કાર્યમાં |
| ૩૭૧ | ૧૮ | આરંભે | આરંભો |
| ,, | ૧૭ | ( કારણકે… | ( કારણ… |
| ૩૭૬ | ૩ | અગીકાર | અંગીકાર |
| ૩૮૦ | ૧૨ | જ્ઞાન હોવાથી નિષ્ઠા | જ્ઞાનનિષ્ઠા |
| ,, | ૧૮ | પ્રમાણો–ગ્રાહ્ય | પ્રમાણોથી–ગ્રાહ્ય |
| ૩૮૨ | ૧૬–૧૭ | એનાં એવાં કર્મોથી | એનાં એનાં (પોતપોતાનાં) કર્મોથી |
| ૩૮૩ | ૩ | દર્પ–હર્ષ પછી થનાર અને | દર્પ–અને |
| ,, | ૪ | વૃત્તિ ઉત્પન્ન | વૃત્તિ હર્ષ થયા બાદ ઉત્પન્ન |
| ૩૮૪ | ૩૪ | પોતાના ઉત્પત્તિ | પોતાના આત્માના જ્ઞાનની ઉત્પત્તિ |
| ૩૮૫ | ૧ | નિશ્ચયરૂપે | નિશ્ચયરૂપે ( નિશ્ચળરૂપે ) |
| ૩૮૮ | ૬ | ચઢેલાં | બેસાડેલાં |
| ,, | ૨૧ | ઇશ્વિર જ શરણુ | ઇશ્વિરને જ શરણુ પામ |
| ,, | ૨૨ | આશ્રયરૂપે | ઇશ્વિરને જ આશ્રયરૂપે |
| ૩૮૯ | ૬ | ઉત્કૃષ્ટ | પરમ |
| ૩૯૦ | ૩ | મને એકને જ શરણરૂપે તું પ્રાપ્ત કર | મારુ એક(જ) શરણ લે |
| ,, | ૧૮ | છોડાવી દઇશ | મુક્ત કરીશ. |
| ૩૯૧ | ૩૨–૩૩ | તે પ્રત્યક્ષ | તે સાર્થ પ્રત્યક્ષ |
| ૩૯૮ | ૨૨ | છે; તેમાં | છે; પરંતુ તેમાં |
| ૪૦૦ | ૧૬ | ગાણુ | ગૌણુ |
| ૪૦૧ | ૧૨ | મિથ્યા જ્ઞાનની | મિથ્યા જ્ઞાનથી |
| ૪૦૨ | ૧૮ | (મિથ્યા બુદ્ધિ અવિદ્યા… | (મિથ્યા બુદ્ધિ) અવિદ્યા… |
| ,, | ૨૯ | શ્રુતિ તો | શ્રુતિનું પ્રમાણુ તો |
| ,, | ,, | પ્રમાણુ હોય | પ્રમાણુ પ્રામાણ્ય હોય |
| ૪૦૩ | ૧૩ | તે બે… | [શ્રુતિઓ બે… |
| ,, | ૧૫ | પરંતુ બ્રહ્મવિદ્યા | પરંતુ] બ્રહ્મવિદ્યા |
| ૪૦૪ | ૭ | કહ્યું છે, તેથી | કહ્યું છે,] તેથી |
| ,, | ૨૦ | અજ્ઞાત રહે, | અજ્ઞાત ન રહે |
| ૪૦૬ | ૨૯ | એવા | એવો |
| ૪૦૮ | ૨૪ | કૈમુત્ય | કૈમુતિક |
| ૪૦૮ | ૩૧ | આચાર્યને | આચાર્યનો |
| ૪૦૯ | ૯ | અવિવેકીપણું કે ચિત્તની | અવિવેક એટલે ચિત્તની |
| ૪૧૦ | ૬ | શ્રીકૃષ્ણુના | શ્રીકૃષ્ણુનો |
| ,, | ,, | મહાત્માના | મહાત્માનો |

# અનુક્રમ

# श्रीमद् भगवद्गीता

## શાંકર ભાષ્યના સરળ અનુવાદ સહિત

## अध्याय १लो–अर्जुनविषादयोग

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્રે કહ્યું

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે હે સંજય ! ધર્મક્ષેત્ર (સ્થળ) રૂપ કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી ભેગા થયેલા મારા પુત્રો તથા તેમના સ્નેહીઓ અને પાંડવોએ શું કર્યું ? ૧

संजय उवाच । સંજયે કહ્યું

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

સંજય કહે છે તે સમયે પાંડવોનું વ્યૂહરચનામાં સ્થપાયેલું સૈન્ય જોઈને રાજા દુર્યોધન આચાર્ય (દ્રોણગુરુ) પાસે જઈને આ પ્રમાણે વચન બોલ્યો. ૨

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

હે આચાર્ય ! પાંડુના પુત્રોની આ મહાસેના જુઓ (જે) તમારા બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહરચનામાં ગોઠવેલી છે. ૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुङ्गवः ॥५॥
युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

એ સૈન્યમાં મોટા ધનુષ્યને ધરનારા યુદ્ધમાં ભીમ અને અર્જુનની સમાનતા કરે એવા છે: યુયુધાન, વિરાટ તથા દ્રુપદ જેવા મહારથી, મહાપરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન કાશીનો રાજા તથા પુરુષોમાં શ્રેષ્ઠ પુરુજિત્, કુંતિભોજ અને શૈબ્ય છે; અને વળી અતિ પરાક્રમી યુધામન્યુ, અતિબળવાન ઉત્તમૌજ અને સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના સર્વે પુત્રો, એ સર્વે મહારથીઓ પણ છે. ૪–૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान् ब्रवीमि ते ॥७॥

હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ! આપણા પક્ષમાંના જે જે મારા સૈન્યના મુખ્ય નાયક છે તેમનાં નામ સાંભળો. આ સમગ્રમાંથી તમારે જાણવા સારુ (થોડાનાં નામ) કહું છું. ૭

भवान् भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च* ॥८॥
अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥
अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥
अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥११॥

આપ તથા પિતામહ ભીષ્મ અને કર્ણ, યુદ્ધમાં જય પ્રાપ્ત

* 'तथैव च' ને બદલે 'जयद्रथ' જ્યાં પાઠ છે, ત્યાં અર્થ આ પ્રમાણે લેવો, વિકર્ણ: સૌમદત્તિ [અને સિંધ દેશનો રાજા.] (દિ. માં जयद्रथवाळो પાઠ છે)

કરનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, (મારો નાનોભાઈ) વિકર્ણ અને તેવા જ સૌમદત્તિ અને બીજા પણ ઘણા શૂરવીરોએ મારે માટે જીવવાની આશા બાજુએ મૂકી દીધેલા–મરવાને તૈયાર થયેલા અનેક પ્રકારના શસ્ત્ર–પ્રહારના સાધનવાળા છે. એ સર્વ યુદ્ધવિદ્યામાં અતિ કુશળ છે. આપણું એ અનંત સૈન્ય પિતામહ ભીષ્મથી રક્ષણ પામેલું છે અને આ એમનુ તો ભીમથી રક્ષણ પામેલું સૈન્ય થોડુંક જ (નાનુ જ) છે. છતાં વ્યૂહરચનામાં પેસવાના સર્વ માર્ગોમાં પોતપોતાના યોગ્ય સ્થાનમાં રહેરહે આપ તથા બીજા સર્વ ભીષ્મનું જ રક્ષણ કરો. ૮–૧૧

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥
ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

તે દુર્યોધનને હર્ષ ઉપજાવતા (પેદા થાય તે રીતે) સર્વે કુરુઓમાં વૃદ્ધ એવા પ્રતાપી પિતામહે સિંહગર્જના કરી શંખ ફૂંક્યો. પછી કુરુસૈન્યના શંખ, ભેરી, પણવ, આનક, ગોમુખ ઇત્યાદિ તુરત જ વાગી ઊઠ્યા. તે શંખાદિનો શબ્દ (અવાજ) ઘણો મોટો થયો. ૧૨,૧૩

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥
पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥
अनन्तविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥
काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक् पृथक् ॥ १८ ॥
स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

પછી ધોળા ઘોડા જોડેલા મહાન રથમાં બેઠેલા માધવ અને

અર્જુને દિવ્ય શંખ ફૂંક્યા; હષીકેશે (શ્રીકૃષ્ણે) પાંચજન્ય નામના શંખને, અર્જુને દેવદત્ત નામના શંખને, મહાપરાક્રમી વૃકોદરે (ભીમે) પૌંડ્ર નામના મહાશંખને ફૂંક્યો. કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામના શંખને તથા નકુલ અને સહદેવે સુઘોષ તથા મણિપુષ્પક નામના શંખ ફૂંક્યા. મહાધનુષ્ય ધરનાર કાશીના રાજાએ, મહારથી શિખંડીએ, ધૃષ્ટદ્યુમ્ને, વિરાટે ને શત્રુથી અજિત સાત્યકિએ; અને હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્રરાજા! દ્રુપદે, દ્રૌપદીના પુત્રોએ અને મહાબાહુ સૌભદ્રે(સુભદ્રાના પુત્ર અભિમન્યુએ), સૌએ પોતપોતાના શંખો ફૂંક્યા. આકાશ-પૃથ્વીને ગજાવી મૂકતો શંખ વગેરેનો મોટો નાદ કૌરવોનાં હૃદય ચીરી નાંખવા લાગ્યો. ૧૪-૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ! ।

હવે કૌરવોને યુદ્ધ માટે વ્યવસ્થિત થયેલા (સજ્જ ઊભેલા) જોઈને શસ્ત્રોનો ઝપાટો ચાલવા માંડ્યો, ત્યારે મારુતિના ધ્વજવાળા પાંડુપુત્ર અર્જુન ધનુષ્ય(બાણ)ને ચઢાવતા, હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે વચન બોલ્યા. ૨૦

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

હે અચ્યુત! બંને સૈન્યોની મધ્યે મારા રથને ઊભો રાખો કે જ્યાંથી હું આ યુદ્ધ માટે યુદ્ધની ઇચ્છાથી ઊભા રહેલાને બરોબર જોઉં અને આ રણસંગ્રામમાં મારે કોની સાથે, (સામે) અને કોને મારી સામે-સાથે યુદ્ધ કરવાનું છે તે પણ હું જાણું. તેમ જ દુષ્ટબુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું યુદ્ધમાં કલ્યાણ કરવાની ઇચ્છાવાળા, જેઓ યુદ્ધાર્થે અહીં કુરુક્ષેત્રમાં ભેગા થયા છે તેમને હું બરાબર જોઉં. (યથાકુલ નામથી ઓળખું) ૨૧-૨૩

संजय उवाच । સંજયે કહ્યું :

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥
तत्रापश्यत् स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान् भ्रातॄन् पुत्रान् पौत्रान् सखींस्तथा ॥ २६ ॥
श्वसुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

હે ભારત ! એ પ્રમાણે ગુડાકેશ, નિદ્રા જીતનાર, અર્જુનના કહેવાથી હૃષીકેશ શ્રીકૃષ્ણ બંને સેનાની વચ્ચે ઉત્તમ રથ ઊભો કરી; ભીષ્મ, દ્રોણ તથા સર્વ રાજાઓની સમક્ષ બોલ્યા: હે પાર્થ! આ ભેગા થયેલા કૌરવોને જો. ત્યાં પૃથાપુત્રે (અર્જુને) બંને સેનામાં ઊભેલા પિતાઓ, કાકાઓ ને પિતામહો (દાદાઓ), આચાર્યો, મામાઓ, ભાઈઓ, પુત્રો, પૌત્રો, મિત્રો, સસરાઓ, અને સુહૃદ, પોતાના પર ઉપકાર જેમણે કરેલો તેવાઓને ઊભેલા જોયા. એ સર્વે કુટુંબીઓને, બંધુઓને યુદ્ધમાં ભેગા મળેલાને સારી રીતે જોઈને પરમ કરુણા(દયા)થી વ્યાપ્ત થયેલો અને ખેદ કરતા અર્જુન આ પ્રમાણે બોલ્યા: ૨૪–૨૭

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥
गाण्डीवं स्रंसते हस्तात्त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

હે કૃષ્ણ! યુદ્ધની ઇચ્છાથી ઊભેલા આ સ્વજનોને જોઈ મારાં ગાત્રો ગળી જાય છે અને મુખ સુકાઈ જાય છે. શરીરમાંથી કંપ છૂટે

છે, રૂંવાં ઊભાં થાય છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય સરી પડે છે, ત્વચામાં સર્વત્ર દાહ થાય છે. મારામાં હવે ઊભા રહેવાની (કે બેસી રહેવાની) પણ શક્તિ નથી અને જાણે મારું મન ભમે છે. વળી હે કેશવ! ચિહ્નો પણ અનિષ્ટ જોઉં છું; (માટે) અને યુદ્ધમાં પોતાનાં માણસોને (સગાંસંબંધીઓને) મારીને શ્રેય–કલ્યાણ જોતો નથી. ૨૮–૩૧

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च।
किन्नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥
येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥ ३४ ॥
एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किन्नु महीकृते ॥ ३५ ॥
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिनः ॥ ३६ ॥
तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान् स्वबांधवान्।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥

હે શ્રીકૃષ્ણ! મારે જયની ઇચ્છા નથી. રાજ્યની કે સુખની પણ (ઇચ્છા) નથી. હે ગોવિંદ! રાજ્યનું આપણે શું કામ છે? સુખ કે ભોગ અથવા તો જીવિતથી પણ શું કામ છે, જેમને માટે રાજ્યભોગ સુખની ઇચ્છા થાય, તે આ બધા તો પ્રાણ તથા ધનાદિ (સર્વસ્વ) મૂકીમૂકી (ત્યજી) યુદ્ધ માટે આ ઊભા. આચાર્યો, પિતા (કાકા) તેમ જ પુત્રો અને દાદા, મામા, સસરા, પુત્રના પુત્રો, સાળા અને બીજા સંબંધીઓ (અત્રે ઊભા છે). એ મને મારી નાખતા હોય, એમનાથી હું હણાઈ ગયેલો હોઉં તો ભલે અને આ (યુદ્ધ) કાર્યમાં એમને મારવાથી મને ત્રિલોકના રાજ્યની પ્રાપ્તિ પણ થતી હોય તો ભલે; પણ હે મધુસૂદન શ્રીકૃષ્ણ! હું આચાર્ય વગેરેને હણવા ઇચ્છતો નથી; તો પછી આ એક પૃથ્વીના રાજ્ય માટે તો એ સર્વને શાનો જ હણું? ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવાથી આપણને (અમને) હે જનાર્દન શ્રીકૃષ્ણ! શો આનંદ થાય? ઊલટું એવા આતતાઈઓને હણવાથી

તો આપણને (અમને) પાપ જ લાગશે. આટલા માટે અમારા (આપણા) પોતાના બંધુ ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવા અમો યોગ્ય નથી. હે માધવ! સ્વજનને હણી અમો સુખી કેવી રીતે થઈએ? ૩૨–૩૭.

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥
कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥
अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

જો કે લોભથી હણાયેલી (મલિન થયેલી) બુદ્ધિવાળા આ (ભીષ્માદિ) કુળનો નાશ કર્યાના પાપને તથા મિત્રદ્રોહમાં રહેલાં પાપને સમજતા નથી; તોપણ હે જનાર્દન! કુળનાશનો દોષ જોનારા આપણે આ યુદ્ધરૂપી પાપથી પાછા ફરવાનું કેમ ન જાણવું (સમજવું) જોઈએ? કુળનો ક્ષય (નાશ) થવામાં તો પરંપરાથી ચાલ્યા આવતા સનાતન અગ્નિહોત્રાદિ કુળધર્મો નાશ પામી જાય છે; અને કુળધર્મ નાશ પામ્યાથી આખા કુળને પરાજય પમાડી દે છે. અધર્મને વશ થતાં હે કૃષ્ણ! કુળસ્ત્રીઓ દૂષિત થાય છે અને સ્ત્રીઓ દૂષિત થાય તો હે વૃષ્ણીપુત્ર શ્રીકૃષ્ણ! વર્ણસંકર પ્રજા પેદા થાય છે. વર્ણસંકર પ્રજા (આ પ્રમાણે) કુળનો ક્ષય કરનારના નરક માટે જ ઉત્પન્ન થાય છે અને એ કુળક્ષય

કરનારના પિતૃઓ પણ પિંડદાન અને તર્પણાદિ દાનની ક્રિયાનો લય થવાને લીધે (નરકમાં) પાછા પડે છે. કુળના ઘાત કરનારાના આ દોષથી પરંપરાથી ચાલતા આવેલા જાતિધર્મો (સનાતન વર્ણાશ્રમ ધર્મ) તથા કુળના ધર્મો નિર્મૂળ થઈ જાય છે. હે જનાર્દન! જે મનુષ્યોના કુળધર્મ નિર્મૂળ થાય છે, તેમનો નિરંતર નરકમાં વાસ થાય છે. એવું શ્રુતિસ્મૃતિનું વચન છે, એમ આપણે સાંભળતા આવ્યા છીએ. અહો! ખેદની વાત છે કે આપણે આ મહાપાતક કરવા પ્રવૃત્ત થયા છીએ, (અને) કેવળ રાજ્યસુખના લોભથી સ્વજનોને હણવા બેઠા છીએ! ૩૮–૪૫

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

જો ધૃતરાષ્ટ્રના પુત્રો હાથમાં શસ્ત્રો લઈ બચાવનો ઉપાય નહીં કરનારા અને હથિયારવિનાના અમને આ રણસંગ્રામમાં મારી નાખે, તો તે પ્રકારના મરણથી મારું આ યુદ્ધ કરવા કરતાં વધુ કલ્યાણ થાય. ૪૬

संजय उवाच । સંજયે કહ્યું :

एवमुक्त्वार्ऽजुनः सङ्ख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

એમ કહીને રણભૂમિમાં બાણ સહિત ધનુષ્ય છોડી શોકથી વ્યાકુળ મનવાળો અર્જુન રથ ઉપર જ બેસી ગયો. (જ્યાં એ સામું સૈન્ય જોવાને ઊભો હતો ત્યાં જ, રથની અંદર પણ નહીં.)૪૭

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતા-ભાષ્યનો વિષાદયોગ નામનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ.

# अध्याय २ जो–सांख्ययोग

संजय उवाच । સંજયે કહ્યું :

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

આ પ્રમાણે કૃપા–કરુણાથી વ્યાપ્ત થયેલા, આંસુ ભરેલી વ્યાકુળ આંખવાળા, શોક કરતા તે(અર્જુન)ને શ્રીકૃષ્ણે આ વાક્ય કહ્યું. ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ! ॥ २ ॥

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

હે અર્જુન! આવા વિષમ ભયવાળાં(સ્થાન)મા–તારામાં આ મલિનતા ક્યાંથી આવી ભરાઈ છે? એ બુદ્ધિ અનાર્ય–આર્યને ન શોભે એવી છે, સ્વર્ગમાં ન લઈ જનારી અને અપકીર્તિ કરવાવાળી છે. હે પાર્થ! ક્લીબતા (નિર્બળતા) ન પામ. એ તારામાં ઉત્પન્ન ન ન થવી જોઈએ. એ તને છાજતી નથી. હૃદયની આ ક્ષુદ્ર દુર્બળતા છોડી, હે પરંતપ તું ઊભો થા. ૨,૩

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ! ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

હે મધુસૂદન ! પૂજા કરવા યોગ્ય ભીષ્મ અને દ્રોણને રણસંગ્રામમાં બાણો વડે હે અરિસૂદન ! કેમ પ્રહાર કરું ? વળી મહાનુભાવ (શ્રુતિ આદિ અધ્યયન, તપ, આચાર ઇત્યાદિથી સમર્થ પ્રભાવવાળા) ગુરુઓને હણ્યા વિના ભિક્ષા માગી આ લોકમાં નિર્વાહ કરવો તે પણ વધુ કલ્યાણકારક છે. અર્થની ઇચ્છાને પરવશ (દ્રવ્યના લોભી) છે, તોપણ તે ગુરુઓ છે. તેમને મારીને તો અહીંઆં જ (આ લોકમાં જ ભોગો) ભોગવી શકું અને તે પણ (કેવા ભોગો !) લોહીથી ખરડાયેલા. વળી એ પણ અમે જાણતા નથી કે આમાંનું કયું અમારે માટે પુણ્યકારક છે. એ પણ નથી જાણતા કે અમો જીતીશું કે અમને તેઓ જીતશે. જેમને હણી અમો જીવવા ઇચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના પુત્રાદિકો (સંબંધીઓ) તો મોખરે જ ઊભા છે. દીનતારૂપ દોષ વડે શૌર્યાદિ સ્વભાવ તિરસ્કૃત થયેલો,- ધર્મવિચારથી મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું; જે નિશ્ચિત શ્રેય હોય તે મને કહો. હું તમારો શિષ્ય છું. આપને શરણે આવેલાને (મને) ઉપદેશ આપો. વળી જે શ્રેય ઇંદ્રિયોનું શોષણ કરનારા મારા આ શોકનું નિવારણ કરે તેને હું નથી જોતો, એવું હું કાંઈ દેખતો નથી. આ પૃથ્વી પરનું સર્વ સમૃદ્ધિસંપન્ન નિષ્કંટક રાજ્ય અથવા તો દેવતાઓનું અધિપતિપણું પામીને (તેમાં) પણ હું કાંઈ શ્રેય દેખતો નથી. ૪–૮

संजय उवाच । સંજયે કહ્યું :

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविन्दमुक्त्वातूष्णीं बभूव ह ॥ ९ ॥
तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥

આમ કહી શત્રુને તપાવનાર તથા નિદ્રાને જીતનાર અર્જુન હૃષીકેશ ગોવિંદને 'હું યુદ્ધ નહિ કરું' એમ કહી મૌન થઈ ગયો. હે ભારત ! બંને સેનાની મધ્યે ખેદ પામતા તે અર્જુનને હૃષીકેશ શ્રીકૃષ્ણ જાણે ઉપહાસ કરતા હોય તેમ આ પ્રમાણે વચન બોલ્યા. ૯,૧૦

ભાષ્યાર્થ : (૧) હવે અહીં શ્રીમદ્ ભગવદ્ગીતાના 'दृष्ट्वा तु पाण्डवानीकं' એ પદેના અધ્યાયના બીજા શ્લોકથી આરંભી, અધ્યાય બીજાના નવમા શ્લોક 'न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह' સુધીનો અર્થ આ પ્રમાણે કરવો : સંસાર, બનવાક યા જન્મ-મરણનું કારણ અર્થાત્ આ સંસારરૂપનું દોષમય બીજ પ્રાણીઓના શોક, મોહ વગેરે છે. તેનું તાદૃશ ચિત્ર ખડું કરવાનો

આ શ્લોકોનો હેતુ છે. कथं भीष्ममहं संख्ये વગેરે શ્લોકોથી અર્જુને 'હું છું' તથા રાજ્ય, ગુરુ, પુત્ર, મિત્ર, સુહૃદ, સ્વજન, સંબંધી, બાંધવો; એ સર્વે 'મારાં-અર્જુનનાં છે' એમ સર્વને ભ્રાંતિપૂર્વક માનેલાં છે; અને એ ભ્રાંતિનિમિત્તથી અર્જુનને શોક, મોહ થતા દેખાડ્યા છે. વળી એ જ શોક, મોહથી વિવેક તથા જ્ઞાન દબાઈ ગયાં અને તેથી એ પોતે ક્ષત્રિયધર્મરૂપ યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો; છતાં તે યુદ્ધમાંથી તે વિરમ્યો-અટક્યો અને ભિક્ષા માગી જીવનનિર્વાહ ચલાવવાવાળો સંન્યાસીઓનો ધર્મ, (જે તેને માટે) પરધર્મ (હતો તે) આચરવા પ્રવૃત્ત થયો.

(૨) એ પ્રમાણે શોક, મોહ વગેરે દોષોથી જેમનું ચિત્ત વ્યાપ્ત થઈ ઘેરાઈ ગયું હોય, તે સર્વ પ્રાણીઓને એના સ્વધર્મનો પરિત્યાગ અને શાસ્ત્રે નિષિદ્ધ કરેલી સેવા કરવાનું સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે; અર્થાત્ એ પ્રાણીઓને *સ્વધર્મત્યાગ તથા શાસ્ત્રે મના કરેલી સેવા સ્વાભાવિક બની જાય છે. (અને)* સ્વધર્મમાં એ પ્રાણીઓ (કદાચ) પ્રવૃત્ત થાય; તોપણ તેમની કાયા, વાચા ને મનની પ્રવૃત્તિ કેવળ ફળ ઉપર લક્ષ્ય રાખવાવાળી અને અહંકારયુક્ત હોય છે. આ પ્રમાણે થતું હોવાથી ધર્મ-અધર્મનો સંચય થાય છે-થયા કરે છે. આથી સારાનરસા જન્મનાં સુખદુઃખ આપવાવાળો સંસાર એકસરખો ચાલુ રહે છે-બંધ પડતો નથી. એટલા માટે (સમજવું કે) સંસારવૃક્ષનાં બે બીજ છેઃ શોક અને મોહ તે બંનેમાંથી સર્વ કર્મસંન્યાસવાળા આત્મજ્ઞાન સિવાય બીજી કોઈ પણ રીતે નિવૃત્તિ એટલે મુક્તિ થતી નથી. એ આત્મજ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાવાળા શ્રીવાસુદેવ ભગવાન અર્જુનને નિમિત્ત બનાવી લોકો પર અનુગ્રહ કરવાના હેતુથી બોલ્યાઃ अशोच्यान् વગેરે.

(૩) એ વિષય પર કેટલાક કહે છેઃ સર્વ કર્મસંન્યાસપૂર્વક કેવળ આત્મનિષ્ઠાથી જ કાંઈ કૈવલ્ય-મોક્ષની પ્રાપ્તિ નથી થતી; ત્યારે શાથી થાય છે? એમ એમને પૂછતાં તેઓ કહે છેઃ 'અગ્નિહોત્ર વગેરે શ્રુતિસ્મૃતિમાં કહેલાં કર્મો સહિત જ્ઞાન(થાય અને તે કર્મ સહિત જ્ઞાન)થી કૈવલ્યમોક્ષની પ્રાપ્તિ થાય છે.' એવો આખા ગીતાશાસ્ત્રનો એક નિશ્ચિત અભિપ્રાય (એક જ અર્થ) છે; અને એ અર્થના પુરાવામાં આ ગીતાશાસ્ત્રના अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि (અ. ૨-૩૩), कर्मण्येवाधिकारस्ते (અ ૨-૪૭) તથા कुरु कर्मैव तस्मात्त्वं (અ. ૪-૧૫) શ્લોકો છે એમ કહે છે. (વળી એમ પણ કહે છે કે) હિંસા વગેરે વૈદિક કર્મો છે; તેથી તેનું પરિણામ અધર્મ થાય એવી શંકા ન કરવી; કેમકે ક્ષત્રિય કર્મ યુદ્ધવાળું છે; ગુરુ, ભાઈ, પુત્ર વગેરેની હિંસાવાળું અત્યંત ઘાતકી છે; છતાં તે સ્વકર્મ છે એમ સમજી કર્મ કરવાથી કશો અધર્મ થતો નથી. એટલું જ નહીં પણ એ સ્વકર્મ ન કરવામાં પાપ થાય છે. 'તારો સ્વધર્મ તથા કીર્તિ છોડી તું પાપ મેળવીશ' (૨-૩૩) એમ જણાવતાં (વાસુદેવે) 'यावज्जीवमग्निहोत्रं जुहुयात् જીવતાં સુધી અગ્નિહોત્ર કરે' એ શ્રુતિમાં કહેલાં પશુ આદિની હિંસાવાળાં કર્મમાં અધર્મ નથી એમ નિશ્ચયપૂર્વક

પહેલેથી કહેલું છે. (ભાવાર્થ એ છે કે જ્ઞાનકર્મના સમુચ્ચયથી (કર્મ સહિત જ્ઞાનથી) મુક્તિ મળે છે, પણ કેવળ જ્ઞાનથી મુક્તિ મળે છે એમ નથી. આ વાર્તિકકારોનો મત છે.)

(૪) (વાર્તિકકારોનો) આ મત ખોટો છે. બે (પ્રકારની) બુદ્ધિ છે. તે બે પ્રકારની બુદ્ધિને આશ્રયે બે નિષ્ઠાઓ રહેલી છે: જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા. અને બુદ્ધિ તથા નિષ્ઠાના એ વિભાગોને અનુસરી શાસ્ત્રવચનો પણ અલગ-અલગ છે. 'अशोच्यान्' (૨–૧૧) વગેરે શ્લોકથી આરંભી 'स्वधर्ममपि चावेक्ष्य' (૨–૩૧) સુધી ભગવાને જે પરમાર્થતત્ત્વનું નિરૂપણ કર્યું છે તે સાંખ્ય છે. જન્મ, જરા વગેરે શરીરના છ ફેરફારોનો આત્માને અભાવ છે. આત્માને એ છ ફેરફારો નથી તેથી આત્મા અકર્તા છે. પ્રસ્તુત વિષયના નિરૂપણ-વિવેચનથી એવી જે બુદ્ધિ થાય તે સાંખ્યબુદ્ધિ છે અને તે જે જ્ઞાનીઓ માટે ઉચિત હોય છે, જે બુદ્ધિના અધિકારી છે, તે સાંખ્ય તત્ત્વજ્ઞાનીઓ (યોગીઓ) કહેવાય છે. આ પ્રકારની સાંખ્યબુદ્ધિની ઉત્પત્તિ પહેલાં મોક્ષસાધનના અનુષ્ઠાનરૂપ (કર્મ) યોગ કર્તવ્ય છે. આ (કર્મ) યોગ દેહાદિથી આત્માને જુદો માને છે; છતાં કર્તૃત્વભોક્તૃત્વની અપેક્ષાવાળો ધર્માધર્મ, પુણ્યપાપના વિવેકપૂર્વક ભેદ સમજાવવાવાળો અને મોક્ષસાધનના અનુષ્ઠાનનું નિરૂપણ કરવાવાળો યોગ છે. તે યોગ આચરવાની બુદ્ધિ તે યોગબુદ્ધિ છે તથા તે બુદ્ધિ જે કર્મ કરનારા (કર્મીઓ) માટે યોગ્ય છે તે કર્મયોગી કહેવાય છે. આ પ્રમાણે ભગવાને આ (૨–૩૯) શ્લોકથી પણ 'एषा तेऽभिहिता साङ्ख्ये बुद्धिर्योगेत्विमां शृणु (સાંખ્યમત પ્રમાણે તને જ્ઞાનની ઉત્પત્તિ કહી, હવે બુદ્ધિયોગમાં તે જ્ઞાનની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે સાંભળ.) જુદીજુદી બે બુદ્ધિઓ દેખાડી છે. એ બે બુદ્ધિઓમાંની (થી) સાંખ્યબુદ્ધિના આશ્રય વડે રહેતી સાંખ્યોની નિષ્ઠા 'पुरा वेदात्मना मया प्रोक्ता' એવાં વચનોથી જુદી પાડી કહેશે; અને તે જ પ્રમાણે યોગબુદ્ધિને આશ્રયે રહેતી કર્મયોગનિષ્ઠા कर्मयोगेन योगिनाम् (૩–૩) એવા બીજા વાક્યથી સાંખ્યોની નિષ્ઠાથી જુદી પાડી કહેશે. એવી રીતે જ્ઞાનનિષ્ઠામાં આત્માનું અકર્તૃત્વ તથા એકત્વની બુદ્ધિના આશ્રયવાળી સાંખ્યબુદ્ધિ તથા કર્મયોગનિષ્ઠામાંથી આત્માનું કર્તૃત્વ તથા અનેકત્વની બુદ્ધિના આશ્રયવાળી કર્મયોગબુદ્ધિ પરસ્પર વિરોધી હોવાથી, એક જ પુરુષમાં તે ઉભય હોવાનો અસંભવ જોઈ ભગવાને સાંખ્ય તેમ જ યોગબુદ્ધિ બન્નેનો આશ્રય વારાફરતી લીધો છે; અને એ સાંખ્યનિષ્ઠા તથા યોગનિષ્ઠા જુદીજુદી કરી બતાવી છે. વળી આ નિષ્ઠાઓનાં જે પ્રકારનાં જુદાંજુદાં વચન તથા વર્ણન અહીં છે, તેવાં જ શતપથ બ્રાહ્મણમાં પણ દેખાયાં છે: 'एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तो ब्राह्मणाः प्रव्रजन्ति (બૃ. ૪–૪–૨૨) આત્મલોકની ઇચ્છા કરવાવાળા વૈરાગ્યશીલ બ્રાહ્મણો સંન્યાસ લે છે. એવી રીતે સર્વ કર્મોનો સંન્યાસ કરવાનું કહી બાકીના વાક્યમાં કહ્યું છે. 'किंप्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः' (બૃ. ૪–૪–૨૨) અમારો તો આત્મલોક છે, તે અમો પ્રજાને શું કરીએ? એ વાક્યથી એષણા (કામના)નો

સંન્યાસ કહ્યો છે. એ જ બ્રાહ્મણમાં વળી એમ પણ કહ્યું છે કે પ્રાકૃત આત્માએ એટલે અજ્ઞાની મનુષ્યે ધર્મજિજ્ઞાસા થયા બાદ લગ્ન પહેલા અધ્યયનાદિ કરી ધર્મને જાણી-વિચારીને લગ્ન કરી લોકત્રયનાં સાધન માનુષી ધન અને દૈવી ધન મેળવવાં. માનુષી ધન પુત્રોત્પત્તિ કરી પ્રાપ્ત કરવું અને દૈવી ધન અર્થાત્ દેવલોકની પ્રાપ્તિ વિદ્યા વડે કરવી. માનુષી ધન કર્મરૂપ છે અને તે પિતૃલોકની પ્રાપ્તિનું સાધન છે. દૈવી ધન વિદ્યારૂપ છે અને તે દેવલોકની પ્રાપ્તિનું સાધન છે. એટલે કે પ્રાકૃત અજ્ઞાનીને જ આ પિતૃલોક તથા દેવલોકની પ્રાપ્તિનાં સાધનરૂપે કર્માચરણ તથા વિદ્યાપ્રાપ્તિ કહ્યાં છે. (બૃ. ૧-૪-૧૭) આ ઉપરથી સિદ્ધ થાય છે કે શ્રુતિ વગેરેમાં કહેલાં સર્વ કર્મો અવિદ્યા અને કામના, ઇચ્છા, યા એષણાવાળા લોકો માટે જ બતાવ્યાં છે. વળી પ્રાકૃત અજ્ઞાનીએ કર્માચરણ કરી પિતૃલોક ને દેવલોક પ્રાપ્ત કરવો એમ બૃ. ૧-૪-૧૭માં કહ્યા પછી બૃ. ૪-૪-૨૨માં કહ્યું છે કે એ બધાં કર્મોથી પર થઈ અર્થાત્ એ બધાં કર્મોથી નિવૃત્ત થઈને સંન્યાસ લે છે. तेभ्यो व्युत्थाय व्रजन्ति (બૃ. ૪-૪-૨૨) એ ઉપરથી સ્પષ્ટ છે કે ફક્ત આત્મલોકની જ (આત્માની જ) ઇચ્છા કરવાવાળા નિષ્કામ મનુષ્યો માટે જ સંન્યાસ (જ્ઞાનનિષ્ઠા) કહ્યો છે અને અજ્ઞાની મનુષ્યો માટે સર્વ શ્રૌતાદિ કર્મ જ બતાવ્યાં છે. આ ઉપરથી વળી એ પણ સ્પષ્ટ થાય છે કે જો ભગવાનનો હેતુ જ્ઞાન તથા શ્રૌત કર્મનો સમુચ્ચય (જ્ઞાનકર્મનાં સમકાલીન અનુષ્ઠાન) ઇષ્ટ છે એમ કહેવાનો હોય, તો તો ભગવાનના તથા આ (બૃ. આ) બ્રાહ્મણ ગ્રંથના જ્ઞાનનિષ્ઠાના અધિકારીઓ તથા અજ્ઞાની પ્રાકૃત લોકોની નિષ્ઠાના અધિકારીઓ માટે જુદાંજુદાં કહેલાં વચનો અયોગ્ય ઠરે; માટે જ્ઞાનકર્મનો સમુચ્ચયવાદ (ભગવાનને) ઇષ્ટ નથી.

(૫) વળી જો ભગવાને પહેલા એમ ન કહ્યુ હોત કે એક મનુષ્યથી એકીવખતે જ્ઞાન અને કર્મ બન્નેનું અનુષ્ઠાન થવું અસંભવિત છે, તો શ્રીભગવાન પ્રતિ અર્જુન આ પ્રશ્ન કરે છે: 'ज्यायसी चेत् कर्मणस्ते मता बुद्धिर्जनार्दन। तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ (અ. ૩. શ્લો. ૧) કર્મ કરતાં જ્ઞાનમાર્ગ ઉત્તમ છે એમ આપે કહ્યુ છે તો મને આ ઘોર કર્મમાં શા માટે યોજો છો?' તે અયોગ્ય સિદ્ધ થાત અને જો એમ ન કહ્યું હોત તો તમે તો 'કર્મ કરતાં જ્ઞાનમાર્ગ (બુદ્ધિ) ચડિયાતો છે' એવો આરોપ ભગવાન ઉપર શા માટે કરો (અને પૂછો મને આવાં ઘોર પાતકી કર્મમાં શા માટે યોજો છો?)

(૬) વળી સર્વ માટે જો કર્મજ્ઞાનનો સમુચ્ચય જ શ્રીભગવાને કહ્યો હોય, તો તે ઉપદેશ અર્જુનને પણ કરેલો હોવો જ જોઈએ; તો પછી એ પ્રમાણે કર્મજ્ઞાનના સમુચ્ચયનો ઉપદેશ કર્યા છતાં બેમાંથી એક વિષે 'यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् । (અ. ૫-૧) આ બેમાંથી એક જે શ્રેય (કલ્યાણકારક) હોય તે કહો એવો અર્જુનનો પ્રશ્ન શી રીતે થાય?' પિત્ત-શાંતિનો ઉપાય જાણવા માગનારને મધુર અને ઠંડી ચીજો ખાવી યોગ્ય છે

એમ કહ્યા પછી ફરી તેને આ પ્રશ્ન નથી થતો કે બેમાંથી એક જ ચિત્ત શાંત કરનારી ચીજ કહો.

(૭) જો ભગવાને કહેલા વચનનો અર્થ અર્જુનને સમજાયો નહોતો અને તેથી એણે આ પ્રશ્ન કર્યો એવી કલ્પના કરીએ, તો શ્રીભગવાને આ પ્રશ્નનો એવો જ ઉચિત રૂપમાં ઉત્તર આપવો જોઈએ કે મેં તો કર્મજ્ઞાનનો સમુચ્ચય કહ્યો છે. જ્ઞાન અને કર્મ બન્નેનું સાથેસાથે આચરણ કરવા કહેલું છે તો તું આ પ્રકારના ભ્રમમાં કેવી રીતે પડ્યો છે? પરંતુ ભગવાનનો ઉત્તર એવા રૂપમાં નથી એટલું જ નહીં પણ ‘द्वे निष्ठे मया पुरा प्रोक्ते।’ (અ ૩–૩) મેં નિષ્ઠાના બે પ્રકાર (જુદાજુદા) કહ્યા છે, એવા રૂપમાં નિષ્ઠાને તદ્દન જુદીજુદી બતાવનારા રૂપમાં છે. તે રૂપમાં જો ભગવાને કર્મજ્ઞાનનો સમુચ્ચય કહેવા ઇચ્છયો હોત તો આ ઉત્તર અયોગ્ય ગણાત

(૮) ફક્ત સ્માર્ત કર્મની સાથે જ જ્ઞાનનો સમુચ્ચય કહેવાનો ભગવાનનો આશય છે અને એને લીધે આ બે નિષ્ઠાના જુદાજુદા વચનો કહ્યા છે એમ કહો, તો તે પણ બરોબર નથી, કારણ યુદ્ધરૂપ સ્માર્ત કર્મ ક્ષત્રિયનો ધર્મ છે એ વાત જાણતો અર્જુન શ્રીભગવાનને ‘तत्किं कर्मणि घोरे मां नियोजयसि।’ (૩–૧) તો શા માટે મને આ ઘોર ભયંકર કામમાં યોજો છો, કહી ઠપકો આપે તે અસ્થાને છે

(૯) આ બધા ઉપરથી ગીતાશાસ્ત્રમાં લેશમાત્ર પણ શ્રુતિ–સ્મૃતિના કર્મ અને આત્મજ્ઞાનનો સમુચ્ચય કહ્યો છે, એમ કોઈનાથી પુરવાર કરી શકાય તેમ નથી

(૧૦) (પરંતુ) અજ્ઞાન અથવા રાગાદિ દોષોથી (પ્રેરાઈ) કર્મમાં જે કોઈ પ્રવૃત્ત થયો હોય અને તેને લીધે યજ્ઞ, દાન યા તો તપથી તેની સત્ત્વશુદ્ધિ (અંતઃકરણશુદ્ધિ) થઈ પરમાર્થતત્ત્વનું તેને (એવું) જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું હોય કે આ સર્વ અકર્તા બ્રહ્મ જ છે, તો તે વાસ્તવિક રીતે કર્મ તથા કર્મ-ફળથી નિવૃત્ત થાય છે એ પ્રકારે એ કર્મ તથા કર્મફળથી છૂટા થયા છતાં જ્ઞાનપ્રાપ્તિ પહેલાં જેમ એ કર્મમાં પ્રવૃત્ત રહેતો હતો તેમ જ કર્મમાં પ્રવૃત્ત રહેતો હોય, તો તે લોકસંગ્રહ–લોકો તેની પ્રવૃત્તિનું અનુસરણ કરે એ–હેતુથી એ એ પ્રમાણે પ્રવૃત્ત દેખાય છે અને એની એ પ્રવૃત્તિ તે કાંઈ કર્મ નથી અને તેથી એ જ્ઞાનીની પ્રવૃત્તિ કાંઈ જ્ઞાનકર્મનો સમુચ્ચય નથી જેમ ભગવાન વાસુદેવે જે ક્ષત્રિય કર્મ કર્યું (ક્ષત્રિયધર્મનું પાલન કર્યું) તે (તે પ્રવૃત્તિ કેવળ લોકસંગ્રહાર્થે હોવાથી તે શ્રીભગવાનનું કર્મ ન કહી શકાય તેથી મોક્ષરૂપી) પુરુષાર્થસિદ્ધિ માટેનો કોઈ તેમનો જ્ઞાનકર્મસમુચ્ચય નથી થતો. તેવી જ રીતે ફળની કામનાના અને અહંકારના અભાવવાળા વિદ્વાનોનો પણ જ્ઞાનકર્મનો સમુચ્ચય થતો નથી તત્ત્વ જાણનાર તત્ત્વજ્ઞાની તો ‘હું કરું છું’ એમ માનતો નથી અને (એ જે કર્મ કરે છે તે કર્મના) ફળ સાથે અનુસંધાન કરતો નથી જેમ સ્વર્ગ વગેરેની ઇચ્છા રાખનારાઓ અગ્નિહોત્ર વગેરે

કામિક સાધનના અનુષ્ઠાન માટે અગ્નિનું સ્થાપન કરી અગ્નિહોત્રાદિ કાર્યમાં જોડાય છે; છતાં તે અર્ધું થયા બાદ જો એની (તે સ્વર્ગ વગેરેની) કામના નાશ પામી જાય, તો તે જ અગ્નિહોત્ર વગેરેનું અનુષ્ઠાન તો થાય, છતાં તે કામના માટેનું અગ્નિહોત્ર થતું નથી, તેવી જ રીતે જ્ઞાનીનાં કર્મ પણ કર્મ નથી; અર્થાત્ કામના નાશ પામતાં જેમ અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન પૂરું થાય તોપણ ફળ આપતું નથી, તેમ જ્ઞાની જ્ઞાન થયા પછી કામના વિના કર્મ કર્યા કરે, તોપણ તે કર્મ તેને ફળ આપતાં નથી. શ્રીભગવાન એ જ સિદ્ધાંત જ્ઞાનીઓ માટે કહે છે: 'તે કર્મ કરતો છતાં લેપાતો નથી' (અ. ૫-૭) અને 'નથી તે કરતો, નથી તે લેપાતો.' (અ. ૧૩-૩૧).'

(૧૧) અહીં ગીતાશાસ્ત્રમાં (અ. ૨-૧૫) 'પ્રાચીનોએ એ કર્મ કરેલું છે' તથા (અ. ૩-૨૦) 'જનક વગેરે કર્મથી જ સિદ્ધિ પામ્યા છે.' એમ કહ્યું છે તે તો ત્યાંના વિભાગપૂર્વક જુદું જુદું સમજવું જોઈએ. તે કેમ સમજવું? (સમજવાનો પહેલો પ્રકાર) જનક વગેરે તત્ત્વવેત્તા હોવા છતાં લોકસંગ્રહ માટે કર્મમાં પ્રવૃત્ત રહેતા હતા. ઇંદ્રિયો ઇંદ્રિયોના પોતાના વિષયમાં પ્રવર્તે છે. [આત્મા નથી પ્રવર્તતો.] એવી (અ. ૩-૨૮માં કહેલી) બુદ્ધિથી જ્ઞાન વડે કર્મમાં પ્રવૃત્ત હતા. એ રીતના જ્ઞાનથી એમને પરમસિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. કર્મસંન્યાસની યોગ્યતાવાળા તેઓ હતા, તેમનો તો કર્મસંન્યાસ થઈ ચૂક્યો હતો; છતાં તેઓએ વિવિદિષાનો બાહ્ય રીતે કર્મના ત્યાગરૂપ સંન્યાસ ગ્રહણ નહોતો કર્યો અને કર્મ કર્યાં અને એવી રીતે જ્ઞાનોત્તર દશામાં લોકસંગ્રહાર્થે કર્મ કરતાંકરતાં પરમ સિદ્ધ દશામાં તેઓ રહેતા. આ એક અર્થ. [સમજવાનો બીજો પ્રકાર] જો એમ માનીએ કે જનક વગેરે તત્ત્વજ્ઞાની નહોતા તો એવો અર્થ ઘટાવવો કે ઈશ્વરાર્પણ કરેલાં કર્મનાં સાધન વડે એમને ચિત્તશુદ્ધિ યા અંતઃકરણશુદ્ધિરૂપ સિદ્ધિ પ્રાપ્ત થઈ અને એ સત્ત્વશુદ્ધિ યા ચિત્તશુદ્ધિમાંથી જ્ઞાનની ઉત્પત્તિરૂપ સિદ્ધિ પ્રાપ્ત થઈ. એ જ પ્રમાણે ભગવાન આગળ કહેશે, (અ. ૫ શ્લો. ૧૧) 'સત્ત્વશુદ્ધિ માટે કર્મ કરે છે.' તથા (અ. ૧૮-૪૬) 'પોતપોતાનાં સ્વાભાવિક કર્મ વડે તે અંતર્યામીને પૂજીને સિદ્ધિ મેળવે છે. પછી (અ. ૧૮-૫૦) 'સિદ્ધિ પામેલો બ્રહ્મ મેળવે છે.' એમ વાક્યથી ફરી પ્રાપ્ત કરેલા(સત્ત્વશુદ્ધિ પામેલા)ની જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ પણ આગળ કહેશે.

આ ઉપરથી ગીતાશાસ્ત્રમાં કેવળ તત્ત્વજ્ઞાનથી જ મોક્ષપ્રાપ્તિ છે, પણ કર્મ સહિત જ્ઞાનથી નથી એ અર્થ નિશ્ચિત છે. એ અર્થ જેવો તેવો આગે પ્રકરણના વિભાગ પાડી તે તે જગ્યાએ દેખાડીશું.

ત્યારે હવે આગળ બતાવ્યા પ્રમાણે સ્વધર્મની બાબતમાં સર્વપ્રકારે મૂઢ બની ગયેલા મહાન શોકસાગરમાં ડૂબેલા અર્જુનનો ઉદ્ધાર આત્મજ્ઞાન સિવાય બીજી કોઈ રીતે થાય એમ નથી, એ જોઈને એવા અર્જુનને ઉદ્ધારવાની ઇચ્છા રાખનારા ભગવાન વાસુદેવ એના આત્મજ્ઞાન માટે નીચે પ્રમાણે સિદ્ધાંતને અવતરણ કરતા આ પ્રમાણે બોલ્યા.

**શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા:**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥ ११ ॥**

તું શોક કરવા યોગ્ય નથી તેનો શોક કરે છે અને વિદ્વાનો શાણાના વાદો વદે છે. (પરંતુ) પંડિતો તો મૂએલાઓને કે જીવતાઓને કોઈને વિષે શોક નથી કરતા × ૧૧

**ભાષ્યાર્થ**. ભીષ્મ, દ્રોણ વગેરે સદ્‌વૃત્તિવાળા, સદાચારી તથા પરમાર્થરૂપે નિત્ય હોવાથી અશોચ્ય એટલે શોક કરવા યોગ્ય નથી. તે ન કરવા યોગ્યનો તું શોક કરે છે. મારે નિમિત્તે તે મરે છે હું તેમની હયાતી વિના રાજ્યસુખ વગેરેને શું કરીશ વગેરે કહે છે. તું પ્રજ્ઞાવાળા બુદ્ધિમાન લોકોના વાદ તથા વચનો બોલે છે. કહેવાનો અભિપ્રાય એ છે કે તું એક ઉન્મત્ત–ગાંડા માણસ પેઠે તારામાં એકેકથી ઊલટી વસ્તુઓ–મૂઢતા અને પંડિતાઈ દેખાડે છે, કારણકે પંડિત આત્મજ્ઞાનીઓ તો જેમનો પ્રાણ જતો રહ્યો છે, જે મરી ગયો છે તેમનો તથા જેમનો પ્રાણ નથી ગયો અને જે જીવે છે તેમનો શોક કરતા નથી. ભાવાર્થ એ છે કે મરી ગયા માટે હાય હાય! એની શી ગતિ થશે' એ પ્રકારે લોકો શોક કરે છે અને જીવતા માટે હવે આમનું શું થશે એમનો ઉદરનિર્વાહ કેમ ચાલશે, એમ કહી શોક કરે છે. તેવો શોક પંડિત આત્મજ્ઞાની મૂએલાનો કે જીવતાનો કરતો નથી. પંડિત એ છે કે જેમણે શ્રુતિ ભગવતીના બૃ ઉ ૫–૫–૧ મા પાણ્ડિત્યં નિર્વિદ્ય એ વચન પ્રમાણે પૂર્ણ આત્મજ્ઞાન મેળવ્યું છે તે. આત્માની બુદ્ધિનું નામ પંડા છે અને એ બુદ્ધિ જેનામાં હોય તે પંડિત છે. પણ તું તો ભીષ્મ વગેરે શ્રેષ્ઠ, નિત્ય અને શોક કરવા અયોગ્ય (જેમનો કરવો ન ઘટે) પુરુષો માટે તું શોક કરે છે, માટે તું પરમાર્થદૃષ્ટિએ મૂઢ છે એવો અભિપ્રાય છે.

તેઓ શોક કરવા યોગ્ય કેમ નથી? તેઓ નિત્ય છે તેથી. એ કેવી રીતે છે? તે કહે છે

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥**

વળી હું કદી પણ નહોતો એમ નથી, તેમજ તું કદી નહોતો એમ પણ નથી. આ રાજાઓ પૂર્વે નહોતા એવું પણ નથી અને તેજ પ્રમાણે આપણે સર્વે હવે પછી નહિ હોઈએ–થઈએ એવું પણ નથી ૧૨

**ભાષ્યાર્થ**: હું કોઈ દિવસ નહોતો એવું નથી પણ હતો જ. પાછળના થઈ ગયેલા શરીરના જન્મમરણોમાં હું નિત્ય હતો જ એવો ભાવાર્થ છે.

---

× અત્રે કેટલાક प्रज्ञावादांश्च એનો સંધિવિગ્રહ કરી આવો અર્થ કરે છે કે પંડિતો જેવા વાદો ન કરે તેવા તું કરે છે

તેવી જ રીતે તું પણ નહોતો એમ નથી પણ હતો જ. તેમ જ વળી આ લોકાધિપતિઓ–રાજા નહોતા એવું નથી પણ તેઓ હતા જ. તે જ પ્રમાણે ભવિષ્યમાં આ શરીરનો નાશ થયા પછી પણ આપણે બધા નહિ હોઈએ એવું નથી, પણ હોવાના જ. આત્મસ્વરૂપે આપણે ત્રણે કાળમાં–ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં–છીએ જ. અહીં 'લોકાધિપતિ–રાજાઓ,' 'આપણે' એવો બહુ વચનનો ઉપયોગ દેહ જુદા છે તે દેહની દૃષ્ટિએ કર્યો છે–આત્મા જુદા છે એમ કહેવાના આશયથી નથી કર્યો.

હવે આત્મા કેવી રીતે નિત્ય છે તે સમજાવવા દૃષ્ટાંત આપે છે:

**देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा।**
**तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥**

**દેહધારી આત્માને–દેહીને જેમ આ દેહમાં કૌમારાવસ્થા, જુવાની અને વૃદ્ધાવસ્થાની પ્રાપ્તિ થાય છે; તેમ જ દેહીની બીજા દેહને પ્રાપ્તિ થાય છે, તે(અવસ્થાના ફેરફારો)થી ધીમાન અર્થાત્ જ્ઞાની તેમાં મોહ પામતો નથી. ૧૩**

**ભાષ્યાર્થ :** (દેહસ્થ આત્મા જીવાત્મા કહેવાય છે.) એ જીવાત્માને દેહ છે, માટે તે દેહી એટલે શરીરવાળો છે. તે દેહવાળા આત્માને આ વર્તમાન શરીરમાં જે પ્રમાણે કુમારાવસ્થા, યુવાની અને ઘડપણ એવી ત્રણ પરસ્પર વિરુદ્ધ, એકેકથી ઊલટાં લક્ષણવાળી અવસ્થાઓ હોય છે, તેમાંની પહેલી અવસ્થાનો નાશ થતાં આત્માનો નાશ થતો નથી. બીજી અવસ્થા ઉત્પન્ન થતાં આત્મા ફરી ઉત્પન્ન નથી થતો. તો શું થાય છે? આ અવિક્રિય, વિકાર–ફેરફાર નહિ પામનાર આત્માને બીજીત્રીજી અવસ્થાની પ્રાપ્તિ થતી દેખાય છે. તે જ પ્રમાણે આ અવિકારી આત્માને એક દેહમાંથી બીજા દેહની પ્રાપ્તિ થાય (થતી દેખાય) છે. આમ હોવાથી બુદ્ધિમાન આ (અવસ્થાંતરની) બાબતમાં મોહ નથી પામતો.

જો કે આત્મા નિત્ય છે એમ જાણવાવાળા જ્ઞાનીને આત્મ(જીવાત્માના)-વિનાશ બદલ મોહ થવાનો સંભવ નથી; છતાં ટાઢતડકો ને સુખદુઃખની પ્રાપ્તિને લીધે લૌકિક મોહ જોવામાં આવે છે. સુખનો વિયોગ અને દુઃખનો યોગ થવાથી, આવી પડવાથી, શોક પણ જોવામાં આવે છે. એ ઉપરથી આ સર્વ મિથ્યા છે એ શી રીતે અનુભવાય એવી અર્જુનના મનની શંકાની કલ્પના કરી અર્જુનનો એવો પ્રશ્ન (એવું વચન) કલ્પી શ્રીભગવાન કહે છે:

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥**

**હે કૌંતેય! ઇંદ્રિયોના સ્પર્શ ઠંડી, તાપ, સુખદુઃખ આપનારા છે, આવે અને જાય એવા સ્વભાવવાળા છે; માટે તેની હે ભારત! તિતિક્ષા કરવી. ૧૪**

ભાષ્યાર્થ : જેનાથી શબ્દ વગેરે વિષયો જાણી, માપી શકાય તે કાન વગેરે ઇંદ્રિયો છે. તે કર્ણ વગેરે ઇંદ્રિયોના સ્પર્શ એટલે તેમના શબ્દ વગેરે સાથેના સંયોગ, જોડાણ, શીતળતા, ઉષ્ણતા (ટાઢ, ગરમી), સુખ તથા દુઃખ આપવાવાળાં છે; અથવા તો જેનો (જેનાથી) સ્પર્શ કરી શકાય તે સ્પર્શ એટલે શબ્દાદિ વિષયો, એ વ્યુત્પત્તિ પ્રમાણે 'માત્રા' એટલે કાન વગેરે ઇંદ્રિયો અને 'સ્પર્શ' એટલે કાન વગેરે ઇંદ્રિયોને જેનાથી સ્પર્શ કરી શકાય તે શબ્દાદિ વગેરે વિષયો શીતળતા, ગરમી, સુખ તથા દુઃખ ઉત્પન્ન કરનારા છે. ઠંડી કોઈવાર સુખરૂપ હોય છે અને કોઈવાર દુઃખરૂપ હોય છે, તેવી જ રીતે ગરમી પણ અસ્થિર રૂપવાળી (કોઈ વખત સુખ આપવાવાળી તો કોઈ વખત દુઃખ આપવાવાળી) હોય છે; પરંતુ સુખ તથા દુઃખનું તો સ્વરૂપ નક્કી (એક જ) છે, તેથી તેમાં ફેરફાર પડતો નથી. માટે તેમનાથી શીતોષ્ણતા (ઠંડી તથા ગરમી) એ સુખ-દુઃખના સ્વરૂપથી જુદા પ્રકારનાં છે. તે શ્રવણેંદ્રિય તથા શબ્દ વગેરે ઘડીમાં થનારાં અને ઘડીમાં નાશ પામવાના સ્વભાવવાળાં છે, તેથી તે અનિત્ય છે; માટે તે ટાઢતડકો ને ગરમી તું સહન કર. તેમાં હર્ષ–શોક ન કર.

ટાઢતડકો સહન કરવાથી શું થાય? સાંભળ:

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

કેમકે હે પુરુષશ્રેષ્ઠ અર્જુન! જે બુદ્ધિમાન જ્ઞાની પુરુષને એ માત્રાસ્પર્શ (શબ્દાદિ) અને ટાઢતડકો વગેરે વ્યથા કરતાં નથી અને જેને સુખદુઃખ સમાન છે, તે મોક્ષ પામવા યોગ્ય થાય છે. ૧૫

ભાષ્યાર્થ : જે પુરુષને સુખદુઃખ સમાન છે, જે સુખપ્રાપ્તિમાં તથા દુઃખપ્રાપ્તિમાં હર્ષ તથા શોકથી રહિત હોય છે, હર્ષશોક પામતા નથી; તે ધીર બુદ્ધિમાન પુરુષને ઉપર કહેલાં ઠંડીગરમી વગેરે દુઃખ આપતાં નથી અને તેની નિત્યની આત્મદષ્ટિ(વૃત્તિ)માંથી તેને ચલાયમાન કરતાં નથી.

તે નિત્ય આત્મસ્વરૂપનિષ્ઠ, આત્મદર્શનમાં તલ્લીન રહેનાર, ઠંડીગરમીનાં દ્વંદ્વો સહન કરવાવાળો પુરુષ અમૃત (કાયમની ન મરનારી વસ્તુ) એટલે મોક્ષ મેળવવા શક્તિશાળી થાય છે.

વળી આ નીચે જણાવેલાં કારણોને લીધે પણ શોકમોહ કર્યા વિના ટાઢતડકો સહન કરવાં એ યોગ્ય છે.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

અસત મિથ્યા વસ્તુનું અસ્તિત્વ (હોવાપણું) નથી અને સત વસ્તુનું ન હોવાપણું નથી. બન્નેનો નિર્ણય તત્ત્વદર્શીઓએ કર્યો છે. તત્ત્વના જાણનારાઓએ આ બન્ને(સત–અસત)નું અંતિમ પરિણામ જોયું છે. ૧૬

(૧) **ભાષ્યાર્થ:** ટાઢ તથા તડકાનું તથા એ ટાઢતડકાના કારણનું અસ્તિત્વ (હોવાપણું) નથી; કારણકે ટાઢતડકા વગેરેનાં તથા તેનાં કારણોનું પ્રમાણો દ્વારા નિરૂપણ કરવામાં આવે તો તે (તેમનાં અસ્તિત્વ) સિદ્ધ થઈ શકતાં નથી; કારણકે ટાઢ, ગરમી વગેરે તો વિકારો છે અને વિકારો તો નાશ પામે, બદલાયા કરે, રૂપાંતર પામ્યા કરે. જેમ ચક્ષુ વડે નિરૂપણ થતા (દેખાતા) ઘટ વગેરે આકાર માટીથી જુદા ન હોવાથી અસત છે, તેમ સર્વ વિકારો–આકારો તેનાં કારણથી જુદાં ન હોવાથી અસત છે. (અસત હોવાનું) કારણ આ છે. કાર્યરૂપ ઘડો ઉત્પન્ન થયો તે પહેલાં તથા તે નાશ પામ્યા પછી પણ દેખાતો નથી, તે હોતો નથી તેમ જ માટી વગેરે એનું કારણ છે, પણ જે માટીનું મુખ્ય કારણ છે તે વિના તો તે માટીનું અસ્તિત્વ (હોવાપણું) નથી.

(૨) **શંકા–પૂર્વપક્ષ:** એ રીતે તો સર્વ જગતના, જગતમાત્રના અસ્તિત્વના અભાવનો—ન હોવાપણાનો, મિથ્યાત્વનો પ્રસંગ આવી પડે; એમ જો કહેતા હો તો **ઉત્તર–સિદ્ધાંતપક્ષ:** તમારું એવું કહેવું બરોબર નથી; કારણકે સર્વત્ર એ પ્રકારની બુદ્ધિ જોવામાં આવે છેઃ સતબુદ્ધિ અને અસતબુદ્ધિ. પદાર્થ વિષે બુદ્ધિ એવા પ્રકારની હોય કે તે બુદ્ધિ નષ્ટ ન પામે, તો સમજવું કે તે પદાર્થ સત છે. પરંતુ જે પદાર્થ વિષેની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે તે પદાર્થ અસત જાણવો. ભાવાર્થ એ છે કે જે બુદ્ધિ (પોતાની સાથેના) વિષયથી પલટાતી, બદલાતી, નાશ પામતી નથી, તે સતબુદ્ધિ કહેવાય છે અને જે બુદ્ધિ તેની સાથેના વિષયથી પલટાય, બદલાય, ફેરવાય છે યા નાશ પામે છે, તે બુદ્ધિ અસત છે. એવી રીતે સત અને અસત નામના બે પ્રકાર બુદ્ધિતંત્રના તાબામાં રહેલા છે. સર્વ ઠેકાણે–બધી જગ્યાએ બે બુદ્ધિ સમાન અધિકરણમાં એક જ અધિષ્ઠાન જગ્યામાં બધાને સમજાય છે, 'નીલ ઉત્પલ'('કાળા કમળ')ની પેઠે છે એમ ન કહી શકાય. [કારણકે નીલોત્પલમા નીલ–કાળું વિશેષણ છે અને ઉત્પલ–કમળ વિશેષ્ય છે, એટલે આ ઉદાહરણમાં તો વિશેષણવિશેષ્યભાવ વડે સમાનાધિકરણ થાય છે. જ્યાં બંનેની સદ્રૂપતા હોય ત્યાં આ પ્રકારે સામાનાધિકરણ્ય હોઈ શકે છે, પણ 'ઘટ સત છે' ઇત્યાદિ વાક્યોમા ઘટ આદિ તો કલ્પિત છે અને સત તો વાસ્તવિક છે. વળી 'કાળાં કમળ'માં ધર્મધર્મીભાવ પણ જણાય છે. નીલ–કાળામાં વિશેષ ધર્મનો અને 'કમળ'માં સામાન્ય ધર્મનો અનુભવ આવે છે, પણ ઘટ સત છે એમાં તો એથી ઊલટું છે. એટલે વિશેષણવાચક સત પદાર્થમાં સામાન્ય અર્થની અને એના વિશેષ્ય ઘટમાં વિશેષ અર્થની જાણ થાય છે, માટે ઘટ સત છે. એમા કાળાં કમળની પેઠે સમાનાધિકરણ નથી થતું, પણ 'તે આ દેવદત્ત' એમાંના 'તે' અને 'આ' ના જેવું સામાન્ય વિશેષ ભાવથી સામાનાધિકરણ્ય થાય છે. સામાનાધિકરણ્ય એટલે 'બે અથવા અનેક અર્થો એક સ્થાનમાં રહે તે.' અહીં 'ઘટ સત છે' વગેરે દૃષ્ટાંતોમા 'સત' બુદ્ધિ વ્યભિચાર પામતી નથી, પણ ઘટબુદ્ધિ વ્યભિચાર પામે છે. સર્વ પદાર્થના અસ્તિત્વમાં સતબુદ્ધિ હમેશાં એક જ પ્રકારે–સ્વરૂપે જોડાય છે, પણ ઘટબુદ્ધિ જુદીજુદી થાય છે–નશ્વર

છે–[હિંદી નવમભાષ્ય ] પણ 'ઘડો છે' 'પટ છે,' 'હાથી છે' એમ કહીએ છીએ તેમા બે પ્રમાણની બુદ્ધિ જોવામા આવે છે એ બે બુદ્ધિમાથી ઘટ, પટ, હાથી વગેરેની બુદ્ધિ નાશ પામી જાય છે એ પહેલા બતાવી ચૂકયા છીએ પણ સતબુદ્ધિ નાશ નથી પામતી માટે ઘટ વગેરે વિષયો અસત છે, કારણકે એમા ફેરફાર થાય છે, પરતુ 'છે' (એમ કહેવુ એમા રહેલો) જે સદ્બુદ્ધિનો વિષય છે, તેમા રહેલો અસ્તિત્વભાવ (હોવાપણાનો ભાવ) છે તે અસત નથી કારણકે તેમા કાઈ ફેર પડતો નથી

(૩) શંકા–પૂર્વપક્ષ: ઘડાનો નાશ થતા ઘટબુદ્ધિમા ફરક પડે છે, પલટો આવે છે, ઘટબુદ્ધિ નાશ પામે છે તેમ તેમા રહેલી સતબુદ્ધિ પણ્ગઈ નાશ પામી જાય છે (માટે સતબુદ્ધિના અસ્તિત્વભાવમા કાઈ ફેર પડતો નથી, એમ કહો છો તે બરોબર નથી) એમ જો શકા ઉઠાવતા હો તો તેનો ઉત્તર એ છે કે એવુ નથી પટ (વસ્ત્ર) વગેરે (જે વસ્તુ જોવામા આવે તે)મા તો તે સતબુદ્ધિનુ દર્શન થાય છે, તેથી એ સતબુદ્ધિ તો ફકત વિશેષણ જાણવાવાળી છે શકા: સતબુદ્ધિ જેમ ઘડાનો નાશ થતા જોવામાં આવે છે તેમ સતબુદ્ધિની પેઠે ઘટબુદ્ધિ પણ બીજા ઘડા(હોવાપણા)મા જોવામા આવે છે, તેથી ઘટબુદ્ધિ પણ સતબુદ્ધિ છે એમ કહો તો ઉત્તર: એ વાત બરોબર નથી કારણકે તે ઘટ બુદ્ધિ પટ વગેરેમા જોવામા આવતી નથી એટલે કે ઘટ ઘટ છે એમ કહેવાય, પણ ઘટ કાઈ પટ છે એમ કોઈ કહેતુ નથી શંકા–પૂર્વપક્ષ: ઘડો ફૂટી જાય ત્યારે ઘડામાની સતબુદ્ધિ તો નાશ પામી કહેવાય ને એમ જો પૂછો તો ઉત્તર: એમ ન કહેવાય કારણકે વિશેષ્ય(ઘડા)નો અભાવ છે, તેથી સતબુદ્ધિ તો વિશેષણરૂપે છે, તેથી વિશેષ્ય સિવાય વિશેષણ શેનુ અને કોનુ થાય? આથી સતબુદ્ધિના વિષયનો અર્થાત્ વિશેષ્યનો અભાવ હોવાથી સદ્બુદ્ધિ દેખાતી નથી, તેથી તે વિશેષણરૂપે રહેનારી સદ્બુદ્ધિ નથી એમ નથી

(૪) શંકા–વાદી: ઘટ વગેરે વિશેષ્યનો અભાવ હોવાથી એકાધિકરણના–બે બુદ્ધિઓનુ એક સ્થાનમા રહેવુ યુક્તિપુરઃસર નથી એમ કહો તો સિદ્ધાતીનો ઉત્તર: એ તમારી વાત બરોબર નથી, કારણકે મૃગજળમા અધિષ્ઠાનથી જુદી વસ્તુ જે જળ છે તેનો અભાવ હોવા છતા એ જળ છે, એવી બુદ્ધિ થવાથી ત્યા સમાનાધિકરણતા જોવામા આવે છે ભાવાર્થ એ છે કે વિશેષ્યવિશેષણ-ભાવ તો ખરી જ વસ્તુમા થાય છે એ વાત ખરી છે, પણ આ સસારની કલ્પિત વસ્તુમા તે ભાવ નથી થતો એમ નથી ભ્રમથી માની લીધેલા પદાર્થમા પણ વિશેષણવિશેષ્યભાવ તો જોવામા આવે છે મૃગજળમા પણ પાણી છે એમ આપણે કહીએ છીએ માટે શકા અયોગ્ય છે તાત્પર્ય એ છે કે વાદી કહે છે કે જો સતબુદ્ધિ પણ વિશેષ્ય હોવાથી પ્રતીત થતી જોવામા આવે છે, તો તે વિશેષ્યને આધીન હોવાથી અસત છે કોઈ વિશેષ્યરૂપ સત પદાર્થના આશ્રયથી જ સતબુદ્ધિ છે, એટલે કે સતબુદ્ધિ સત નથી પણ વિશેષ્ય સત છે સિદ્ધાતી કહે છે કે ના, તેમ નથી ઝાઝવાના પાણી એ કાઈ સત નથી છતા પણ તેમા

આ પાણી છે એમ બોલવામાં આવવાથી ત્યાં સતબુદ્ધિ જણાય છે—જોવામાં આવે છે. સત તો સર્વદા છે જ તે ભાવરૂપે જ છે. અભાવની પણ જાણ તેનાથી જ થાય છે. થવું, રહેવું અને નાશ પામવું એ સર્વેમાં તેના કલ્પિતપણામાં સત સદા છે જ.

(૫) માટે અસત દેહાદિનાં દ્વંદ્વ( જોડકાં સુખદુ:ખ, ટાઢતડકો વગેરે )નું તથા તેનાં કારણોનું અસ્તિત્વ નથી. તે જ પ્રમાણે સતઆત્માનો અભાવ, ( અર્થાત્ ન હોવાપણું ) નથી જોવામાં આવતું; કારણકે એ તો સર્વદા અચળ છે એમ અમે પહેલાં કહેલું છે. એવી રીતે સત આત્માના તથા અસત અનાત્માના બન્નેનાં આ પરિણામ તત્ત્વદર્શીઓએ જોયાં છે. એટલે કે સત તે સત છે જ અને અસત તે અસત જ છે. અસતનું હોવાપણું નથી જ એવો એમણે નિશ્ચય કર્યો છે. તત્ (તે) સર્વનામ છે. આ બધું જે બ્રહ્મ છે તેનું નામ તત્ છે. તેના તત્ત્વ એટલે રહસ્યને તત્ત્વ કહે છે. તે તત્ત્વને તે છે તેવું બરાબર જોવાને જેમનો સ્વભાવ છે તેમનું નામ તત્ત્વદર્શી. સામાન્ય મનુષ્યે નહીં પણ આ પ્રકારના તત્ત્વદર્શીઓએ આ ઉપર જણાવેલો નિર્ણય કર્યો છે. તું પણ તત્ત્વદર્શીઓની બુદ્ધિનો આશ્રય લઈ શોક—મોહ છોડી આ ટાઢતડકો વગેરે સ્થિર—અસ્થિર રૂપવાળાં દ્વંદ્વ અસત છે, મૃગજળ પેઠે મિથ્યા ભાસે છે એવો મનમાં નિશ્ચય કરી તેની ઉપેક્ષા કર-તે સર્વ સહન કર એવો શ્રીભગવાનનો અભિપ્રાય છે.

ત્યારે તે તત્ શું છે કે જે સદા-સર્વદા છે જ છે?

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥**

વળી જેનાથી આ સર્વ વ્યાપ્ત છે તેને અવિનાશી જાણ, એ અવ્યયનો—વધઘટના વિકારવિનાનાનો કોઈ વિનાશ કરવા સમર્થ નથી. ૧૭

ભાષ્યાર્થ: આનો સ્વભાવ નાશ ન પામવાનો હોવાથી એ અવિનાશી છે. ('તુ' શબ્દ મૂકી ભગવાને અસતના કરતાં સતનો આ જ ખાસ સ્વભાવ છે તે તરફ લક્ષ દોર્યું છે.) અસતના કરતાં આ ખાસ સ્વભાવવાળા સતને તુ જાણ—ઓળખ. કોને ? આકાશ સહિત ઘટ જેમ આકાશથી વ્યાપેલો છે, તેમ તે સતનામ બ્રહ્મથી સંપૂર્ણ વિશ્વ વ્યાપ્ત થયેલું છે તેને તું જાણ—ઓળખ. એ ઘટતું નથી, વધતું નથી તેથી અવ્યય છે. એનો નાશ કોઈ કરી શકે નહીં; કારણકે આ સત નામનું બ્રહ્મ અવયવરહિત હોવાથી શરીર વગેરેનો જેમ વિકાર—ફેરફાર થાય છે તેમ તે બ્રહ્મનું સ્વરૂપ વિકાર પામતું નથી. એની નથી એવી કોઈ પોતાની વસ્તુ કે જે વસ્તુનો અભાવ યા નાશ થઈ જવાથી એનો—એ બ્રહ્મનો નાશ થાય. જેમ દેવદત્તના ધનનો નાશ થવાથી તે ધનિક મટી જાય છે, ધનિક નથી કહેવાતો; તેવું બ્રહ્મનું પોતાનું એવું કોઈ નથી. માટે આ અવ્યય બ્રહ્મનો વિનાશ કરવાને કોઈ પણ સમર્થ નથી. ઈશ્વર પણ એનો નાશ ન કરી શકે; કારણકે એ છે કે આત્મામાં ક્રિયાનો વિરોધ છે.

જેમ ચક્ષુગત રેખા(આંખમાં પડેલ શેરડો)આંખ પોતે જોઈ શકતી નથી તેમ આત્મા પોતે પણ પોતાનો આત્માનો નાશ કરી શકતો નથી. આત્મા તો સત્ય છે

ત્યારે અસત જે પોતાની સત્તા, સ્થિતિ તથા દશા પલટે છે, જેમાં વિકાર ઉત્પન્ન થાય છે તે શું? તે હવે કહે છે.

अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥

નિત્ય, અવિનાશી, અપ્રમેય શરીરી–શરીરમાં રહેલા આત્માના આ દેહો નાશવાન કહેલા છે તેટલા માટે હે ભારત! તું યુદ્ધ કર ૧૮

(૧) ભાષ્યાર્થ: જેનો નાશ થાય છે, અંત આવે છે તે અંતવંત કહેવાય છે જેમ ઝાંઝવામાં–મૃગજળમાં રહેલી પાણીના અસ્તિત્વ(હોવાપણા)ની બુદ્ધિને પ્રમાણપુરઃસર તપાસી જોતાં તેના અસ્તિત્વની બુદ્ધિ ભાગી જાય યા નાશ પામે છે, ત્યારે તે જ તેનો અંત થયો કહેવાય છે તેવી જ રીતે સ્વપ્ન તથા માયાવી શરીરો પેઠે આ (આપણાં) શરીરો પણ અંતવાન અંતવાળાં છે (અને વળી જો આપણે આપણાં શરીરોને પ્રમાણપુરઃસર તપાસીએ તો માલૂમ પડે છે કે) શરીરવાળો હોય એવો દેખાતો આત્મા તો નાશ નહીં પામનાર, નિત્ય, અપ્રમેય છે, ત્યારે તેનાં આ બધાં શરીરને તો વિવેકી પુરુષોએ અંતવાળાં કહ્યાં છે આ અને ભાવાર્થ છે નાશ નહીં પામનાર અને નિત્ય એવા બે શબ્દો કહ્યા તે બીજીવાર કહ્યા છે માટે પુનરાવર્તન માટે કહ્યા છે એમ ન સમજવું તે પુનરાવર્તનરૂપે નથી કહ્યા, કારણકે લોકોમાં નિત્યત્વ બે પ્રકારનું છે તથા નાશ પણ બે પ્રકારના છે, જેમ કે શરીર બળી ભસ્મ થઈ જવાથી અદૃશ્ય થઈ જાય છે ત્યારે નાશ પામ્યું કહેવાય છે વળી શરીર હોવા છતાં જો તે વિપરીત દશાવાળું–વિકારવાળું, વ્યાધિ વગેરેથી ગ્રસ્ત થયું હોય, તો તેને પણ નાશ પામ્યું કહે છે તેથી અવિનાશી અને નિત્ય* બે શબ્દો વાપરી એમ જણાવ્યું છે કે આત્માને આ બે પ્રકારના નાશ પૈકી કોઈ પણ નાશ સાથે સંબંધ નથી, એમ જો ન કહેત તો આત્માનું નિત્યત્વ પણ પૃથ્વી વગેરે પંચભૂતોના જેવું થાત, અર્થાત્ પૃથ્વી વગેરે જેમ પરિણામદૃષ્ટિએ જોતાં

* નિત્ય બે પ્રકારનું સમજવું છે એક કૂટસ્થ નિત્ય અને બીજું પરિણામી નિત્ય. જે સ્વરૂપમાં કોઈ પણ જાતનો વિકાર નથી થતો તે કૂટસ્થ નિત્ય અને જેમાં ફેરફાર થાય તે પરિણામી નિત્ય. માટીનો ઘડો બનાવતાં તેનું સ્વરૂપ ફરે છે, માટે માટી પરિણામી નિત્ય છે પણ આત્માના સ્વરૂપમાં તો કદાપિ કોઈ પણ રીતની વિકૃતિ થતી નથી, માટે તે કૂટસ્થ નિત્ય છે

વળી વ્યાવહારિક અને પારમાર્થિક એમ પણ નિત્યત્વના બે ભેદ છે જે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છેદ પામવા છતાં વ્યવહારદૃષ્ટિથી નિત્ય જણાય તે વ્યાવહારિક નિત્ય અને જે દેશકાળાદિથી પરિચ્છેદ પામ્યા વિનાનો મર્યાદિત–માપવાળો નથી, તે પારમાર્થિક નિત્ય પૃથ્વી વ્યાવહારિક નિત્ય અને આત્મા પારમાર્થિક નિત્ય છે'–લેખક

નિત્ય છે પણ ખરી રીતે તો તે અનિત્ય છે, તેમ આત્મા પણ તેવો ન ઠરે એટલા માટે તેનાં અવિનાશી તથા નિત્ય એવાં બે વિશેષણો કહ્યાં છે. (હવે) અપ્રમેયનો અર્થ છે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જેનું સ્વરૂપ નક્કી ન કરી શકાય એવો અપરિચ્છેદ્ય તે આત્મા છે.

(૨) **શંકા–પૂર્વપક્ષ:** વેદવાક્યો દ્વારા તથા પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી આત્માના સ્વરૂપને પહેલું જ નક્કી કરવામાં–જાણવામાં તો આવ્યું છે. તો હવે આત્મા અપ્રમેય એટલે અપરિચ્છેદ્ય કેવી રીતે કહેવાય? **ઉત્તર–સિદ્ધાંતપક્ષ:** આ તમારી વાત ખરી નથી; કારણકે આત્મા તો સ્વતઃસિદ્ધ છે. પ્રમાતા, જાણનાર, આત્મા સિદ્ધ થયા બાદ જ જિજ્ઞાસુની–પ્રમાણોની શોધ શરૂ થાય છે; કારણકે પહેલાં 'હું અમુક અમુક છું' એવી રીતે જાણ્યા વિના બીજા જાણવા લાયક પદાર્થો જાણવાની પ્રવૃત્તિ કરતો નથી; તેમ જ પોતે પોતાની જ જાતને જાણતો ન હોય એમ પણ નથી બનતું, ત્યારે શાસ્ત્રો શું બતાવે છે? શાસ્ત્રો જો કે છેવટનું* પ્રમાણ છે પણ આત્મામાં શરીર વગેરે અનાત્મ પદાર્થોનું (ચતુ) આરોપણ દૂર કરવાથી જ તે આત્માના વિષયમાં પ્રમાણરૂપ છે; નહિ કે શાસ્ત્રો સદા એ અજ્ઞાતદશાવાળા નહિ–જાણી શકાય એવા આત્માને જણાવે છે અને તેથી તેને પ્રમાણ ગણવામાં આવે છે. શ્રુતિ પણ તે જ કહે છે: 'यत्साक्षादपरोक्षाद् ब्रह्म य आत्मा सर्वान्तिर.। (બૃ ૩–૪–૧) જે બ્રહ્મ સાક્ષાત્ સર્વને પ્રત્યક્ષ છે (જે પ્રત્યક્ષ હોવાથી જાણવું પડતું નથી) તે સર્વેનો અંતર્યામી આત્મા છે.'

(૩) આ પ્રમાણે આત્મા તો નિત્ય અને નિર્વિકાર છે, માટે તું યુદ્ધ કર. તું યુદ્ધ કરતાં વિરમતો નહિ.

(૪) અહીં કાંઈ યુદ્ધ કરવાનું નથી કહેવામાં આવ્યું. યુદ્ધમાં તો તે પ્રવૃત્ત થયેલો હતો જ. ફક્ત શોકમોહમાં બંધાવાથી તે હાલ્યાચાલ્યા વગર એમ ને એમ શાંત બેસી રહ્યો હતો. તેને તેના કર્તવ્યમાં જે પ્રતિબંધ થયો હતો, વિઘ્ન નડ્યું હતું તેને જ ભગવાન દૂર કરે છે. એટલા માટે આપણે કહીએ છીએ કે યુદ્ધ કર, એવું ભગવાને જે વચન કહ્યું છે તે કર્તવ્યમાં પ્રેરવા માટે નથી, પણ તેના કેવળ અનુમોદન પૂરતું જ છે.

શોકમોહ વગેરે સંસારનાં કારણ છે. તે કારણો દૂર કરનારું આ ગીતાશાસ્ત્ર છે. આ શાસ્ત્ર કાંઈ એ શોકમોહાદિમાં પ્રવૃત્તિ કરાવનારું શાસ્ત્ર નથી. એ અર્થની સાબિતીમાં ભગવાને બે ઋચાઓ અત્રે (હવે પછીના બે શ્લોકો ૧૯ તથા ૨૦માં) ટાંકે છે, બોલી બતાવે છે. તું માને છે કે 'યુદ્ધમાં ભીષ્મ વગેરે મારાથી મરણ પામશે, હું જ એમને મારવાવાળો છું.' એ તારી બુદ્ધિ (માન્યતા) તદ્દન ખોટી છે. (મિથ્યા છે) કેવી રીતે તો સાંભળ

* પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણ પ્રમાણોમાં આગમ એટલે શાસ્ત્ર અંતિમ–છેવટનું પ્રમાણ છે જે વસ્તુ શાસ્ત્ર વડે દેખાડવામાં આવે છે તે પહેલેથી કોઈને કોઈ રીતે પ્રત્યક્ષ કરવામાં આવેલી હોય છે; અથવા તો અનુમાનથી સમજાયેલી હોય છે. એ યુક્તિઓને અનુસરીને આ શંકા કરવામાં આવી છે. —ગોરખપુર પ્રેસ

**य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते[1] ॥१९॥**

જે આ(આત્મા)ને હણનારો જાણે છે, જે આને હણાયો માને છે, તે બંને બરોબર નથી જાણતા. આ આત્મા તો નથી હણતો કે નથી હણાતો. ૧૯

**ભાષ્યાર્થ :** જે આ પ્રકૃત શરીરધારી આત્માને મારવાની ક્રિયાનો કર્તા માને છે અને જે વળી પોતાને તેનાથી બીજો માને છે, વળી દેહ હણાયાથી પોતાને મરેલો માની કહે છે: 'હું હણાયો, મરાયો છું,' એવી રીતે મારવાની ક્રિયાના કર્મરૂપ–વિષયરૂપ પોતાને માને છે. તે બન્ને જે આત્માને 'હું' લગાડી સંબોધવામાં આવે છે, તે આત્માને અવિવેકને લીધે જાણતા નથી. કહેવાનો ભાવાર્થ એ છે કે દેહ હણવાની ક્રિયાને લીધે જે પોતાના આત્મા વિષે માને કે 'હું હણનારો છું, હું હણાયો છું,' તે બન્ને આત્માના સ્વરૂપને જાણતા નથી; કારણકે આ આત્મા અવિક્રિય–નિર્વિકારી હોવાથી એ આત્મા નથી હણતો, નથી હણવાની ક્રિયાનો કર્તા થતો, નથી હણાતો અને નથી તે હણવાની ક્રિયાનું કર્મ પણ બનતો.

એ આત્મા અવિક્રિય કેવી રીતનો છે તે ઉપર બીજો મંત્રઃ

**न जायते म्रियते वा कदाचित् नायं भूत्वाऽभविता वा न भूयः।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

કદી પણ આ આત્મા જન્મ પામતો નથી કે મરતો નથી; અથવા પૂર્વે ન હોઈને ફરીથી ન હોનારો નથી. આ થઈને ફરી થવાનો નથી. આ અજ છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાણ છે, શરીર હણાવા છતાં હણાતો નથી. ૨૦

**ભાષ્યાર્થ :** આત્મા ઉત્પન્ન થતો નથી, ઉત્પન્ન થવારૂપ વસ્તુવિકાર આત્મામાં નથી થતો અને તે મરતો પણ નથી. શ્લોકમાં 'વા' શબ્દનો અર્થ 'અને' લેવાનો છે. 'અને મરતો નથી' એમ કહી છેવટના વિનાશલક્ષણવાળા વિકારનો એ આત્મામાં નિષેધ કર્યો છે. પછી 'કદાચિત્' શબ્દ છે તે અનાત્માના થતા સર્વ વિકારોના નિષેધને લાગુ પડે છે એટલે કે તે આત્મા નથી કદી જન્મતો કે નથી કદી મરતો. એટલો જ એનો અર્થ છે. આ આત્મા ઉત્પન્ન થવારૂપ, ઉત્પત્તિવિકારનો અનુભવ લઈ, પછી પાછળથી અભાવ પામતો નથી, તેથી તે મરતો નથી. જે ઉત્પન્ન થઈને પછી હોતો નથી. (ટકતો નથી.) તે મરે છે એમ લોકોમાં કહેવાય છે. શ્લોકમાં 'વા' અને 'ન' શબ્દો છે તેનો અર્થ એ છે કે આ આત્મા (કાંઈ) પહેલાં નહોતો અને પછી શરીર પેઠે,

૧. આ શ્લોક કઠવલ્લીના અ. ૧માં ૨જી વલ્લીની ૧૯મી શ્રુતિ છે તેનો પૂર્વાર્ધ છે: हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम्। ઉત્તરાર્ધ આ શ્લોક પ્રમાણે છે.

શરીર જેમ પહેલાં નહોતું, પણ પછી જન્મ લઈ ઉત્પન્ન થયું તેમ આ આત્મા નથી ઉત્પન્ન થયો. જે પહેલાં ન હોઈ ઉત્પન્ન થાય છે તે જન્મે છે એમ કહેવાય છે, પણ આત્માનું એવી રીતનું નથી; માટે આત્મા જન્મતો નથી. એમ હોવાથી જ આત્મા 'અજ' કહેવાય છે. તે મરતો નથી માટે નિત્ય છે. જો કે આદિ જન્મ અને અંત–મરણરૂપ વિકારોનો[1] આત્મામાં નિષેધ કર્યાથી વચગાળાના સર્વ વિકારો જેવા કે હોવું, વધવું, પાકવું, પરિણમવું, ઘસાવુંનો નિષેધ થાય છે; છતાં તે વચ્ચેના ચાર વિકારોનો ખાસ શબ્દ મૂકી નિષેધ કરવો ઉચિત છે. એમ સમજી આત્માને 'શાશ્વત' વગેરે કહે છે કે જેથી ગમન (યૌવન) આદિ બીજા વિકારો જે જોવામાં આવે છે તેનો પણ પ્રતિષેધ થાય અને અપક્ષય (ઘટવાની ક્રિયા)નો પણ નિષેધ થાય. 'શાશ્વત' એટલે 'સદા' 'નિત્ય.' 'ભવ' એટલે રહેનાર. માટે સદા રહેનાર તે 'શાશ્વત.' જે નિત્ય પોતાને સ્વરૂપે જ છે તે શાશ્વત છે એટલે કે એના પોતાના સ્વરૂપનો ક્ષય થતો નથી; કારણકે તે અવયવ વિનાનો હોવાથી એના સ્વરૂપનો ક્ષય નથી થતો અને તે નિર્ગુણ–ગુણરહિતનો છે; એટલે તેનો ગુણ વગેરેથી પણ ક્ષય થતો નથી. આ ક્ષયથી ઊલટો જે વૃદ્ધિરૂપ વિકાર છે તેનો પણ આત્મામા 'પુરાણ' શબ્દથી પ્રતિષેધ કરવામાં આવ્યો છે. જે પદાર્થ (વસ્તુ) કોઈ પણ અવયવના થવાથી મોટો થાય છે, 'તે વધે છે.' 'નવો થયો છે,' એમ કહેવાય છે; પરંતુ આત્મા તો અવયવરહિત હોવાથી જ નવો હતો, તેથી તે પુરાણો છે એટલે કે એ વધતો (ઘટતો) નથી; તેમ જ શરીરનો નાશ થવાથી–શરીર હણાવાથી પણ તે વિકાર પામતો નથી. શરીર હતું અને જેવો હતો તેવો જ શરીર હણાવા પછી પણ તે છે એવો ભાવાર્થ છે. પુનરુક્તિ–એક જ વાત વારંવાર કહ્યાનો દોષ ટાળવા માટે અહીં 'હન્' ક્રિયાનો અર્થ હણાવાને બદલે 'વિકાર પામવું' લેવો. આ મંત્રમાં લૌકિક વસ્તુઓમા રહેલા છ વિકારોનો આત્મામાં અભાવ બતાવવામાં આવ્યો છે. આત્મા સર્વ પ્રકારના વિકારોથી રહિત છે, એવો આ શ્લોકનો અર્થ છે, માટે પહેલાંના મંત્રમા અને બંને 'આત્મા હણનાર છે અને તે આત્મા હણાય છે,' એમ માનનારા પુરુષો (ખરેખરું આત્મસ્વરૂપ) જાણતા નથી એમ કહ્યું છે તેની સાથે આને સંબંધ છે.

શ્લોક ૧૯માામાં કહેલા મંત્ર 'य एनं वेत्ति हंतार'થી આત્મા હનનક્રિયાનો કર્તા અથવા કર્મ થતો નથી, એમ સાબિત કરી બતાવી શ્લોક ૨૦માના 'न जायते' મંત્રથી આત્મા નિર્વિકારી (વિકારથી પર છે) એમ કહી હવે વળી એ અર્થનો ઉપસંહાર શ્રીભગવાન નીચેના શ્લોકથી કરી બતાવે છે.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ ! कं घातयति हन्ति कम् ॥ २१ ॥

1. વિકારો ૭ છે: जायते, अस्ति, वर्धते, विपरिणमते अपक्षियते, विनश्यति.
૧. ઉત્પન્ન થવુ, ૨. હોવું–વર્તમાન રહેવું, ૩. વધવું, ૪. પાકવું–પરિણમવું, ૫ ઘટવું–ઘસાવું અને ૬. મરવુ.

**જે આ આત્માને અવિનાશી, નિત્ય, અજ અને અવ્યય–અવિકારી જાણે છે તે પુરુષ હે પાર્થ ! કોને કેવી રીતે હણાવે કે હણે એટલે કે તે નથી કોઈને હણાવતો કે હણતો. ૨૧**

**(૧) ભાષ્યાર્થ :** ગયા શ્લોકમાં કહેલા સ્વભાવલક્ષણવાળા આત્માને અવિનાશી શરીરના છેવટના વિકારરૂપી મરણથી પણ તદ્દન રહિત, નિત્ય, જન્મરહિત તથા અવ્યય–વધઘટરૂપી વિકારરહિત જે જાણે છે, તે આત્મતત્ત્વને જાણનાર વિદ્વાન અધિકારી પુરુષ કેવી રીતે હણે છે યા હણાવે છે ? એટલે કે કોણ કોને મારે છે વા કોણ કોઈ મારનાર પાસે મરાવે છે ? નથી કોઈ કોઈને કોઈ પણ પ્રકારે મારતું કે નથી કોઈ કોઈની પાસે કોઈ પણ પ્રકારે મરાવતું. શ્લોકમાં 'कथं' અને 'कं' એ બંને શબ્દો પ્રશ્ન પૂછવા માટે નથી વપરાયા, પણ આક્ષેપ જણાવવા પૂરતા છે. ( કારણકે જો પ્રશ્નરૂપે હોત તો તેનો જવાબ આચાર્યે આપ્યો હોત, પણ તે નથી આપ્યો તેથી એ આક્ષેપરૂપ છે. ) આત્માનો તથા વિદ્વાન આત્મવેત્તાનો સ્વભાવ એકસરખો હોવાથી અને આત્મા ક્રિયાવિરહિત છે, તેથી શ્રીભગવાન આ પ્રકરણો( અધ્યાય )નો એ અર્થ કરવા માગે છે કે વિદ્વાનમાં સર્વ કર્મનો અભાવ હોવો એ ઇષ્ટ છે. હણવાની ક્રિયાનો વિદ્વાન પુરુષમાં જે આરોપ (આક્ષેપ અર્જુનને નિમિત્તે) કરવામાં આવ્યો છે તે તો એક ઉદાહરણરૂપે છે.

**(૨) શંકા–પૂર્વપક્ષ :** વિદ્વાન ( જ્ઞાની ) પુરુષમાં સર્વ કર્મની અશક્યતા ભગવાન જણાવે છે, તે કયો ખાસ હેતુ દૃષ્ટિમાં રાખી ભગવાન કર્મો વિષે આક્ષેપ, कथं स पुरुष: કહી કરે છે ?

**ઉત્તર–સિદ્ધાંતપક્ષ :** પહેલાં જ આપણે કહી ગયા કે આત્માનું અવિકારીપણું, નિષ્ક્રિયપણું જ જ્ઞાની કર્તાનાં સર્વ કર્મોના અસંભવનું ખાસ કારણ છે **વાદી :** ખરી વાત કહી; અને અવિક્રિય આત્માથી એનો જાણવાવાળો જુદો છે, તેથી જ ભગવાને કહ્યું છે તે સત્ય છે કે આત્માના અવિક્રિયપણાથી વિદ્વાનનું અવિક્રિયપણું છે અને એ એની અવિક્રિયતાનું કાંઈ ખાસ કારણ નથી; કેમકે એવું કાંઈ નથી કે વિદ્વાનનો આત્મા નિષ્ક્રિય આત્માથી જુદો છે, પણ વિદ્વાનનું અવિક્રિયત્વ એ કાંઈ ઠૂંઠાના ક્રિયારહિતપણા જેવું નથી; કારણકે વિદ્વાનના અવિક્રિયત્વમાં કાંઈ ઠૂંઠાના જેવો ક્રિયાનો કેવળ અસંભવ નથી દેખાતો; અથવા તો એ ઠૂંઠાને અવિક્રિય જાણનાર એ વિદ્વાનનો આત્મા કાંઈ કર્મ જ ન કરી શકે એમ નથી. **ઉત્તર–સિદ્ધાંતપક્ષ :** તમારી આ વાત બરાબર નથી; કારણકે આત્મા પોતે જાણવાવાળો છે. દેહ વગેરે સંઘાત–સમૂહ ( સ્થૂલ, સૂક્ષ્મ, કારણ વગેરે ) કાંઈ જાણનાર બની શકતો નથી. દેહાદિ બાદ કરતા બાકી આત્મા જ રહે છે. તે આત્મા જ અવિક્રિય–ક્રિયારહિત જાણવાવાળો છે, તેથી એ વિદ્વાન(જ્ઞાની)ને કર્મનો અસંભવ હોવાથી શ્રીભગવાનનો જે આ શ્લોકમાં 'कथं स पुरुष' નો આક્ષેપ છે તે ખરો છે. જેમ આત્મા નિર્વિકાર હોવા છતાં બુદ્ધિવૃત્તિ અને આત્માનું ભેદજ્ઞાન ન રહેવાથી, અવિદ્યાસંબંધને લીધે બુદ્ધિ વગેરે ઇંદ્રિયો

દ્વારા ગ્રહણ કરેલા શબ્દોના ગ્રહણ કરનાર તરીકે આત્માને માની લેવામાં આવે છે, તેવી જ રીતે આત્મા–અનાત્માવિવેકનું જ્ઞાન બુદ્ધિવૃત્તિ–અસતરૂપ વિદ્યાથી થાય છે, તોપણ આત્મા જે તદ્દન અવિકારી છે તે આત્માને બુદ્ધિવૃત્તિના સંયોગથી વિદ્વાન કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે આત્મા જ વિદ્વાન-જ્ઞાની છે, પણ માત્ર અવિદ્યાથી ઉત્પન્ન થયેલી બુદ્ધિવૃત્તિથી તેનો ભેદ કલ્પાય છે. <u>જ્ઞાની–વિદ્વાન માટે કર્મનો અસંભવ (જણાવ્યો) હોવાથી જે જે કર્મો કરવાનું શાસ્ત્રમાં ફરમાવવામાં આવ્યુ છે, તે સર્વ કર્મો તો અજ્ઞાની માટે છે એવો ભગવાનનો નિશ્ચય છે, એમ સમજાય છે.</u>

(૩) **શંકા–વાદી:** ત્યારે વિદ્યા પણ અજ્ઞાનીઓ માટે જ કહેવામાં આવી છે ને ? કારણકે જેણે વિદ્યા જાણી લીધી, જેને જ્ઞાન થયુ તેને ફરી વિદ્યા (જ્ઞાન) સંપાદન કરવાનું કહેવું એ તો પિષ્ટપેષણ કરવા જેવું થાય. તેથી અજ્ઞાની માટે કર્મ કહ્યાં છે, જ્ઞાની માટે નહિ. એવો વિભાગ પાડવા કરવાનું યોગ્ય નથી. **ઉત્તર–સિદ્ધાંતી:** એ વાત બરાબર નથી; કારણકે કર્મોના ભાવ યા અભાવ (<u>ભાવ – હોવું, અભાવ – ન હોવુ</u>) હોવાપણું અને ન હોવાપણાની એટલે કે કર્મની જ જરૂર છે કે નથી એવી માન્યતાના ભેદને લીધે આ જ્ઞાની–અજ્ઞાનીના વિભાગ, વર્ગીકરણ યોગ્ય છે. અગ્નિહોત્ર વગેરે કર્મો કરવાનું કહેનારાં વેદ-વાક્યોનો અર્થ જાણી લીધા પછી અનેક સાધનવાળું અગ્નિહોત્ર ઠેઠ સુધી સંપૂર્ણ રીતે આચરવા યોગ્ય છે. તે કર્મનો કર્તા હુ છું અને તે કરવું એ મારું કર્તવ્ય છે, એવા પ્રકારનું જ્ઞાન ધરાવનાર અવિદ્વાન માટે એ કર્તવ્ય, જે પ્રકારે અનુષ્ઠાન કરવા યોગ્ય બને છે તે પ્રકારે, જે જ્ઞાનીએ न जायते न म्रियते વગેરે આત્મસ્વરૂપ બતાવનારાં વાક્યોના અર્થ જાણી લીધા હોય, તેને માટે એવું જ્ઞાન થઈ ગયા પછીના કાળમાં કોઈ પણ કર્મ(નું) અનુષ્ઠાન કરવા યોગ્ય નથી; કેમકે એ જ્ઞાનીને તો ‘હુ નથી કર્તા, હું નથી ભોક્તા’ ઇત્યાદિનું તથા ‘આત્મા એક છે, અકર્તા છે’ વગેરે વિષયોનું જ્ઞાન થયેલુ હોવાથી બીજું કાંઈ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. તેથી જ્ઞાની–અજ્ઞાનીના (કર્તવ્ય–કર્મ) વિભાગ-વર્ગીકરણ (કર્યાં છે તે) બરોબર છે. પણ જે પોતે ‘હુ કર્તા છુ’ એમ પોતાને સમજે છે તેને તો ‘આ મારું કર્તવ્ય છે’ એવી બુદ્ધિ અવશ્ય થવાની જ. તેથી તેને કર્મનો અધિકાર પ્રાપ્ત થાય છે. માટે તેને માટે કર્મો છે અને ‘उभौ तौ न विजानीत’ એ ભગવાનના વાક્યથી તે અવિદ્વાન–અજ્ઞાની છે, એનાથી જુદાં લક્ષણવાળો વિદ્વાન–જ્ઞાની છે: (અને) ‘कथं स पुरुष.’ એ વચનથી એનામાં કર્મનો નિષેધ ભગવાને બતાવ્યો છે, તેથી નિર્વિકારી આત્માને જોનાના વિશેષ લક્ષણવાળા જ્ઞાની–મુમુક્ષુને તો બધાં કર્મો છોડવાનો જ, સર્વ કર્મ સંન્યાસનો જ અધિકાર છે. આથી જ વળી ભગવાન નારાયણ ‘ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् (૩–૩) જ્ઞાનયોગ વડે સાંખ્યોના અને કર્મયોગ વડે કર્મઠો’ના એ વાક્યથી જ્ઞાની સાંખ્યના અને કર્મઠ અજ્ઞાનીઓના બે વિભાગ કરી તેમની જુદીજુદી બે પ્રકારની નિષ્ઠા સમજાવે છે. તેવી જ રીતે વેદવ્યાસ પણ પોતાના

પુત્રને મહાભારત શાંતિપર્વ(૨૪૧–૬)માં 'द्वाविमावथ पन्थानौ । આ બે માર્ગો છે,' ઇત્યાદિ કહી, વળી તે (૨૫૪ કરવા) કહે છે: 'क्रियापथश्चैव पुरस्तात्पश्चात् संन्यासश्च । પહેલો ક્રિયામાર્ગ અને પછી સંન્યાસ છે.' આ જ બે વિભાગ ભગવાન વારંવાર દર્શાવશે. દાખલા તરીકે अतत्त्ववित्, अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते (૩–૨૭–૨૮), तत्त्ववित् नाहं करोमि (૩–૨૭–૨૮) અહંકારથી મોહ પામેલો અજ્ઞાની હું કર્તા છું એમ માને છે, જ્યારે તત્ત્વવેત્તા હું નથી કરતો એમ માને છે. વળી કહે છે: 'सर्वकर्माणि मनसा सन्न्यस्यास्ते (૫–૧૩) સર્વ કર્મોનો મનથી ત્યાગ કરી તે રહે છે.'

(૪) **શંકા–વાદી:** આ વિષયમાં પોતાને પંડિત સમજનારા (મીમાંસકો) એમ કહે છે: જન્મ, જરા વગેરે છ વિકારોથી રહિત નિર્વિકાર અકર્તા એક આત્મા હું (પોતે) છું, એવું જ્ઞાન કોઈને થતું જ નથી કે જેથી સર્વ કર્મ-સંન્યાસનો આ ઉપદેશ આપી શકાય. **ઉત્તર–સિદ્ધાંતી:** આ વાત બરોબર નથી; કારણકે એમ માની લઈએ, તો 'न जायते' વગેરે ઉપદેશનો કાંઈ અર્થ રહેતો નથી. વાદી જેવા લોકોને એમ પૂછવું જોઈએ કે જેમ શાસ્ત્રના ઉપદેશ-સામર્થ્ય વડે કર્મ કરવાવાળા મનુષ્યને ધર્મનું જ્ઞાન તથા દેહ પડ્યા બાદ ફરી દેહની પ્રાપ્તિનું (પુનર્જન્મનું) જ્ઞાન થાય છે, તેમ એ પુરુષને શાસ્ત્રોપદેશથી આત્મા નિર્વિકાર તથા અકર્તા છે, વગેરેનું વિજ્ઞાન શા માટે ન થઈ શકે? જો એ વાદી એમ કહે કે મન, બુદ્ધિ વગેરે ઇંદ્રિયોથી આત્મા અગોચર છે (દેખી શકાતો નથી), તેથી એનું જ્ઞાન થઈ શકતું નથી, તો એનું એ કથન વાજબી નથી; કારણકે 'मनसैवानुद्रष्टव्यम् । (બૃ ૪–૪–૧૯) મન વડે જ આ આત્માને જોવો જોઈએ ' એવું શ્રુતિ ભગવતીનું વચન છે. શાસ્ત્રના તથા આચાર્યના ઉપદેશ તથા શમદમ વગેરે સાધનો વડે શુદ્ધ થયેલું મન આત્મદર્શન(થવા)માં ઇંદ્રિયરૂપ સાધન છે. આ રીતે જ્ઞાનપ્રાપ્તિ (આત્મદર્શન) માટે અનુમાન તથા વેદશાસ્ત્રના પ્રમાણો હોવા છતાં કહેવું કે એ(આત્મા)નું જ્ઞાન થતું નથી, એ તો એક સાહસ–અવિચારીપણું જ છે.

(૫) (જ્ઞાનથી ઊલટું અજ્ઞાન છે.) ઉત્પન્ન થતું જ્ઞાન એનાથી ઊલટા આ અજ્ઞાનને જરૂર રોકે છે (નષ્ટ કરે છે) એમ માનવું જોઈએ. 'હું હણનાર છું, હું હણાયો છું,' એ અજ્ઞાન છે એ પહેલાં બતાવ્યું છે. ફરી અહીં પણ 'उभौ तौ न विजानीत । એવું માનનારા બન્ને જાણતા નથી એમ દેખાડ્યું છે' અર્થાત્ આત્માને હણવાની ક્રિયાનું કર્તાપણું તથા કર્મપણું છે એવી સમજ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે. આત્મા નિર્વિકાર હોવાથી દરેક ક્રિયામાં જો તેનું કર્તાપણું માનવામાં આવે, તો તે માન્યતા પણ એ જ પ્રમાણે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે(એમ સમજવાનું છે), કારણકે વિકારવાન કર્તા પોતે કર્મ કરે છે અને પોતાના કર્મરૂપ બીજાને કર્મની આજ્ઞા કરે છે. (કર્મમાં નિયુક્ત કરે છે.) આથી (એમ સાબિત થાય છે કે) સર્વ ક્રિયામાં વિદ્વાન(જ્ઞાની)નો કર્મમાં અધિકારનો અભાવ દેખાડવા, 'वेदाविनाशिनं कथं स पुरुषः । આત્માને

અવિનાશી અને નિત્ય જાણનાર, કોને મારે યા તો કોને મારવાની આજ્ઞા કરે' એવા (અર્જુનને કહેલાં) વચનથી ભગવાન વિદ્વાન (જ્ઞાની) માણસની સર્વ ક્રિયામાં કર્તાપણાનો અથવા બીજાને ક્રિયામાં પ્રેરવાનો એકસરખો નિષેધ કરે છે. ત્યારે જ્ઞાનીનો અધિકાર શેમાં છે એમ પૂછો, તો 'ज्ञानयोगेन साङ्ख्यानां' વગેરે વચનો દ્વારા પહેલેથી બતાવી ચૂક્યા છીએ અને વળી એ રીતે જ હવે પછી ફરી 'सर्वकर्माणि मनसा' વગેરે વાક્યોથી ભગવાન સર્વ કર્મોનો સંન્યાસ કહેશે. **શંકા–વાદી:** આ શ્લોકમાં 'मनसा' શબ્દ છે; માટે ફક્ત માનસિક કર્મોનો જ ત્યાગ બતાવ્યો છે. શરીરનાં કે વાણીનાં કર્મોનો સંન્યાસ (ત્યાગ) નથી બતાવ્યો. **ઉત્તર–સિદ્ધાંતી:** આ કહેવું બરોબર નથી; કારણકે 'સર્વ કર્મોને મનથી છોડીને' એમ કહ્યું છે તેમાં કર્મની આગળ 'સર્વ' વિશેષણ છે. **શંકા–વાદી:** જો આ સર્વ કર્મો કહ્યાં છે તે સર્વે મનમાં જ માનીએ તો? **ઉત્તર–સિદ્ધાંતી:** એ વાત બરાબર નથી; કારણકે શરીરની અને વાણીની ક્રિયા મનના વ્યાપાર–કાર્યથી જ થાય છે. મનનું કાર્ય જો બંધ પડે તો તેની આ ક્રિયાઓ પણ બંધ પડે. **શંકા–વાદી:** શાસ્ત્રે કહેલાં કાયિક–વાચિક કર્મોના કારણરૂપ માનસિક કર્મો હોય, તેના સિવાયનાં બધાં કર્મોનો મનથી (શરીરથી કે વાણીથી નહીં) સંન્યાસ કરવો જોઈએ. એમ માનીએ તો? **ઉત્તર–સિદ્ધાંતી:** ના, તે પણ બરોબર નથી; કારણકે નથી કરતો કે નથી કરાવતો એવાં વિશેષણો એની સાથે છે. (માટે ત્રણે પ્રકારનાં કર્મોનો સંન્યાસ કરવો જોઈએ એ વાત સિદ્ધ થાય છે.) **શંકા–વાદી:** ભગવાને કહેલો આ સંન્યાસ તો જે મરવા તૈયાર થયો હોય તેને માટે છે, જીવતા માટે નથી એમ કહો તો **ઉત્તર** એ છે કે એમ નથી. એમ માનીએ તો 'नवद्वारे पुरे देही च आस्ते मनसा स्मरन्। નવ દરવાજાવાળા શરીરરૂપ શહેરમાં આત્મા રહે છે. એ (રહે છે) એ વિશેષણ મૂકવાની કંઈ જરૂર રહેતી નથી. આથી જીવતાંનો જ સંન્યાસ બતાવ્યો છે મરી ગયેલાંને તો સર્વ કર્મના સંન્યાસને લીધે તે શરીરમાં હોવાનો અસંભવ છે. **શંકા:** (માટે) નહીં કરતા અને નહી કરાવતા પુરુષનો દેહમાં કર્મ છોડીને એટલે રાખી મૂકીને એવો અર્થ છે, શરીરમાં રહે છે એવો અર્થ નથી એમ કહો તો **ઉત્તર:** એ અર્થ બરાબર નથી, કારણકે દરેક ઠેકાણે આત્માને નિર્વિકાર માન્યો છે અને 'આસન' ક્રિયા (રહેવાની ક્રિયા) ને તો આધારની જરૂર હોય છે, જ્યારે સન્યાસને તો તેના આધારની જરૂર નથી. એટલે સંન્યાસમાં 'સં'ની સાથે જે 'ન્યાસ' છે તેનો અર્થ અહીં છોડવું છે. ન્યાસનો અર્થ નિક્ષેપ એટલે રાખવું એવો નથી; માટે એ નક્કી થયું કે ગીતા-શાસ્ત્રમાં આત્મજ્ઞાનીઓને તો સંન્યાસનો અધિકાર છે કર્મોનો નહીં. આ વાત અમો આત્મજ્ઞાનના પ્રકરણમાં જ્યાંજ્યાં આવશે ત્યાંત્યાં બતાવીશું. ૨૧

હવે પ્રકૃત વિષયનું વર્ણન કરીશું. અહીં (આ પ્રકરણમાં) આત્માના અવિનાશીપણાની પ્રતિજ્ઞા કરી છે. આત્મા અવિનાશી છે એમ બતાવ્યું છે તે કોના જેવો છે તે કહેવામાં આવે છે.

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥

જેમ જીર્ણ (થઈ ગયેલાં) વસ્ત્રો ત્યજી બીજાં નવાં વસ્ત્રો મનુષ્ય ગ્રહણ કરે છે, તેમ દેહી (જીવાત્મા) જીર્ણ શરીર ત્યજી બીજાં નવાં શરીરોમાં જાય છે. ૨૨

ભાષ્યાર્થ : જેમ પુરુષ જીર્ણ થઈ ગયેલાં જૂનાં વસ્ત્રોને ત્યાગી બીજાં નવાં (વસ્ત્રો) ધારણ કરે છે, તે જ પ્રમાણે દેહી જીવાત્મા જૂનાં શરીર છોડી બીજાં નવાં શરીરોમાં જાય છે, બીજાં નવાં શરીરો પામે છે. ભાવાર્થ એ છે કે જૂનાં વસ્ત્રો છોડી નવાં ધારણ કરનાર પુરુષ નિર્વિકાર રહે તેમ આ આત્મા સદા નિર્વિકાર છે.

શાથી આત્મા અવિકારી છે એમ પૂછો તો જવાબ—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

આ આત્માને શસ્ત્રો છેદતાં નથી, આ આત્માને અગ્નિ બાળતો નથી. જળ આ આત્માને પલાળતું નથી કે પવન એને શોષી (સૂકવી) શકતો નથી. ૨૩

ભાષ્યાર્થ : આ પ્રકૃત-ઉપર કહેલા દેહી યા જીવાત્માને શસ્ત્રો, હથિયારો છેદી (કાપી) શકતાં નથી. તે અવયવરહિત હોવાથી તલવાર વગેરે શસ્ત્રો પણ તેના અવયવના ટુકડા પાડી છૂટા કરી શકતાં નથી. તેવી જ રીતે અગ્નિ પણ એને નથી બાળી શકતો (ભસ્મીભૂત નથી કરી શકતો). પાણી તેને પલાળી શકતું નથી; કારણકે અવયવવાળી ચીજોને જ પલાળી તેના અવયવો છૂટાછૂટા કરી નાખવાનું સામર્થ્ય જળનું છે. તેનું સામર્થ્ય નિરવયવી આત્મામાં નથી સંભવતું. વળી એ જ રીતે વાયુ (પવન) જળવાળા પદાર્થનું જળ શોષી જઈ તેનો નાશ કરે છે; તેવું આ સ્વસ્વરૂપ આત્માનું શોષણ વાયુ નથી કરતો (કરી શકતો).

આ વસ્તુસ્થિતિ છે તેથી—

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

આ આત્મા છેદી ન શકાય, બાળી ન શકાય, પલાળી ન શકાય, શોષી ન શકાય તેવો છે. આ આત્મા નિત્ય રહેનાર, સર્વત્ર વ્યાપી રહેલો, સ્થિર (નિત્ય–પરિપૂર્ણ), અચળ અને સનાતન (અનાદિ) છે. ૨૪

ભાષ્યાર્થ : આ આત્મા કપાઈ ન શકે એવો, બળીને ખાખ ન થઈ શકે એવો, ઓગળી નાશ ન પામે એવો તથા સુકાઈ જઈ નાશ ન પામે એવો છે.

અંદરઅંદર એકેકનો નાશ કરવાવાળાં પાંચ મહાભૂતો–પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ–આ આત્માનો નાશ કરવા શક્તિમાન નથી. એથી જ આત્મા નિત્ય છે. નિત્યપણાથી સર્વગત–સર્વવ્યાપી છે. સર્વવ્યાપી હોવાથી સ્થાણુ (ઝાડનાં થડ) પેઠે સ્થિર છે. સ્થિર હોવાથી આ આત્મા અચળ છે, તેથી સનાતન છે, કાયમ છે. કોઈ પણ કારણથી એ ઉત્પન્ન થયેલો નથી; અર્થાત્ એની ઉત્પત્તિ કોઈ પણ કારણને આભારી નથી. તે સનાતન પુરાણો છે એટલે કે તે તો હમેશનો નવો જ છે એવો અર્થ છે.

ઉપર (શ્લો. ૨૦) 'न जायते म्रियते' વગેરે વડે આત્માનું નિત્યપણું તથા અવિકારીપણું કહેલું છે. વળી તે પછીના આ શ્લોકોમાં તે જ (વાત) આત્મતત્ત્વ કાંઈક (બીજા) શબ્દરૂપે તો કાંઈક અર્થરૂપે વારંવાર કહેવામાં આવ્યું છે. એટલા પરથી આ શ્લોકોમાં પુનરુક્તિ (કહેલું કહેવાના, પિષ્ટપેષણ કરવાના) દોષનું આરોપણ ન કરવું; કારણકે આત્મતત્ત્વ બહુ અઘરું છે. સહજમાં સમજી શકાય એવું નથી. તેથી વારંવાર તેનો પ્રસંગ ઉપસ્થિત કરી ભગવાન વાસુદેવ જુદાજુદા શબ્દોમાં તે જ આત્મતત્ત્વનું નિરૂપણ કરે છે. એ વિચારથી કે કોઈ પણ પ્રકારે સંસારીઓને આ અવ્યક્ત તત્ત્વ બુદ્ધિગોચર–અનુભવગમ્ય બની સંસારચક્ર(ના ફેરા)ની નિવૃત્તિનું કારણ બને.

વળી પણ

**अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

આ ઇંદ્રિયોથી ન જાણી શકાય એવો, મન વડે ન જાણી શકાય એવો, વિકાર–રૂપાંતર ન પામે એવો; અર્થાત્ અવ્યક્ત, અચિંત્ય અને અવિકારી કહેવાય છે. તેટલા માટે આ આત્માને એવો જાણી તારે શોક કરવો યોગ્ય નથી. ૨૫

**ભાષ્યાર્થ:** આ આત્મા સર્વ ઇંદ્રિયોઅને બુદ્ધિ, મન વગેરેનો વિષય નહીં હોવાથી વ્યક્ત (સ્પષ્ટ) નથી થતો; માટે તે અવ્યક્ત છે અને તેથી જ તે અચિંત્ય, ચિંતન ન થઈ શકે એવો (પણ) છે; કારણકે જે ઇંદ્રિયગોચર–ઇંદ્રિયો જોઈ શકે એવો વિષય હોય તેનું ચિંતન થઈ શકે છે, પણ આ આત્માનું ઇંદ્રિય વડે દેખાવાપણું ન હોવાથી અચિંત્ય છે. વળી એ આત્મા અવિકારી છે એટલે કે દહીંના મેળવણ વગેરેથી દૂધ જેમ દહીં, છાશ વગેરેમાં પલટાઈ જઈ વિકારી બને છે તેમ આ આત્મા વિકારી નથી થતો. વળી અવયવરહિત હોવાથી પણ તે અવિકારી છે. અવયવવગરની કોઈ પણ ચીજમાં વિકાર (ફેરફાર) જોવામાં નથી આવતો. વિકારરહિત હોવાથી એ આત્મા અવિકારી કહેવામાં આવ્યો છે, તેથી એ આત્માને ઉપર કહ્યા પ્રમાણે જાણી, તારે 'હું હણનાર છું અને આ (બધા) મારાથી હણાય છે,' એ પ્રકારનો શોક ન કરવો જોઈએ.

હવે 'આત્મા અનિત્ય છે' એમ માનતા હો તો તેને તકરાર ખાતર

સાચું માની જવાબરૂપે કહેવામાં આવે છે:

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथाऽपि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

છતાં પણ તું માનતો હોય કે આત્માનો સ્વભાવ જ નિત્ય (પ્રતિ શરીર) જન્મ લેવાનો તથા નિત્ય મરવાનો છે; તોપણ હે મોટા હાથવાળા અર્જુન ! તારે એનો શોક કરવો યોગ્ય નથી. ૨૬

ભાષ્યાર્થ: 'અથ' અને 'ચ' એ શબ્દોથી તકરાર ખાતર કલ્પી લીધેલી શંકા ઔપચારિક રીતે કબૂલ કરી છે એમ સૂચવે છે. જો તું આ આત્માને હમેશ જન્મ લેનારો એટલે કે લોકપ્રસિદ્ધિ અર્થાત્ લૌકિક માન્યતા પ્રમાણે અનેક શરીરોની ઉત્પત્તિની સાથેસાથે ઉત્પન્ન થતો, જન્મ લેતો માને તથા એ શરીરોના નાશની સાથેસાથે હમેશ નાશ પામતો માને; તોપણ એવા નિત્ય જન્મવાવાળા તથા નિત્ય મરવાવાળા આત્માને નિમિત્તે હે મહાબાહુ અર્જુન! તારે આ પ્રકારે શોક કરવો યોગ્ય નથી; કારણકે જન્મવાવાળાનું મરણ અને મરવાવાળાનો જન્મ એ તો બન્ને અવશ્ય થનારાં જ છે.

અને તેમ હોવાથી–

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

કેમકે જન્મેલાનું મૃત્યુ નિશ્ચય થાય છે અને મરેલાનો જન્મ પણ નક્કી થાય છે; માટે આ ન વારી શકાય એવા વિષયમાં તારે શોક કરવો ઉચિત નથી. ૨૭

ભાષ્યાર્થ: જેણે જન્મ લીધો છે તેનું મરણ નક્કી છે અને જે મરી ગયો છે એનો જન્મ પણ સાથેસાથે નક્કી જ છે. માટે આ જન્મમરણરૂપી વસ્તુ કોઈ પણ રીતે ટાળી શકાય એવી નથી, તેથી તેનો શોક કરવો યોગ્ય નથી.

પ્રાણીઓને કેવળ તું કાર્યકારણ સંઘાત (સમૂહ) માને તો એમને માટે તે હેતુથી પણ શોક કરવો ઉચિત નથી.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥

ભૂતમાત્ર પ્રારંભમાં અવ્યક્ત (પ્રકટ નહીં એટલે અપ્રત્યક્ષ) છે, મધ્યમાં હે ભારત! પ્રત્યક્ષ–સ્પષ્ટ જોઈ શકાય એવાં છે અને મૃત્યુસમયમાં અપ્રત્યક્ષ જ છે; માટે ત્યાં એવાં શરીરો વિષે હે અર્જુન! આ શો પ્રલાપ? ૨૮

ભાષ્યાર્થ: પુત્ર, મિત્ર વગેરે કાર્યકારણ સંઘાત(સમુદાય)રૂપ જે

પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે તે ઉત્પન્ન થતાં પહેલાં તે દેખાતાં નહોતાં એટલે કે તેઓ અવ્યક્ત હતાં. માટે તેઓ અવ્યક્ત હતાં એમ કહેવાર્થ છે. ઉત્પન્ન થઈ તેમનું મરણ થાય તે પહેલાં તેમનો નાશ નથી થયો ત્યાંસુધી તે વ્યક્ત (દશ્ય) છે તે દેખી શકાય છે; માટે તેઓ 'વ્યક્તમધ્ય' કહેવાય છે. વળી તેઓ મરણ પામે છે એટલે અવ્યક્ત થાય છે; આથી તેઓ 'અવ્યક્તનિધાન' કહેવાય છે. મરણ પછી તેઓ અવ્યક્તપણાને જ પામે છે એ અર્થ છે. મહાભારતના સ્ત્રીપર્વ(૨-૧૩)માં કહ્યું છે: अदर्शनादापतिताः पुनश्चादर्शनं गताः। नासौ तव न तस्य त्वं वृथा का परिदेवना॥ આ ભૂતસંઘાત (શરીરો) અવ્યક્તમાંથી આવીને દેખાયો છે; પાછો તે અદશ્ય થઈ ગયો. નથી તે તારો, નથી તું એમનો. માટે વ્યર્થ શોક શા માટે કરવો? અદશ્ય, દશ્ય અને પાછાં અદશ્ય સ્થિતિવાળાં ભ્રાંતિરૂપ આ ભૂતો (શરીરો) માટે શોક શો? શા માટે આ રડારોળ?

જે સંબંધમાં આ પ્રકરણ ચાલુ છે તે આત્મા જાણવો મુશ્કેલ છે. સર્વ સાધારણ(મનુષ્યો)નું ભ્રાંતિનું તે કારણ છે, તો તે વિષયમાં તને એકલાને જ શા માટે મારે ઠપકો આપવો? કેવી રીતનો આ આત્મા દુર્વિજ્ઞેય (જાણવો મુશ્કેલ) છે તે ઉપર–

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

કોઈ આ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, ત્યારે વળી બીજા આ આત્માને આશ્ચર્ય જેવો કહે છે અને વળી ત્રીજા એ આત્માને આશ્ચર્યની જેમ સાંભળે છે. જ્યારે વળી કોઈ તો સાંભળીને પણ એ આત્માને નથી જાણતા. ૨૯

**ભાષ્યાર્થ:** પહેલાં ન જોયો હોય એવો કોઈ અદ્‌ભુત પદાર્થ અકસ્માત્ નજરે પડી જાય યા જણાય કે દેખાય તે આશ્ચર્ય. તેના જેવું જે હોય તે આશ્ચર્યવત્ કહેવાય છે. કેટલાક એ આત્માને આશ્ચર્યની વસ્તુ પેઠે જુએ છે. તે જ પ્રમાણે બીજા એને આશ્ચર્યવત્ કહે છે. જ્યારે કેટલાક વળી એને આશ્ચર્યવત્ સાંભળે છે. એવી રીતે જોઈને તથા સાંભળીને, પણ કેટલાક એને નથી જાણતા; અથવા જે આ આત્માને જુએ છે તે આશ્ચર્ય સમાન છે. જે એ કહે છે અને જે સાંભળે છે તેવા તો અનેક સહસ્રોમાં કોઈક હોય છે. માટે આત્મા જાણવો દુર્બોધ (મુશ્કેલ) છે. એવો શ્રીભગવાનનો અભિપ્રાય છે.

હવે આ પ્રકરણ(વિષય)ના અર્થનો ઉપસંહાર કરવા ઈશ્વરમાં શ્રીભગવાન કહે છે:

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

સર્વના શરીરમાં, દેહમાં આ દેહી (આત્મા) અવધ્ય છે. તેટલા માટે હે અર્જુન! (આ) સર્વ ભૂતોનો (પ્રાણીઓનો) તારે શોક કરવો યોગ્ય નથી. ૩૦

ભાષ્યાર્થ: આ દેહાત્મા સર્વવ્યાપી હોવાથી સ્થાવરજંગમ બધાં શરીરોમાં રહેલો છે; છતાં તે અવયવવિનાનો અને નિત્ય છે. તેથી તે સર્વ અવસ્થામાં અવધ્ય (હણાઈ ન શકે એવો) છે, જેથી બધાં પ્રાણીઓનો નાશ કરવામાં આવે, તોપણ આત્માનો વધ નથી થઈ શકતો. માટે ભીષ્મ વગેરે બધાં પ્રાણીઓના સંબંધમાં શોક કરવો યોગ્ય નથી.

અહીં પરમાર્થતત્ત્વની દૃષ્ટિથી શોક અથવા મોહ શક્ય નથી સંભવતા એમ કહ્યું છે. પણ હવે એથી પણ આગળ જઈ શ્રીભગવાન કહે છે, હું આ કહું છું તે કેવળ પરમાર્થતત્ત્વની દૃષ્ટિને લીધે જ નથી કહેતો પણ–

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥३१॥

વળી સ્વધર્મ ઉપર લક્ષ આપીને પણ યુદ્ધથી ડગવું (મ્રૂછ ઊઠવું) યોગ્ય નથી; કારણકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધ વિના બીજું શ્રેયસ્કર નથી. ૩૧

ભાષ્યાર્થ: ક્ષત્રિય માટે જે યુદ્ધરૂપી સ્વધર્મ છે તે જોઈને (તેને તરછોડીને) મ્રૂછ ઊઠવું કે એ યુદ્ધમાર્ગથી ચલાયમાન થવું એ તારે માટે યોગ્ય નથી. આ યુદ્ધ ક્ષત્રિયના સ્વાભાવિક ધર્મરૂપ (આત્મસ્વભાવરૂપ) આવી મળેલું છે એવો અભિપ્રાય છે; કારણકે યુદ્ધ વડે પૃથ્વીના વિજયની પ્રાપ્તિ થઈ તે મારફત ધર્મપાલન અને પ્રજારક્ષણ થાય છે. માટે ધર્મમય યુદ્ધ(હોય તો તે)ના કરતાં ક્ષત્રિયો માટે બીજો કોઈ પણ માર્ગ વધુ કલ્યાણકારી નથી.

એ યુદ્ધ શા માટે કરવા યોગ્ય છે તેના જવાબરૂપે કહે છે:

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥३२॥

ઉઘાડેલા સ્વર્ગના દ્વારરૂપ, પ્રયત્ન વગર જ અકસ્માત્ આવી મળેલું આ પ્રકારનું યુદ્ધ હે પાર્થ!-સુખી-ક્ષત્રિયો મેળવે છે. એટલે કે હે પાર્થ જેને આવું યુદ્ધ લડવાને આવી મળે છે તે ભાગ્યશાળી છે. ૩૨

ભાષ્યાર્થ: માગ્યા કે ઇચ્છયા વગર આવી મળેલું, સ્વર્ગનાં ખુલ્લાં થયેલાં દ્વારરૂપ આવું યુદ્ધ ક્ષત્રિયો (જ) પામે છે. હે પાર્થ! તેઓ શું સુખી નથી કે? એટલે કે અનાયાસે પ્રાપ્ત થયેલું ધર્મયુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે.

આવી રીતે યુદ્ધ કરવાની ફરજ તને પ્રાપ્ત થયા છતાં–

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

જો આ ધર્મરૂપ યુદ્ધ તું નહિ કરે તો તેથી સ્વધર્મ અને કીર્તિ ખોઈને પાપ પામીશ. ૩૩

ભાષ્યાર્થ : જો તું આ ધર્મમય યુદ્ધ નહીં કરે તો એ યુદ્ધ ન કરવાને લીધે તારા ધર્મ અને મહાદેવ વગેરે સાથે યુદ્ધ કરવાથી પ્રાપ્ત થયેલી કીર્તિનો નાશ કરી કેવળ પાપ જ પ્રાપ્ત કરીશ.

ફક્ત સ્વધર્મ અને કીર્તિનો જ ત્યાગ થશે એટલું જ નહીં પણ—

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्।
संभावितस्य चाकीर्तिः मरणादतिरिच्यते ॥ ३४ ॥

વળી ભૂત–પ્રાણીઓ માત્ર તારી નિરંતર અપકીર્તિ ગાશે અને પ્રતિષ્ઠિતને તો અપકીર્તિ મરણથી પણ વધુ છે. ૩૪

ભાષ્યાર્થ : સર્વ લોકો તારી નિંદા, (બેઆબરૂ પણ) દીર્ઘકાળ પર્યંત (કાયમ) કર્યા કરશે. ધર્માત્મા, શૂરવીર વગેરે નામના (આબરૂ) મેળવેલા માટે તો આવી બેઆબરૂ મરણ કરતાં પણ વધારે (ખરાબ) છે. કહેવાનો આશય છે કે આબરૂવાળા પુરુષો માટે તો અપયશ કરતા મરવું સારું છે.

વળી,

भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

મહારથીઓ તને રણમાંથી ભયને લીધે હઠી ગયેલો માનશે; જેમના મનમાં તારે માટે બહુ માન (ઉત્પન્ન થયેલું) છે, તેમની જ દૃષ્ટિમાં તું નીચો પડીશ–તુચ્છ થઈ જઈશ. ૩૫

ભાષ્યાર્થ : કર્ણ વગેરેના ભયથી તું યુદ્ધ કરતાં અટકી ગયો, ત્યાંથી પાછો હઠી ગયો, એમ કાંઈ એ દુર્યોધન વગેરે મહારથીઓ નથી માનવાના. જે દુર્યોધન વગેરેમાં તું બહુ માનવાળો સન્માનનીય ગણાયો છે તેમનામાં હવે તું હલકો લેખાઈશ.

વળી,

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः।
निन्दंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥

તારા શત્રુઓ તારી વિરુદ્ધનાં ન બોલાય એવાં વચનો તારા સામર્થ્યની નિંદા કરતાકરતા બોલશે. એથી વધારે દુઃખ બીજું કયું? ૩૬

**ભાષ્યાર્થ:** એ તારા શત્રુગણો તેં નિવાતકવચ[1] વગેરે દૈત્યો સાથે યુદ્ધ કરી જે સામર્થ્ય બતાવ્યું છે તેની નિંદા કરશે અને ન કહેવાય એવાં અનેક પ્રકારનાં વચનો કહેશે. એ નિંદા થવાથી જે દુઃખ થશે તેથી વધારે મોટું દુઃખ કયું છે? તેનાથી વધારે કષ્ટ આપનારું દુઃખ બીજું એકે નથી એમ કહેવાનો અભિપ્રાય છે.

હવે જો તું કર્ણ વગેરે સાથે યુદ્ધ કરે તો—

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय ! युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

હણાયો તો સ્વર્ગમાં જઈશ અથવા જય પામ્યો તો પૃથ્વી (નું રાજ્ય) ભોગવીશ. તેથી હે કૌંતેય (અર્જુન)! યુદ્ધ કરવાનો નિશ્ચય કરી તું ઊભો થા. ૩૭

**ભાષ્યાર્થ:** જો તું હણાય, મરાય તો સ્વર્ગપ્રાપ્તિ કરીશ, નહિ તો કર્ણાદિ વીરોને જીતી પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. બન્ને રીતે તારે તો લાભ જ છે. માટે હે કૌંતેય! યુદ્ધ માટે એક મનનો (મક્કમ) બની, શત્રુને જીતીશ કે લડતાં મરી જઈશ એવો નિશ્ચય કરી ઊઠ, ઊભો થા.

યુદ્ધ સ્વધર્મ છે એમ માની, યુદ્ધ કરવાવાળા માટે આ ઉપદેશ છે તે સાંભળ:

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય, એ સર્વ સમાન ગણી(માની)ને યુદ્ધમાં પ્રવૃત્ત થા (જોડા). એમ કરવાથી પાપ નહિ લાગે (પામે). ૩૮

**ભાષ્યાર્થ:** સુખદુઃખને સમાન સમજી એટલે કે એમાં રાગદ્વેષ રાખ્યા વિના તથા લાભહાનિને, જીતહારને સરખાં સમજી તું યુદ્ધ માટે પ્રવૃત્ત થા. એવી રીતે યુદ્ધ કરવાથી તને પાપ નહિ પ્રાપ્ત થાય. આ ઉપદેશ પ્રાસંગિક છે.

(સંગ્રામમાં ગુરુ, ભાઈ ઇત્યાદિને મારવાના ભયથી) અર્જુનને જે શોકમોહ ઊપજેલાં તે દૂર કરવા 'स्वधर्ममपि चावेक्ष्य' વગેરે શ્લોક (૨–૩૧)થી શરૂ કરી અહીં સુધી લૌકિક ન્યાય કહ્યો છે પરંતુ ખરી રીતે પરમાર્થદૃષ્ટિએ એમ નથી. (એ સિદ્ધાંત નથી.) અહીં પ્રસ્તુત વિષય તો પરમાર્થદર્શનનો છે. તે પહેલા વીસ શ્લોકમાં વર્ણવેલો છે. તેનો ઉપસંહાર શાસ્ત્રના જે વિભાગ છે તે દેખાડવા માટે 'एषा तेऽभिहिता सांख्ये' કહી નીચેના શ્લોકથી કરે છે. અહીં ફરીથી શાસ્ત્રના વિષયોના વિભાગો બતાવવાથી એ થશે કે આમળ

1 નિવાતકવચ શસ્ત્રથી ન ભેદાય એવું. ત્રીસ કરોડની સંખ્યા જેટલા શસ્ત્રથી ન ભેદાય એવા કવચધારી બળવાન આ રાક્ષસો ઇંદ્રના શત્રુઓ છે.

આવનાર 'ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ।' (૩-૩) આ શાસ્ત્રનું સહેલાઈથી દઢીકરણ થઈ શકશે અને શ્રોતાઓ પણ સહેલાઈથી સમજી શકશે; એ હેતુથી કહે છે.

एषा तेऽभिहिता साङ्ख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥

આ તને સાંખ્યશાસ્ત્રમાં જે બુદ્ધિ (જ્ઞાન) છે તે કહ્યું; છતાં આ યોગબુદ્ધિ સાંભળ, જે બુદ્ધિ( એ યુક્ત થવા )થી તું કર્મબંધ ત્યજી શકીશ. ૩૯

ભાષ્યાર્થ : મેં તને સાંખ્યશાસ્ત્રમાં આ બુદ્ધિ કહી છે. સાંખ્યનો અર્થ પરમાર્થવસ્તુની પિછાન કરી લેવા માટે જે બુદ્ધિ યા જ્ઞાન છે તે બુદ્ધિજ્ઞાનવાળું સાંખ્ય તને કહ્યું. એ સાંખ્યજ્ઞાન સંસારના હેતુરૂપે જે શોક-મોહ છે તે શોક-મોહ ટાળવાનો ખરેખરો ઉપાય છે. એ જ્ઞાનની પ્રાપ્તિના ઉપાયરૂપ જે યોગ છે તે વિષે હવે સાંભળ. યોગ બે છે: કર્મયોગ અને સમાધિયોગ. આસક્તિરહિત થઈ સુખદુઃખ વગેરેનાં દ્વંદ્વ( જોડકાં )નો ત્યાગ કરી તે ત્યાગપૂર્વક ઈશ્વરારાધન માટે કરવામાં આવતા કર્મના અનુષ્ઠાનમાં રહેતી કર્મયોગની બુદ્ધિનો એક પ્રકાર છે અને સુખદુઃખમાં સમાન વૃત્તિની સમાધિસ્થ દશામાં રહેતી સમાધિયોગની બુદ્ધિનો પ્રકાર બીજો છે. તે બુદ્ધિઓ જે હવે પછી કહેવામાં આવનાર છે તે સાંભળ. આ બુદ્ધિ પર પ્રીતિ વધારવા બુદ્ધિનાં વખાણ કરે છે અને કહે છે: 'હે અર્જુન' આ યોગબુદ્ધિવાળો તું થઈશ એટલે તું ધર્મ-અધર્મ નામવાળાં કર્મોનાં બંધનનો ઈશ્વરકૃપાથી થતી જ્ઞાનપ્રાપ્તિથી નાશ કરી નાંખીશ.'

અને વળી બીજું કહું છું તે સાંભળ:

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥

અહીં એટલે આ કર્મયોગમાં (કરેલા) આરંભનો નાશ નથી થતો અને પ્રત્યવાય-દોષ (પણ) નથી. એ ધર્મનું આચરણ બહુ થોડું થયું હોય, તોપણ તે મોટા ભયથી બચાવે છે. ૪૦

ભાષ્યાર્થ : ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવતા આ મોક્ષના માર્ગમાં કર્મના આરંભનો નાશ નથી થતો. આ ક્રમ ખેતી વગેરે સંસારના ધંધાઓ જેવો નથી સંસારમાં તો ખેતી વગેરેનો પ્રારંભ કર્યો હોવા છતાં અનેક કારણવશાત્ તેનું ફળ મળવું અનિશ્ચિત હોય છે, તેવું આ કર્મયોગના ફળનું નથી. કર્મયોગનો તો પ્રારંભ કર્યો કે ફળ નિશ્ચિત મળે જ છે, એવો ભાવાર્થ છે. વળી એ કર્મયોગમાં નુકસાનની પણ બીક નથી. દરદની ચિકિત્સામાં ભૂલ થતાં ખોટી ચિકિત્સાથી ઘણી વખત દરદ વધી પડી સાજા થવામાં અડચણ ઊભી થાય છે, તેમ આ કર્મયોગમાં અડચણ યા વિઘ્ન આવતાં, ઊલટાં ફળ

આવવાં, ફાયદાને બદલે નુકસાનના રૂપમાં ફળ આવવાં વગેરે જેવાં કાંઈ જ અનિષ્ટ ફળ પ્રાપ્ત થતાં નથી. ત્યારે શું થાય છે? આ કર્મયોગનું થોડું પણ આચરણ થયું હોય, તો તે સંસારનાં જન્મમરણરૂપ મહાન ભયમાંથી પણ બચાવે છે.

આ જે સાંખ્યમાં બુદ્ધિ કહી અને હવે કર્મયોગમાં નિશ્ચય લક્ષણવાળી કહેવામાં આવનાર છે તે—

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

હે કુરુવંશને આનંદ પમાડનાર અર્જુન! અહીંઆં અર્થાત પરમાર્થમાર્ગમાં કલ્યાણકારી બુદ્ધિ એક જ છે તે નિશ્ચયસ્વરૂપવાળી છે; પરંતુ નિશ્ચયવિનાના સકામ પુરુષોની બુદ્ધિ બહુ શાખાવાળી અનંત છે. ૪૧

**ભાષ્યાર્થ:** હે કુરુનંદન અર્જુન! મોક્ષમાર્ગમાં નિશ્ચય સ્વભાવવાળી એક જ બુદ્ધિ છે. એટલે કે સાંખ્યયોગમાં જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાન સંશયવિનાનું નિશ્ચિત સ્વાભાવવાળું હોય છે; કેમકે તે સમ્યક્ નિર્દોષ વેદરૂપ પ્રમાણથી ઉત્પન્ન થાય છે; અને તે આનાથી ઊલટી બુદ્ધિવાળા અનેક પ્રકારના મતોના ભેદાભેદાદિનો બાધ કરે છે. તે ઊલટી બુદ્ધિઓ આ છે: (૧) જે બુદ્ધિમાં અનેક શાખાભેદના પ્રચારથી અનંત, અપાર અને કદી નહીં બંધ પડનારો સંસાર નિત્ય દેખાયા કરે છે. હરહમેશ નજરે પડી વધતો જાય છે તે એક પ્રકારની બુદ્ધિ અને (૨) બીજી બુદ્ધિ વેદશાસ્ત્ર વગેરે પ્રમાણોથી ઉત્પન્ન થતી યથાર્થ વસ્તુઓનો નિશ્ચય કરાવનારી બુદ્ધિ છે. એ બુદ્ધિ વિવેકબુદ્ધિ છે. તેના નિમિત્ત(બળ)થી ભેદનો અંત આવે છે અને અનંત ભેદબુદ્ધિ વિરામ પામે છે, એટલે સંસારનો પણ અંત આવે છે. પરંતુ જે વેદ વગેરે પ્રમાણોથી ઉત્પન્ન થતી વિવેકબુદ્ધિથી રહિત છે તેની એ બુદ્ધિ બહુશાખાવાળી, અનેક ભેદો જેમાં ઊઠે એવી છે અને એ પ્રત્યેક ભેદ(ભાગ)માં પણ પાછા ભાગ (વિભાગ) હોવાથી તે બુદ્ધિ અનંત (ભેદવાળી) બને છે.

(હવે પછીના) ત્રણ શ્લોકોથી જેમની બુદ્ધિ વ્યવસાયાત્મિકા–દૃઢનિશ્ચયવાળી, આત્માના એક જ વ્યવસાયવાળી નથી તે–

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

વેદવાદમાં મગ્ન થયેલા અને બીજું કાંઈ છે જ નહિ એવો વાદ કરનારા(તથા સ્વર્ગને જ પરમ સ્થાન ગણનાગ, વાસનાવાળા), અવિવેકીઓ, ફૂલના જેવી શોભિતી અને રમણીયતાવાળી વાણી બોલે છે. ૪૨

**ભાષ્યાર્થ :** હવે કહેવામાં આવનારી ફૂલોથી શોભાયમાન દેખાતાં વૃક્ષોની પેઠે રમણીય લાગે એવાં વાક્યોવાળી વાણી બોલે છે. કોણ આવું બોલ્યા કરે છે? અજ્ઞાની એટલે અલ્પબુદ્ધિવાળા અવિવેકી જેઓ અર્થવાદ અને ફળવાળાં સાધનોના પ્રકાશ કરવાવાળા વેદોના વાક્યોમા રચીપચી રહેના છે. હે અર્જુન! જેઓ એવો પણ વાદ કરવાના સ્વભાવવાળા છે કે સ્વર્ગપ્રાપ્તિ વગેરે ફળના સાધનરૂપ (જેટલાં કર્મ છે તે) કર્મથી બીજું કોઈ પણ સાધન જ (ચડિયાતું) નથી.

વળી તે કેવા છે?

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥

કામના(વાસના)વાળા, સ્વર્ગને જ પરમસ્થાન (સર્વશ્રેષ્ઠ) માનનારા પુરુષો જન્મ, કર્મ તથા ફળને આપવાવાળી ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ કરવા માટે અનેક પ્રકારની ક્રિયાઓ (કર્મો) વર્ણવનારી વાણી બોલે છે. ૪૩

**ભાષ્યાર્થ :** તેઓ કામાત્મા છે. કામ–ઇચ્છા જેનો આત્મા છે એવા એ છે. ઇચ્છાને જ જેમણે પોતાનો સ્વભાવ બનાવી દીધો છે એવા કામપરાયણ, સ્વર્ગને જ મુખ્ય માનનારાવાળા, સ્વર્ગ જ જેમનો પરમ પુરુષાર્થ છે એવા સ્વર્ગપરાયણ પુરુષો જન્મરૂપ કર્મફળ આપનારી વાતો કર્યા કરે છે. જન્મરૂપ કર્મફળનો અર્થ એ છે કે જે કર્મ જ એવા પ્રકારનું છે કે તેના ફળરૂપે ફરી આ સંસારમા જન્મ આવે એવા કર્મની એ વાતો કર્યા કરે છે. જેમની વાણીમા ક્રિયાના ભેદાભેદ અનેક છે એટલે કે સ્વર્ગ, પશુ, પુત્ર વગેરે અનેક પદાર્થોનાં (લાવનારાં) વર્ણન ખૂબ વિસ્તારપૂર્વક જેમની વાણીથી કરવામાં આવે છે અને ઉપભોગો તથા ઐશ્વર્ય મેળવવા માટે સાધનરૂપ અનેક પ્રકારની જે વાતો કરે છે, તે મૂઢો આ સંસારચક્રમાં વારંવાર ભટકયા કરે છે એવું કહેવાનું તાત્પર્ય છે.

અને તેઓની–

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥

ભોગ તથા ઐશ્વર્યમાં આસક્ત ચિત્તવાળા અને તે કામના-બુદ્ધિની વાચા વડે મોહ પામેલાના અંતઃકરણમાં આત્મતત્ત્વના નિશ્ચયવાળી બુદ્ધિ પેદા થતી નથી. ૪૪

**ભાષ્યાર્થ :** જે ભોગ તથા ઐશ્વર્યમાં આસક્ત છે, ભોગ અને ઐશ્વર્યને પુરુષાર્થ માની તેમાં જ જેમનો પ્રેમ ચોટી (જડાઈ) ગયો, જે એવી રીતે તે રૂપ બની ગયો છે તથા ઉપર જણાવેલી અનેક ભેદાભેદવાળી–ખૂબખૂબ ક્રિયાવાળી વાણીથી જેનું ચિત્ત હરાઈ ગયુ છે–હણાઈ ગયુ છે, જેની વિવેકબુદ્ધિ ઢંકાઈ

ગઈ છે એવા પુરુષોની વ્યવસાયાત્મિકા–નિશ્ચયાત્મિકા (સદ્વસ્તુના નિશ્ચયવાળી) બુદ્ધિ સમાધિમાં નથી ઠરતી, નથી કાયમ થતી. સમાધિનો અર્થ અહીં અંતઃકરણ છે. (કારણ) આમાં તો પુરુષભોગ માટે જ સર્વ આધન કરવાની અંતઃકરણની બુદ્ધિરૂપ સમાધિ છે, તેથી તેવાઓની નિશ્ચયાત્મક બુદ્ધિ સાંખ્ય કે યોગની સમાધિમાં નથી ચોટતી.

જે આ પ્રમાણે વિવેકબુદ્ધિવગરના કામપરાયણ છે, તેઓનું (તેમને ભાગે આવતું) જે ફળ છે તે કહે છે.

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥

વેદ(કર્મકાંડવેદ)નો વિષય ત્રિગુણમય છે. હે અર્જુન! તું નિર્ગુણ થા, નિર્દ્વંદ્વ થા, નિત્યસત્ત્વસ્થ થા, નિર્યોગક્ષેમ થા, આત્મવાન થા. (તું ત્રણ ગુણોથી પર થા, સુખદુઃખના દ્વંદ્વથી પર થા, અચળ ધૈર્યવાળો, યોગ તથા ક્ષેમની ચિંતાવગરનો તથા આત્મનિષ્ઠ થા.) ૪૫

ભાષ્યાર્થ: વેદો ત્રિગુણ વિષયવાળા છે. સત્ત્વ, રજસ ને તમસ એ ત્રણ ગુણથી ઉત્પન્ન થનાર સંસારનું વર્ણન કરવાવાળા વેદો છે એટલે કે ઉપર કહેલી રોચક વાણીથી લોભ ઉત્પન્ન કરનારા આ ત્રિગુણ વિષયવાળા વેદ છે. માટે હે અર્જુન! તું આ વૈદિક કર્મકોના ત્રણ ગુણથી પર, (નિસ્ત્રૈગુણ્ય) સંસારનાં જન્મમરણથી મુક્ત થા, તું નિષ્કામ થા તથા સુખદુઃખના કારણરૂપ જે એકેકથી વિરુદ્ધ ગુણવાળા–જોડકાં પદાર્થોનાં દ્વંદ્વ (યુગલો) છે, તે દ્વંદ્વથી તું મુક્ત થા. તે દ્વંદ્વ વિનાનો તું થા તથા સદા સત્ત્વગુણના આશ્રયે રહેનારો તું નિત્ય સત્ત્વસ્થ બન. નહીં મેળવેલી ચીજ મેળવવી તેનું નામ યોગ છે અને મળેલી ચીજનું રક્ષણ તે ક્ષેમ કહેવાય છે. આ યોગક્ષેમને મુખ્ય પુરુષાર્થ માનનારાની કલ્યાણના-(પરમાર્થ)ના માર્ગમાં પ્રવૃત્તિ થવી અતિકઠણ છે. માટે તું નિર્યોગ ક્ષેમ થા અને તું આત્મવાન, (આત્માનું–સ્વરૂપનું ચિંતન કરવામાં) પ્રમાદરહિત થા. સ્વધર્મનું અનુષ્ઠાન, આચરણ કરવામાં તત્પર થયેલા તને આ ઉપદેશ છે.

સર્વે વેદોક્ત કર્મોના જે અનંત ફળો (કહેલાં) છે તે બધાં ફળની જો કોઈને ઇચ્છા ન હોય, તો તે એ કર્મોનું અનુષ્ઠાન વિધિયુક્ત આચરણ ઈશ્વર માટે ઈશ્વરાર્પણ–બુદ્ધિથી શા માટે કરે? એ શંકાના સમાધાનમાં સાંભળ:

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके।
तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

નાના જળાશયથી જે અર્થ (કાર્ય) સરે છે તે જ અર્થ મહાજળમાં (મોટા જળાશયમાં) પણ સરે છે, તેમ સર્વ વેદોમાંનો અર્થ બ્રહ્મ જાણનાર બ્રાહ્મણને સહજ છે. ૪૬

ભાષ્યાર્થ: જેમ વ્યવહારમાં, આ દુનિયામાં કૂવા, તળાવ વગેરે અનેક

નાનાનાનાં જળાશયોમાં જેટલું સ્નાન–પાનાદિ કાર્ય સિદ્ધ થઈ શકે છે, એ બધું કાર્ય બધી બાજુથી પરિપૂર્ણ મહાન જળાશયમાં પણ થાય છે. મોટામાં નાનાનો સમાવેશ છે જ. (કારણ એમાં એનો અંતર્ભાવ છે.) તે પ્રમાણે સંપૂર્ણ વેદોમાં એટલે કે વેદોક્ત કર્મોથી જે પ્રયોજન સિદ્ધ થાય છે, એટલે એનું જે ફળ મળે છે એ બધું પ્રયોજન પરમાર્થતત્ત્વને જાણનારા બ્રાહ્મણ અર્થાત્ સંન્યાસીને સિદ્ધ થાય છે. એટલે કે સંન્યાસીને તે ફળ સર્વ પ્રકારે પરિપૂર્ણ મહાન જળાશયરૂપી વિજ્ઞાન–આનંદમાં તેટલા જ પ્રમાણમાં (અનાયાસે) મળે છે. ભાવાર્થ એ છે કે એ વિજ્ઞાન–આનંદમાં તે સર્વ વૈદિક કર્મોનાં ફળનો સમાવેશ યા અંતર્ભાવ છે. શ્રુતિમાં પણ કહ્યું છે: પ્રજાઓ જે કાંઈ શુભ કર્મ કરે છે તે સર્વનું સંપૂર્ણ ફળ જે એ (રૈક્વે) જાણેલાને જાણે છે તે(બ્રહ્મજ્ઞાની)-ને મળે છે (છાંદોગ્ય ૪–૧)* વળી આગળ ગીતાશાસ્ત્રમાં પણ ભગવાન (૪–૩૩) કહેશે કે સર્વ કર્મોનો અંતર્ભાવ જ્ઞાનમાં થઈ જાય છે. સર્વ કર્મો જ્ઞાનમાં સમાપ્ત થઈ (સમાઈ) જાય છે. એટલા માટે જ્ઞાનનિષ્ઠાના અધિકારની પ્રાપ્તિ થતા પહેલાં તો કર્મ (કરવાનો જ જેનો) અધિકાર છે તેણે કૂવા, તળાવ જેવાં નાનાનાનાં જળાશયો જેવાં થોડુંથોડું ફળ આપનારાં કર્મ કરવાં જોઈએ.

અને તારે તો—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूः मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

તને કર્મનો જ અધિકાર છે, ફળનો કદાપિ નહિ. કર્મફળમાં હેતુવાળો (ઇચ્છા રાખવાવાળો) ન થા, તેમ અકર્મમાં પણ પ્રીતિ ન રાખ (આસક્તિ ન કર). ૪૭

ભાષ્યાર્થ: તારો તો કર્મમાં જ અધિકાર છે, જ્ઞાનનિષ્ઠામાં નથી એ કર્મયોગમાં કર્મ કરતાંકરતાં ફળનો અધિકાર ન (પ્રાપ્ત) થાઓ. તને કોઈ પણ દિવસ કોઈ પણ અવસ્થામાં કર્મના ફળની ઇચ્છા ન થવી જોઈએ. જ્યારે (જો) તને કર્મફળની તૃષ્ણા થાય ત્યારે (તો) તું ફળપ્રાપ્તિનો કારણભૂત થાય. માટે એ પ્રકારે કર્મફળપ્રાપ્તિનો કારણભૂત તું ન થા. જ્યારે કોઈ કર્મના ફળની તૃષ્ણાવાળો થઈ કર્મમાં પ્રવૃત્ત થાય ત્યારે તે કર્મફળ પુનર્જન્મનો હેતુ (કારણ) બને જ છે. જો કર્મફળની જ ઇચ્છા ન કરવામાં આવે તો આ દુઃખરૂપ કર્મ સાથે તારે શો લેવાદેવા (શો સંબંધ)? માટે આ કર્મ દુઃખરૂપ છે એમ

* કોઈ જગ્યાએ આ શ્રુતિમાં વધારો છે જેનો અર્થ આ છે: જુગાર રમવાના પાસામાં એક બિંદુ એટલે કળિયુગ, બે બિંદુ એટલે દ્વાપર, ત્રણ બિંદુ એટલે ત્રેતા અને ચાર બિંદુ એટલે કૃત એવો સંકેત હોય છે પાસો નાખતાં જો ચાર બિંદુવાળો ભાગ આવે તો તેમાં ચારે યુગોનો સમાવેશ થઈ જાય છે, તેમ આત્મતત્ત્વ જાણનાર પુરુષને સર્વ કર્મના ફળ પ્રાપ્ત થાય છે

વિચારી તે કર્મ ન કરવારૂપ અકર્મમાં પણ તારી આસક્તિ, પ્રીતિ ઇચ્છા યા બુદ્ધિ ન થાઓ. તાત્પર્ય એ છે કે શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને શાસ્ત્રવિહિત કર્મો (ફળનો વિચાર—ઇચ્છા—કર્યા વિના) કરવાનું કહે છે.

જો કર્મફળની આશા મનમાં રાખીને કર્મ ન કરવું તો કર્મ કેવી રીતે કરવું તે કહે છે

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥**

યોગસ્થ રહી, સંગ-પ્રીતિ છોડી, સિદ્ધિ અને અસિદ્ધિમાં સફળતા તથા નિષ્ફળતામાં સમાન થઈ, હે ધનંજય અર્જુન! કર્મો કર. એ જ સમત્વયોગ કહેવાય છે ૪૮

ભાષ્યાર્થ: હે ધનંજય! (ધન એટલે સંપત્તિ, સ્વર્ગ વગેરે સુખ છે તે ધનને જીતનાર એટલે તુચ્છ છે એમ સમજી તેની લાલચમાં ન ફસાનાર) અર્જુન! તું યોગમાં સ્થિર બની, સુખદુઃખમાં સમાનવૃત્તિ ધારણ કરી નિશ્ચળતા રાખી, ફક્ત ઈશ્વર માટે કર્મો કર. એમાં વળી ઈશ્વર મારી પર પ્રસન્ન થાઓ, એવી આસક્તિ પણ છોડીને કર્મ કરવાં. ફળતૃષ્ણારહિત થઈને કરવામાં આવતા કર્મમાંથી અન્તઃશુદ્ધિ (અંતઃકરણશુદ્ધિ) ઉત્પન્ન થાય છે તેનાથી ઊલટી (સ્થિતિ જ્ઞાનપ્રાપ્તિ ન થવી—અજ્ઞાન દશા રહેવી તે) અસિદ્ધિ છે. એવી સિદ્ધિ તેમ જ અસિદ્ધિમાં સમાન (એકસરખી વૃત્તિવાળા) રહી કર્મો કર. એ કયો યોગ છે? જેમાં સ્થિર બની—અચળ રહી કર્મ કરવાનું કહ્યું છે? સિદ્ધિ અસિદ્ધિમાં સમપણું રાખવું તે જ યોગ કહ્યો છે

એવી સમત્વબુદ્ધિથી ઈશ્વરની આરાધના માટે જે કર્મ કરવામાં આવે છે, તેના કરતાં બીજું (સકામ) કર્મ હલકું છે તે બતાવે છે

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

હે ધનંજય અર્જુન! આ બુદ્ધિયોગ વડે નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મો કરતાં બીજું (સકામ) કર્મ ઘણું અધમ છે, તું એ બુદ્ધિયોગને (નિષ્કામ કર્મને) જ શરણે જા, કારણકે ફળની ઇચ્છા રાખવાવાળા પામર છે ૪૯

ભાષ્યાર્થ: હે ધનંજય બુદ્ધિયોગના કરતાં એટલે કે સમત્વબુદ્ધિથી સુખદુઃખમાં, લાભ—અલાભમાં, જયપરાજયમાં સમાન બુદ્ધિ રાખી નિષ્કામ વૃત્તિથી ઈશ્વરાર્પણ બુદ્ધિ વડે કરાતાં કર્મના કરતાં કર્મફળની ઇચ્છા રાખનારા સકામી મનુષ્યોથી જે કર્મ થાય તે અતિશય હલકું છે કારણકે તે જન્મ મરણનું (સંસારના ફેરામાં પાડનારું) કારણ છે માટે તું આવા કર્મોમાં રહેલી બે પ્રકારની બુદ્ધિમાંથી યોગબુદ્ધિમાં અથવા તો એ જ યોગબુદ્ધિ પરિપાક

થતાં જે સાંખ્યબુદ્ધિ ઉત્પન્ન થાય અને જે અભયપ્રાપ્તિનું કારણ છે તેમાં (તેનો) આશ્રય લે; કેમકે ફળની તૃષ્ણાથી પ્રેરાઈ સકામ કરનારા તો કૃપણ છે. ભાડૂતી વૃત્તિવાળા (અમુક મળે તો અમુક કરનારા હોવાથી ઉદારવૃત્તિવાળા નહીં) દીન છે. બૃહદારણ્યકની શ્રુતિ(૩–૮–૧૦)માં પણ કહ્યું છે: 'હે ગાર્ગી ! જે આ અક્ષરબ્રહ્મને જાણ્યા વિના આ લોકમાંથી જાય છે (મૃત્યુ પામે છે) તે કૃપણ છે.'

સમર્પણની બુદ્ધિ રાખી સ્વધર્મનું આચરણ કરતો માણસ જે ફળ મેળવે છે તે સાંભળ.

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥

અહીં (આ લોકમાં) બુદ્ધિયુક્ત–સમાન બુદ્ધિવાળો સુકૃત અને દુષ્કૃત, (પુણ્યપાપ) બંનેને ત્યજી દે છે–બંનેથી મુક્ત થઈ જાય છે; માટે યોગ કરવા માંડ. કર્મમાર્ગમાં આ યોગ જ શ્રેયસ્કર છે. ૫૦

ભાષ્યાર્થ: સમર્પણની બુદ્ધિવાળો માણસ બુદ્ધિયુક્ત અંતઃકરણની શુદ્ધિથી થતી જ્ઞાનપ્રાપ્તિ મારફતે સુકૃત–દુષ્કૃત, પુણ્ય તથા પાપ બંનેને અહીં આ લોકમાં જ છોડી દે છે. અહીં આ લોકમા જ કર્મબંધનથી એ રીતે મુક્ત થઈ જાય છે, તેથી તું સમત્વબુદ્ધિરૂપ યોગની પ્રાપ્તિ માટે યત્ન કર. સમત્વબુદ્ધિ યોગની પ્રવૃત્તિ કર. યોગનો અર્થ છે કર્મમાં કુશળતા. એટલે કે સ્વધર્મમાં પ્રવૃત્ત થયેલા પુરુષનો સફળતા–નિષ્ફળતા પ્રત્યે જે સમાનભાવ ઈશ્વરાર્પણ બુદ્ધિથી ઉત્પન્ન થયો છે, તેનું જ નામ કુશળતા છે. એમાં એ કૌશલ્ય છે કે સ્વભાવથી જ બંધન કરનારાં જે કર્મો છે, તે તેમનો બંધન કરવાનો સ્વભાવ સમત્વબુદ્ધિના પ્રભાવથી છોડી દે છે; માટે તું સમત્વબુદ્ધિવાળો થા.

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥

સમાન બુદ્ધિવાળા પુરુષો કર્મથી થતા ફળનો ત્યાગ કરીને, જન્મરૂપ બંધનથી અત્યંત મુક્ત થઈ અનામય (ઉપદ્રવરહિત) મોક્ષરૂપ પદ પામે છે. ૫૧

ભાષ્યાર્થ: શ્લોકમાં 'બુદ્ધિયુક્ત' શબ્દ છે તેની પહેલાંના 'કર્મજ' શબ્દ સાથે 'फलं त्यक्त्वा' શબ્દ લેવાથી પૂર્વાપરસંબંધ બેસે છે. સારાંનરસાં, ઇષ્ટઅનિષ્ટ દેહની પ્રાપ્તિ એ કર્મમાંથી ઉત્પન્ન થતું ફળ છે. સમબુદ્ધિવાળા પુરુષોએ કર્મફળ છોડી, મન વશ કરનાર જ્ઞાની બની, જીવતાં જ જન્મબંધનથી (બંધનરૂપ જન્મો છે તેમાંથી) મુક્ત થઈ, વિષ્ણુના મોક્ષનામથી ઓળખાતા સર્વ ઉપદ્રવરહિત પરમપદ પ્રાપ્ત કરી લે છે; અથવા તો એમ સમજવું કે પહેલા ૪૯મા શ્લોકથી આરંભી અહીં સુધી (બુદ્ધિ શબ્દથી જે બુદ્ધિ કહી છે) તે

કર્મયોગથી ઉત્પન્ન થતી સત્ત્વશુદ્ધિ યા અંતઃકરણશુદ્ધિ છે. તેમાથી જે સર્વતઃ સંપ્લુતોદક (જુઓ શ્લો. ૪૬) એક મોટા જળાશય પેઠે સર્વપ્રયોજન સિદ્ધ કરવાવાળી પરમાર્થ દર્શન વાળી બુદ્ધિ (ઉત્પન્ન થાય) છે, તે જ અત્રે કહી છે; કારણકે પુણ્યપાપનું નાશ કરનારું ખરેખરું કારણ એ બુદ્ધિ છે એમ સાંભળવામાં આવ્યું છે તેથી.

ઉપર કહેલા (સમત્વ) યોગના આચરણથી ઉત્પન્ન થતી સત્ત્વશુદ્ધિ યા અંતઃકરણશુદ્ધિ થઈ આ બુદ્ધિ ક્યારે પ્રાપ્ત થાય છે, તેના જવાબમાં કહે છે.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી કચરો ત્યજી દેશે (શુદ્ધ થઈ જશે) ત્યારે સાંભળવા યોગ્ય અને સાંભળેલાં સર્વ(કર્મફળ)નો તું વિરાગ પામીશ. પર

ભાષ્યાર્થ: મોહરૂપી મળ કે જેનાથી આત્મા-અનાત્માના વિવેકનું જ્ઞાન કલુષિત બની જાય છે અને પછી તે મોહરૂપી અવિવેક અંતઃકરણને વિષયો તરફ દોરે છે, તે જ્યારે તારી બુદ્ધિ તરી જાય, તેની પાર જ્યારે તારી બુદ્ધિ ઊતરી જાય એટલે કે જ્યારે તારી બુદ્ધિ બિલકુલ શુદ્ધ થઈ જાય, ત્યારે તને સાંભળવા યોગ્ય અને પૂર્વે સાંભળેલાં સર્વ કર્મફળથી વૈરાગ્ય પ્રાપ્ત થશે; અર્થાત્ સ્વર્ગ વગેરે જે ફળો તેં સાંભળ્યાં છે અથવા તો જે કાંઈ સાંભળવા યોગ્ય હોય તે સર્વ તને નિષ્ફળ લાગશે.

જો તું એમ પૂછે કે મોહરૂપ મલિનતાની પાર થઈ આત્મવિવેકથી થતી બુદ્ધિ મેળવ્યા બાદ ક્યારે હું કર્મયોગના ફળરૂપ પરમાર્થયોગ (પરમાર્થ-જ્ઞાન-વિજ્ઞાન) મેળવીશ તો સાંભળ:

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

જ્યારે અનેક પ્રકારની શ્રુતિથી (અનેક પ્રકારનાં કર્મફળો શ્રવણ કર્યાથી) વહેમાઈ ગયેલી (અસ્થિર બનેલી) તારી બુદ્ધિ નિશ્ચળ થઈ સમાધિ વિષે અચળ આત્મામાં વિક્ષેપવગરની (વિકલ્પવગરની) ઠરશે, ત્યારે તું યોગ (વિવેકપ્રજ્ઞા સમાધિ) પામીશ. ૫૩

ભાષ્યાર્થ: અનેક સાધ્યસાધન તથા તેનો સંબંધ દેખાડનારી, પ્રવૃત્તિ-નિવૃત્તિના લક્ષણવાળી, અનેક શ્રુતિ-શ્રવણથી ઉત્પન્ન થયેલી અને જુદેજુદે ઠેકાણે વીખાઈપીંખાઈ ગયેલી (વિક્ષિપ્ત બનેલી) તારી બુદ્ધિ જ્યારે સ્થિર થશે એટલે કે વિકલ્પના વિક્ષેપથી થતી ચળવિચળતાથી રહિત થઈ, ચિત્તમાં સમાધાનવાળી બની સમાધિમાં એટલે આત્મામાં લાગી જશે, અમત વસ્તુ છોડી દઈ અહીંતહીં ભટકતી બંધ થઈ જશે અને આત્મામાં સ્થિર થશે, ત્યારે તે જ

સમયે વિવેકપ્રજ્ઞા સમાધિ વિવેકથી ઉત્પન્ન થતી બુદ્ધિ; અર્થાત્ અંતઃકરણ-યોગથી ઉત્પન્ન થતી સમાધિ તને પ્રાપ્ત થશે.

ભગવાનના કથનમાં પ્રશ્ન પૂછવાનું કારણબીજ મળવાથી સમાધિપ્રજ્ઞા જેને પ્રાપ્ત થઈ છે, તેનાં લક્ષણ કેવાં હોય છે તે જાણવાની ઇચ્છાથી અર્જુને કહ્યું.

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

હે કેશવ, હે શ્રીકૃષ્ણ! સમાધિમાં રહેલા સ્થિતપ્રજ્ઞ (સ્થિર બુદ્ધિવાળા) કોણ કહેવાય છે? તેમનાં શાં લક્ષણ છે? એ સ્થિર બુદ્ધિવાળા શું અને કેવી રીતે બોલે છે, તે કેવી રીતે બેસે છે; અર્થાત્ બાહ્ય ઇંદ્રિયોનો નિગ્રહ કરી સ્થિર થાય છે, તે કેવી રીતે જાય છે, હરેફરે છે, વ્યવહાર કરે છે? ૫૪

**ભાષ્યાર્થ :** જેની બુદ્ધિ હું પરબ્રહ્મ પરમાત્મા છું એ પ્રકારે સ્થિર થઈ છે તે સ્થિતપ્રજ્ઞ છે. હે કેશવ! એવી સમાધિમાં જે સ્થિર થયો છે તે સ્થિતપ્રજ્ઞની ભાષા કેવી હોય છે, એને બીજા પુરુષો કયા પ્રકારનાં કથન તથા વચનથી વર્ણવે છે તથા તે સ્થિતપ્રજ્ઞ પોતે કેવી રીતે બોલે છે, કેવી રીતે બેસે છે, કેવી રીતે ચાલે છે? તાત્પર્ય કે એના હરવાફરવાના તથા બેસવાના વ્યવહાર કેવા હોય છે? (એમ) સ્થિતપ્રજ્ઞના લક્ષણ આ શ્લોકથી અર્જુન પૂછે છે.

જે પહેલેથી જ કર્મો છોડી જ્ઞાનનિષ્ઠામાં પ્રવૃત્ત છે અને જે કર્મયોગના નિષ્કામ આચરણ વડે જ્ઞાનનિષ્ઠામાં સ્થિત થયો છે, તે બન્ને પ્રકારના સ્થિતપ્રજ્ઞોનાં લક્ષણ અને સાધન આ 'પ્રજહાતિ'...શ્લોકથી આરંભી અધ્યાયની સમાપ્તિ સુધી કહેવામાં આવે છે. સર્વ અધ્યાત્મ વેદાંતશાસ્ત્રમાં કૃતાર્થ થયેલા (બ્રહ્મદશા પ્રાપ્ત કરેલા) પુરુષનાં જે લક્ષણો હોય છે, તે પ્રયત્ન દ્વારા મેળવી શકાય એવાં હોવાથી તેનો ઉપદેશ (સાધવાનાં—સાધ્ય કરી લેવાનાં) સાધન તરીકે કરવામાં આવે છે. પ્રયત્ન વડે સાધ્ય કરી લેવાય એવાં જે સાધનો છે અને જે (કૃતકૃત્ય થયેલાનાં, સિદ્ધ પુરુષનાં—સ્થિતપ્રજ્ઞનાં) લક્ષણ છે, તે હવે શ્રીભગવાન કહે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

જ્યારે હે પાર્થ! મનમાં રહેલી સર્વ કામનાઓ ત્યજી આત્માથી જ સંતુષ્ટ થઈ આત્મામાં જ વિરમે છે (સ્થિર થાય છે), ત્યારે તેને

સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫

ભાષ્યાર્થ: હે પાર્થ! જ્યારે મનમાં ઘૂસેલી (અંતઃકરણમાં ભરાઈ ગયેલી) અનેક પ્રકારની સર્વ કામના તથા ઇચ્છાઓને એ પ્રયત્નપૂર્વક છોડી દે છે અને આત્મામાં જ (પ્રત્યગાત્મસ્વરૂપમાં જ બાહ્ય) લાભની અપેક્ષા છોડી સંતુષ્ટ રહે છે, ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. શંકા-વાદી: બધી કામનાઓનો ત્યાગ કરી દેવાથી સંતોષ આપનારા અંતઃકરણનો અભાવ થઈ જાય, સંતોષ આપનારી કોઈ ચીજ ન રહે, અને પ્રારબ્ધનો તો અભાવ થતો નથી, તેથી આયુઃશેષ (બાકીના) જીવન માટે શરીર ટકાવી રાખવાની તેની પ્રવૃત્તિ તો ઉન્મત્ત, વિવેકહીન યા તો તદ્દન પ્રમત્ત (ગાંડા) જેવી થઈ જાય એમ જો કહેતા હો તો તેનો ઉત્તર-સિદ્ધાંત: એ સ્થિતિમાં તે પોતાના અંતરાત્માના સ્વરૂપમાં કોઈ પણ પ્રકારના બહારના લાભની આશા-અપેક્ષા રાખ્યા વિના સંતુષ્ટ રહેવાવાળો હોય છે. પરમાર્થદર્શનરૂપ અમૃતરસના લાભથી તે બીજી અનાત્મ ચીજથી તો તૃપ્ત થઈ ચૂકેલો, ધરાઈ ગયેલો, બસ થયાની બુદ્ધિવાળો હોય છે. વળી આત્મા અને અનાત્માના વિવેકથી ઉત્પન્ન થયેલી બુદ્ધિ પણ જેની દૃઢ થઈ છે-સ્થિર થઈ છે, તે સ્થિતપ્રજ્ઞ અથવા તો વિદ્વાન જ્ઞાની કહેવાય છે. ભાવાર્થ એ છે કે પુત્ર, ધન અને લોકની સમસ્ત તૃષ્ણાઓનો ત્યાગ કરેલો સંન્યાસી જ આત્મારામ, આત્મામાં જ ક્રીડા કરનારો, સ્થિતપ્રજ્ઞ છે.

અને વળી,

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

જેનું મન દુઃખોમાં ઉદ્વેગવિનાનું છે, સુખોમાં જે સ્પૃહારહિત છે, તેવા રાગ, ભય, ક્રોધને તરી ગયેલા (હોય તે) સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવાય છે. ૫૬

ભાષ્યાર્થ: આધ્યાત્મિક વગેરે ત્રણ પ્રકારનાં દુઃખો× આવી પડવાથી જેનું મન ઉદ્વેગ પામતું નથી, દુઃખપ્રાપ્તિમાં જેનું મન ખળભળી નથી ઊઠતું તે અનુદ્વિગ્ન મનવાળો કહેવાય છે તથા સુખપ્રાપ્તિના સમયમાં જે તૃષ્ણા-(લાલસા) વિનાનો હોય અને અગ્નિમાં લાકડાં પડવાથી જેમ તે ભભૂકી ઊઠે, એકદમ વધી પડે તેમ સુખ જેમજેમ આવી મળે તેમતેમ કંઈ એની તૃષ્ણા વધતી ન જાય, ત્યારે એ વિગતસ્પૃહ કહેવાય છે. એ રીતે જેનાં આસક્તિ, ભય તથા ક્રોધ નાશ પામી ગયાં હોય તેને વીતરાગ (ભયક્રોધ કહેવાય છે). એવો અનુદ્વિગ્ન વિગતસ્પૃહ, વીતરાગ, ભય, ક્રોધ સ્થિર બુદ્ધિવાળો સ્થિતધી મુનિ આત્મચિંતનમાં નિમગ્ન થયેલો સંન્યાસી કહેવાય છે.

× તાવ, આકડી, શિરારોગ વગેરે વ્યાધિથી થતાં દુઃખો આધ્યાત્મિક છે ચોર સાપ, વાઘ વગેરેથી થતાં આધિભૌતિક અને વરસાદ, તાપ, પવન વગેરેથી થતાં આધિદૈવિક છે. એ રીતે દુઃખો ત્રણ પ્રકારના છે.

વળી,

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥

જેને સર્વત્ર સ્નેહનો વિષય જ કોઈ નથી, જે શુભઅશુભ, સારુંનરસું પામી આનંદ કે દ્વેષ નથી પામતો તેની બુદ્ધિ સ્થિર થયેલી છે. (જાણવી) ૫૭

ભાષ્યાર્થ: જે મુનિ સર્વ ઠેકાણે પોતાનાં (શરીર) જીવન-વગેરેમાં પણ (પ્રીતિ) સ્નેહવિનાનો છે તથા એવી જ રીતે શુભઅશુભ, સારુંનરસું, પ્રિય-અપ્રિય પામીને નથી એ પ્રસન્ન થતો કે નથી દ્વેષ કરતો. એટલે કે શુભ પામીને નથી સંતોષ પામતો કે હરખાતો અને અશુભ પામીને નથી દ્વેષ કરતો. જે એ પ્રકારે હર્ષ-શોકરહિત થયો છે તેની (આ) વિવેકમાંથી ઉત્પન્ન થતી બુદ્ધિ સ્થિર છે.

વળી,

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

અને જ્યારે આ (મહાત્મા) બધી તરફથી ઇંદ્રિયોને ઇંદ્રિયોના અર્થ-વિષયો-પદાર્થોથી ખેંચી લે છે, કાચબો જેમ પોતાનાં અંગોને ઢાલમાં ખેંચી લે છે, તેમ ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે; અર્થાત્ જેમ કાચબો પોતાના અવયવોને ઢાલમાં સંકેલી લે છે, તેમ જ્યારે આ પુરુષ પોતાની ઇંદ્રિયોને તે તે વિષયોમાંથી પાછી ખેંચી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે. ૫૮

ભાષ્યાર્થ: જ્ઞાનનિષ્ઠામાં સ્થિર થયેલા સંન્યાસી-મુનિઓની બધી ઇંદ્રિયો કાચબાના અવયવનીપેઠે ઇંદ્રિયોના વિષયોમાંથી તે ખેંચી લે છે એટલે કે કાચબો જેમ પોતાનાં અંગોને તથા માથું વગેરે ભયને લીધે પોતાની ઢાલમાં ખેંચી લે છે, તેમ જ્ઞાનનિષ્ઠામાં પ્રવૃત્ત થયેલો યોગી પોતાની ઇંદ્રિયો નિવૃત્ત કરી લે છે. એટલે કે ઇંદ્રિયોનું દમન કરી તેમને આત્મામાં ખેંચી લે છે. આ પ્રમાણે વર્તતા યોગી(મુનિ)ની બુદ્ધિ સ્થિર છે એમ કહેવાય છે.

વિષયો ન ગ્રહણ કરનાર રોગી મનુષ્યની પણ ઇંદ્રિયો તો વિષયથી પાછી હઠી જાય છે (એટલે કે કાચબાના અવયવોની પેઠે સંકોચાઈ જાય છે); પરંતુ તે તે વિષયોની પ્રીતિ (રાગ) કાંઈ નાશ નથી પામતી, તો તેનો તે પ્રીતિનો નાશ કેવી રીતે થાય તે કહેવામાં આવે છે.

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

જે દેહીઓ (રોગમાં સપડાયેલા હોવાથી યા સ્વેચ્છાએ)

નિરાહાર રહે–વિષયોપભોગ ન કરે, તેના આગળથી વિષયો એની મેળે જ પાછા વળે; પણ તે વિષયના ભોગની ઊંડી વાસના રહી જાય. આ રસરૂપ વાસના પણ પરમાત્માનું દર્શન કર્યાથી (પરમાત્મદૃષ્ટિ થયેલી હોવાથી) મહાત્મામાંથી જતી રહે છે. ૫૯

ભાષ્યાર્થ: જો કે વિષયો નહીં ગ્રહણ કરનાર, કષ્ટમય તપમાં પ્રવર્તતા મૂર્ખ દેહધારી દેહાભિમાની પુરુષની પણ વિષયો યા ઇંદ્રિયો અથવા એ બન્ને નિવૃત્ત થઈ જાય છે, વિરામ પામી જાય છે; છતાં તે વિષયોમાં રહેલો એનો 'રસ' એની પ્રીતિને તે વિષયોમાં કાયમ (એમ ને એમ) રહેવા દઈને, તે પ્રીતિનો નાશ કર્યા વિના જ એ વિષયો યા ઇંદ્રિયો અથવા તો એ બંને વિરામ પામે છે. 'રસ' શબ્દ રાગ એટલે આસક્તિના અર્થમાં પ્રસિદ્ધ છે. સ્વેચ્છાથી પ્રવૃત્ત થયેલો તે રસિક, રસજ્ઞ વગેરે વાક્યો જોવામાં આવે છે. આ યોગી (મુનિ)નો આ રાગ, પ્રીતિ, સૂક્ષ્મ આસક્તિ પણ પ્રત્યક્ષ બ્રહ્મનું દર્શન થાય એટલે નાશ પામે છે. એટલે કે હું જ તે બ્રહ્મ છું એ પ્રકારની સ્થિતિમાં સ્થિર થયેલાનું વિષયજ્ઞાન સમૂળું નાશ પામે છે, એટલે કે એને નિર્બીજ વિષયવિજ્ઞાન થાય છે. તાત્પર્ય એ છે કે યથાર્થ જ્ઞાન થયા વિના, રસનું–પ્રીતિનું (આસક્તિનું) મૂળ જતું નથી, માટે આત્માનું સમ્યગ્ દર્શન કરાવનારી જ્ઞાનરૂપ બુદ્ધિની સ્થિરતા પ્રાપ્ત કરવી એ કર્તવ્ય છે.

આત્માનું સમ્યગ્ દર્શન કરાવનારી યથાર્થ જ્ઞાનરૂપ બુદ્ધિની સ્થિરતા ચાહનારા પુરુષે પ્રથમ ઇંદ્રિયોને પોતાને વશ કરી લેવી જોઈએ. એ રીતે કબજે ન રાખવામાં જે દોષ છે તે કહે છે:

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥

હે કૌંતેય! પ્રયત્ન કરવા છતાં એ વિવેકી (બુદ્ધિમાન) જ્ઞાનીના મનને પણ સર્વને મથી નાખનાર ઇંદ્રિયો બળાત્કારે (આડે માર્ગે) વિષયો તરફ ખેંચી જાય છે. ૬૦

ભાષ્યાર્થ: હે કુંતાપુત્ર અર્જુન! એ રીતે ઇંદ્રિયોને વશ ન રાખવાથી પ્રયત્ન કરનારા, વિચારશીલ બુદ્ધિમાન પુરુષની પણ વિવેક–વિજ્ઞાનની મનને મથન કરી નાંખવાના સ્વભાવવાળી ઇંદ્રિયો જોતજોતામાં વિષયો તરફ વળેલા પુરુષને હચમચાવી મૂકે છે અને વ્યાકુળ બનાવી (એના) ફક્ત પ્રકાશ(જ્ઞાન)ને જ જોવાવાળા (જ્ઞાની) વિદ્વાનના પણ વિવેક–વિજ્ઞાનવાળા મનને બળાત્કારથી ચલાયમાન કરે છે.

આ વસ્તુસ્થિતિ છે તેથી–

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

માટે તે સર્વ(ઇંદ્રિયો)ને વશ રાખી, મત્પર બની-મારુ અનન્ય શરણ લઈ, તે શરણાગત ભાવનાથી યુક્ત થઈ, મારા ઉપર ચિત્ત સ્થિર કરી બેસવુ જેને ઇંદ્રિયો વશ છે તેની પ્રજ્ઞા (બુદ્ધિ) સ્થિર જ છે ૬૧

**ભાષ્યાર્થ :** એ બધી ઇંદ્રિયોને વશ કરી યુક્ત સમતા પ્રાપ્ત કરેલા ચિત્તવાળા થઈ, મત્પર-મને જ તારુ સર્વશ્રેષ્ઠ ગણવાવાળો બન સર્વના આત્મારૂપ હુ વાસુદેવ જ જેનો સર્વથી પર (બ્રહ્મ) છે તે મત્પર છે એટલે કે હુ વાસુદેવ સર્વ પ્રત્યગાત્મા છુ, પણ તેનાથી અન્ય નથી એવો અભેદનો અનુભવ લઈને બેસવુ. એવી રીતે બેસવાવાળા જે યતિ(મુનિ)ની ઇંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો અભ્યાસના બળથી તાબામા આવી જાય છે, તે યતિની બુદ્ધિ સ્થિર થયેલી છે (એમ જાણુ)

હવે જેને વિવેક-વિજ્ઞાન નથી એવા ઇંદ્રિયોથી પરાજય પામેલા પુરુષના સર્વ અનર્થોના યા ખરાબીના મૂળ કારણ કહે છે

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥

વિષયોનુ ધ્યાન કરનાર પુરુષને તે વિષયોમા સંગ (પ્રીતિ) ઉત્પન્ન થાય છે તે પ્રીતિથી (તે મેળવવાની) કામના (ઇચ્છા) ઉત્પન્ન થાય છે અને કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે ૬૨

**ભાષ્યાર્થ :** વિષયોનુ ધ્યાન (ચિંતન) કરવાવાળા પુરુષના શબ્દ વગેરે જે (ઇંદ્રિયોના) ખાસ વિષયો છે, તેની વારવાર આલોચના કરવાવાળા પુરુષની તે વિષયોમા આસક્તિ (પ્રીતિ) ઉત્પન્ન થાય છે એ સગ(પ્રીતિ)માથી કામના અર્થાત્ તૃષ્ણા ઉત્પન્ન થાય છે એ કામનામાથી કોઈ પણ નિમિત્ત વડે તે કામનાની પરિપૂર્ણતામાં કોઈ પણ રૂકાવટથી વિક્ષેપ નાખવામા આવે એટલે ક્રોધ ઉત્પન્ન થાય છે

क्रोधाद्भवति संमोहः सम्मोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

ક્રોધમાથી સંમોહ (મોહ) ઉત્પન્ન થાય છે મોહથી સ્મૃતિનો નાશ થાય છે-ભાન ભુલાય છે, ભાન ભૂલવાથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી પુરુષનો પોતાનો નાશ થઈ જાય છે ૬૩

**ભાષ્યાર્થ :** ક્રોધમાથી ઉત્પન્ન થાય છે સમોહ 'સમોહ' એટલે કર્તવ્ય શુ, અકર્તવ્ય શુ તેના વિવેકનો અભાવ તેના તારતમ્યનુ અજ્ઞાન ક્રોધિત મનુષ્ય જ મૂઢ બની ગુરુનુ પણ અપમાન કરે છે. એ સમોહથી ઊપજે છે સ્મૃતિવિભ્રમ એટલે કે સ્મરણશક્તિ સમોહથી નાશ પામે છે એને લીધે વેદાંતશાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી ઊપજતા સસ્કારોવાળી સ્મૃતિનો નાશ

થાય છે. એ સ્મૃતિને ઊભી થવાનું નિમિત્ત ઊભું થતાં જ (તે ક્રોધને લીધે) સ્મૃતિ દંડી પડી (દબાઈ) જાય છે, ઉત્પન્ન થતી નથી. પછી સ્મરણશક્તિનો નાશ થવાથી બુદ્ધિનો નાશ થઈ જાય છે. અંતઃકરણમાં કાર્ય–અકાર્યની વિવેચના કરવાની યોગ્યતા ન રહે એને અંતઃકરણનો એટલે જ બુદ્ધિનો નાશ કહેવાય છે. બુદ્ધિનો નાશ થાય એટલે મનુષ્ય નાશ પામે છે; કારણકે એ ત્યાંસુધી જ મનુષ્ય છે કે જ્યાંસુધી એનું અંતઃકરણ યા ને બુદ્ધિ કાર્ય તથા અકાર્યનો વિવેક કરવા માટે યોગ્ય હોય. આ યોગ્યતા ન રહે એટલે મનુષ્ય મરેલા સમાન જ બની જાય છે. આથી એના અંતઃકરણની વિવેકશક્તિરૂપ બુદ્ધિનો નાશ થવાથી પુરુષનો નાશ થઈ જાય છે. એ કથનનો ભાવાર્થ એ છે કે એ મનુષ્ય પુરુષાર્થ માટે નાલાયક બની જાય છે.

વિષયચિંતનને સર્વ અનર્થનું મૂળ બતાવવામાં આવ્યું. હવે મોક્ષનું કારણ આ છે એમ નીચેના શ્લોકથી કહેવામાં આવે છે.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

છતાં જે ઇંદ્રિયોને રાગદ્વેષથી વિમુખ, અતિશય મુક્ત, આત્મા-(મન)ને વશ રાખી વિષયમાં (પણ) ફરે છે, તેનું ચિત્ત પ્રસન્ન થાય છે. ૬૪

**ભાષ્યાર્થ :** ઇંદ્રિયોની સર્વ પ્રવૃત્તિ રાગ (આસક્તિ) અને દ્વેષમાંથી થાય છે, તે રાગદ્વેષ પુરઃસર થાય છે; પરંતુ જે મુમુક્ષુ છે, જેણે પોતાનું અંતઃકરણ વશ કર્યું છે, તે આત્માને વશ કરેલી રાગદ્વેષવિનાની શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે વિહિત (પ્રારબ્ધવિહિત–તેથી અનિવાર્ય) વિષયોને ભોગવતો હોવા છતાં પણ પ્રસાદ એટલે પ્રસન્નતા યા ચિત્તનું સ્વાસ્થ્ય મેળવે છે.

પ્રસાદ, પ્રસન્નતા યા ચિત્તની સ્વસ્થતા થયા પછી શું થાય છે તે કહેવામાં આવે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

પ્રસન્નતા પ્રાપ્ત થતાં સર્વ દુઃખોનો નાશ થઈ જાય છે. પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ તરત સ્થિતિમાં આવી જાય છે, સ્થિર થાય છે. ૬૫

**ભાષ્યાર્થ :** ચિત્તના પ્રસાદ યા પ્રસન્નતા જે યતિમુનિનાં થાય તેનાં આધ્યાત્મિકાદિ ત્રણે પ્રકારનાં સર્વ દુઃખોનો નાશ થઈ જાય છે. વળી એવા પ્રસન્ન ચિત્તવાળાની (સ્વસ્થ અંતઃકરણવાળા પુરુષની) બુદ્ધિ તુરત જ આકાશ પેઠે ચારેબાજુએથી સ્થિર થઈ જાય છે; એટલે કે આત્મસ્વરૂપમાં સ્થિત થવાથી નિશ્ચલ બની જાય છે. (ભાવાર્થ એ છે કે જેમ આકાશ સર્વવ્યાપી રહે છે તેમ આ પુરુષની બુદ્ધિ વ્યક્તિભાવ છોડી સમષ્ટિરૂપ–આત્મરૂપ નિશ્ચલ બની જાય છે.)

આ પ્રમાણે પ્રસન્ન ચિત્તવાળાની સ્થિરબુદ્ધિની કૃતકૃત્યતા છે. (એણે સર્વ કરવાનુ કર્યુ છે, મેળવવાનુ મેળવ્યુ છે ) માટે રાગ તથા દ્વેષથી અલગ રાખેલી ઈંદ્રિયો વડે, શાસ્ત્રથી વિરુદ્ધ ન હોય તેના તથા શાસ્ત્રે ત્યાગ કરવાનું કહેલું હોય તે સિવાયના, યોગ્ય કર્મો કરવા એમ કહેવાનુ તાત્પર્ય છે

એ પ્રસન્નતાની હવે સ્તુતિ કરવામા આવે છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥ ६६ ॥

જેણે ચિત્તને વશ કર્યું નથી એવા પુરુષની બુદ્ધિ સ્થિર થતી નથી ચિત્ત ને બુદ્ધિને સ્થિર ન કરવાથી ભાવના પેદા થતી નથી, ભાવના ન થવાથી શાંતિ થતી નથી અને શાંતિવિનાના(અશાંત)ને સુખ ક્યાંથી હોય ? ૬૬

**ભાષ્યાર્થ:** જેનુ ચિત્ત વશમા નથી એવા અયુક્ત પુરુષને આત્મસ્વરૂપ વિષેની બુદ્ધિ નથી હોતી અને એવા પુરુષમા નથી હોતી (આત્મજ્ઞાનમા પ્રવેશ કરવાની) ભાવના (તે માટે સાધન કરવાની કાંઈ તત્પરતા હોતી નથી) એવી રીતે ભાવનાવિનાના આત્મજ્ઞાનમા પ્રવેશ ન કરનાર (ધ્યાનશૂન્ય) પુરુષને શાંતિ કે ઉપશમ (ચિત્તની સ્વસ્થતા) પણ નથી હોતો આવા અશાંત પુરુષને સુખ ક્યાથી હોય? કારણકે વિષયસેવનની જે તૃષ્ણા ઇંદ્રિયોને હોય તેમાથી નિવૃત્તિ થવી એ જ સુખ છે તૃષ્ણા હોય ત્યાસુધી સુખની લેશમાત્ર પણ પ્રાપ્તિ નથી થતી એ એનો અર્થ છે.

અયુક્ત પુરુષને બુદ્ધિ, જ્ઞાન આત્મજ્ઞાન શા માટે નથી હોતા, તે અંગે કહે છે

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

ફરતી (વ્યવહાર કરતી) ઇંદ્રિયોમાથી જે ઇંદ્રિયો સાથે મન જોડાય છે, તે( મન આ )સાધક પુરુષની બુદ્ધિને હરે છે, જેમ પાણીમાનુ નાવ વાયુથી તણાય છે તેમ ૬૭

**ભાષ્યાર્થ:** પોતપોતાના વિષયોમા પ્રવર્તતી (વિહરનારી) ઇંદ્રિયો પૈકી જે ઇંદ્રિય સાથે મન પોતાનુ અનુસંધાન કરી લે છે, જે ઇંદ્રિયને તે (વશ થઈ) અનુસરે છે, તે ઇંદ્રિયના વિષયની વિગતવાર રચના યા સંપૂર્ણ પ્રાપ્તિમા રોકાયેલુ મન તે યતિ(મુનિ)ની આત્મા અને અનાત્માના વિવેકથી ઉત્પન્ન થતી બુદ્ધિનો નાશ કરે છે કયા પ્રકારે નાશ કરે છે? જેમ જળમા (સમુદ્રમા) પોતાનો માર્ગ કરી લેવા ઇચ્છતા પુરુષોના નાવને ખરે રસ્તેથી ખસેડી પવન ઊલટે રસ્તે લઈ જાય છે, તેમ આ આત્મ-અનાત્મવિવેકે બુદ્ધિ હરી લઈ તેને વિષયમા રમનારી વિષયી બનાવે છે

આગળ ૬૦મા શ્લોક, 'यततो ह्यपि' થી જે વિષય, વાત, વા અર્થ

પ્રતિપાદન કરવાની શરૂઆત કરી અહીં સુધી (અત્યારસુધી) કર્યું તેનો હવે ઉપસંહાર કરે છે

तस्माद्यस्य महाबाहो ! निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥

માટે હે મહાબાહુ અર્જુન ! જેની ઇંદ્રિયો બધી તરફથી ઇંદ્રિયોના વિષયમાત્રથી કબજે રાખવામાં આવેલી છે, તેની બુદ્ધિ સ્થિર થયેલી છે

ભાષ્યાર્થ : ઇંદ્રિયોની પ્રવૃત્તિમાં દોષ છે એ વાત સિદ્ધ કરી બતાવી છે માટે હે મહાબાહો, (ભગવાન, શરીરે) અર્જુન, (હવે તું જાણ કે) જે યતિ (મુનિ)ની ઇંદ્રિયો એમના જુદાજુદા શબ્દ સ્પર્શ વગેરે વિષયોથી સર્વ પ્રકારે મન, બુદ્ધિ અને કરણ વગેરે સહિત વશ રાખવામાં આવેલી છે, તેની બુદ્ધિ સ્થિર છે

જે સ્થિતપ્રજ્ઞને વિષે , જ્ઞાન થયા છ તેને લૌકિક , સામાજિક અથવા તો વૈદિક-ધાર્મિક વ્યવહાર હોતો નથી, કારણકે એ વ્યવહાર અવિદ્યાના કાર્ય છે અને આ સ્થિતપ્રજ્ઞની અવિદ્યાની નિવૃત્તિ થતાં તે નાશ પામે છે (જ્ઞાનાનુભવ દૃઢ થવાથી અવિદ્યા નાશ પામે છે અને એ નાશની સાથે અવિદ્યાના કાર્યરૂપ લૌકિક-વૈદિક વ્યવહાર નિવૃત્ત થાય છે—નાશ પામે છે, એવો ભાવાર્થ છે ) અવિદ્યાનો વિદ્યા સાથે અંધકાર અને પ્રકાશની પેઠે વિરોધ હોવાથી વિદ્યા (જ્ઞાન) પ્રાપ્ત થતાં અવિદ્યા નાશ પામે છે એ અર્થ સ્પષ્ટ કરવા ભગવાન કહે છે

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

સર્વ ભૂતપ્રાણીઓની જે રાત્રિ છે તેમાં સંયમી (યોગી) પુરુષ જાગે છે જેમાં સર્વ ભૂતપ્રાણીઓ જાગે છે તે (પરમાર્થ—આત્માને) જોનારા વિવેકી મુનિની રાત્રિ છે ૬૯

ભાષ્યાર્થ : (પોતાનાં પૂર્વકર્મ ભોગવવા માટે ફરી જે ઉત્પન્ન થાય છે, તે પૈકી સ્થિતપ્રજ્ઞ સિવાયનાં બાકીનાં) સર્વ ભૂત પ્રાણીઓની એક વિશિષ્ટ પ્રકારની રાત્રિ છે તમ સ્વભાવ અર્થાત્ અંધકારમય સ્વભાવને લીધે રાત્રિ સર્વ પદાર્થોનો અવિવેક કરાવનારી હોય છે, એટલે કે તે પદાર્થોનું ખરેખરું સ્વરૂપ જાણવા દેતી નથી તે રાત્રિ શું છે ? ઉત્તર : સ્થિતપ્રજ્ઞનો વિષય છે પરમાર્થતત્ત્વ દિવસ હોવા છતાં તે દિવસ નિશાચરો માટે તો રાત્રિ હોય છે તેવી જ રીતે પરમાર્થતત્ત્વરૂપી દિવસમાં નિદ્રા લેનાર (નિશાચરની જેમ નિદ્રા લેનાર) સર્વ અજ્ઞાની અસદ્બુદ્ધિ પરમાર્થતત્ત્વથી ભિન્ન દ્વૈત પ્રપંચમાં બુદ્ધિવાળાને આત્મતત્ત્વ અનુભવવામાં કે દેખવામાં ન આવ્યાથી, આ પરમાર્થ આત્મતત્ત્વ એ એવાની નિશા, રાત્રિ જેવી રાત્રિ જ છે એ પરમાર્થતત્ત્વરૂપ રાત્રિમાં અજ્ઞાનનિદ્રામાંથી જાગૃત થયેલો સંયમી (જિતેંદ્રિય યોગી) જાગે છે (જાગૃત રહે છે) અજ્ઞ,

ગ્રાહક–લેવાની વસ્તુ, લેનાર(ના ભેદ)વાળી જે અવિદ્યારૂપ રાત્રિમા સર્વ પ્રાણીઓ સૂતેનાં હોવા છતાં જાગે છે એમ કહેવાય છે; એટલે કે અજ્ઞાનરૂપ રાત્રિમાં સર્વ પ્રાણી સૂતેલાં હોઈ સ્વપ્ન જોનાર પેઠે જાગે છે, પણ એ બધું દૃશ્ય અવિદ્યારૂપ હોવાને લીધે પરમાર્થતત્ત્વ જાણવાવાળા મુનિ માટે તો રાત્રિ છે. તાત્પર્ય એ છે કે સસાર દ્વૈતરૂપી અવિદ્યામા રહેનાર અજ્ઞાનીઓનો જે દિવસ છે તે જ્ઞાની–અવિદ્યાથી પર રહેનાર મુનિ માટે રાત્રિ છે, કારણકે અજ્ઞાનીઓના વ્યવહાર એ જ્ઞાની આચરતો નથી.

આથી (સિદ્ધ થયુ કે) અવિદ્યા અવસ્થામા જ કર્મો કરવાનું વિધાન છે, કહેવામા આવ્યુ છે, વિદ્યાવસ્થામા, જ્ઞાનાવસ્થામા નથી કહેવામાં આવ્યું. કારણકે જેમ સૂર્યનો ઉદય થાય એટલે રાત્રિ સાથે સંબંધ રાખતો અધકાર દૂર થઈ જાય છે, તેમ જ્ઞાનમા જ્યારે સતનો ઉદય થાય, અનુભવ આવે, ત્યારે અમારું છે એવી અવિદ્યા નાશ પામી જાય છે. વિદ્યોત્પત્તિ, જ્ઞાનોત્પત્તિ યા આત્માનુભવ નો સાક્ષાત્કાર થતા પહેના પ્રમાણબુદ્ધિ વડે ગ્રહણ કરવામાં આવતી અને ક્રિયા કારક, ફળ વગેરે ભેદરૂપ બનતી અવિદ્યા સર્વ કર્મ કરાવનાર હેતુ (કારણ જ) થઈ શકે છે. પણ વિદ્યોત્પત્તિ, જ્ઞાનોત્પત્તિ, આત્માનુભવ યા સાક્ષાત્કાર થયા પછી ક્રિયાકારક ફળ વગેરે સર્વ પ્રમાણો મિથ્યા ભાસે છે, નષ્ટ થાય છે. તે વખતના ક્રિયાકારક ફળરૂપ પ્રમાણોથી રહિત બનેલી બુદ્ધિથી ગ્રહણ કરાતા અવિદ્યાના કર્તા, કર્મફળ વગેરેના ભેદો તેને કોઈ કર્મમા પ્રેરતા ન હોવાથી કોઈ પણ કર્મનુ કારણ તેની બુદ્ધિ બની શકતી નથી. કર્તા (પુરુષ) એમ સમજીને કર્મમા જોડાય છે કે પ્રમાણરૂપ વેદે મારે માટે આ કર્તવ્ય કર્મ કહેલુ છે. પણ તે સર્વ રાત્રિના (અધકાર) જેવુ અવિદ્યામય મિથ્યા છે એમ સમજી તે આત્માનુભવવાળો મનુષ્ય કાંઇ પણ કર્મમા પ્રવૃત્ત નથી થતો. આ સર્વ ભેદ (દૃશ્ય વગેરે) રાત્રિ પેઠે કેવળ અવિદ્યારૂપ છે, એવુ જ્ઞાન જેને પ્રાપ્ત થઈ ચૂક્યુ છે તે જ્ઞાનીનો અધિકાર તો સર્વ કર્મનો સન્યાસ (ત્યાગ) કરવામા જ છે, કર્મની પ્રવૃત્તિમા નથી. એવી રીતે આગળ પાચમા અધ્યાયના શ્લોક ૧૭ તદ્બુદ્ધયસ્તદાત્માના વગેરેથી ભગવાન દેખાડશે કે જ્ઞાનીનો અધિકાર જ્ઞાનનિષ્ઠામા જ છે. (કર્મ પ્રવૃત્તિમા નહિ.)

**શંકા–વાદી:** એ જ્ઞાનનિષ્ઠામા પણ (તત્ત્વવેત્તાને) પ્રવૃત્ત કરવાવાળા પ્રમાણ(વિધિ–વેદવાક્ય)નો અભાવ છે તેથી એમાં પણ એની પ્રવૃત્તિ નથી થઈ શકતી એમ કહેતા હો તો તેનો **ઉત્તર–સિદ્ધાંતી:** તમારું આમ કહેવુ વાજબી નથી, કારણકે આ જ્ઞાનનિષ્ઠા, આત્મજ્ઞાનનો વિષય તો પોતા(આત્મા)નું સ્વરૂપ છે, તેથી પોતાના સ્વરૂપમા પ્રવૃત્ત કરાવવા માટે કોઈ પ્રમાણની જરૂર રહેતી નથી. આ જ્ઞાનનિષ્ઠાના ફળરૂપ જ્ઞાન, આત્મજ્ઞાન પોતે જ આત્મા હોવાથી સ્વત સિદ્ધ છે, અને એ તો બધા પ્રમાણોના પ્રમાણનો અત છે, એ તો છેવટું પ્રમાણ છે. એટલે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી (તો ફરી વેદ, શાસ્ત્ર, મત્ર, તંત્ર ઇત્યાદિ આ કરવુ, આ ન કરવું એવા) પ્રમાણ કે પ્રમેયના વ્યવહાર થઈ શકતા નથી. આત્માનું છેવટનુ પ્રમાણ આત્મજ્ઞાન

આત્માના પ્રમાતાપણાને (જાણનારપણાને) પણ નિવૃત્ત કરી દે છે (એટલે કે આત્મજ્ઞાનના સાક્ષાત્કારવાળાને, 'મને પ્રમાતાને જ્ઞાન થયું,' એવી વૃત્તિ નથી ઉદ્ભવતી, કારણ કે સાક્ષાત્કાર તો એ વૃત્તિની પર થયા વિના થતો નથી માટે) આત્મસાક્ષાત્કારરૂપ છેલ્લું પ્રમાણ પ્રમાતાને નિવૃત્ત કરે છે અને તે અપ્રમાણરૂપ બની અભેદભાવરૂપે (સ્વસ્વરૂપે) સ્થિર થાય છે (કેવી રીતે? એમ પૂછો તો તેનો ઉત્તર એ છે કે) જાગ્યા પછી સ્વપ્નસમયના પ્રમાણ પેઠે તે અભેદરૂપે સ્થિર થાય છે ભાવાર્થ એ છે કે જાગૃતિમાં આવેલા પુરુષને જેમ સ્વપ્નના પદાર્થ તથા તેના પ્રમાણ મિથ્યા થાય છે, તેમ સંસારરૂપ સ્વપ્નમાંથી જાગ્યા બાદ એટલે આત્મસાક્ષાત્કાર થયા પછી સંસાર મિથ્યા અને પ્રમાણ શૂન્ય બની જાય છે લોકવ્યવહારમાં પણ આપણે જોઈએ તો કોઈ વસ્તુ મળી જાય, તો પછી તે મેળવવા માટે કોઈ પ્રકારની પ્રવૃત્તિ વા ઉદ્યમ કરવાનું કારણ રહેતું નથી, તેમ આત્મવસ્તુની પ્રાપ્તિ નથી થઈ ત્યાંલગી, અનુભવ વા સાક્ષાત્કાર થાય તે માટે કર્મ છે, પણ તેનો અનુભવ જેને આવી ગયો એવા આત્મવિદો (આત્માનુભવીઓ)ને તો કર્મોમાં અધિકાર નથી કર્મો કરવાની કાંઈ જરૂર નથી

જેને આત્મવિદ્યા પ્રાપ્ત થઈ છે, જેણે સર્વ એષણા (ઇચ્છાઓ)નો ત્યાગ કર્યો છે અને જે સ્થિર બુદ્ધિવાળો મુનિ (સંન્યાસી) છે, તેને જ મોક્ષપ્રાપ્તિ છે ભોગ ભોગવવાની ઇચ્છા કરવાવાળા અસંન્યાસી—અદ્વૈતા સમતાવાળાને નહિ આ અર્થને દૃષ્ટાંત દ્વારા સ્પષ્ટ કરવાની ઇચ્છા કરતા ભગવાન કહે છે

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०

સર્વ બાજુએથી ભરાતા છતા પણ (પોતાની સીમામાં) અચળ રહેનાર સમુદ્રમાં, જેમ નિરંતર પાણી પડ્યા કરે છે તેમ સર્વ ઇચ્છાઓ—વિષયો, જે પુરુષને વિષે પ્રવેશ કરે—બહાર પ્રવૃત્તિરૂપે ન આવે—તે શાંતિ પામે છે, પરંતુ બીજા કામની પાછળ ભટકનાર કામી પુરુષો શાંતિ નથી પામતા ૭૦

**ભાષ્યાર્થ :** ચારેબાજુના પાણીથી ભરપૂર હોઈ જેની સ્થિતિ અચળ છે, એવા પોતાની મર્યાદામાં રહેલા સમુદ્રમાં ચારેતરફથી નીકળેલું (આવેલું) જળ તે સમુદ્રમાં કાંઈ પણ વિકાર (ફેરફાર) ઉત્પન્ન કર્યા વિના સમાઈ જાય છે તે જ પ્રમાણે વિષયો સાંનિધ્યમાં (તદ્દન નજીક હોવા છતાં) તેની સર્વ ઇચ્છાઓ, જેમ સમુદ્રમાં પાણી વિકાર ઉત્પન્ન કર્યા વિના પ્રવેશ કરે છે, તેમ આત્મામાં લીન થાય છે આ કામનાઓ આત્મરૂપે જ એમાં સમાઈ જાય છે પરંતુ એ કામના (ઇચ્છાઓ) એને વશ નથી કરી લેતી એ મુનિ શાંતિ એટલે કે મોક્ષ મેળવે છે, પરંતુ બીજા કામકામી તે નથી પામતા જેને મનુષ્ય ઇચ્છે તે છે કામવિષય અને એવી રીતે વિષયની ઇચ્છાઓ કર્યા કરવાનો જેનો સ્વભાવ છે, તે કામકામી કહેવાય તે કામકામી શાંતિ એટલે મોક્ષ નથી મેળવતો એ ભાવાર્થ છે

એમ છે માટે-

**विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥७१॥**

જે પુરુષ સર્વ કામના ત્યજીને નિઃસ્પૃહ થઈ ફરે (વિહરે) છે તથા જે મમ-મારું તથા અહંકાર-હુંના અભિમાનવિનાનો છે, તે શાંતિ(મોક્ષસુખ)ને પામે છે. ૭૧

**ભાષ્યાર્થ :** એકેએક પ્રકારની સર્વ કામનાઓ (ઇચ્છાઓ) સંપૂર્ણપણે છોડી, જે સંન્યાસી કેવળ જીવનની શેષ રહેલી ક્રિયાઓ (શેષ રહેલાં કર્મો) કરતા વિચરતો રહે છે, જે સ્પૃહા-ઇચ્છાથી રહિત થયો છે, એટલે કે જેને શરીરના જીવનમાત્રમાં, જીવન ટકી રહે એટલી પણ લાલસા નથી. જે મમતાવિનાનો છે એટલે કે શરીરના ફક્ત જીવન પૂરતા જરૂરી પદાર્થોના સંગ્રહ વિષે પણ 'એ મારા છે' એવા ભાવવિનાનો જે છે તે નિર્મમ છે. જે અહંકાર-વિનાનો છે એટલે કે વિદ્વત્તા વગેરે સંબંધથી થનારા આત્માભિમાનથી પણ રહિત છે, એવા સ્વભાવવાળા સ્થિતપ્રજ્ઞ-સ્થિરબુદ્ધિવાળા, બ્રહ્મવેત્તા-જ્ઞાની સંસારનાં સર્વ દુઃખની નિવૃત્તિરૂપ મોક્ષ નામની પરમશાંતિ મેળવે છે, બ્રહ્મરૂપ થાય છે એ અર્થ છે. (સ્થિતપ્રજ્ઞ કેવી રીતે ચાલે છે, ગતિ કરે છે, વ્યવહાર કરે છે એ પ્રશ્નનો ઉત્તર આમાં છે.

તે આ જ્ઞાનનિષ્ઠાની સ્તુતિ કરવામાં આવે છે.

**एषा ब्राह्मी स्थितिः पार्थ ! नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वास्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥७२॥**

હે પાર્થ ! આ છે બ્રાહ્મી સ્થિતિ, બ્રહ્મજ્ઞાન-નિષ્ઠારૂપ સ્થિતિ. એને પામીને પુરુષ મોહ પામતો નથી. આ સ્થિતિમાં અંતકાળે રહીને બ્રહ્મનિર્વાણ (મોક્ષ) મેળવે છે. ૭૨

**ભાષ્યાર્થ :** અત્યાર સુધી વર્ણવી તે બ્રાહ્મી સ્થિતિ તને કહી. સર્વ કર્મોનો સંન્યાસ (ત્યાગ) કરી કેવળ બ્રહ્મરૂપે રહેવું તે બ્રાહ્મી સ્થિતિ તને કહી. હે પાર્થ ! આ સ્થિતિને મેળવી મનુષ્ય ફરી મોહ પામતો નથી, મોહમાં લુબ્ધ થતો નથી. મરણસમયે પણ આ બ્રાહ્મી સ્થિતિમાં રહી મનુષ્ય બ્રહ્મમાં લીન થઈ જવાનું, બ્રહ્મનિર્વાણ, બ્રહ્મનિવૃત્તિરૂપ મોક્ષ-જન્મમરણરહિત બ્રહ્મસુખ પામે છે. તો પછી બ્રહ્મચર્યથી એટલે પહેલા આશ્રમથી જ સંન્યાસ લઈ, જીવે ત્યાંસુધી બ્રહ્મમાં જ રહે છે. તે બ્રહ્મનિર્વાણપદ-બ્રહ્મપદને પામે છે એમાં તો કહેવાનું હોય જ શું ? એટલે કે એ તો બ્રહ્મપદ પામે જ પામે.

**ઈતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ગીતાભાષ્યનો સાંખ્યયોગ નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.**

# अध्याय ३ जो–कर्मयोग

આ ગીતાશાસ્ત્રના બીજા અધ્યાયમાં ભગવાને પ્રવૃત્તિ અને નિવૃત્તિ વિષયવાળી બે પ્રકારની બુદ્ધિ કહી છે. તે પૈકી સાંખ્યશાસ્ત્રમાં જે બુદ્ધિ કહેવાય છે તે સાંખ્યબુદ્ધિ એટલે જ્ઞાનમાર્ગ છે અને યોગશાસ્ત્રમાં જે બુદ્ધિ કહેવાય છે તે કર્મયોગ બુદ્ધિ યા કર્મમાર્ગ છે. ત્યાં 'प्रजहाति यदा कामान् (જ્યારે સર્વ કામના છોડે છે. ૨–૫૫) એ શ્લોકથી આરંભી અધ્યાયની સમાપ્તિ સુધી સાંખ્યબુદ્ધિ(જ્ઞાનમાર્ગ)ને આશ્રય કરનારા પુરુષને સર્વ કર્મોનો સંન્યાસ એટલે ત્યાગ કર્તવ્ય છે, એમ કહી તે જ્ઞાનનિષ્ઠાથી જ તેમની કૃતકૃત્યતા (પુરુષાર્થ) સિદ્ધ છે. એમ છેવટના શ્લોકથી एषा ब्राह्मी स्थिति કહી જણાવ્યું; અને અર્જુનને તો कर्मण्येवाधिकारस्ते, मा तेऽसङ्गोऽस्त्वकर्मणि (તારો તો કર્મમાં જ અધિકાર છે. અકર્મ–કર્મ ત્યાગમાં નથી. ૨–૪૭) એમ કહી યોગબુદ્ધિનો આશ્રય લઈ તારે તો કર્મ કરવાં એ જ કર્તવ્ય છે એમ કહ્યું, પણ તેનાથી શ્રેય (મોક્ષ) પ્રાપ્ત થાય–થશે એમ કહ્યું નહિ. તેથી આ વાતનો વિચાર કરી વ્યાકુળ બુદ્ધિવાળો બનેલો અર્જુન બોલ્યોઃ ज्यायसी चेत्–(૩–૧) કલ્યાણની–શ્રેયની, મોક્ષની ઇચ્છા રાખનારા ભક્ત માટે મોક્ષનું સાક્ષાત્ સાધન જે સાંખ્યબુદ્ધિની નિષ્ઠા (જ્ઞાનમાર્ગની નિષ્ઠા) છે તે (વિસ્તારપૂર્વક) સંભળાવી. પણ હવે પ્રત્યક્ષ દેખાતા અનેક અનર્થ યા નુકસાનવાળા આ અને ક્રમે કરી પરંપરાએ પણ શ્રેય (કલ્યાણ, મોક્ષ) ફળ આપવામાં સંદેહવાળાં કર્મમાં મને શા માટે ભગવાન જોડે છે? આ રીતની અર્જુનની વ્યાકુળતા યોગ્ય છે અને 'ज्यायसी चेत् એ શ્લોકમાં પૂછેલો અર્જુનનો પ્રશ્ન પણ તે વ્યાકુળતાને અનુરૂપ (બંધબેસતો) જ છે. એ પ્રશ્નનું નિરાકરણ કરનારું ભગવાને કહેલું વાક્ય પણ સાંખ્યયોગ અને કર્મયોગ એ બે વિષયને જુદાજુદા વિભાગ તરીકે બતાવનારાં (બીજાં) શાસ્ત્રોમાં વાક્યો છે તે જ રીતનું છે. (સારાંશ એ છે કે જ્ઞાનનિષ્ઠાનું અને કર્મનિષ્ઠાનું જુદું જુદું વર્ણન શાસ્ત્રોમાં છે, એમ કહી સાંખ્યનિષ્ઠાથી મોક્ષ અનુભવાય અને કર્મનિષ્ઠાથી ચિત્તશુદ્ધિ થાય છે એમ શ્રીભગવાને બતાવેલું છે, તે ઉપનિષદોમાં પણ છે.)

**શંકા–વાદી:** કેટલાક ટીકાકાર અર્જુનના આ પ્રશ્નનો અર્થ (હેતુ યા પ્રયોજન) બીજી રીતે કલ્પી શ્રીભગવાનનો ઉત્તર પણ આથી ઊલટો છે, એમ વર્ણવે છે. તે આ રીતે કે ગીતામાં પહેલાં ભૂમિકામાં ગીતાશાસ્ત્રનું તાત્પર્ય બતાવવામાં આવ્યું છે, તેનાથી આ અર્જુનના પ્રશ્નનો તથા શ્રીકૃષ્ણના ઉત્તરનો ઊલટો અર્થ કરે છે તે કેવી રીતે? તેઓ કહે છે કે આ ગ્રંથની ભૂમિકામાં તો (વાદીના મત પ્રમાણે) ગીતાશાસ્ત્રમાં સર્વ આશ્રમીઓ માટે જ્ઞાનકર્મનો સમુચ્ચય (શ્રેય સાધન) છે, એમ બતાવ્યું છે. વળી વધારામાં એમ પણ કહેવામાં આવ્યું છેઃ 'જ્યાંસુધી જીવે ત્યાંસુધી અગ્નિહોત્રાદિ કાર્યો (કર્મો) કર્યા કરે,' વગેરે શ્રુતિએ કહેલાં કર્મોનો ત્યાગ કરી ફક્ત જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એ સિદ્ધાંતનો

ગીતાશાસ્ત્રમાં નિશ્ચિત રૂપમાં (ચોખ્ખો) નિષેધ છે. **ઉત્તર–સિદ્ધાંતી:** પરંતુ અહીં ત્રીજા અધ્યાયમાં આશ્રમોનો વિકલ્પ (ફેરફાર) દેખાડતાં તે ટીકાકારોએ 'यावज्जीवं' એ શ્રુતિમાં કહેલાં કર્મોનો પણ ત્યાગ બતાવ્યો છે. એથી આ-શંકા થાય છે કે આવાં વિરુદ્ધ અર્થવાળાં વચનો ભગવાન અર્જુનને કેવી રીતે કહે અને ભગવાનને સાંભળવાવાળો અર્જુન આવો પરસ્પર વિરોધી અર્થ સ્વીકારે પણ કેમ?

**શંકા–વાદી:** જો ત્યાં (ભૂમિકામાં) એ(વૃત્તિકારો)નો આશય હોય કે ગૃહસ્થ માટે જ શ્રુતિમાં કહેલાં કર્મોનો સર્વત્યાગ કર્યાથી જ થતા જ્ઞાનથી મોક્ષનો પ્રતિષેધ છે. (મોક્ષ નથી થતો.) પણ એવો નિષેધ બીજા આશ્રમવાળા માટે છે નો **ઉત્તર:** એ વાત પણ પૂર્વાપર (આગળ બીજે કહી છે તેથી) ઊલટી છે. કઈ રીતે? તો (તમો વાર્તિકકારોએ) સર્વ આશ્રમવાળાઓ માટે ગીતાશાસ્ત્રમાં જ્ઞાનકર્મનો સમુચ્ચય નિશ્ચિતપણે કહ્યો છે–એવી પ્રતિજ્ઞા કરી અહીં વળી તેનાથી વિરુદ્ધ શા માટે વાત કરો છો; અને કહો છો કે ગૃહસ્થાશ્રમ સિવાયના કે બીજા આશ્રમવાળાઓને તો કેવળ જ્ઞાનથી જ મોક્ષ થાય છે?

**શંકા–વાદી:** કદાચિત્ એમ પણ માની લઈએ કે આ વચનો તો કેવળ શ્રૌતકર્મના સંબંધમાં છે, એટલે કે શ્રૌતકર્મથી રહિત કેવળ જ્ઞાનથી ગૃહસ્થોને (માટે મોક્ષનો નિષેધ છે) મોક્ષ થાય એ વાત ખોટી છે, તો એમાં ફક્ત જ્ઞાનથી ગૃહસ્થોને મોક્ષ નથી થતો એમ કહેવામાં ગૃહસ્થોને સ્માર્ત(સ્મૃતિમાં કહેલાં)-કર્મ તો હોય છે; છતાં તે સ્માર્તકર્મની ઉપેક્ષા કરી છે. (જાણે બીજાં કોઈ કર્મો હોય જ નહિ એવી વાત એકલા શ્રૌતકર્મ વિષે કહેવામાં આવે છે.)

**ઉત્તર–વાદી:** એમ કહો તો તે પણ વિરુદ્ધ પડે છે. કેવી રીતે? તો ફક્ત ગૃહસ્થને જ સ્માર્તકર્મની સાથેસાથે મેળવવામાં આવતાં જ્ઞાનથી મોક્ષ નથી થતો. ફક્ત ગૃહસ્થને જ સ્માર્તકર્મ સાથે મેળવાયેલાં જ્ઞાનથી મોક્ષનો નિષેધ છે. બીજા આશ્રમવાળાને આ નિષેધ નથી એવી વાત વિવેકી માણસ કેમ કબૂલ કરી શકે? બીજી એ વાત છે કે જો ગૃહસ્થાશ્રમી સિવાયના બીજા આશ્રમવાળા બ્રહ્મચારી, વાનપ્રસ્થી ને સંન્યાસીઓ માટે મોક્ષસાધન તરીકે સ્માર્ત (સ્મૃતિમાં) કહેલાં કર્મોનો સમુચ્ચય હોય, તો ગૃહસ્થ માટે સ્મૃતિમાં કહેલાં કર્મોની સાથેસાથે પ્રાપ્ત થતા જ જ્ઞાન સમુચ્ચય જરૂરી છે એમ સમજવું જોઈએ. શ્રૌત(શ્રુતિમાં કહેલાં)કર્મોની સાથેસાથે પ્રાપ્ત થતા જ્ઞાનસમુચ્ચયની જરૂર (ત્યારે તો) ન લેખાવી જોઈએ.

**શંકા–વાદી:** જો એમ કહો કે ગૃહસ્થોને જ મોક્ષ માટે શ્રુતિ ને સ્મૃતિમાં કહેલાં કર્મોના સમુચ્ચયની જરૂર છે. પણ જે ઊર્ધ્વરેતસ્ બ્રહ્મચારી, વાનપ્રસ્થ સંન્યાસીઓ છે તેમનો તો ફક્ત (સ્માર્ત), સ્મૃતિમાં કહેલાં કર્મયુક્ત જ્ઞાનથી મોક્ષ મળે છે. **ઉત્તર:** તમો કહો છો તેમ હોય તો ગૃહસ્થને માથે ઘણાં શ્રમવાળાં શ્રૌત અને સ્માર્ત(શ્રુતિ–સ્મૃતિમાં કહેલાં)કર્મોનો બહુ દુઃખ આપવાવાળો બોજો પણ નાખ્યો કહેવાય. તાત્પર્ય એ છે કે ગૃહસ્થાશ્રમીને માથે

પોતાનો તથા બાકીના ત્રણે આશ્રમવાળાના ભરણપોષણના બોજા ઉપરાંત આ શ્રૌત અને સ્માર્તકર્મનો પણ બોજો આવી પડે.

**શંકા-વાદી :** જો એમ કહો કે ગૃહસ્થની જ આવાં બહુ પરિશ્રમવાળાં કર્મોથી મુક્તિ થાય છે અને બીજા આશ્રમોમાં શ્રૌત તથા નિત્યકર્મો નહિ હોવાથી તેમની મુક્તિ નથી થતી તો–**ઉત્તર :** તે પણ ખોટું છે. સર્વ ઉપનિષદ, ઇતિહાસ, પુરાણો અને યોગશાસ્ત્રમાં મુમુક્ષુઓને જ્ઞાનના અંગ (સાધન) તરીકે સર્વ કર્મોનો સંન્યાસ કરવા કહેલું છે. એટલે કે શ્રુતિ તથા સ્મૃતિઓમાં સર્વ કર્મના સંન્યાસથી મોક્ષ મળે એમ કહેલું છે. વળી શ્રુતિ–સ્મૃતિઓમાં આશ્રમોના વિકલ્પ તેમ જ સમુચ્ચય* કહેવામાં આવેલ છે, તેથી પણ તમારું કહેવું વિરુદ્ધ છે.

**વાદી :** ત્યારે તો સર્વ આશ્રમીઓ માટે જ્ઞાનકર્મનો સમુચ્ચય સિદ્ધ થયો ને ? **ઉત્તર-સિદ્ધાંતી :** ના, નથી સિદ્ધ થયો; કારણકે મુમુક્ષુને તો સર્વ કર્મ છોડવાનું (શાસ્ત્રે) કહેલું કરમાવેલું છે. 'પુત્રની, ધનની અને કીર્તિની વાસના (ઇચ્છા)નો ત્યાગ કરી ભિક્ષાવૃત્તિનો આશ્રય લે છે.' (બૃ. ૩–૫–૧) 'એટલા માટે એ સર્વ તપોમાં સંન્યાસને સહુથી શ્રેષ્ઠ (ચડિયાતું) કહે છે.' (તૈ. ઉ. ૪-૭૯) 'સંન્યાસ જ સર્વથી શ્રેષ્ઠ છે.' (ના. ઉ. ૨–૭૮) 'ન કર્મથી, ન પ્રજાથી, ન (તો) ધનથી પણ એકલા ત્યાગથી જ અમરપણું (અમૃતતત્ત્વ) મેળવે છે.' (ના. ઉ. ૨–૧૨) અને વળી 'બ્રહ્મચર્ય (આશ્રમમાં)થી જ સંન્યાસ લેવો.' (જા. બા. ઉ. ૪) ઇત્યાદિ શ્રુતિઓ છે. બૃહસ્પતિએ પણ કચને કહ્યું હતુ : 'ધર્મ અને અધર્મને છોડ. સત્ય અને અસત્ય બન્ને છોડી દે. સત્ય–અસત્ય બન્નેને છોડી જેનાથી (જે અહંકારથી) એને છોડે છે તે પણ છોડ. સંસારને સારવિનાનો જોઈ ખરો સાર મેળવવા(તત્ત્વપ્રાપ્તિ)માટે વિવાહ કર્યા વિના બ્રહ્મચર્યાશ્રમમાંથી પરમ વૈરાગ્યનો આશ્રય લઈ સંન્યાસદશામાં જાય છે;' તથા (મોક્ષ ધર્મમાં) શુકદેવજીએ પણ વ્યાસજીને ઉપદેશ કરતી વખતે કહ્યું હતું : 'જીવ કર્મોથી બંધાય છે અને જ્ઞાનથી મુક્ત થાય છે; માટે આત્મતત્ત્વના જાણનાર અનુભવી કર્મ નથી કરતા.' અહીં ગીતામાં પણ 'સર્વ કર્મોને મનથી છોડીને' (અ. ૫–૧૩) વગેરે કહ્યું છે. તેથી (સિદ્ધ થાય છે કે) મોક્ષ કોઈ ક્રિયા કરવાથી પ્રાપ્ત થતો નથી. અકાર્ય છે, તેથી મુમુક્ષુઓ માટે કર્મ નિરર્થક છે.'

**વાદી :** જો એમ કહો કે નિત્યકર્મ પ્રત્યવાય(શાસ્ત્રવિહિત કર્મ ન કરવાથી જે પાપ ઉત્પન્ન થાય છે તે પ્રત્યવાય છે તે)નો નાશ કરવા માટે

* આશ્રમોનો ક્રમ આ પ્રમાણે છે. (૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. હવે આ આશ્રમોનું એક પછી એક ક્રમવાર પાલન થાય અને છેવટે સંન્યાસાશ્રમ લેવામાં આવે તો તે આશ્રમનો સમુચ્ચય થયો કહેવાય. પણ જો કોઈનો વૈરાગ્ય તીવ્ર હોય અને તેને લીધે તે ગમે તો બ્રહ્મચર્યાશ્રમમાંથી વા તો ગૃહસ્થાશ્રમમાંથી જ સંન્યાસાશ્રમ લેવા ઇચ્છે, તો તે પ્રમાણે કરવાની શાસ્ત્રે તેને છૂટ આપેલી છે. આ છૂટને અનુસરી તીવ્ર વૈરાગ્ય કારણે જે એકદમ સંન્યાસાશ્રમ લઈ લે, તો તેનો તે સંન્યાસાશ્રમ-વિકલ્પ કહેવાય. (વિકલ્પ–છૂટ)

આચરવાં જોઈએ તો સિદ્ધાંતી : એ વાત ખરોબર નથી; કારણકે આ પ્રત્યવાય કોઈ સંન્યાસી માટે નથી, એ તો જે સંન્યાસી ન હોય તેને પ્રત્યવાય (પાપ) લાગે છે. વળી અગ્નિકર્માદિ ન કરવાથી જેમ બ્રહ્મચારી વગેરે સંન્યાસ નહિ લીધેલાઓને પ્રત્યવાય લાગે છે તેવો પ્રત્યવાય સંન્યાસીઓને લાગે છે, એવી કલ્પના નથી ઉઠાવી શકાતી. તેમ જ વળી નિત્યકર્મ ન કર્યાથી એટલે કે નિત્યકર્મના અભાવથી પણ ભાવરૂપ પ્રત્યય(અદ્રષ્ટ)ની કલ્પના નથી થઈ શકતી; કારણકે 'અસતથી સતની ઉત્પત્તિ કેવી રીતે થઈ શકે?' એવું અભાવમાંથી ભાવની ઉત્પત્તિનો અસંભવ દેખાડનાર શ્રુતિનુ વચન છે.

જો એમ કહો કે (કર્મ ન કર્યાથી, કર્મના અભાવથી, ભાવરૂપ પ્રત્યવાય (પાપ) લાગે છે. એ અસંભવનીય છે છતાં વિહિતકર્મો ન કર્યાથી અસંભવિત લાગે છે; તોપણ પ્રત્યવાય નડે છે, એમ વેદ તો કહે છે તો તો એમ કહેવું જોઈએ કે વેદ અનર્થ કરનારો અને પ્રમાણ તરીકે માન્ય ન કરાય એવો છે; કારણકે એમ (તમો કહો છો તેમ) માનવાથી તો વેદવિહિત કર્મો કર્યાનું તેમ જ ન કર્યાનું ફળ દુ:ખરૂપ જ હોય છે. એટલે કે કર્મ કર્યાથી શ્રમરૂપ દુ:ખ થાય અને ન કર્યાથી પાપરૂપી દુ:ખ થાય છે. ઉપરાંત એથી તો શાસ્ત્ર કેવળ કારક—કર્મ કરવાની પ્રેરણા કરનાર બની જાય; પણ જ્ઞાપક, જ્ઞાન આપનાર ન થાય, ન કહેવાય, આ ઇષ્ટ નથી. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સંન્યાસીઓને કર્મ નથી અને તેથી જ તેમને જ્ઞાન અને કર્મનો સમુચ્ચય પણ નથી એટલે કે એમને મોક્ષ માટે જ્ઞાન અને કર્મ ઉભયનું એકીસાથે પણ અનુષ્ઠાન કરવાનું નથી. વળી 'ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धि કર્મ કરતા જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે એમ તમારો મત છે' ઇત્યાદિ અર્જુનનો એ પ્રશ્ન પણ જો જ્ઞાન અને કર્મનો સમુચ્ચય ભગવાનને ઇષ્ટ હોત, તો ઉત્પન્ન થાત નહિ.

(૧૦) વળી ભગવાને બીજા અધ્યાયમા 'જ્ઞાન અને કર્મ' બંને એકી સાથે તારે અનુષ્ઠાન કરવા યોગ્ય છે એમ અર્જુનને કહ્યુ હોત, તો પછી ફરી આ પ્રશ્ન 'ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन। હે જનાર્દન' કર્મ કરતાં આપ જ્ઞાનને શ્રેષ્ઠ માનો છો.' ઇત્યાદિ ઉત્પન્ન ન જ થાત; એ પ્રશ્ન અયોગ્ય જ કહેવાત. જો અર્જુનને ભગવાને જ્ઞાન અને કર્મનું એકીસાથે અનુષ્ઠાન કરવું જોઈએ એમ કહ્યુ હોય, તો તો કર્મ કરતા જે બુદ્ધિ(જ્ઞાન) શ્રેષ્ઠ છે તે પણ (સાથે-સાથે) કહેવાઈ જ ગયુ. તો પછી 'હે કેશવ! મને આ ઘોર કર્મમા કેમ પ્રેરો છો?' એવો ઠપકો યા પ્રશ્ન કોઈ પણ રીતે ઉદ્‌ભવે જ નહિ. એવી તો કલ્પના પણ નથી થઈ શકતી કે ભગવાને અર્જુનને પહેલેથી જ કહી દીધું હોય કે એ શ્રેષ્ઠ બુદ્ધિનું, જ્ઞાનનું, તારે આચરણ કરવુ ન જોઈએ કે જેથી 'કર્મથી જ્ઞાન શ્રેષ્ઠ છે' એવો અર્જુનનો પ્રશ્ન યોગ્ય ઠરી શકે; પણ જો ભગવાને પહેલાં એમ કહ્યુ હોય કે જ્ઞાન અને કર્મનો પરસ્પર વિરોધ હોવાને લીધે એક જ પુરુષ એકીવખતે કર્મ અને જ્ઞાન બંનેનું અનુષ્ઠાન કરી શકે એવો સંભવ નથી. તેથી જુદાજુદા માણસોએ તે બે પરસ્પર વિરોધી જ્ઞાન અને કર્મના જુદાંજુદાં

અનુષ્ઠાન કરવાં જોઈએ. તો 'કર્મથી જ્ઞાન શ્રેષ્ઠ છે' ઇત્યાદિ પ્રશ્ન થઈ શકે. જો એમ કલ્પના કરવામાં આવે કે અર્જુને એ પ્રશ્ન અવિવેકથી ઉપસ્થિત કર્યો, તોપણ ભગવાનનો આ ઉત્તર યુક્તિપુરઃસર (વાજબી) નથી ઠરતો કે 'જ્ઞાન નિષ્ઠા અને કર્મનિષ્ઠા બંને જુદાજુદા પુરુષોએ અનુષ્ઠાન કરવા (આચરવા) યોગ્ય છે. ભગવાનના આ ઉત્તરને અજ્ઞાનમૂલક માનવો એ પણ સર્વ પ્રકારે અયોગ્ય છે. માટે ભગવાનનો આ ઉત્તર કે જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠાનાં અનુષ્ઠાન કરવા વાળા અધિકારી જુદાજુદા છે, એ ધ્યાનમાં લેવાથી સિદ્ધ થાય છે કે જ્ઞાન અને કર્મનો સમુચ્ચય સંભવિત નથી.

માટે ગીતાશાસ્ત્રમાં અને સર્વ ઉપનિષદોમાં નિશ્ચિત અભિપ્રાય એ છે કે કેવળ જ્ઞાનથી જ મોક્ષ થાય છે. જો બંનેના સમુચ્ચયનો સંભવ હોત તો જ્ઞાન અને કર્મ એ બેમાંથી એક નિશ્ચયપૂર્વક કહો. (૩–૨) એવી રીતે એક જ વાત કહેવાની અર્જુનની પ્રાર્થના યોગ્ય નથી. ઉપરાંત તું તેટલા માટે 'કર્મ જ કર' (૪-૧૫) એવી રીતના નિશ્ચિત કથનથી જ ભગવાન 'અર્જુન માટે જ્ઞાનનિષ્ઠા અસંભવિત છે' એમ આગળ ઉપર બતાવશે.

अर्जुन उवाच । અર્જુને કહ્યું

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥**

હે જનાર્દન ! કર્મ કરતાં (સાંખ્યબુદ્ધિ)જ્ઞાન વધારે ચડિયાતું વા સારું લાગતા હો તો (માનેલું છે તો) હે કેશવ તમે મને ઘોર કર્મમાં શા માટે યોજો છો ? ૧

ભાષ્યાર્થ : હે જનાર્દન ! કર્મના કરતાં જ્યારે આપે બુદ્ધિ (જ્ઞાન) આપના મત પ્રમાણે ચડિયાતી લેખી તો હે કેશવ ! મને આ હિંસારૂપ ક્રૂર કર્મમાં શું કામ નિયુક્ત કરો (જોડો) છો ? જો જ્ઞાન અને કર્મ બંનેનો સમુચ્ચય ભગવાને ઇષ્ટ ધાર્યો હોત તો વળી 'કલ્યાણનું એક જ સાધન કહો,' 'કર્મના કરતાં બુદ્ધિજ્ઞાન વધુ શ્રેષ્ઠતર છે' વગેરે વાક્યો દ્વારા જ્ઞાનથી કર્મ જુદું પાડવાનું કાર્ય અર્જુને કર્યું તે અયોગ્ય ઠરે, કેમકે તે વાક્યો, પ્રશ્નો તો જ્ઞાનકર્મના સમુચ્ચયના કરેલી સ્વીકારથી જુદા છે તે કેવી રીતે હોઈ શકે ? અને તો તો ભગવાને કર્મના કરતાં (બુદ્ધિ)જ્ઞાનને કલ્યાણકારક બતાવ્યું છે, 'दूरेण ह्यवरं कर्म' એવું (૨-૪૯) કર્મ અધમ કહ્યું અને વળી 'कर्मण्येवाधिकारस्ते તારો તો કર્મમાં જ અધિકાર છે (૨–૪૭)' એમ કહેવાનું શું કારણ છે એવો વિચાર કરી અર્જુન ભગવાનને જાણે ઠપકો આપતો હોય એમ જે કહે છે: 'તો હે કેશવ ! મને પાછા આ હિંસારૂપ ઘોર ક્રૂર કર્મમાં શું કામ પ્રેરો છો ? જોડો છો ?' તે પણ અયોગ્ય જ ઠરે.

જો ભગવાને સ્માર્તકર્મની સાથે જ જ્ઞાનનો સમુચ્ચય સર્વ માટે કહ્યો હોત અને અર્જુન પણ એ પ્રકારે સમજ્યા હોત, તો એનું આવી રીતનું, 'આ

કેશવ ! મને પાછા આ હિંસારૂપ ઘોર ક્રૂર કર્મમાં શું કામ પ્રેરો છો ? જોડો છો ?' એ કહેલું વચન કઈ રીતે વાજબી ઠરે ?

વળી,

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

એવાં જાણે મિશ્રિત જેવાં વાક્યોથી મારી બુદ્ધિને મોહ પમાડવા જેવું કરો છો, માટે એકનો નિશ્ચય કરી કહો કે જેનાથી હું શ્રેય પામું. ૨

**ભાષ્યાર્થ :** જો કે ભગવાન આપ તો સ્પષ્ટ બોલવાવાળા છો, તોપણ મારી મંદ બુદ્ધિને આપ શ્રીભગવાનના વાક્ય જાણે મિશ્રિત (બધા માર્ગનું મિશ્રણ-કચુંબર હોય એવા લાગે છે અને એવા એ મિશ્રિત વચનોથી જાણે આપ મોહ પમાડો છો) જાણે આપ ભ્રમમા નાખો છો. ખરી રીતે તો આપ મારી બુદ્ધિના મોહને દૂર કરવાને જ પ્રવૃત્ત થયા છો, છતા કેમ મોહ પમાડો છો ! તેથી કહુ છુ કે આપ જાણે મારી બુદ્ધિને મોહિત કરતા હો તેમ લાગે છે ! આપ જુદાજુદા અધિકારી દ્વારા આચરવા યોગ્ય જ્ઞાન અને કર્મના અનુષ્ઠાન એક જ પુરુષની મારફત થાય એ અસંભવિત માનતા હો, તો બુદ્ધિ એટલે જ્ઞાન અથવા કર્મ એ બન્નેમા આ અર્જુનની બુદ્ધિ, શક્તિ તથા અવસ્થાને યોગ્ય કયુ છે તેનો નિશ્ચય કરી મને (અર્જુનને) કહો કે જેથી જ્ઞાન યા કર્મ એ બેમાથી ગમે તે એક વડે હુ શ્રેય પ્રાપ્ત કરી શકુ

જો કર્મનિષ્ઠામા જ્ઞાન સહાયક છે એટલે કે જ્ઞાન અને કર્મ બન્નેનો સમુચ્ચય છે એમ ભગવાને કહ્યુ હોત, તો 'એ બેમાથી એક કહો' એ રીતની બેમાથી એક જ સાભળવાની અર્જુનની ઇચ્છા કેવી રીતે થાત ? તેમ જ જ્ઞાન અને કર્મ એ બેમાથી હુ તને એક જ કહીશ, બન્ને નથી કહેવાનો, એવુ ભગવાને કોઈ પણ ઠેકાણે કહેલુ નથી કે જેથી અર્જુન પોતાને માટે બન્ને (જ્ઞાન અને કર્મ ઉભય)ની પ્રાપ્તિને પોતાને માટે અસંભવિત માની બેમાથી એકને જ માટે પ્રાર્થના કરે.

શ્રીભગવાન પ્રશ્નને અનુકૂળ યોગ્ય ઉત્તર બોલ્યા

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન બોલ્યા.

**लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

પૂર્વે લોકમાં સૃષ્ટિના આરંભકાળમાં બે પ્રકારની નિષ્ઠા, હે અનઘ! મેં કહી છે તેમાં સાંખ્યો(તત્ત્વજ્ઞાની)ને જ્ઞાનયોગ વડે અને કર્મયોગી કર્મઠોને કર્મયોગ વડે નિષ્ઠા બતાવી છે. ૩

**ભાષ્યાર્થ :** હે અપાપ (પાપરહિત) અર્જુન ! આ મનુષ્યલોકમાં

શાસ્ત્રોક્ત કર્મ અથવા જ્ઞાનના અનુષ્ઠાનના અધિકારવાળા ત્રૈવર્ણિક પુરુષો (બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય) માટે બે પ્રકારની નિષ્ઠા અથવા સ્થિતિ એટલે કર્તવ્યતત્પરતા, પહેલેથી સૃષ્ટિને આદિકાળમાં પ્રજાને રચી, એની લૌકિક ઉન્નતિ તેમ જ મોક્ષની પ્રાપ્તિના સાધનરૂપ વૈદિક સંપ્રદાયના પ્રસિદ્ધ કરનારા સર્વજ્ઞ ઈશ્વરે મને કહી છે. એ બે પ્રકારની નિષ્ઠા કઈ? તે હવે કહે છે: ૧. જ્ઞાનયોગથી જે આત્મ–અનાત્મ વિષયોના વિવેકમાંથી ઉત્પન્ન થતા જ્ઞાનવાળા જ્ઞાનસંપન્ન છે, જેમણે બ્રહ્મચર્ય આશ્રમમાંથી જ સંન્યાસ લઈ લીધો છે, જેમણે વેદાંતના વિજ્ઞાન દ્વારા આત્મતત્ત્વનો પૂરેપૂરો (પાકો) નિશ્ચય કરી લીધો છે. જે પરમહંસ સંન્યાસી છે અને જે નિરંતર બ્રહ્મમાં નિમગ્ન છે તેવા જ્ઞાનયોગીઓની નિષ્ઠા, જ્ઞાનરૂપ અથવા જેમાં યોગમાત્ર કેવળ જ્ઞાન જ છે, તે નિષ્ઠા જ્ઞાનયોગ કહેવાય છે. ૨. કર્મયોગ, તેવી રીતે કર્મયોગીઓ(કર્મને જ યોગ સમજનારા)ની અર્થાત્ કર્મ કરવાવાળા (કર્મીઓ)ની નિષ્ઠા–કર્મનિષ્ઠા–કર્મયોગ કહેવાય છે. જો કોઈ એક પુરુષ દ્વારા એક જ પ્રયોજનની સિદ્ધિ માટે જ્ઞાન અને કર્મ બન્ને એકીસાથે આચરણ કરવા ઇષ્ટ છે, એવો પોતાનો અભિપ્રાય ભગવાન ગીતાશાસ્ત્રમાં અમારે કહી ચૂક્યા હોત; અથવા તો આગળ કહેવાના હોત અથવા તો જો એવો મત વેદમાં કહ્યો હોત, તો શરણે આવેલા વહાલા અર્જુનને અહીં ભગવાન એમ કેમ કહે કે જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠા(નું) તો અલગઅલગ જુદાજુદા અધિકારીઓ મારફત આચરણ (અનુષ્ઠાન) થવું જોઈએ (કરવું યોગ્ય છે). જો ભગવાનનો એવો અભિપ્રાય માની લઈએ કે જ્ઞાન અને કર્મ બન્નેને સાંભળી અર્જુન પોતપોતાની મેળે બન્નેનું અનુષ્ઠાન યા આચરણ કરી લેશે જ અને બન્ને જ્ઞાનયોગ અને કર્મયોગ જુદાજુદા અધિકારી પુરુષોએ આચરવા (અનુષ્ઠાન કરવા) યોગ્ય છે, એ વાત જો બીજાને કહીશ તો તો ભગવાન રાગદ્વેષવાળા (જેમને પ્રમાણભૂત ન ગણી શકાય એવા) કલ્પી લેવા પડે એ તો અયોગ્ય છે. તેથી કોઈ પણ યુક્તિથી જ્ઞાન અને કર્મનો સમુચ્ચય (જ્ઞાન અને કર્મનાં એકીસાથે આચરવાનો ધર્મ) માની શકાતો નથી.

કર્મના કરતાં જ્ઞાનની શ્રેષ્ઠતા જે અર્જુનને કહેલી તે તો સિદ્ધ (નક્કી) જ વાત છે; કારણકે ભગવાને એ વાતને નકારી નથી એ. જ્ઞાનનિષ્ઠાનો અધિકાર સંન્યાસીઓનો જ છે; કારણકે બન્ને નિષ્ઠાનું જુદાજુદા પુરુષોએ (તે) અનુષ્ઠાન યા આચરણ કરવું યોગ્ય છે એવાં વચનો (વાક્યો) કહેવાથી ભગવાનની એમાં સંમતિ હોય એમ પ્રતીત થાય છે. ને બંધનના કારણરૂપ કર્મમાં જ ભગવાન મને જોડે છે એવું સમજી સખેદ અંતઃકરણવાળો અર્જુન 'હું કર્મ નહીં કરું', એવી માન્યતા વિચાર યા નિશ્ચયવાળો (અર્જુન) છે' એમ જોઈ ભગવાન આ પછીના શ્લોકમાં કહે છે 'न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते'। કર્મ ન આરંભવાથી પુરુષ નૈષ્કર્મ્યનું સુખ ભોગવી શકતો નથી' અથવા જ્ઞાનનિષ્ઠા અને કર્મનિષ્ઠાનો પરસ્પર વિરોધ હોવાથી એક જ પુરુષ માટે બન્ને નિષ્ઠા(જ્ઞાન અને કર્મ માર્ગો)નું એકીવખતે આચરણ કરવું અશક્ય છે.

તેથી એકબીજાની અપેક્ષા રાખ્યા સિવાય બન્ને પોતપોતાની મેળે સ્વતંત્ર રીતે મોક્ષરૂપી પુરુષાર્થમાં હેતુ છે એમ શંકા ઉપસ્થિત થાય, તેથી કર્મનિષ્ઠા તો જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત કરી આપે છે, કર્મનિષ્ઠા તો જ્ઞાનનિષ્ઠાનું કારણ યા સાધન હોવાને લીધે જ મોક્ષરૂપી પુરુષાર્થનું કારણ છે, તે પોતે અલગ રૂપે મોક્ષનું કારણ નથી, પરંતુ પરંપરાએ કારણ છે પણ મોક્ષપ્રાપ્તિમાં જ્ઞાનનિષ્ઠા તો સ્વતંત્ર કારણ છે. જો કે એ વાત ખરી છે કે કર્મનિષ્ઠારૂપ ઉપાય યા સાધન વડે જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થાય છે, છતાં જ્ઞાનનિષ્ઠા સ્વતંત્ર રીતે મોક્ષનું કારણ છે. આ સિદ્ધાંત બતાવતાં શ્રીભગવાન કહે છે

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

કર્મનો આરંભ ન કર્યાથી જ પુરુષ નૈષ્કર્મ્ય(નું સુખ) ભોગવી શકતો નથી, તેમ કેવળ કર્મસંન્યાસથી જ સિદ્ધિ નથી પામતો ૪

**ભાષ્યાર્થ:** 'કર્મોનો આરંભ કર્યા વિના' વિશેષ વિવેચન–યજ્ઞ વગેરે ક્રિયાઓ જે આ જન્મ કે બીજા જન્મમાં કરવામાં આવે છે અને સંચિત પાપોનો નાશ કરવાનું સાધન હોવાથી સત્ત્વશુદ્ધિ(અંતઃકરણશુદ્ધિ)નું કારણ બને છે અને એ રીતે પાપકર્મોનો નાશ થતાં જ્ઞાન થઈ જ્ઞાનનિષ્ઠાનું પણ કારણ બને છે મહાભારત શાન્તિપર્વ(૨૦૪–૮)માં કહ્યું છે 'પાપ કર્મોના ક્ષયથી માણસને જ્ઞાન ઊપજે છે' (આ જ્ઞાન કેવી રીતે ઊપજે છે એમ પૂછો તો) જેમ આરસી ચોખ્ખી(મળવિનાની) હોય, તો તેમાં જેમ પ્રતિબિંબ શુદ્ધ દેખાય છે તેમ પાપકર્મનો ક્ષય થયાથી મળરહિત થયેલા અંતઃકરણમાં આત્માનું પ્રતિબિંબ સ્વચ્છ પડી જ્ઞાન થાય છે આ મહાભારતની સ્મૃતિને અનુસરી યજ્ઞાદિ કર્મ અંતઃકરણની શુદ્ધિ દ્વારા જ્ઞાનનું કારણ હોવાથી જ્ઞાનનિષ્ઠાનું પણ તે પરંપરાથી જ કારણ છે. આમ હોવાથી કર્મનું આચરણ (અનુષ્ઠાન) ન કરવાથી કોઈ મનુષ્યને નિષ્કર્મસ્થિતિ નૈષ્કર્મ્ય (૧૮–૪૯) સ્થિતિ પ્રાપ્ત થતી નથી. આ નૈષ્કર્મ્ય સ્થિતિ તો જ્ઞાનયોગથી મનુષ્ય જ્યારે આત્મસ્વરૂપમાં સ્થિર થાય ત્યારે જ પ્રાપ્ત થાય છે

**શંકા–વાદી:** કર્મોનો આરંભ ન કરવાથી નિષ્કર્મભાવ નથી મેળવતો એ કથનથી તો એમ સમજાય છે કે તેનાથી ઊલટી રીતે કર્મોના આરંભથી એટલે કર્મો કર્યાથી મનુષ્ય નૈષ્કર્મ્ય (કર્મરહિત) સ્થિતિ પ્રાપ્ત કરે છે. તો કયા કારણને લઈને કર્મ ન કરવાથી મનુષ્યને નૈષ્કર્મ્ય–સ્થિતિ નથી પ્રાપ્ત થતી? **ઉત્તર–સિદ્ધાંતી:** આનો જવાબ એ છે કે કર્મનો આરંભ જ, કર્મક્રિયા જ નિષ્કર્મતા પ્રાપ્ત કરવાનો ઉપાય છે અને આ ઉપાય વિના ઉપેય (ઉપાયથી પ્રાપ્ત કરવાની સિદ્ધિ) નિષ્કર્મતાની પ્રાપ્તિ બીજા કોઈ ઉપાયથી નથી થઈ શકતી નિષ્કર્મતારૂપ જ્ઞાનયોગનો ઉપાય કર્મયોગ છે, એ વાત શ્રુતિમાં તથા અહીં ગીતાશાસ્ત્રમાં પણ સાબિત કરી છે. શ્રુતિમાં આ

પ્રસ્તુત જાણવા યોગ્ય આત્મલોકને જાણવાનો ઉપાય કર્મયોગ બનો છે તે શ્રુતિ (બૃ. ઉ. ૪–૪–૨૨) કહે છે. 'એ આત્માને બ્રાહ્મણ વેદાધ્યયન, યજ્ઞ, દાન વડે અને યજ્ઞ વગેરે કર્મોથી જાણવાની ઈચ્છા કરે છે' વગેરે આવા વચનોથી કર્મયોગ ને જ્ઞાનયોગનો ઉપાય બનાવે છે અહીં પણ ગીતાશાસ્ત્રમાં (૫–૬, ૫–૧૧, ૧૮–૫), 'હે અર્જુન' કર્મયોગ વિના સંન્યાસ પ્રાપ્ત કરવો કઠણ છે,' 'યોગીઓ આસક્તિ છોડી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કર્યા કરે છે,' 'યજ્ઞ, દાન અને તપ એ બુદ્ધિમાનોને પવિત્ર કરવાવાળા છે' એ વચનોથી આગળ ઉપર પણ એજ સિદ્ધાંત 'કર્મયોગ જ્ઞાનયોગનુ સાધન છે' એમ પ્રતિપાદન કરશે.

શંકાવાદી: અહી શંકા એ થાય છે કે 'સર્વ ભૂતોને અભયદાન આપી સંન્યાસ ગ્રહણ કરે' વગેરે વચનોમા કર્તવ્ય-કર્મના ત્યાગ માત્રથી પણ નિષ્કર્મતાની પ્રાપ્તિ દેખાડી છે અને લોકોમા પણ કર્મનો આરંભ ન કરવાથી નિષ્કર્મતા પ્રાપ્ત થાય છે, એ એથી પણ વધુ જાણીની વાત છે, તો પછી નિષ્કર્મભાવની ઈચ્છા રાખવાવાળાને કર્મના આરંભથી શું પ્રયોજન? એટલે શા માટે એણે કર્મ કરવું જોઈએ? એ શંકાનો ઉત્તર એ છે **સિદ્ધાંતી:** કેવળ સંન્યાસથી એટલે જ્ઞાનવિનાના કેવળ કર્મપરિત્યાગથી જ ફક્ત નિષ્કર્મતારૂપ સિદ્ધિ (જ્ઞાનથી પ્રાપ્ત થતી નૈષ્કર્મ્યસિદ્ધિ) (૧૮–૪૯) નથી મેળવી શકાતી

જ્ઞાન વિના કર્મના ફક્ત સંન્યાસથી મનુષ્ય નિષ્કર્મતારૂપ સિદ્ધિ પ્રાપ્ત નથી કરતો તેનું શું કારણ? એ જાણવાની ઈચ્છા અર્જુનને થવાથી ભગવાન કહે છે.

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥

કોઈ એક ક્ષણ પણ કદાપિ કર્મ કર્યા વિના રહી શકતું નથી, કારણકે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો બળજબરીથી સર્વ પ્રાણીઓ પાસે કર્મ કરાવે છે ૫

**ભાષ્યાર્થ:** કોઈ પણ મનુષ્ય કદી ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના નથી રહેતો. 'આમ શાથી છે?' તો કારણ એ છે કે 'સર્વ પ્રાણી' પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા, સત્ત્વ, રજ અને તમના ત્રણે ગુણોથી જાણે પરવશ હોય એમ કર્મમા પરોવાય છે. અહીં 'સર્વ પ્રાણી'ની આગળ ('અજ્ઞ') અજ્ઞાની શબ્દ અધ્યાહાર છે. એટલે કે પ્રકૃતિના ત્રણ ગુણો કેવળ સર્વ અજ્ઞાની લોકોને જ જાણે ગુલામ બનાવી કર્મમા જોડે છે એમ સમજવાનુ છે, કારણકે આગળ ઉપર ભગવાને 'જે ગુણો વડે ચલાયમાન થતો નથી (અ. ૧૪–૨૩) એ કથનથી જ્ઞાનીઓને જુદા પાડ્યા છે, તેથી અજ્ઞાનીઓ માટેજ કર્મયોગ છે જ્ઞાનીઓ માટે નથી. કારણકે ગુણોથી જ્ઞાનીઓને ચલાયમાન કરી શકાતા નથી. તેમજ તે જ્ઞાનીઓ પોતે સ્વરૂપસ્થ દશામાંથી ચલાયમાન થતા નથી. તેથી

તેમને માટે તો કર્મયોગ યોગ્ય નથી જ. તેજ પ્રમાણે અ. ૨ શ્લો. ૨૧ના વ્યાખ્યાનમાં પણ આ સિદ્ધાંત વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યો છે.

જે આત્મજ્ઞાની નથી અને છતાં શાસ્ત્રવિહિત કર્મ નથી કરતો તે અસત (અયોગ્ય) છે એમ કહે છે.

कर्मेन्द्रियाणी संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

કર્મેંદ્રિયોને વશ રાખી જે મહામૂઢ ઇંદ્રિયોના વિષયોને મનથી સ્મરણ કરતો રહે છે, તે મિથ્યાચારી (ઢોંગી) કહેવાય છે. ૬

**ભાષ્યાર્થ :** જે મનુષ્ય હાથપગ વગેરે કર્મેંદ્રિયોને રોકી રાખી મનમા—મન વડે તે ઇંદ્રિયોના ભોગોનુ ચિંતન કરતો રહે છે, તે મૂઢાત્મા, મોહમુગ્ધ અંતઃકરણવાળો, મિથ્યા આચારવાળો, ઢોંગી (પાપાચારી) કહેવાય છે.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

પરંતુ હે અર્જુન ! જે ઇંદ્રિયોને મન વડે સંયમમાં રાખી કર્મેંદ્રિયો વડે કર્મયોગ આચરે છે, તે અસક્ત (ફળની પ્રીતિવિનાનો) હોવાથી (મિથ્યાચારીથી) વધુ ચડિયાતો છે. ૭

**ભાષ્યાર્થ :** પરંતુ હે અર્જુન ! જે કર્મમાં અધિકારવાળો અજ્ઞાની પુરુષ પોતાની જ્ઞાનેંદ્રિયો મન વડે તાબામાં રાખી વાણી, હાથ, પગ વગેરે કર્મેંદ્રિયો વડે આચરણ કરે છે. શેનું આચરણ કરે છે ? કર્મયોગનું. કેવી રીતે આચરણ કરે છે ? ફળની ઇચ્છાવિનાનો બનીને. તે કર્મયોગનું આચરણ કરનાર ફળની ઇચ્છા(પ્રીતિ)વિનાનો મનને તાબામાં રાખનારો અજ્ઞાની બીજા ઉપર કહેલા મિથ્યાચારવાળા કરતા શ્રેષ્ઠ છે.

આમ હોવાથી,

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

તું નિત્ય (૧. નિરંતર, ૨. નિત્યનૈમિત્તિક) કર્મ કર; કારણકે કર્મ અકર્મથી વધારે ઠીક છે. વળી તારી શરીરયાત્રા પણ અકર્મથી સિદ્ધ થશે નહિ. ૮

**ભાષ્યાર્થ :** ઓ અર્જુન ! તું નિત્ય કર્મ કર. જે પુરુષ જે કોઈ એવા કર્મમાં અધિકાર પામ્યો છે કે જે કર્મનું ફળ સાંભળ્યુ નથી, શ્રુતિમાં નથી કહ્યું તે તેનું નિત્ય કર્મ છે. તે કર્મ તેને માટે નિયત કરેલું કર્મ છે. તે નિયત કર્મ એટલે નિત્ય કર્મ તું કર; કારણકે કર્મ ન કરવા કરતાં કર્મ કરવા એ વધુ ફળદાયી હોવાથી વધારે ઠીક છે. કેવી રીતે ? તો કાંઈ પણ કર્મ ન કરવાથી

(કર્મશૂન્ય રહેવાથી) તો તારી શરીરસ્થિતિ પણ ન ટકી શકે. માટે કર્મ કરવા અને ન કરવામાં જે અંતર (વિશેષતા) છે તે સંસારમાં પ્રત્યક્ષ છે.

વળી તું એમ ધારે છે કે કર્મ બંધન કરવાવાળાં છે માટે ન કરવાં જોઈએ, તો એવી તારી સમજ ભૂલભરેલી છે. કેવી રીતે ભૂલભરેલી છે? તે કહે છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गस्समाचर ॥९॥

યજ્ઞ સિવાયનાં બીજાં કર્મ કરવાથી આ લોકો બંધનમાં પડે છે. તેથી હે કૌંતેય ! તું સંગ ત્યજી યજ્ઞ માટે કર્મ કર. ૯

**ભાષ્યાર્થ :** 'યજ્ઞ વિષ્ણુ છે' (તૈ. સં. ૧-૭-૪) એ શ્રુતિના અર્થપ્રમાણથી યજ્ઞ ઈશ્વર છે, તેને માટે જે કર્મ કરવામાં આવે છે, તે યજ્ઞાર્થકર્મ કહેવાય છે. તે ઈશ્વરાર્થ કર્મ છોડી બીજાં કર્મ કરવાના અધિકાર(યોગ્યતા, તૈયારી)વાળો આ મનુષ્યસમુદાય કર્મબંધનથી બંધાય છે. પણ યજ્ઞ માટે, ઈશ્વર માટે કરેલું કર્મ બંધનરૂપ નીવડતું નથી. માટે હે કૌંતેય ! તું કર્મફળની પ્રીતિ અથવા આસક્તિથી રહિત થઈ યજ્ઞાર્થકર્મ સારી રીતે કર. (પાર પાડ.)

આ (કહેવામાં આવનાર) કારણથી પણ અધિકાર પામેલા પુરુષે કર્મ કરવાં જોઈએ.

सहयज्ञाः प्रजास्सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥

પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં યજ્ઞ સહવર્તમાન પ્રજા ઉત્પન્ન કરી પ્રજાપતિ, બ્રહ્મા બોલ્યાઃ 'આ યજ્ઞથી તમે વૃદ્ધિ પામો. આ યજ્ઞ તમને વાંછિત ફળ આપનાર કામધેનુ થાઓ.' ૧૦

**ભાષ્યાર્થ :** સૃષ્ટિના આરંભકાળમાં યજ્ઞ સહિત ત્રણે વર્ણો(બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ને રચી જગતના સ્રષ્ટા પ્રજાપતિ બ્રહ્માએ કહ્યું કે આ યજ્ઞથી તમો લોકો પ્રસવ એટલે તમારાં વૃદ્ધિલાભ કરજો. આ યજ્ઞ તમો લોકોની ઇષ્ટ કામનાઓને આપવાવાળા એટલે કે તમારે જોઈતા અનેક પ્રકારના ભોગો આપવાવાળા બનો.

કેવી રીતે?

देवान् भावयताऽनेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥११॥

આ યજ્ઞથી તમે દેવોને સંતોષ પમાડો-અર્ચન કરો. તે દેવો તમને સંતોષ (આનંદ) આપો. એમ પરસ્પર સંતોષ પમાડતા તમો પરમ શ્રેય પામશો. ૧૧

ભાષ્યાર્થ: તમો લોકો આ યજ્ઞ મારફત ઈંદ્રાદિ દેવોને વૃદ્ધિ પમાડો, તૃપ્ત કરો. તે દેવો વૃષ્ટિ વગેરે દ્વારા તમો લોકોની વૃદ્ધિ ઉન્નતિ કરે. એ પ્રકારે એકબીજાને વૃદ્ધિ પમાડતા-પમાડતા તમે પરમશ્રેય કલ્યાણરૂપ મોક્ષ ક્રમે કરી જ્ઞાનપ્રાપ્તિ વડે મેળવશો.

વળી—

इष्टान् भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥ १२ ॥

યજ્ઞથી તૃપ્ત થયેલા દેવો જે હેતુથી તમને ઇચ્છિત ભોગો આપશે, તે હેતુથી આપેલા ભોગો આ દેવોને આપ્યા વિના જે ભોગવે છે તે ચોર જ છે. ૧૨

ભાષ્યાર્થ: યજ્ઞ વડે વૃદ્ધિ પામેલા એટલે સંતોષ પામેલા દેવો તમને સ્ત્રી, પશુ, પુત્ર વગેરે ઇચ્છિત ભોગો આપશે. આ મળેલા ભોગનો યથાયોગ્ય ઉપયોગ કરવો જોઈએ. તેથી તે દેવોએ આપેલા ભોગો એમને આપ્યા વિના, એમનું ઋણ (એ રીતે) ફેડ્યા વિના, જે ભોગવે છે તે ફક્ત પોતાના દેહ અને ઇંદ્રિયોને જ તૃપ્ત કરે છે. (પોષે છે.) અને દેવોના ધનનો તે દેવોની માલિકીની ચીજનો હરણ કરનાર ચોર જ છે. ;

પણ જે—

यज्ञशिष्टाशिनस्सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥

યજ્ઞશેષ જમનારા સંતપુરુષો સર્વ પાપોથી છૂટે છે. જે પાપાત્માઓ પોતાને માટે જ રાંધે છે તે પાપનું જ ભોજન કરે છે. ૧૩

ભાષ્યાર્થ: યજ્ઞશિષ્ટાશિન-દેવયજ્ઞ વગેરે કરી તેમાથી બચેલું અમૃત નામનું અન્નપ્રાશન કરવાનો જેમનો સ્વભાવ છે તે યજ્ઞશિષ્ટાશિન કહેવાય છે. એ યજ્ઞશિષ્ટાશિન સંત સજ્જન છે અને તે સર્વ પાપોથી એટલે કે ગૃહસ્થને ત્યાં થતાં ચૂલો-ઘંટી વગેરેથી થતી જીવની હત્યાનાં પંચપાતક (પાંચ જાતનાં પાપોથી) તથા પ્રમાદથી કરવામાં આવતી હિંસા વગેરેનાં બીજાં પાતકોથી પણ તે મુક્ત થઈ (છૂટી) જાય છે, પણ જે પેટભરા પોતાને માટે જ રાંધે છે તે પોતે પાપી છે અને તે (અન્ન નથી ખાતા પણ) પાપ જ ખાય છે.

માટે પણ જેને કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થયેલો છે તેને તો કર્મ જ કર્તવ્ય છે; કારણકે જગતચક્રની પ્રવૃત્તિનું કારણ કર્મ છે. કેવી રીતે? તે પ્રશ્નની અપેક્ષાએ ઉત્તરમા કહે છે.

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥ १४

અન્નથી ભૂતપ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે. અન્ન વરસાદથી થાય છે. વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે. ૧૪

**ભાષ્યાર્થ:** ભક્ષણ કરેલાં અન્નમાંથી રક્ત અને વીર્ય ઉત્પન્ન થાય છે અને તેમાંથી પ્રત્યક્ષ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. વરસાદથી અન્નની ઉત્પત્તિ થાય છે અને યજ્ઞથી વૃષ્ટિ થાય છે. 'અગ્નિમાં વેદોક્ત વિધિથી હોમેલી આહુતિ સૂર્યને મળે છે, સૂર્યથી જ જળની વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે.' (મનુ–૩,૭૬) એ સ્મૃતિવાક્યથી પણ એ જ વાત કહી છે. ઋત્વિક (પુરોહિત) અને યજમાનનો વ્યાપાર તે કર્મ છે અને એ કર્મથી જેની ઉત્પત્તિ થાય છે તે અપૂર્વ કહેવાય (યજ્ઞ કરવાથી જે સંસ્કાર ઉત્પન્ન થાય છે અને જે સંસ્કારથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તે સંસ્કારને મીમાંસક કર્મશાસ્ત્રીઓ અપૂર્વ કહે છે) અને તે અપૂર્વ યજ્ઞકર્મ સમુદ્ભવ છે એટલે કે યજ્ઞકર્મથી ઉત્પન્ન થાય છે.

અને

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात् सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

કર્મ બ્રહ્મ એટલે વેદથી ઉત્પન્ન થયેલું છે. વેદ અક્ષરબ્રહ્મ પરમાત્માથી ઊપજેલા છે. એટલા માટે સર્વવ્યાપી બ્રહ્મ નિત્યયજ્ઞમાં વસે છે. (સર્વને પ્રકાશ આપનાર વેદ નિત્યયજ્ઞમાં રહેલા છે.) ૧૫

**ભાષ્યાર્થ:** ક્રિયારૂપ કર્મને તુ વેદરૂપ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જાણ એટલે કે કર્મની ઉત્પત્તિનું કારણ વેદ છે એમ સમજવું. વળી વેદ નામનું બ્રહ્મ છે તે અક્ષર (અવિનાશી) પરબ્રહ્મ પરમાત્માથી ઉત્પન્ન થયું છે, આથી એ અવિનાશી પરબ્રહ્મ પરમાત્મા વેદનું કારણ છે. વેદરૂપ બ્રહ્મ સાક્ષાત્ પરમાત્મા નામથી ઓળખાતા અવિનાશી પુરુષના જાણે નિઃશ્વાસ (જે શ્વાસ બહાર નીકળે છે તે) પેઠે ઉત્પન્ન થાય છે; તેથી તે સર્વ અર્થનો પ્રકાશ કરનાર છે અને તેથી સર્વગત છે એટલે કે તેથી એ બ્રહ્મ સર્વ ઠેકાણે ગયેલું (સર્વવ્યાપી) છે અને સર્વવ્યાપી રહેલું હોવા છતાં યજ્ઞવિધિમાં (વેદરૂપ બ્રહ્મ) પ્રધાનપણે મુખ્યત્વે હોવાથી એ બ્રહ્મ સદાને માટે યજ્ઞમાં રહેલું (સ્થિર થયેલું) છે.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

આ પ્રમાણે પ્રવૃત્ત થયેલા ચક્રને જે અનુસરતો નથી તે પાપરૂપ આયુષ્યવાળો કેવળ ઈંદ્રિયોમાં જ રમનારો હે પાર્થ! વ્યર્થ જીવે છે. (આયુષ્ય ગાળે છે.) ૧૬

**ભાષ્યાર્થ:** હે પાર્થ! આ લોકમાં જે મનુષ્યને કર્મમાં (કર્મનો) અધિકાર છે છતાં જે આ પ્રકારે ઈશ્વર દ્વારા વેદ અને યજ્ઞપૂર્વક ચલાવવામાં

આવતો આ જગતચક્રને અનુસરતો નથી, એ જગતચક્રના નિયમાનુસાર કર્મ કરતો નથી, તે પાપમય જીવનવાળો ઇંદ્રિયો વડે વિષયોમાં રમણ કરનાર વિષયી આ દુનિયામાં વ્યર્થ જીવે છે, એવાનું જીવન નકામું છે.

તેથી આ પ્રકરણનો આ અર્થ સિદ્ધ થયો કે જેને શાસ્ત્ર દ્વારા અધિકાર આપવામાં આવ્યો છે, એવા અજ્ઞાનીએ તો કર્મ અવશ્ય કરવાં જોઈએ, એવા અજ્ઞાનીને તો કર્મ કર્તવ્ય જ છે. આત્મજ્ઞાન નહીં પ્રાપ્ત કરેલા અધિકારી મનુષ્યને આત્મજ્ઞાનની યોગ્યતા પ્રાપ્ત થતાં પહેલાં જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ માટે કર્મયોગનું અનુષ્ઠાન કરવું જોઈએ એ વાત (અ. ૩ શ્લો. ૪) न कर्मणामनारंभात्‌થી આરંભી 'शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः (અ. ૩ શ્લો. ૮) સુધીમાં સાબિત કરી. વળી અ. ૩ શ્લો. ૯થી ૧૩ કરી આ શ્લોકના मोघं पार्थ स जीवति સુધી આત્મજ્ઞાન રહિત કર્મના અધિકારવાળા માટે કર્મનાં અનુષ્ઠાન કરવા માટે(માં) ઘણાં યે કારણો પ્રસંગોચિત કહેવામાં આવ્યાં તથા તે ન કરવામાં દોષ છે તેનું પણ બયાન કરવામાં આવ્યું.

એ વસ્તુસ્થિતિ હોય તો શું આ પ્રકારે ચાલુ કરેલા સૃષ્ટિચક્રને અનુસરી દરેકે ચાલવું જોઈએ કે પહેલાં કહેલાં કર્મયોગના અનુષ્ઠાનરૂપી ઉપાયથી પ્રાપ્ત કરવા યોગ્ય તથા આત્માને જાણનારા સાંખ્યયોગીઓ જ્ઞાનયોગથી જ મેળવવા યોગ્ય જે જ્ઞાનયોગ પ્રાપ્ત કરે છે તે જ્ઞાનયોગ જેને નથી પ્રાપ્ત થયો તથા તેથી પ્રાપ્ત થતી જ્ઞાનનિષ્ઠા જેને પ્રાપ્ત નથી થઈ તેવા આત્માને નહીં જાણનારાએ જ આ પ્રમાણે આચરણ કરવું જોઈએ? એ ભાવાર્થની અર્જુનની આ શંકા કલ્પી અથવા તો પોતે જ પોતાની મેળે શાસ્ત્રના અર્થનો સ્ફોટ કરવા માટે 'આ પ્રસિદ્ધ આત્મા છે, તેને જાણીને જેનું મિથ્યા જ્ઞાન નાશ પામી ગયું છે, એવા જે મિથ્યાજ્ઞાનરહિત બ્રાહ્મણ્‌' છે, તે અજ્ઞાનીઓને અવશ્ય થતી પુત્રપ્રાપ્તિ વગેરેની ઇચ્છાઓથી રહિત થઈ કેવળ શરીરનિર્વાહ માટે જ ભિક્ષાનું આચરણ કરે છે, તેમને આત્મજ્ઞાન નિષ્ઠાનાં આચરણ સિવાય કાંઈ બીજું કર્તવ્ય નથી રહેતું (બૃ. ઉ ૩-૫-૧) એવું શ્રુતિનું તાત્પર્ય જે આ ગીતાશાસ્ત્રમાં પ્રતિપાદન કરવાનું ભગવાને ઇષ્ટ ધારેલું યા માનેલું છે, તે શ્રુતિના અર્થને વર્ણવતા શ્રીભગવાન બોલ્યા

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

પણ જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો હોય, આત્માથી તૃપ્ત હોય, આત્મામાં જ સંતોષ પામેલો હોય, તેને (કાંઈ) કર્તવ્ય-કર્મ નથી રહેતું. (હોતું.) ૧૭

ભાષ્યાર્થ: પરંતુ જે સાંખ્ય એટલે આત્મજ્ઞાનમાં નિષ્ઠાવાળો છે, જે આત્મરતિ છે એટલે જેની પ્રીતિ આત્મામાં જ છે; વિષયમાં નથી, જે આત્મતૃપ્ત છે એટલે જે આત્મા વડે તૃપ્ત થાય છે, અન્નરસ વગેરેથી તૃપ્ત થતો નથી,

જે સન્યાસી છે, જે આત્મામા જ સંતુષ્ટ હોઈ સર્વ પ્રકારે તૃષ્ણારહિત છે, અર્થાત્ બહારના વિષયોના લાભથી સર્વ સામાન્યને સંતોષ થાય છે, તેની તે પરવા ન કરતા તૃષ્ણારહિત હોઈ, જે આત્મામા જ સંતુષ્ટ છે. જે કોઈ આવો આત્મજ્ઞાની છે તેને માટે કોઈ પણ કર્મ કર્તવ્યરૂપ નથી એટલે કે એવા આત્મજ્ઞાનીને કોઈ પણ કાર્ય કરવાની ફરજ નથી

વળી—

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

અહીં તેને કરેલાં કર્મ સાથે કાંઈ પ્રયોજન નથી, જે કર્મ કર્યા નથી તે સાથે પણ પ્રયોજન નથી, કારણકે તેને સર્વ ભૂતપ્રાણીઓમાં કોઈ પણ પ્રયોજનનો સંબંધ નથી. ૧૮

ભાષ્યાર્થ : આત્મા—પરમાત્મામા પ્રીતિવાળા પુરુષને કરેલા કર્મ સાથે કાંઈ પ્રયોજન કે કાંઈ લેવાદેવા નથી, ત્યારે તો એને કર્મ ન કર્યાથી પ્રત્યવાય વિઘ્નરૂપ નામનો અનર્થ, હાનિ યા નુકસાનની પ્રાપ્તિ થાય છે ને? ના, તેને કર્મ ન કર્યાથી આ લોકમા કોઈ પણ પ્રકારનો વિઘ્નરૂપ અથવા આત્મહાનિરૂપ અનર્થ (દોષ) નથી જ થતો. બ્રહ્માથી માંડી સ્થાવર સુધીના સર્વ પ્રાણીઓમા એને કાંઈ પણ પ્રયોજન એટલે કે તે નિમિત્તે ક્રિયાથી સિદ્ધ થતો કોઈ વ્યપાશ્રય એટલે સંબંધ નથી કોઈ પણ પ્રાણી વિશેષનો આશ્રય કરીને તેને કાંઈ પણ અર્થ યા કાંઈ પણ ફળ પ્રાપ્ત કરી લેવા યોગ્ય નથી (બાકીના) કે જેથી એને તે માટે ક્રિયાનુ અનુષ્ઠાન યા આચરણ કરવુ પડે. અર્થાત્ એને કાંઈ પણ કર્તવ્ય નથી

પરતુ તુ આ સર્વ બાજુથી પરિપૂર્ણ જળાશય જેવા સમ્યગ્દર્શન, યથાર્થજ્ઞાનમા સ્થિત નથી માટે—

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

એટલા માટે નિત્ય અસક્ત (ફળની ઇચ્છાવિનાનો) રહી તુ સર્વદા કર્તવ્ય કર્મ કર જે પુરુષ અસક્ત (ફળની ઇચ્છાવિનાનો) રહી કર્મ આચરે છે તે પરમપદ પામે છે ૧૯

ભાષ્યાર્થ : આ માટે તુ આસક્તિવિનાનો થઈ, ફળેચ્છાવિનાનો રહી, તારુ કર્તવ્ય જે નિત્યકર્મ છે, તે(નુ) હમેશા સારી રીતે આચરણ કર્યા કર, કારણકે આસક્તિરહિત બની કર્મ કરવાવાળો પુરુષ ઈશ્વરને અર્થે (ઈશ્વર માટે) કર્મ કરતાકરતા અન્તઃશુદ્ધિ (પ્રાપ્ત કરીને) દ્વારા મોક્ષરૂપ પરમપદ મેળવે છે એ આ શ્લોકનો અર્થ છે.

વળી બીજું કારણ એ છે કે—

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

જનક વગેરે પણ કર્મ વડે જ ઉત્તમ સિદ્ધિ પામેલા છે. લોકસંગ્રહ તરફ લક્ષ્ય આપીને પણ તારે કર્મ કરવાં ઘટે છે. ૨૦

**ભાષ્યાર્થ :** (૧) કારણકે પહેલાં જનક, અશ્વપતિ વગેરે ઘણા યે વિદ્વાન ક્ષત્રિય લોકો કર્મ મારફતે જ મોક્ષ મેળવવા પ્રવૃત્ત થયા હતા. કહેવાનો ભાવાર્થ એ છે કે જો કે જનક વગેરેને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયેલું હતું, છતાં પ્રારબ્ધ કર્મવશાત્ લોકસંગ્રહ માટે કર્મ કરતાંકરતા જ એટલે સંન્યાસ ગ્રહણ કર્યા વિના જ તેઓ પરમસિદ્ધિ પામ્યા. હવે જો જનકાદિને ઉત્તમ જ્ઞાન (સમ્યગ્ જ્ઞાન–સામ્યદશા) નહોતુ પ્રાપ્ત થયુ (એમ માનીએ) તો તેઓ કર્મ વડે સત્ત્વશુદ્ધિરૂપ સાધનવાળા થઈ ક્રમે કરીને (ક્રમપૂર્વક) મોક્ષ પામેલા છે, એવો આ શ્લોકનો અર્થ સમજવો (કરવો) જોઈએ.

(૨) જો તું એમ માનતો હોય કે આત્મતત્ત્વને ન જાણવાવાળા અજ્ઞાની (હોવાથી) જનક વગેરેએ કર્તવ્ય કર્મ કર્યાં હતા, તો તો તેથી કાંઈ એમ નથી સાબિત થતું કે બીજા આત્મજ્ઞાની કૃતકૃત્ય થયેલા પુરુષોએ પણ અવશ્ય કર્મ કરવા જોઈએ. તોપણ તુ પ્રારબ્ધ કર્મને આધીન છે; માટે તારે લોકસંગ્રહની તરફ જોઈને પણ કર્મ કરવા જોઈએ. લોકોની ઊંધે (ઊલટે) માર્ગે જવાની પ્રવૃત્તિનુ નિવારણ (કરવુ), જે કાર્ય છે તે લોકસંગ્રહરૂપ છે. આ લોકસંગ્રહનુ પ્રયોજન જોતા પણ તારે કર્મ કરવા જોઈએ.

લોકસંગ્રહ કોણે કરવો જોઈએ અને શા માટે કરવો જોઈએ? તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છે:

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્રેષ્ઠ પુરુષ જે જે (કર્મનું) આચરણ કરે છે તે તે કર્મ બીજા સાધારણ લોકો કરે છે. તે શ્રેષ્ઠ પુરુષ જેને પ્રમાણ (ગણી તેનું આચરણ) કરે છે તેને લોક અનુસરે છે. ૨૧

**ભાષ્યાર્થ :** શ્રેષ્ઠ (મુખ્ય, પ્રધાન) પુરુષ જે જે કર્મ કરે છે તે બીજા લોકો એના અનુયાયી બની અનુસરે છે. તેના તે તે કર્મના જ આચરણ કરે છે તથા તે શ્રેષ્ઠ પુરુષ જે જે લૌકિક અને વૈદિક પ્રથાને પ્રમાણ માને છે, તેને અનુસરી લોકો ચાલે છે એટલે કે લોકો એને પ્રમાણ ગણે છે.

જો તને અત્રે લોકસંગ્રહની કર્તવ્યતામાં કાંઈ શંકા હોય તો તું મને કેમ નથી જોતો?

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

હે પાર્થ ! મારે ત્રણે લોકમાં કાંઈ કર્તવ્ય નથી કે કંઈ ન મેળવેલું મેળવવાનું નથી, તોપણ હું કર્મમાં પ્રવર્તું જ છું. ૨૨

ભાષ્યાર્થ : હે પાર્થ ! ત્રણે લોકોમાં મારે કાંઈ પણ કર્તવ્ય નથી; કારણકે નહિ મેળવેલું (એવું કાંઈ મારે) મેળવવાનું નથી; તોપણ હું કર્મમાં પ્રવર્તું છું જ, પ્રવૃત્ત રહ્યા જ કરું છું.

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

હું આળસ માત્ર ત્યજી નિત્ય કરું છું તેમ કર્મમાં જરા પણ પ્રવૃત્તિ ન કરું તો મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગે વળે. ૨૩

ભાષ્યાર્થ : જો હું કદાચિત્ આળસ છોડી સાવધાન થઈ કર્મો ન કરું તો હે પાર્થ ! આ મનુષ્યો મારા અર્થાત્ શ્રેષ્ઠના માર્ગને સર્વ પ્રકારે અનુસરે; મારા શ્રેષ્ઠના માર્ગનું સર્વ પ્રકારે અનુકરણ કરે.

અને એ પ્રમાણે થાય, તો (લોકો કર્મ ન કરે તો) શો દોષ થાય, શો બગાડ થાય ? તેના જવાબમાં કહે છે:

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

હું જો કર્મ ન કરું તો આ લોકો નાશ પામે, હું વર્ણસંકરનો કર્તા થાઉં અને આ પ્રજાનો નાશ કરનાર થાઉં. ૨૪

ભાષ્યાર્થ : જો હું કર્મ ન કરું તો લોકસ્થિતિ (લોકો ટકી શકે તે) માટે કરવામાં આવતાં કર્મોનો અભાવ થઈ જવાથી આ સર્વ લોકો નાશ પામી જાય અને હું વર્ણસંકરનો કર્તા થાઉં. તે રીતે (કારણ વડે) આ પ્રજાનો હું નાશ પણ કરનારો થાઉં એટલે તો પ્રજાની ઉપર અનુગ્રહ કરવા પ્રવૃત્ત થયેલો જ હું તે ઊલટો તેમનો નાશ કરવાવાળો બનું. આ બધું મને (ઈશ્વરને) અનુરૂપ નથી, છાજતું નથી, યોગ્ય નથી.

જો તું કે કોઈ બીજો મારા જેવી કૃતાર્થ બુદ્ધિવાળો આત્મવેત્તા હોય તો એને પણ પોતાને માટે કર્તવ્યનો (તો) અભાવ થઈ જાય. કર્તવ્યની (તો) જરૂર ન રહે છતાં બીજા પર અનુગ્રહ કરવાને એટલે કે બીજા પર કૃપા કરવાના હેતુથી પણ કર્મ કરવાં જોઈએ.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

હે ભારત ! હે અર્જુન ! જેવી રીતે કર્મમાં આસક્ત થયેલો

અજ્ઞાની માણુસ કર્મો કરે છે તેવી જ રીતે વિદ્વાનોએ (જ્ઞાનીઓએ) આસક્તિ વિના લોકસંગ્રહ કરવાની ઇચ્છાથી કર્મો કરવા ૨૫

**ભાષ્યાર્થ**. હે ભારત ! કેટલાક અજ્ઞાની માણસો જેમ 'આ કર્મનુ ફળ મને મળશે' એવી બુદ્ધિથી કર્મમા આસક્ત થઈ કર્મ કરે છે, તેમ આત્મવેત્તા વિદ્વાન જ્ઞાનીએ પણ આસક્તિરહિત થઈ કર્મ કરવા જોઈએ. આત્મજ્ઞાની એની, જેઓ શા માટે કર્મ કરે છે (એમ પૂછે), તો સાભળ એ લોકસંગ્રહ કરવા ઇચ્છે છે (તેથી)

એવી રીતે લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા મને (પરમાત્માને) અથવા બીજા જે કોઈ આત્મજ્ઞાનીને લોકસંગ્રહ સિવાય બીજું કઈ પણ કર્તવ્ય નથી રહ્યુ. તે આત્મજ્ઞાની માટે આ ઉપદેશ આપે છે

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत् सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

કર્મમા આસક્તિ (દઢ વિશ્વાસ)વાળા અજ્ઞાની લોકોની બુદ્ધિમા બુદ્ધિભેદ પેદા કરવો નહિ, પણ વિદ્વાન (જ્ઞાની) યોગયુક્ત (સામ્ય બુદ્ધિવાળા, આસક્તિવિનાના) બની સારી રીતે કર્મ આચરતો આચરતો સર્વ કર્મમા અજ્ઞાનીને જોડે–પ્રવૃત્ત કરે ૨૬

**ભાષ્યાર્થ**: બુદ્ધિભેદનો અર્થ છે બુદ્ધિનો ભેદ–ફેરફાર 'મારે આ કર્તવ્ય છે અને આ કર્મનુ ફળ ભોગવવા યોગ્ય છે' એ પ્રકારની નિશ્ચયરૂપ બુદ્ધિ કર્મોમા આસક્તિવાળા અવિવેકી–અજ્ઞાનીની બનેલી છે તેને ફેરવવી તે બુદ્ધિભેદ કહેવાય એ બુદ્ધિભેદ જ્ઞાની (વિદ્વાન) ન ઉત્પન્ન કરે ત્યારે શુ કરે ? અજ્ઞાનીઓના કર્મને સારી રીતે કરી પોતે પોતાના જ્ઞાનમાર્ગમા સાવધ રહી અજ્ઞાનીઓ પાસે સર્વ કર્મો કરાવે

મૂર્ખ અજ્ઞાની માણુસ કર્મમા કેવી રીતે આસક્ત થાય છે, તે કહે છે

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

પ્રકૃતિના ગુણો વડે સર્વ રીતે કર્મો કરાય છે, (છતા) અહકારથી મૂઢ થયેલા ચિત્તવાળો પુરુષ 'હુ કર્તા છુ' એમ માને છે ૨૭

**ભાષ્યાર્થ**: સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોની જે સામ્યાવસ્થા છે તેનુ નામ પ્રધાન અથવા પ્રકૃતિ છે. એ પ્રકૃતિના ગુણોથી એટલે કે પ્રકૃતિના સમસ્ત વિકારોથી લૌકિક અથવા શાસ્ત્રીય સપૂર્ણ કર્મ સર્વ પ્રકારે કરવામા આવે છે, પરતુ કાર્ય અને કારણના સમુદાયરૂપ શરીરમા આત્મભાવ જણાવારૂપ અહકારથી જેનુ અંતઃકરણ અનેક રીતે મોહિત બની ચૂક્યુ છે એવો અહકાર વેરો અને દેહઇંદ્રિયના ધર્મને પોતાનો ધર્મ માનવાવાળો, દેહાભિમાની પુરુષ અવિદ્યાવશ બની ગયાથી પ્રકૃતિના કર્મોને પોતાનામા માનતાનાનતા 'હુ કર્તા

છું' એમ માની બેસે છે

પરંતુ જે જ્ઞાની છે તે તો—

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥

હે મહાન બાહુવાળા શૂરવીર અર્જુન! જે ગુણકર્મવિભાગનું તત્ત્વ જાણનાર છે તે તો 'ગુણ ગુણમાં પ્રવર્તે છે' એમ માની આસક્ત થતો નથી ૨૮

ભાષ્યાર્થ: હે મહાન બાહુવાળા અર્જુન! જે જ્ઞાની તત્ત્વને જાણનારો છે તત્ત્વ જાણનારો એટલે કોને જાણનારો? ગુણ કર્મના વિભાગને એટલે કે ગુણોના જુદાજુદા પ્રકાર અને કર્મના જુદાજુદા પ્રકારરૂપી તત્ત્વને જાણનારો જ્ઞાની 'ઇંદ્રિયો વગેરે રૂપ, ગુણ જ, વિષયરૂપ ગુણોમાં પ્રવર્તી રહ્યા છે આત્મા નથી પ્રવર્તતો' એમ માની આસક્ત નથી બનતો (એ ગુણકર્મમાં પ્રીતિ નથી કરતો)

પરંતુ જે—

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥

પ્રકૃતિના ગુણો વડે મૂઢ બનેલા (પુરુષો) ગુણ અને કર્મમાં આસક્ત થાય છે, તે અધૂરું જાણનાર મંદ પુરુષોને સંપૂર્ણ જાણનાર (આત્માને બરાબર જાણનાર) ચલાયમાન ન કરવા ૨૯

ભાષ્યાર્થ: પ્રકૃતિના ગુણો વડે અત્યંત મોહિત થયેલા પુરુષો 'અમે ફળ માટે કર્મ કરીએ છીએ' એમ માનીને ગુણોના કર્મોમાં આસક્ત થાય છે કર્મના કેવળ ફળને જોનારા તે કર્મસંગી અધૂરું જાણનારે મંદબુદ્ધિવાળાને સંપૂર્ણ જ્ઞાનીએ ચલાયમાન ન કરવા તાત્પર્ય એ છે કે તેમની બુદ્ધિમાં ફેરફાર કરવાનું કામ જ્ઞાનીએ ન કરવું

હવે કર્મમાં અધિકાર પામેલા અજ્ઞાની મુમુક્ષુએ કર્મ કેવી રીતે કરવું, તે કહે છે

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ ३० ॥

સર્વ કર્મ મારા પર છોડી, (મને સોંપી) આત્મા વિષે સ્થિર મનવાળો, આશા તથા મમતાથી રહિત બની સંતાપ તજી તું યુદ્ધ કર ૩૦

ભાષ્યાર્થ: સર્વ કર્મોનો વિવેકબુદ્ધિથી મારા સર્વાત્મ (સર્વજ્ઞ) વાસુદેવ પરમેશ્વરસ્વરૂપમાં (સ્વરૂપ ઉપર) સંન્યાસ કર (છોડી દે), એટલે કે હું સર્વ

ધર્મ વધારે સારો છે. સ્વધર્મમાં મરવું સારું છે; પરંતુ પરધર્મ (તો) ભય ઉપજાવનારો છે. ૩૫

**ભાષ્યાર્થ :** સારી રીતે આચરણ કરાયેલા એટલે કે સદ્‌ગુણો કેળવી પાળેલા પરધર્મ+ કરતાં તો તે (બધા) ગુણો વિના આચરણ કરવામાં (પાળવામાં) આવેલો પોતાનો ધર્મ વધારે કલ્યાણકારી, વધારે પ્રશંસનીય છે. પરધર્મમાં વસેલા પુરુષના જીવન (જીવવા) કરતાં તો સ્વધર્મમાં વસેલા પુરુષનું મરણ પણ શ્રેષ્ઠ છે; કારણકે બીજાનો (પર) ધર્મ નરક વગેરેરૂપી ભય આપનારો છે.

જો કે "વિષયોનું ચિંતન કરનારાળા મનુષ્યના 'રાગ અને દ્વેષ, એ બે વેરી (શત્રુ) છે.' (અ. ૨-૬૨, અ. ૩-૩૪) વગેરે કહી અનર્થનું મૂળ કારણ બતાવવામાં આવ્યુ છે; પરંતુ તે જુદાજુદા અધ્યાયોમાં અને અનિશ્ચિત રીતે (શંકાસ્પદરૂપે) કહેવામાં આવ્યું છે, તેથી 'અનર્થનું કારણ નક્કી આ જ છે,' એ રીતે નિશ્ચયપૂર્વક અને સંક્ષેપમાં (બે શબ્દોમા) જાણવામાં આવી જાય તો પછી તેનો નાશ કરવાનો પ્રયત્ન કરું એ ઇચ્છાથી અર્જુન બોલ્યો :

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥**

હે યાદવવંશી કૃષ્ણ ભગવાન! આ પુરુષ (પોતે) ઇચ્છતો ન હોવા છતાં કોનાથી પ્રેરાઈ જાણે બળથી ખેંચાતો હોય એમ (એક વેઠિયાની પેઠે) પાપ આચરે છે? ૩૬

**ભાષ્યાર્થ :** હે વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા કૃષ્ણ! કયા મુખ્ય કારણથી પ્રવૃત્ત કરવામાં આવેલો આ પુરુષ પોતે ન ચાહતો હોવા છતા પણ રાજાએ વેઠે પકડેલા (જોરજુલમથી કામે લગાડેલા) એક સેવકની પેઠે જાણે પાપકર્મનું આચરણ કરે છે?

જે સર્વ અનર્થ કરનારા શત્રુના સંબંધમાં તું પૂછે છે તે વેરી વિષે સાંભળ. ભગવાન બોલ્યા : (પ્રથમ આચાર્ય 'ભગવાન' શબ્દનો અર્થ કરે છે.) 'સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ એ છનું નામ 'ભગ' છે. એ ઐશ્વર્ય વગેરે છ યે ગુણો કાંઈ પણ પ્રતિબંધ (નડતર) વિના પૂર્ણપણે જે વાસુદેવમાં સદા રહે છે, (વિષ્ણુપુરાણ ૬-૫-૭૪) તથા ઉત્પત્તિ અને પ્રલયને

+ પારકો ધર્મ એટલે કેવળ હિંદુ ધર્મ સિવાયના બીજા ધર્મો જેવા કે મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે ધર્મો એવો જ અર્થ નથી; પરંતુ ચાર વર્ણ અને ચાર આશ્રમના નિયમને અનુસરી પોતાનો જે વર્ણ હોય અને પોતાનો જે આશ્રમ હોય, તે જ વર્ણ તથા તે જ આશ્રમના ધર્મનું પાલન કરવું; તેથી ઊલટું આચરણ કરવું. એટલે પરધર્મ. દાખલા તરીકે શૂદ્ર ગૃહસ્થાશ્રમી જો ગૃહસ્થના ધર્મ પાળી અન્ય વર્ણોની સેવા કરે તો તે સ્વધર્મ આચર્યો કહેવાય પણ જો શૂદ્ર બ્રાહ્મણ સંન્યાસીના ધર્મ પાળે તો તેણે તે પરધર્મ આચર્યો કહેવાય

જ્ઞાનવાન પણ ચેષ્ટા કર્યા કરે છે, તો પછી મૂર્ખની તો વાત જ શી? (એટલે તે તો એમ કરે જ એમાં નવાઈ શી?) તે કારણથી સર્વ પ્રાણીઓ પોતપોતાની પ્રકૃતિ (સ્વભાવ) તરફ જઈ રહ્યાં છે, પ્રવૃત્તિ કરી રહ્યાં છે. તેમાં મારો કે કોઈ બીજાની આજ્ઞાનો નિષેધરૂપી નિગ્રહ શું કરી શકે?

જો બધા જીવો પોતપોતાની પ્રકૃતિને અનુરૂપ જ (પ્રકૃતિને અનુકૂળ જ) આચરણ કરતા હોય, તો પ્રકૃતિરહિત (પ્રકૃતિવિનાનું) તો કોઈ જ નથી, ત્યારે તો પુરુષપ્રયત્નની આવશ્યકતા ન રહેવાથી વિધિનિષેધ દેખાડનારાં શાસ્ત્ર નિરર્થક બને? તે વિષે કહેવામાં આવે છે—

इन्द्रियस्येन्द्रियास्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥ ३४ ॥

ઇંદ્રિયોના વિષયોમાં ઇંદ્રિયના રાગ અને દ્વેષ ગોઠવાયેલા છે. (માટે) તેમને વશ ન થવું. (કેમકે) તે જ એ(જીવ)ના શત્રુ છે. ૩૪

**ભાષ્યાર્થ :** ઇંદ્રિયમાં ઇંદ્રિયોના અર્થમાં એટલે સર્વે ઇંદ્રિયોના વિષયોમાં રાગ (પ્રીતિ) અને દ્વેષ રહેલાં છે. એટલે કે ઇષ્ટ (ઇચ્છેલા) વિષયમાં (રાગ) પ્રીતિ અને અનિષ્ટ (જેને મન ઇચ્છતું નથી તે) વિષયમાં દ્વેષ, શત્રુત્વ, એ બે પરસ્પર વિરોધી જોડકાં અવશ્ય રહેલાં છે. (તેમાં) ત્યાં પુરુષપ્રયત્નની તથા શાસ્ત્રની જરૂરિયાત હોવાની બાબતમાં આ પ્રમાણે કહે છે: શાસ્ત્રને અનુસરી આચરણ કરવામાં પ્રવૃત્ત થયો (હોય) તેણે પ્રથમથી જ રાગદ્વેષને વશ ન થવું. તાત્પર્ય એ છે કે મનુષ્યની પ્રકૃતિ છે તે રાગદ્વેષપૂર્વક (સાથે) જ મનુષ્યને કાર્યમાં પ્રવૃત્ત કરે છે, ત્યારે સ્વાભાવિક રીતે સ્વધર્મનો ત્યાગ થઈ પરધર્મનું અનુષ્ઠાન—આચરણ થાય (થઈ જાય) છે. પણ જ્યારે એ રાગદ્વેષને મનુષ્ય તેનાથી સામા (વિરુદ્ધ) પક્ષવાળી* ભાવનાથી કાબૂમાં રાખે છે ત્યારે તે ફક્ત શાસ્ત્રની દૃષ્ટિવાળો બને છે અને પછી પ્રકૃતિને વશ નથી રહેતો. એટલા માટે મનુષ્યે રાગદ્વેષને વશ ન થવું જોઈએ; કારણકે એ રાગદ્વેષ જ આ પુરુષના માર્ગને રોકનારા, કલ્યાણ માર્ગ—શ્રેયના માર્ગમાં વિઘ્ન (કરનારા) નાખવાવાળા ચોર જેવા આડે રસ્તે દોરી જનારા શત્રુઓ છે.

રાગદ્વેષવાળો મનુષ્ય તો શાસ્ત્રના અર્થને પણ હોય તેથી ઊલટો માને છે અને પરધર્મ પણ ધર્મ (માની લીધેલો) હોવાથી તે આચરણ કરવા યોગ્ય છે એમ સમજશે છે(માની બેસે છે); પરંતુ એવું એનું માનવું ખોટું છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો પોતાનો

* અહીં બાધાવિરુદ્ધ પક્ષનો અર્થ એ છે કે જ્યારે શાસ્ત્રવિરુદ્ધ માર્ગમાં પ્રીતિ ઉત્પન્ન થાય, ત્યારે તેનું દુઃખમય પરિણામ વિચારવું અને એ દુઃખો સંભારી શાસ્ત્રવિરુદ્ધનાં કર્મની પ્રીતિ કાબૂમાં લેવી.

જ્ઞાનીના નિત્ય વૈરીએ (એણે) જ્ઞાનને આવૃત્ત કર્યું (ઢાંકી દીધું) છે, એ કામરૂપી જે દુષ્પૂર અનલ છે, મુશ્કેલીથી શાંત થતો અગ્નિ છે, હે કુંતીના પુત્ર અર્જુન! તેણે–૩૯

ભાષ્યાર્થ: જ્ઞાનીના નિત્ય વૈરી આ કામે જ્ઞાનને ઢાંકી દીધું છે. જ્ઞાની તો પહેલેથી જાણે છે કે એની મારફત હું અનર્થમાં જોડાયેલો છું અને હરહમેશ એથી જ (એ) દુઃખી થાય છે. આથી એ જ્ઞાનીનો નિત્ય વૈરી છે પણ તે મૂર્ખનો નથી; કારણકે એ મૂર્ખ તો તૃષ્ણા (કરતી) વખતે એને (કામને) મિત્ર જેવો જુએ છે; અને પછી તે પોતાના કાર્યમાં દુખ પામે છે, ત્યારે (જ) તે જાણે છે કે 'તૃષ્ણા વડે હું દુઃખી થયો;' (પણ) પહેલેથી નથી જાણતો. એટલા માટે કામ જ્ઞાનીનો નિત્ય વૈરી છે. કયા રૂપ વડે તે જ્ઞાનીનો નિત્ય વૈરી છે? કામરૂપ વડે. કામ એટલે ઇચ્છા. તે જ આનું રૂપ–સ્વરૂપ છે. માટે તે (ઇચ્છા) કામરૂપ છે. એ કામ (ઇચ્છા) અતિકષ્ટે પૂર્ણ થાય છે. તેવો તે દુષ્પૂર છે. તે અનલ એટલે કે જેને કદી તૃપ્તિ થતી નથી એવો છે. એવા કદી નહિં તૃપ્ત થનારા અનલ [કામના(ઇચ્છા)રૂપી વૈરી] વડે જ્ઞાન ઢંકાયેલું છે.

જ્ઞાનને આચ્છાદિત કરવાવાળો હોવાને લીધે જે સર્વનો વૈરી છે, એ કામનું આશ્રયસ્થાન (નિવાસસ્થાન) ક્યાં છે? એ જાણવાની અપેક્ષાના સમાધાન માટે આ શ્લોક કહે છે, કારણકે શત્રુનું રહેવાનું સ્થાન જાણી લીધાથી સહેલાઈથી તેનો નાશ થઈ શકે છે.

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આ કામનું અધિષ્ઠાન (નિવાસસ્થાન) કહેવાય છે. એ વડે જ્ઞાનને ઢાંકી(દઈ)ને જ્ઞાનીને મોહ પમાડે છે.૪૦

ભાષ્યાર્થ: ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ સર્વે કામના અધિષ્ઠાન (રહેવાનાં સ્થાન) કહેવાય છે. આ ઇંદ્રિયાદિના આશ્રય વડે (આશ્રય લઈ) આ કામ જ્ઞાનને ઢાંકી દઈ શરીરધારી જીવને વિવિધ પ્રકારે મોહ પમાડે છે

એટલા માટે જ–

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

તેટલા માટે તું પ્રથમ ઇંદ્રિયોનો નિગ્રહ કરી ભરતવંશમાં શ્રેષ્ઠ હે અર્જુન! જ્ઞાન અને વિજ્ઞાનના નાશ કરનારા આ પાપરૂપ-(કામ)ને હણ. ૪૧

ભાષ્યાર્થ: આ માટે હે ભરતશ્રેષ્ઠ અર્જુન! તું પ્રથમ જ ઇંદ્રિયોને વશ કરી જ્ઞાન–વિજ્ઞાનનો નાશ કરનાર આ પ્રસ્તુત પાપાચારી કામ ત્યજી દે. તાત્પર્ય એ છે કે શાસ્ત્ર અને આચાર્ય દ્વારા આત્માદિનો (આત્મા, અનાત્મા,

પ્રાણીઓની અવરજવર તથા વિદ્યા અને અવિદ્યાને જે જાણે છે તેને ભગવાન કહેવાય છે' (વિષ્ણુપુરાણ ૬-૫-૭૮) માટે ઉત્પત્તિ વગેરે વિષયો તથા વિજ્ઞાન જેને સારી રીતે સમજાયેલું છે તે વાસુદેવને 'ભગવાન'ના નામથી ઓળખવામા આવે છે 'વાસુદેવ'નો અક્ષરશ અર્થ 'ભગવાન' છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

આ કામ છે, આ ક્રોધ છે, એ રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો મોટો ખાઉધરો અને મોટો પાપી છે, આ સસારમા (તું) એને શત્રુ જાણ ૩૭

ભાષ્યાર્થ: જેને લીધે પ્રાણીઓને સર્વ અનર્થની પ્રાપ્તિ થાય છે, તે સર્વ પ્રાણિઓનો શત્રુ આ કામ છે એ જ કામ (ઇચ્છા) કોઈનાથી બાધિત થાય (રોકવામા આવે, સફળ ન થવા દેવામા આવે) એટલે તે ક્રોધના રૂપમા બદલાઈ જાય છે માટે ક્રોધ પણ એ કામ(ઇચ્છા)વાસના જ છે આ (કામ-ક્રોધરૂપી) કામ રજોગુણથી ઉત્પન્ન થયો છે અથવા તો એમ સમજો કે એ કામ રજોગુણ ઉત્પન્ન કરનારો છે, કારણકે ઉત્પન્ન થયેલો એ કામ જ રજોગુણને પ્રગટ કરી મનુષ્યને કર્મમા પ્રવૃત્ત કર્યા કરે છે જેમકે 'તૃષ્ણાએ અભાગી પાસે આ કાર્ય કરાવ્યુ' એ પ્રકારનો વિલાપ રજોગુણવાળા કાર્ય-સેવા વગેરેમા પ્રવૃત્ત થયેલા દુખી મનુષ્યોનો સાભળવામા આવે છે આ કામ બહુ ખાવાવાળો (ખાઉધરો) છે માટે મહાપાપી પણ છે, કારણકે કામથી જ પ્રેરાઈને પ્રાણી પાપ કર્યા કરે છે માટે આ કામને જ તુ આ સસારમા વૈરી (શત્રુ) જાણ

આ કામ કેવી રીતે વૈરી છે? તેને દૃષ્ટાંત વડે નિશ્ચય કરાવે છે.

धूमेनाव्रियते वह्निर्यथाऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

જેમ પ્રકાશાત્મક અગ્નિ પોતાની સાથે જ ઉત્પન્ન થયેલા અપ્રકાશાત્મક (અધારિયા-કાળા) ધુમાડાથી અને અરીસો (આયનો) જેમ મળથી (કચરાથી) તથા ગર્ભ જેમ આવરણરૂપ ઓરથી આચ્છાદિત થાય છે (ઢંકાઈ જાય છે), તેમ એ કામથી આ (જ્ઞાન) ઢંકાયેલુ છે. ૩૮

જેનો ઉપરના શ્લોકમા તત્ (આ) શબ્દવડે નિર્દેશ કર્યો છે તે તત્ શું છે કે જે કામ વડે ઢંકાઈ ગયેલ છે તે કહેવામા આવે છે

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥

# अध्याय ४थो ब्रह्मयज्ञप्रशंसा*

જેની પ્રાપ્તિનો ઉપાય કર્મયોગ છે એવો સંન્યાસ સહિત જ્ઞાનનિષ્ઠાના સ્વરૂપવાળો યોગ (ઉપરના) બે અધ્યાય (૨–૩) વડે કહ્યો. (જેમાં) એ યોગમાં વળી વેદના પ્રવૃત્તિ તથા નિવૃત્તિ લક્ષણવાળા બન્ને ધર્મના સંપૂર્ણ તાત્પર્ય(અર્થ)ની સમાપ્તિ થાય છે. આગળ પણ આખી ગીતામાં ભગવાને સર્વ યોગમા (થી) આ જ એક યોગ, જ્ઞાનયોગ જ કહેવા ઇચ્છયો છે; માટે સર્વ વેદાર્થ જ્ઞાનયોગમાં પૂર્ણરૂપે આવી ગયો છે એમ માની ભગવાન વંશપરંપરાના કથન વડે એ(જ્ઞાનનિષ્ઠારૂપ યોગ)ની સ્તુતિ કરે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

આ અવ્યય× એટલે કદી ક્ષીણ ન થનારો ત્રિકાલાબાધિત અને નિત્ય એવો આ યોગ મેં સૂર્યને કહ્યો. સૂર્યે (પોતે) મનુને કહ્યો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ૧

**ભાષ્યાર્થ:** જગતનું પરિપાલન કરનારા ક્ષત્રિયોનું (ક્ષત્રિયોમાં) બળ સ્થાપવા માટે મેં પૂર્વોક્ત બે અધ્યાયોમાં કહેલો યોગ સૃષ્ટિના આરંભકાળમાં સૂર્યને કહ્યો હતો; કેમકે તે યોગબળવાળા ક્ષત્રિયો બ્રહ્મત્વનું રક્ષણ કરવા સમર્થ થાય છે અને બ્રાહ્મણ તથા ક્ષત્રિયોનું સર્વ રીતે પાલન થઈ જાય તો એ બે વર્ગો જગત(આખા)ના પરિપાલન માટે પૂરતા છે. એ બે વર્ગો સર્વ જગતનું પરિપાલન અનાયાસે કરી શકે છે. આ યોગનું ફળ અવિનાશી છે. માટે પણ એ અવ્યય છે; કારણકે સમ્યક જ્ઞાનનિષ્ઠારૂપ યોગનું ફળ કદી નાશ નથી પામતું. આ સૂર્યે આ (જ્ઞાન) યોગ પોતાના પુત્ર મનુને કહ્યો અને મનુએ (તે) પોતાના પુત્ર સહુથી પહેલા રાજા થનાર ઇક્ષ્વાકુને કહ્યો.

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

એ પ્રકારે પરંપરાથી મળેલો આ યોગ રાજર્ષિઓ જાણતા

---

* આ અધ્યાયને કર્મસંન્યાસયોગ, યજ્ઞવિભાગયોગ, જ્ઞાનકર્મસંન્યાસયોગ, બ્રહ્માર્પણયોગ અને જ્ઞાનયોગ એવા નામો પણ આપવામા આવ્યા છે

× ઉપરનો અર્થ સંસ્કૃત ટીકાકારોને અનુસરીને છે. પ્રો. મણિલાલ ન. દ્વિવેદી અવ્યયને અહંનુ વિશેષણ લઈ આ પ્રમાણે અર્થ કરે છે: આ યોગ હું અવ્યય એટલે વ્યયરહિત જન્મમરણાદિ રહિત, પરમ એકરસ બ્રહ્મરૂપ છું તેણે પૂર્વે વિવસ્વત એટલે સૂર્યને ઉપદેશ્યો હતો વગેરે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

હે અર્જુન ! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા. તે સર્વને હું જાણું છું, પણ હે પરંતપ ! તું (તે સર્વ) નથી જાણતો. ૫

**ભાષ્યાર્થ :** હે અર્જુન ! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા; તે સર્વ હું જાણું છું; તું નથી જાણતો. તારી જ્ઞાનશક્તિ ધર્મ અને અધર્મ વગેરે સંસ્કારોથી (કુંઠિત બની ગઈ છે) ઢંકાઈ થઈ ગઈ છે, તેથી તું જાણતો નથી. પણ હું તો નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો હોવાથી મારી જ્ઞાનશક્તિ આવરણ(આચ્છાદન)રહિત છે એટલા માટે હે પરંતપ ! હું તે સર્વ જાણું છું.

આપ નિત્ય ઈશ્વર છો અને ધર્મ–અધર્મના સંસ્કારરહિત છો; છતાં આપને જન્મ શા માટે છે ? એના પ્રત્યુત્તરમાં હવે કહેવામાં આવે છે.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

હું જન્મરહિત,( અવિકારી, અવ્યય, અખંડ ), મરણરહિત તથા સર્વ ભૂતોનો ઈશ્વર ( માલિક ) હોવા છતાં મારી પ્રકૃતિનો આશ્રય કરી મારી માયા વડે જન્મ લઉં છું. ૬

**ભાષ્યાર્થ :** જો કે હું અજન્મા( જન્મરહિત ), અવ્યયાત્મા, ક્ષીણ નહિ બનનારી જ્ઞાનશક્તિના સ્વભાવવાળો અને બ્રહ્મા વગેરેથી માંડી થુંબડા સુધીનાં સર્વ ભૂતો પર શાસન ચલાવનારો, સર્વ ભૂતોને વશમાં રાખનારો ઈશ્વર પણ છું; છતાં મારી ત્રિગુણમયી વૈષ્ણવી માયા જેને તાબે આ સર્વ રહે છે અને જેનાથી મોહિત થઈ જગત ( મનુષ્ય ) પોતે પોતાનું વાસુદેવરૂપ સત આત્માને જાણતું નથી તે માયા( પ્રકૃતિ )ને મારે પોતાને વશ કરીને દેહવાનની પેઠે ઉત્પન્ન થતો હોઉં તેમ, મારી પોતાની માયા વડે હું ઉત્પન્ન થાઉં છું. પરંતુ વાસ્તવિક તો, પરમાર્થની દૃષ્ટિએ, ખરું કહીએ તો તો, લોકો પેઠે હું જન્મ નથી લેતો.

એ જન્મ ક્યારે અને શા માટે થાય છે તે કહેવામાં આવે છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

જ્યારેજ્યારે ધર્મની ગ્લાનિ ( હાનિ ) અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારેત્યારે હે અર્જુન ! હું પોતાને સર્જું છું. ૭

**ભાષ્યાર્થ :** હે ભારત ! વર્ણાશ્રમના સ્વરૂપવાળો અને પ્રાણીઓનાં ( અભ્યુદય ) ઉત્કર્ષ અને ( નિઃશ્રેય ) પરમ કલ્યાણનાં જે સાધન છે, તે ધર્મની જ્યારેજ્યારે હાનિ થાય છે અને અધર્મનું અભ્યુત્થાન થાય છે, એટલે કે

હતા. હે શત્રુઓને તંપાવનાર અર્જુન! તે યોગ લાંબે કાળે અહીં નાશ પામ્યો. ૨

ભાષ્યાર્થ: એ પ્રકારે ક્ષત્રિયોની પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા. હે પરંતપ અર્જુન! તે યોગ આ મનુષ્યલોકમાં લાંબે કાળે નષ્ટ થયો એટલે કે એની સંપ્રદાયપરંપરા તૂટી ગઈ છે. પોતાનાથી વિરુદ્ધ પક્ષવાળા તે પર કહેવાય છે. તે (પરને) શત્રુને શૌર્યરૂપ તેજ કિરણો વડે સૂર્યની પેઠે તપાવે તે પરંતપ; અર્થાત્ શત્રુઓને તપાવનાર (અર્જુન).

દુર્બળ અને ઇંદ્રિયો પર જીત નહીં મેળવેલા પુરુષોના હાથમાં પડી આ યોગ નાશ પામ્યો છે. આ જોઈ અને વળી લોકોને પણ પુરુષાર્થરહિત દેખી–

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

તેજ આ અનાદિ, પુરાતન યોગ મેં તને આજ કહ્યો. તું મારો ભક્ત અને મિત્ર છે તે માટે(કહ્યો); (કેમકે) આ ઉત્તમ રહસ્ય છે, ગુહ્ય છે. ૩

ભાષ્યાર્થ: તેજ આ પુરાતન અનાદિ યોગ મેં તને કહ્યો. તું મારો ભક્ત છે અને મિત્ર છે તે માટે (કહ્યો). એ જ્ઞાનરૂપ યોગ ઉત્તમ રહસ્ય (શાસ્ત્રવચનમાં રહેલો ખરો ગૂઢ અર્થ) છે.

ભગવાને આ કહ્યું તે અસંગત છે એવી કોઈને બુદ્ધિ ન થાય એ શંકા દૂર કરવા અર્જુન જાણે શંકા (પ્રશ્ન) કરતો હોય તેમ બોલ્યો.

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

આપનો જન્મ હમણાં(નો) છે અને સૂર્યનો જન્મ પહેલાં(નો) છે, તો આ યોગ તમે પ્રથમ સૂર્યને કહ્યો હતો એમ હું કેવી રીતે જાણું (સમજું)? ૪

ભાષ્યાર્થ: આપનો જન્મ તો અર્વાચીન છે એટલે કે હાલ જ વસુદેવના ઘરમાં થયો છે અને સૂર્યની ઉત્પત્તિ તો સૃષ્ટિના આરંભમાં થઈ છે. તો મારે આ વાતને ઊલટા અર્થવાળી નથી (અસંગત નથી), એમ કેવી રીતે સમજવી કે તમે જ પ્રથમ આ યોગ હમણાં મને કહ્યો તે સૂર્યને પૂર્વે કહ્યો હતો? (એમ શી રીતે સમજું?)

ભગવાન વાસુદેવમાં મૂર્ખોને એવી જે શંકા થાય છે કે તે ઈશ્વર નથી, સર્વજ્ઞ નથી અને જે શંકાના નિવારણ માટે અર્જુનનો આ પ્રશ્ન છે તે શંકાનું નિવારણ કરતાં ભગવાન બોલ્યા

**श्रीभगवानुवाच** । શ્રીભગવાન બોલ્યા:

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

હે અર્જુન! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા. તે સર્વને હું જાણું છું, પણ હે પરંતપ! તું (તે સર્વ) નથી જાણતો. ૫

**ભાષ્યાર્થ:** હે અર્જુન! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા; તે સર્વ હું જાણુ છું; તુ નથી જાણતો. તારી જ્ઞાનશક્તિ ધર્મ અને અધર્મ વગેરે સંસ્કારોથી (કુંઠિત બની ગઈ છે) ઢંકાઈ થઈ ગઈ છે, તેથી તું જાણતો નથી. પણ હુ તો નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો હોવાથી મારી જ્ઞાનશક્તિ આવરણ(આચ્છાદન)રહિત છે એટલા માટે હે પરંતપ! હું તે સર્વ જાણું છું.

આપ નિત્ય ઈશ્વર છો અને ધર્મ–અધર્મના સંસ્કારરહિત છો; છતાં આપને જન્મ શા માટે છે? એના પ્રત્યુત્તરમાં હવે કહેવામાં આવે છે.

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

હું જન્મરહિત,(અવિકારી, અવ્યય, અખંડ), મરણરહિત તથા સર્વ ભૂતોનો ઈશ્વર (માલિક) હોવા છતાં મારી પ્રકૃતિનો આશ્રય કરી મારી માયા વડે જન્મ લઉં છું. ૬

**ભાષ્યાર્થ:** જો કે હુ અજન્મા(જન્મરહિત), અવ્યયાત્મા, ક્ષીણ નહિ બનનારી જ્ઞાનશક્તિના સ્વભાવવાળો અને બ્રહ્મા વગેરેથી માંડી થુંબડા સુધીનાં સર્વ ભૂતો પર શાસન ચલાવનારો, સર્વ ભૂતોને વશમા રાખનારો ઈશ્વર પણ છુ; છતા મારી ત્રિગુણમયી વૈષ્ણવી માયા જેને તાબે આ સર્વ રહે છે અને જેનાથી મોહિત થઈ જગત (મનુષ્ય) પોતે પોતાનું વાસુદેવરૂપ સત આત્માને જાણતુ નથી તે માયા(પ્રકૃતિ)ને મારે પોતાને વશ કરીને દેહવાનની પેઠે ઉત્પન્ન થતો હોઉં તેમ, મારી પોતાની માયા વડે હુ ઉત્પન્ન થાઉ છુ. પરંતુ વાસ્તવિક તો, પરમાર્થની દૃષ્ટિએ, ખરું કહીએ તો તો, લોકો પેઠે હુ જન્મ નથી લેતો.

એ જન્મ ક્યારે અને શા માટે થાય છે તે કહેવામા આવે છે.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥**

જ્યારેજ્યારે ધર્મની ગ્લાનિ (હાનિ) અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારેત્યારે હે અર્જુન! હું પોતાને સર્જું છું. ૭

**ભાષ્યાર્થ:** હે ભારત! વર્ણાશ્રમના સ્વરૂપવાળાં અને પ્રાણીઓનાં (અભ્યુદય) ઉત્કર્ષ અને (નિઃશ્રેય) પરમ કલ્યાણનાં જે સાધન છે, તે ધર્મની જ્યારેજ્યારે હાનિ થાય છે અને અધર્મનું અભ્યુત્થાન થાય છે, એટલે

અધર્મની ઉન્નતિ અથવા વૃદ્ધિ થાય છે, ત્યારે હે ભારત હું માયા વડે મારા આત્મા( શરીર )ને સર્જું છું.

શા માટે (જન્મ લઉં છું)?

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

સાધુઓના સંરક્ષણ માટે અને દુષ્ટોનો નાશ કરવા માટે યુગે-યુગે ધર્મની સ્થાપના કરવા માટે હું જન્મ લઉં છું. ૮

ભાષ્યાર્થ : સત માર્ગમાં રહેનારા (પ્રવર્તનારા) સાધુ–સત્પુરુષોના રક્ષણ માટે, પાપકર્મ કરનારા દુષ્ટોનો નાશ કરવા માટે અને ધર્મની સુસ્થાપના (સારી રીતે સ્થાપના) કરવા માટે હું પ્રત્યેક યુગમાં પ્રકટ થાઉં છું.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

મારાં દિવ્ય જન્મ અને દિવ્ય કર્મ એ રીતે જે તત્ત્વતઃ (તત્ત્વથી, યથાર્થ રીતે) જાણે છે, તે હે અર્જુન! દેહ ત્યજી ફરી જન્મ નથી પામતો, પણ મને પામે છે. ૯

ભાષ્યાર્થ : મારો એ માયામય જન્મ તથા સાધુનું રક્ષણ વગેરે કર્મ જેવાં કર્તાં છે, તેવાં દિવ્ય અલૌકિક ઈશ્વરી કર્મ છે એમ જે સાચી રીતે જાણે છે, તે આ શરીરને ત્યજી ફરી જન્મ (ઉત્પત્તિ) પામતો નથી, પણ મને પામે છે, મને આવી મળે છે, એટલે કે હે અર્જુન! તે મુક્ત થઈ જાય છે.

આ મોક્ષમાર્ગ હાલ પ્રવર્ત્યો છે (શરૂ થયો છે) એમ નથી; પરંતુ પહેલાં પણ—

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

પ્રીતિ, ભય અને ક્રોધ જેમનાં જતાં રહ્યાં છે, હું( ભગવાન )-રૂપ થયેલા અર્થાત્ અભેદમય સ્થિતિવાળા, મને (મારો) આશ્રય કરી રહેલા અને જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા ઘણા પુરુષો મારા ભાવને પામેલા છે. (કેવળ જ્ઞાનનિષ્ઠાવાળા છે.) ૧૦

ભાષ્યાર્થ : જેઓમાંથી પ્રીતિ, ભય અને ક્રોધ જતાં રહ્યાં છે એવા. હું સ્વરૂપ થયેલા બ્રહ્મવેત્તા, ઈશ્વરમાં તન્મય થયેલા, ઈશ્વરનો અભેદ જોનારાળા, મને( મારો ) પરમેશ્વરનો જ આશ્રય કરી રહેલા, કેવળ જ્ઞાનનિષ્ઠ (જ્ઞાનમાં સ્થિર થયેલા) એવા અનેક પુરુષો (મનુષ્યો) પરમાત્મા સંબંધી જ્ઞાનના જ તપ વડે ઉત્કૃષ્ટ, પરાશુદ્ધિ પામીને મારા ભાવને એટલે ઈશ્વરભાવરૂપ મોક્ષ પામેલા છે. 'જ્ઞાનતપસા' વિશેષણ એ બતાવે છે કે જ્ઞાનનિષ્ઠ, જ્ઞાનમાં

સ્થિતિ (સ્થિરતા) થવી વા સ્થિતિ (સ્થિરતા) કાયમ રહેવી, એ તપને બીજાં તપોની જરૂર નથી.

ત્યારે (હે ભગવાન!) તામારામાં પ્રીતિ અને દ્વેષ છે કે જેથી તમે કોઈ કોઈને જ આત્મભાવ આપો છો, સર્વને આપતો નથી. તે ઉપર કહેવામાં આવે છે—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

જેઓ મને જે પ્રકારે ભજે છે તેમને હું તે પ્રમાણે જ ફળ આપું છું. હે પાર્થ! મનુષ્યો (ગમે તે કરે તો એ) સર્વ રીતે મારા માર્ગને અનુસરે છે. ૧૧

ભાષ્યાર્થ: જેઓ (જે ભક્તો) જે પ્રકારથી, જે પ્રયોજનથી, જે ફળપ્રાપ્તિની ઇચ્છાથી મને ભજે છે, તેમને હું તે પ્રમાણે (તેમની ઇચ્છાને અનુસરી) ફળ આપી ભજું છું, એટલે કે તેમની ઉપર અનુગ્રહ કરું છું; કારણકે તેમને મોક્ષની ઇચ્છા નથી હોતી, તેથી. એક જ પુરુષને મુમુક્ષુત્વ અને ફળની ઇચ્છા બન્ને એકીસાથે (એક સમયે) સંભવતી નથી; માટે જે ફળની ઇચ્છાવાળાં છે તેમને ફળપ્રદાન વડે (ફળ આપીને), જેઓ ફળ નહિ ચાહનારા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કર્મ કરનારા મુમુક્ષુઓ છે તેમને જ્ઞાનપ્રદાન વડે (જ્ઞાન આપીને), જે જ્ઞાની, સંન્યાસી મુમુક્ષુઓ છે તેમને મોક્ષપ્રદાન વડે (મોક્ષ આપીને), તથા જેઓ રોગી છે તેમના દુઃખ દૂર કરીને, હું અનુગ્રહ કરું છું. આ રીતે જેઓ ભજે છે તેમની ઉપર તે જ પ્રકારે હું અનુગ્રહ કરું છું એવો અર્થ છે. હું કોઈની ઉપર પ્રીતિ કે દ્વેષને લીધે અથવા તો મોહને લીધે અનુગ્રહ કરતો નથી. હે પાર્થ! મનુષ્યો સર્વ પ્રકારે સર્વત્ર રહેલા હું—ઈશ્વરનું અનુસરણ કરે છે. અહીં મનુષ્યો તેમને (જ) કહ્યા છે કે જેઓ ફળની ઇચ્છાથી જે કર્મમાં અધિકારવાળાં હોય તે કર્મમાં પ્રવૃત્તિ કરે છે તે.

જો આપ (તને) ઈશ્વરને રાગ (પ્રીતિ) વગેરે દોષોનો અભાવ હોવાથી સર્વ પ્રાણીઓમાં દયાની સમાનતા છે અને વળી જો આપ સર્વ ફળ આપવા સમર્થ છો, તો (છતા) વાસુદેવ સર્વ છે એ પ્રકારના જ્ઞાન વડે જ મુમુક્ષુઓ ફક્ત આપને જ શા માટે નથી ભજતા? (એ પ્રશ્ન થાય) તો તેનું કારણ સાંભળ.

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

આ લોકમાં કર્મોનાં (બંધનમાંથી મુક્ત થવા માટે નહીં પણ) ફળને ઇચ્છતા પુરુષો દેવોને પૂજે છે, કારણકે (એ) કર્મફળ મનુષ્યલોકમાં તુરત પ્રાપ્ત થાય છે. ૧૨

ભાષ્યાર્થ: કર્મની સિદ્ધિ ચાહનારા એટલે કર્મફળપ્રાપ્તિની ઇચ્છા

કરવાવાળા મનુષ્યો આ લોકમાં ઇંદ્ર, અગ્નિ વગેરે દેવોને પૂજે છે. આ દેવ અન્ય છે અને હું તેનો પૂજક બીજો છું;' એ ભાવથી જે અન્યદેવને ઉપાસે છે એ (કાંઈ) જાણતો નથી. જેમ પશુ હોય છે તેવો તે દેવોનો પશુ છે એમ શ્રુતિ (બૃ. ઉ. ૧-૪-૧૦) કહે છે. (આત્માથી) ભિન્ન દેવની ઉપાસના કરનારા અને ફળની આકાંક્ષાવાળા તે ઉપાસકોને મનુષ્યલોકમાં તુરત ફળસિદ્ધિ પ્રાપ્ત થાય છે; કારણકે મનુષ્યલોકમાં જ શાસ્ત્રનો અધિકાર છે (અને તેથી જ તેઓ મોક્ષ માર્ગને છોડી દે છે.) 'क्षिप्रं हि मानुषे लोके' (આ મનુષ્ય લોકોમાં તુરત) એ વિશેષણથી ભગવાન બીજા લોકમાં પણ કર્મસિદ્ધિ (તો) મળે છે (જ) એમ બતાવે છે; પણ મનુષ્યલોકમાં વર્ણાશ્રમ વગેરે કર્મોનો અધિકાર છે તે વિશેષ (વધારામાં છે, તફાવત) છે અને તે વર્ણાશ્રમ વગેરેમાં અધિકારવાળાને કર્મોની (કર્મથી ઉત્પન્ન થતાં ફળોની) સિદ્ધિ તુરત થાય છે, એમ ભગવાન કહે છે.

મનુષ્યલોકમાં જ વર્ણાશ્રમાદિકર્મનો અધિકાર છે, બીજા લોકોમાં નથી, એ નિયમનું શું કારણ છે? અથવા વર્ણાશ્રમાદિ વિભાગવાળા મનુષ્ય સર્વ પ્રકારે મારો માર્ગ અનુસરી ચાલે છે એમ આપે કહ્યું, તો એ (સર્વ) નિયમપૂર્વક આપનો જ માર્ગનું અનુસરણ શા માટે કરે છે? બીજાના માર્ગનું અનુસરણ કેમ નથી કરતા? એમ કહો તો તેના જવાબમાં કહેવામાં આવે છે—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

(બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ પ્રકારે) ચાર વર્ણો ગુણ અને કર્મના વિભાગ (ભેદ) વડે (વિભાગ પ્રમાણે) મેં સર્જ્યા છે, (નિર્માણ કરી છે.) હું તેનો કર્તા છતાં અકર્તા-અવિકારી છું એમ જાણ. ૧૩

**ભાષ્યાર્થ :** મેં (ઈશ્વરે) ચાર વર્ણો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) સર્જ્યા છે (ઉપજાવ્યા છે). સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોના વિભાગથી તથા કર્મોના વિભાગથી એ ચારે વર્ણો મારી મારફત (હું-ઈશ્વર દ્વારા) રચ્યા છે એ વાત 'ब्राह्मणोऽस्य मुखमासीत्' વગેરે શ્રુતિઓથી સિદ્ધ થાય છે. એમાંથી સાત્ત્વિક-સત્ત્વ ગુણપ્રધાન એવા બ્રાહ્મણનાં શમ, દમ તપ વગેરે કર્મો છે. જેમનામાં સત્ત્વ અપ્રધાન (ગૌણ) છે અને રજોગુણ પ્રધાન છે, એવા ક્ષત્રિયનાં શૌર્ય, તેજ આદિ કર્મો છે. જેમનામાં તમોગુણ ગૌણ છે અને રજોગુણ પ્રધાન છે એવા વૈશ્યનાં ખેતી વગેરે કર્મો છે; અને જેમનામાં રજોગુણ અને તમોગુણ પ્રધાન છે એવા શૂદ્રનું કર્મ કેવળ સેવા જ છે. એ પ્રકારે ગુણ અને કર્મોના વિભાગથી ચારે વર્ણો મારાથી સર્જાય છે, એ તાત્પર્ય છે. એવી આ ચાર વર્ણોની અલગઅલગ વ્યવસ્થા બીજા લોકોમાં નથી, તેથી 'मानुषे लोके' એ વિશેષણ પાછળના (૧૨મા) શ્લોકમાં આપેલું છે. અહો! સૃષ્ટિના આરંભથી જ ચાર વર્ણોને તેમનાં કર્મકર્તૃત્વપણાને (લીધે) આપ (પોતે) ફળ સાથે જોડો છો; માટે આપ નિત્યમુક્ત અને નિત્ય ઈશ્વર નથી (ન હોઈ શકો) એમ જો

પ્રશ્ન કરવામાં આવે, તો કહેવામાં આવે છે કે હું માયિક વ્યવહારથી તેના કર્મનો કર્તા છું, છતાં પરમાર્થદષ્ટિએ હું અકર્તા છું એમ જાણ; અને અકર્તા છું માટે જ હું અવિકારી અને અસંસારી છું એમ જાણ.

જે કર્મોનો તું મને કર્તા માને છે તેનો હું પરમાર્થદષ્ટિએ (વાસ્તવિક રીતે) અકર્તા છું, કારણ—

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४ ॥

મને કર્મો લેપતાં નથી (સ્પર્શ નથી કરતાં, બાધા નથી કરતાં.) મને કર્મફળમાં ઇચ્છા નથી, એ પ્રમાણે મને જે જાણે છે તે કર્મો વડે બંધાતો નથી. ૧૪

ભાષ્યાર્થ: મારામાં અહંકારનો અભાવ હોવાથી એ કર્મો દેહાદિ ઉત્પત્તિ(આરંભ)નાં કારણ બની [જઈ] તે વડે મને લેપ (બાધા) કરતાં નથી; અને એ કર્મોના ફળમાં મારી લાલસા કે તૃષ્ણા નથી. જે સંસારી મનુષ્યોમાં 'હું કર્તા છું' એવું અભિમાન છે, કર્મોમાં સ્પૃહા છે અને તેના ફળોમાં પણ સ્પૃહા છે તેમને કર્મો લેપે છે એ યોગ્ય છે; પણ મારામાં એ બન્નેનો અભાવ છે માટે મને કર્મો લિપ્ત નથી કરી શકતાં. એ પ્રમાણે બીજો પણ જે (આત્મતત્ત્વથી) આત્મસ્વરૂપે મને જાણે છે અને એમ સમજે છે કે હું (કર્મોનો) કર્તા નથી અને મને કર્મફળની સ્પૃહા (ઇચ્છા) નથી, તે કર્મોથી બંધાતો નથી. એટલે કે એનાં પણ કર્મ દેહાદિની ઉત્પત્તિનાં (નવાં દેહધારણનાં) કારણ નથી થતા એ અર્થ છે.

નથી હું કર્તા અને નથી મને કર્મફળમાં ઇચ્છા, (જ્ઞાનપૂર્વક કરેલાં કર્મોથી હું બંધાતો નથી) એ સિદ્ધાન્ત નીચેના શ્લોકથી કહેવાય છે.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

એ પ્રકારે જાણી પહેલાંના મુમુક્ષુઓએ પણ કર્મ કર્યું. પહેલાંના લોકોએ તેમના (પણ) પહેલાં થઈ ગયા તેમને અનુસરી કર્મ કરેલું છે; માટે તું કર્મ જ કર. ૧૫

ભાષ્યાર્થ: એમ સમજીને પહેલાંના કાળના મુમુક્ષુઓએ કર્મ કર્યાં; માટે તું કર્મ જ કર. શાંત (ચૂપચાપ) બેસી રહેવું અથવા સંન્યાસ લેવાનું કર્તવ્ય તારું નથી.

પૂર્વજોએ (આગળ થઈ ગયેલા વડીલોએ) પણ કર્મનું આચરણ કર્યું હોવાથી, જો તું આત્મજ્ઞાની ન હોય તો આત્મ(ચિત્ત)શુદ્ધિ માટે અને તત્ત્વજ્ઞાની હોય તો લોકસંગ્રહ માટે ફક્ત કર્મ કર. પૂર્વના જનક વગેરેએ પણ પહેલાં કરવામાં આવેલાં તે કર્મ કરેલાં છે (એટલે તે પૂર્વનું ચાલતું જ આવેલું

કર્મ કર્યું છે, કાંઈ નવું નથી કર્યું).

જો કર્મ જ કર્તવ્ય છે, તો હું આપના વચનમાત્રથી, કેવળ આપની આજ્ઞાથી, તે હું કરું છું, કરવા તૈયાર છું. તેમાં વળી 'पूर्वैः पूर्वतरं कृत' 'પહેલાંના લોકોએ તેમની આગળના લોકો પેઠે કરેલું' એ વિશેષણ આપવાની શી જરૂર છે? એવી અર્જુનની આ શંકા કલ્પી કહેવામાં આવે છે કે કર્મના વિષયમાં બહુ વિષમતા છે, કર્મનો વિષય બહુ ગહન છે. કેવી રીતે તો–

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

કર્મ શું અને અકર્મ શું? એ(વિષય)માં તો કવિઓ (વિદ્વાનો) પણ મોહ પામી ગયા છે; તેટલા માટે તે કર્મ (અને અકર્મ) હું કહીશ, સમજાવીશ; જે જાણી (સમજી) તું અશુભથી મુક્ત થઈશ. ૧૬

ભાષ્યાર્થ: કર્મ શું અને અકર્મ શું એ વિષય(પ્રશ્નો)માં કવિઓ (બુદ્ધિમાનો) પણ મોહ પામ્યા છે (મુઝાયા છે, બરોબર સમજી શક્યા નથી), તેથી તને હું કર્મ અને અકર્મ (શું છે) તે કહીશ. જે કર્માદિ જાણીને તું સંસારથી એટલે અશુભથી મુક્ત થઈ જઈશ. તારે એમ ન માનવું કે લોકપ્રસિદ્ધ દેહાદ ચેષ્ટા તે કર્મ અને તે (દેહાદિ ચેષ્ટા) ન કરતા ચુપચાપ બેસી રહેવું તે અકર્મ. (એટલું જ હોત તો) એમાં (વળી) (કહેવાનું) જાણવાનું શું છે? (એ તો જગવિદિત, પ્રસિદ્ધ વાત જ છે.)

ત્યારે શા માટે (આ) કહેવામાં આવે છે?

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

કર્મ એટલે શું એ જાણવું જોઈએ, વિકર્મ શું એ સમજવું જોઈએ અને અકર્મ શું એ પણ જાણી લેવું જોઈએ. (કારણકે) કર્મની ગતિ ગહન છે. ૧૭

ભાષ્યાર્થ: કર્મ એટલે શાસ્ત્રવિહિત કર્મ છે, તેથી એ કર્મનાં (પોતાને લાગુ પડતાં) કર્તવ્ય, તત્ત્વ યા રહસ્ય જાણવાં જોઈએ. શાસ્ત્રે નિષેધ કરેલાં કર્મ તે વિકર્મ (વર્જ્ય કરવા યોગ્ય) તે વિકર્મનાં કર્તવ્ય, તત્ત્વ યા રહસ્ય પણ જાણવાં જોઈએ અને અકર્મ એટલે ચુપચાપ બેસી રહેવું તે, તેનાં કર્તવ્ય તત્ત્વ વા રહસ્ય પણ જાણવાં જોઈએ. અહીં કર્મ, વિકર્મ ને અકર્મ એ ત્રણે શબ્દોમાં કર્તવ્ય શબ્દ અધ્યાહાર રહેલો છે. (તેથી કર્મ, વિકર્મ અને અકર્મનાં કર્તવ્ય જાણી લેવાં જોઈએ એવો અર્થ ઉપર કર્યો છે.) આવી રીતે કર્મોની એટલે કે કર્મ, વિકર્મ અને અકર્મની ગતિ એટલે એનું સાચું તત્ત્વ (સ્વરૂપ) બહુ ગહન છે, સમજવામાં બહુ કઠણ છે.

કર્માદિનું એ તત્ત્વ ત્યારે શું છે કે જે જાણવા યોગ્ય છે અને જેને માટે

આપે પ્રતિજ્ઞા કરી હતી કે 'કહીશ.' તે (હવે) કહેવામાં આવે છે:

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

જે કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને જુએ છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે અને તે સર્વ કર્મનો કરનારો (પણ) છે. ૧૮

**ભાષ્યાર્થ :** જે કર્મ કરવામાં આવે તે ચેષ્ટા માત્ર (દેહનાં ચલન માત્ર)નું નામ કર્મ છે. આ કર્મમાં જે અકર્મ એટલે કર્મનો અભાવ જુએ છે તથા અકર્મમાં શરીરાદિ ચેષ્ટાના અભાવમાં જે કર્મ છે તેને જુએ છે. (અહીં ભાવાર્થ એ છે કે જે કર્મ છે તે પ્રવૃત્તિ છે અને અકર્મ છે તે નિવૃત્તિ છે. એ) પ્રવૃત્તિ–નિવૃત્તિ, કર્મ કરવાં કે ન કરવા, એ કર્તાને આધીન છે, તેથી પ્રવૃત્તિ–નિવૃત્તિનાં ફળરૂપ જે (આત્મપ્રાપ્તિ) વસ્તુ છે તે ન મળેલી હોવાથી જ, એટલે કે આત્મપ્રાપ્તિનાં પહેલાં જ અજ્ઞાન અવસ્થામાં જ કર્મરૂપી સર્વ ક્રિયાકારક વગેરે વ્યવહારો જે જુએ છે તે જ ખરી વાત, (સત્ય હકીકત) જુએ છે. એટલે કે દેહ ઇન્દ્રિયાદિથી કર્મ ચાલતાં હોવા છતા અસંગ આત્મામાં કર્મનો અસંભવ છે એમ જે જાણે છે તે અને કર્મ ન કરવાની નિવૃત્તિ નામની સ્થિતિમાં પણ નિવૃત્તિ કર્તાના આગ્રહવશાત્ હોવાથી કર્તાને આધીન છે, એમ સમજી એ નિવૃત્તિમા પણ જે કર્મ જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે અને તે સર્વ કર્મોનો કરવાવાળો છે. તે કર્મ અને અકર્મમા અનુક્રમે અકર્મ અને કર્મ જોનારાની સ્તુતિ કરવામાં આવે છે.

**શંકા–પૂર્વપક્ષ :** અહીં કર્મમા અકર્મ અને અકર્મમાં કર્મ જુએ છે એવી વિરુદ્ધ વાત શા માટે કહેવામા આવે છે? કર્મ અકર્મ નથી થતુ અને અકર્મ કર્મ નથી થઈ શકવાનું. ત્યારે જોવાવાળો આ કર્મોનો દ્રષ્ટા આવું વિરુદ્ધ કેમ જોઈ શકે? **ઉત્તર :** પરમાર્થદૃષ્ટિએ (ખરેખરી સત્ય રીતે) તો જે અકર્મ (બ્રહ્મ) છે તે જ મૂઢ દૃષ્ટિવાળા લોકોને (અધ્યાસથી તેમ જ ભ્રાંતિથી ખરેખર) કર્મ જેવું ભાસે છે; તે જ પ્રમાણે જે કર્મ છે તે અકર્મવત્ ભાસે છે. એટલે કે કર્મરૂપે પ્રકટ થતુ દ્વૈત મૂઢ લોકોને અનાત્મા હોવા છતાં આત્મા જેવુ અકર્મ નિત્ય લાગે છે, તેથી જેવી રીતનો વાસ્તવિક અર્થ નીકળે છે તે દેખાડવા ભગવાને 'कर्मणि अकर्म यः पश्येदकर्मणि च कर्म यः।' કહ્યું તે વિરુદ્ધ નથી. (એ રીતે જોનારની) બુદ્ધિમત્તા (ભગવાને કહી) તે પણ યોગ્ય જ છે. વળી પાછળના શ્લોકમાં બોદ્ધવ્યં વગેરે જે કહ્યુ છે તે પણ જે વસ્તુસ્થિતિ છે તે પ્રમાણે જ ખરેખરું કહેલું છે. ઉપરાત 'જે જાણીને અશુભ-(સંસાર)થી મુક્ત થઈશ' એમ ઉપર ૪–૧૬મા શ્લોકમાં કહ્યુ છે તે પણ બરોબર જ કહ્યુ છે; કારણકે કોઈ પણ મનુષ્ય ઊલટા જ્ઞાનથી અશુભ(સંસાર ચક્ર)માંથી મુક્ત નથી થતો. માટે જ કર્મ અને અકર્મનો જે ઊંધો અર્થ લોકોએ ગ્રહણ કર્યો છે તેમની તે ઊંધી સમજ દૂર કરવા માટે ભગવાનનું આ

વચન છે 'कर्मणि अकर्म य' વગેરે 'દૂડામા બોર છે,' એમા જેમ બોરનો આધાર દૂડુ છે તેમ અહી કર્મનો આધાર અકર્મ અને અકર્મનો આધાર કર્મ છે એમ સમજવાનું નથી, કારણકે અકર્મનો તો અભાવ છે, કર્મનો જે અભાવ છે તેનું જ નામ અકર્મ છે આથી એમ સ્પષ્ટ થાય છે કે મૃગજળમા જેમ પાણી અને છીપમા જેમ રૂપુ (ભાસે) છે તેમ અહી કર્મ અને અકર્મ ઊંધી રીતે (ઊલટી) લોકો સમજેલા છે

શંકા-પૂર્વપક્ષ: બધા કર્મને કર્મ જ કહે છે, એમા કદી પણ ફેરફાર નથી પડતો (એમ કહો તો તેનો) ઉત્તર: ના, એમ નથી કારણકે વહાણમા બેઠેલા માણસને વહાણ ચાલે તે વખતે કિનારા ઉપરના અચળ-ગતિરહિત વૃક્ષોમા ઊલટી દિશાવાળી ગતિ દેખાય છે, તેમજ જે (નક્ષત્ર વગેરે પદાર્થો) નેત્રોની બહુ પાસે નથી હોતા પણ બહુ દૂર હોય છે તે ગતિવાળા હોવા છતા ગતિરહિત (અચળ) દેખાય છે એવી જ રીતે અહી પણ અકર્મમા (કર્મરહિત આત્મામા) 'હુ કરુ છુ' એ પ્રકારનુ કર્મ જોવુ અને ત્યાગરૂપ કર્મમા (હુ કાઈ કરતો નથી એવુ) અકર્મ જોવુ એ બન્ને ઊલટુ જોવુ (શુદ્ધ જોવા-સમજવા બરાબર) છે, તેનુ નિરાકરણ કરવા માટે 'कर्मणि अकर्म य पश्येत्।' વગેરે ભગવાન કહે છે

જો કે આ વિષય વારવાર (અર્જુનના) શકા, સમાધાન, પ્રશ્ન-ઉત્તર દ્વારા કહ્યો છે, તોપણ અત્યત વિપરીત સમજણની ભાવનાથી ફરીફરી મોહ પામતા લોકો અનેક વખત સાભળેલા તત્ત્વને ભૂલી જઈ મિથ્યા પ્રસગ લાવી લાવી ફરીફરીને (શકા) પૂછે છે માટે કહ્યો છે ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્મા પણ પરમાર્થવસ્તુનું (આત્મતત્ત્વનું) દુર્વિજ્ઞેય (જાણવાની-સમજવાની કઠિનતા) લક્ષમા લઈ ફરીફરી ઉત્તર આપે છે अव्यक्तोऽयमचिन्त्योऽय (અ ૨-૨૫) न जायते म्रियते (અ ૨-૨૦) વગેરે વાક્યો વડે આત્મામા શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયસિદ્ધ એવો કર્મોનો અભાવ છે તે આત્મામા કહ્યો છે અને હવે પછી પણ (અ. ૫-૧૩મા सर्वकर्माणि मनसा શ્લોકથી) એ કહેવામા આવશે એ ક્રિયારહિત આત્મામા એટલે કે અકર્મમા કર્મ જોવુ એ વિપરીત દર્શન છે, છતા લોકોમા તો એ (વિપરીત દર્શન) અત્યત સ્વાભાવિક જેવુ બની ગયુ છે જેથી કર્મ શુ છે અને અકર્મ શુ છે એ વિષયમા બુદ્ધિમાન મનુષ્યો પણ મોહ પામી ગયા છે એમ (૪-૧૬મા) કહેવામા આવ્યુ છે, એટલે કે દેહાદિના આશ્રયવાળા, દેહાદિથી થતા કર્મોનો આત્મામા અધ્યારોપ કરી, 'હુ કર્તા છુ,' 'મારુ આ કર્મ છે,' 'મારે આનુ ફળ ભોગવવાનું છે,' અથવા તો હુ શાત (ચૂપ) થઈ બેસુ છુ કે જેથી પરિશ્રમરહિત તથા કર્મરહિત થઈ હુ સુખી બની જાઉ એ પ્રમાણે કાર્ય કરનાર ઇંદ્રિયો, શરીર અને ઇંદ્રિયોને આશ્રયે રહેનારા કર્મને ન કરી તેથી થતા સુખીપણાનો આત્મામા અધ્યારોપ કરી હુ કાઈ પણ કરતો નથી, મૌન અને સુખી છુ' એ પ્રકારે લોક પોતાને (પોતે) માને છે લોકોનું આ ઊંધુ (ઊલટુ) જ્ઞાન

દૂર કરવા '*कर्मणि अकर्म यः पश्येत्*' વગેરે વચન ભગવાને કહ્યાં છે.

હવે અહીં દેહ અને ઇંદ્રિયના આશ્રયથી થતું (આશ્રય કરી રહેલું) કર્મ તે કર્મ જ (ક્રિયારૂપ જ) છે; છતાં લોકોએ એ દેહ અને ઇંદ્રિયોને આશ્રયે રહેલાં કર્મનો કર્મરહિત, અવિક્રિય (ક્રિયારહિત) આત્મામાં અધ્યાસ (મિથ્યારોપ) કર્યો છે, જેથી પંડિત પણ 'હું કરું છું' એમ માને છે. (પરંતુ) નદીકાંઠે આવેલાં વૃક્ષોમાં ભ્રમથી ઊલટી ગતિ દેખાવાની ભ્રાંતિ પેઠે, અજ્ઞાનથી આત્માનું દેહેંદ્રિયાદિ સાથે તાદાત્મ્ય માન્યાથી જે લોકોમાં (દેહેંદ્રિયાદિની ક્રિયારૂપી કામ) કર્મ નામથી પ્રસિદ્ધ થઈ રહ્યું છે, તે કર્મોમાં ખરી રીતે નદીતીરે આવેલાં વૃક્ષોમાં ગતિનો અભાવ જોવાની પેઠે જે (દેહેંદ્રિયાદિથી થતાં કર્મોમાં અવિક્રિય આત્મા) અકર્મ જુએ છે; અર્થાત્ કર્મનો અભાવ જુએ છે; તેમ જ (એ) કર્મોની પેઠે આત્મામાં અજ્ઞાનથી આરોપિત કરેલાં ઇંદ્રિયાદિની નિવૃત્તિરૂપ અકર્મમાં, એટલે કે ક્રિયાના ત્યાગમાં પણ 'હું કાંઈ કર્યા વિના ચૂપચાપ સુખે બેઠો છું' એવી રીતનો અહંકારનો સંબંધ જે જુએ છે અને જે એ નિવૃત્તિને પણ કર્મ સમજે છે; એ પ્રકારે કર્મ અને અકર્મનો વિભાગ જે જાણનારો છે તે (સર્વ) મનુષ્યોમાં બુદ્ધિમાન (પંડિત) છે, યોગી છે અને સંપૂર્ણ કર્મ કરવાવાળો પણ એ જ છે. ભાવાર્થ એ છે કે એ પુણ્ય અને પાપના અશુભથી છૂટેલો (મુક્ત થયેલો) સર્વ કાંઈ મેળવવાનું મેળવી ચૂકેલો તે (મનુષ્ય કૃતકૃત્ય) છે.

કેટલાકોએ આ શ્લોકનું વ્યાખ્યાન (ટીકા) બીજી રીતે કર્યું છે, કેવી રીતે? તો ઈશ્વરપ્રીત્યર્થે કરવામાં આવતા નિત્યકર્મ (પંચમહાયજ્ઞ વગેરે) છે. તેનું ફળ મળતું ન હોવાથી તેને ગૌણ રીતે અકર્મ કહેવામાં આવ્યાં છે, તે-(નિત્યકર્મો)નું ન કરવું, કરવાનું છોડવું તે અકરણ (અકર્મ) છે; તે પણ પાપરૂપ ફળ આપવાવાળું હોવાથી ગૌણરૂપે કર્મ કહેવામાં આવ્યું છે. ત્યાં નિત્યકર્મમાં ફળનો અભાવ હોવાથી તેમાં એ અકર્મ જુએ છે. જેમ કોઈ વિયાયેલી ગાય દૂધરૂપ ફળ ન આપે તો તેને અગાય કહી દે છે, તેમ એ પણ નિત્યકર્મને અકર્મ સમજે છે. નિત્યકર્મ ન કરવામાં તે અકર્મ જુએ છે, કારણકે એ અકર્મથી નરકપ્રાપ્તિરૂપ ફળ મળે છે, ઉત્પન્ન થાય છે તેથી. આ વ્યાખ્યાન બરોબર નથી; કારણકે એમ જાણવાથી (સંસારરૂપી) અશુભથી મુક્તિ નથી થઈ શકતી એટલે કે જન્મમરણનું બંધન તૂટતું નથી. (વળી) 'જે જાણીને તું અશુભથી છૂટીશ' (૪–૧૬માં) એમ કહ્યું છે તે પણ આથી બાધિત થાય. [તે કેવી રીતે બાધ પામે? (તો જવાબ)] નિત્ય કર્મનું અનુષ્ઠાન કરવાથી અશુભથી મુક્તિ મળે છે, એમ કેમ બને? કેમકે નિત્યકર્મના અનુષ્ઠાનમાં તો તેના ફળના અભાવની (લોકોમાં) જાણ (જ્ઞાન) છે જ. આ નિત્યકર્મના ફળનો અભાવ તથા નિત્યકર્મનું જ્ઞાન તે અશુભ માંથી સંસારચક્રમાંથી મોક્ષરૂપી ફળ (આપનારું) છે એમ શાસ્ત્રોએ ક્યાં ય કહ્યું નથી અને શ્રીભગવાને પણ એવું અહીં ગીતાશાસ્ત્રમાં ક્યાં ય કહ્યું નથી. તે જ પ્રમાણે આ નિત્યરૂપ અકર્મમાં તે ન કરવું (એ અભિમાન) એ કર્મદર્શન

પણ (છે એમ) સમજી લેવું આ નિત્યકર્મરૂપી અકર્મમાં કર્મ સમજવાનું કારણ કાંઈ તે કર્તવ્યતારૂપે અહીં કરવાના કહ્યા, તેથી નથી કર્મ સમજવાના નિત્યકર્મને તો ફક્ત કર્તવ્યતારૂપ જ કહેવામાં આવ્યા છે. નિત્યના કર્મ ન કર્યાથી પ્રત્યવાય (બાધા) થાય છે એવી રીતના જ્ઞાનથી કાંઈ ફળ નથી અને વળી નિત્યકર્મનું ન કરવું તે કાંઈ શાસ્ત્રમાં જાણવા યોગ્ય વિષય તરીકે પણ નથી જણાવાયો તેમ જ બીજા ટીકાકારોએ વિપરીત રીતે માનેલા કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મદર્શન રૂપવાળા મિથ્યાદર્શનથી (અશુભ સંસારચક્રથી) મુક્તિ, બુદ્ધિમત્તા, યુક્તતા, સર્વકર્મકર્તૃત્વ વગેરે ફળો પણ સંભવનીય નથી, અને એવા મિથ્યાજ્ઞાનની સ્તુતિ પણ નથી થઈ શકતી જ્યારે મિથ્યાજ્ઞાન પોતે જ અશુભરૂપ છે તો તે બીજા અશુભમાંથી કેવી રીતે મોક્ષ કરી શકે? અંધકાર કાંઈ અંધકારનો નાશ નથી કરી શકતું

શંકા—પૂર્વપક્ષ: કર્મમાં જે અકર્મ દર્શન છે અને અકર્મમાં કર્મદર્શન છે તે (કાંઈ આ ટીકાકારો કહે છે તેવું) મિથ્યા જ્ઞાન નથી, પરંતુ ફળના ભાવને લીધે તથા ફળના અભાવના નિમિત્તવાળા ગૌણ (કર્મરૂપ તથા ગૌણ અકર્મરૂપ) છે ઉત્તર—સિદ્ધાંતવાદીઃના, તેમ નથી, કારણકે ગૌણરૂપે કર્મને અકર્મ અને અકર્મને કર્મ જાણી લીધાથી પણ કોઈ પ્રકારનો લાભ (થતો) નથી સાંભળવામાં આવ્યો ઉપરાંત સાંભળેલાની હાનિ અને નહીં સાંભળેલાની કલ્પના કરવાથી કાંઈ વિશેષ લાભ નથી (એટલે કે શ્રુતિસિદ્ધ વાત, જેને જાણીને અશુભથી મુકાઈશ (૪–૧૬) એમ ભગવાને કહ્યું છે, તે વાતની હાનિ કરી સારાંશ કે તેનો ત્યાગ કરી શ્રુતિ વિરુદ્ધ નિત્યાનુષ્ઠાનની કલ્પના કરવામાં કાંઈ વિશેષ લાભ નથી.

ભગવાને જો એમ જ કહેવા ઇચ્છયું હોત તો એમણે પોતે પોતાના શબ્દ વડે સ્પષ્ટ કહ્યું હોત કે નિત્યકર્મોનું કાંઈ પણ ફળ નથી અને (પણ) તે ન કરવાથી નરકપ્રાપ્તિ થાય છે તો આ બીજાને (બુદ્ધિમાં) મોહ પમાડનાર કપટયુક્ત વચન, 'કર્મમાં અકર્મને જે જુએ છે,' વગેરે શા માટે કહે? અર્થાત્ કહે જ નહિ એવી રીતે વિચક્ષણપણે, વિચિત્ર યુક્તિપૂર્વક અર્થ કરવાવાળાને તો ભગવાનથી કહેવામાં આવેલું વાક્ય લોકને મોહ ઉપજાવવા માટે હતું એમ માનવું પડે છે (નિશ્ચિત થાય છે) વળી આ કપટરૂપ વાક્યથી આ નિત્યકર્મ—અનુષ્ઠાન(ના સિદ્ધાંત)ની રક્ષા પણ થતી નથી આ આત્મબોધ બીજાની બુદ્ધિમાં સહજ પ્રવેશી શકતો નથી, સમજાઈ જતો નથી એટલા માટે જુદાજુદા શબ્દો દ્વારા (મારફત, શબ્દો વાપરી) કહેતા તે સહેલાઈથી સમજાઈ શકે એવો બને એમ કહેવું પણ ઉચિત નથી, કારણકે [તો તો આ નિત્યકર્મનું અનુષ્ઠાન કર્તવ્ય છે એવો બોધ સૂચવવાને कर्मण्यकर्म च पश्येदकर्मणि च कर्म च એવું સંદિગ્ધ અર્થવાળું વચન ભગવાન ન જ વાપરે] कर्मण्येवाधिकारस्ते (૨–૪૭) એ બહુ સ્પષ્ટ જ કહેલું છે તેને જ (તે અર્થને જ) ફરી (સ્પષ્ટ કરી) કહેવાની કાંઈ જરૂર નથી સર્વત્ર જે વાત કરવાને યોગ્ય છે

તે પ્રશંસનીય જાણવા લાયક (ઉપદેશ કરવા લાયક) કહેવામાં આવી છે. નિરર્થક બાબત માટે કોઈ 'બોદ્ધવ્ય' બોધ કરવા લાયક અથવા જાણવા લાયક છે એમ કહેવું નથી.

મિથ્યા જ્ઞાન તથા એને આધારે રહેતી, (સાબિત થતી, અસ્તિત્વમાં આવતી) મિથ્યા જ્ઞાનના વિષયભૂત વસ્તુના કેવળ આભાસવાળી, ચીજ જાણવા યોગ્ય નથી. વળી નિત્યકર્મો ન કરવારૂપી અભાવથી પ્રત્યવાય (અડચણ) ઉત્પન્ન પણ નથી થઈ શકતો. 'नासतो विद्यते भाव' (૨–૧૬) એ વાક્યથી તથા 'कथमसतः सज्जायेत' (છાં. ઉ. ૬–૨–૨) એ વાક્યથી પણ અસતથી સતની એટલે કે અભાવથી ભાવની ઉત્પત્તિનો નિષેધ બતાવ્યો છે. એમ છતા અસતથી સતની જે ઉત્પત્તિ બતાવે છે તેઓનુ તો એવુ જ કહેવુ થાય છે કે અસત જ સત થાય છે અને સત જ અસત થાય છે સર્વ (પ્રકારનાં) પ્રમાણોથી આ વિરુદ્ધ હોવાથી આ અયોગ્ય છે અને નિષ્ફળ, ફળ ન આપવાવાળું, કર્મ કરવાનુ શાસ્ત્ર કહે નહિ; કારણકે કર્મ તો દુ ખરૂપ હોય છે અને દુ ખ જાણી જોઈ બુદ્ધિપુર સર (કરેલા) કાર્યની એકીવખતે ઉત્પત્તિ અશક્ય છે. એટલે કે જાણી જોઇને કોઈ પણ માણસ પોતાને દુ:ખ થાય તે માટે કાર્ય કરવા પ્રવૃત્ત થાય એ અસંભવિત છે, તેથી એ નિત્યકર્મો ન કર્યાથી નરકપ્રાપ્તિ થાય છે (અને નિત્યકર્મ કર્યાથી વિના ફળપ્રાપ્તિ દુ:ખ જ થાય છે.) એમ શાસ્ત્રમા છે એમ માન્યાથી નિત્યકર્મ કરવા અને ન કરવા–ઉભયથી અનર્થ છે. ઉપરાત નિત્યકર્મોનુ ફળ નથી એમ માની ફરી એને માટે કહેવુ કે એ મોક્ષરૂપ ફળ આપવાવાળા છે એવો વ્યાખ્યાનકારો(વિવેચકો)નુ કહેવુ પરસ્પર વિરોધી છે. તેથી આ 'कर्मणि अकर्म' ઇત્યાદિ શ્લોકનો અર્થ જેવો અમોએ ગુરુપરંપરાથી સાંભળ્યો છે તે બરોબર (સાચો) છે અને તેને અનુસરી અમે આ શ્લોકનું વિવેચન કર્યું છે.

ઉપર કહેલા કર્મમાં અકર્મ વગેરેનું (યથા) દર્શન છે, તેની સ્તુતિ કરવામા આવે છે:

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ १९ ॥

જેનાં સર્વ કર્મો ઇચ્છા અને સંકલ્પથી રહિત છે તથા જેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને તત્ત્વદર્શી (આત્માને જાણનારા) કહે છે. ૧૯

ભાષ્યાર્થ: જે પૂર્વે કહ્યા પ્રમાણે જોનારા છે, એટલે કે જે કર્મમાં અકર્મ અને અકર્મમા કર્મ જુએ છે તેના જેટલાજેટલા કર્મો, જેનોજેનો આરભ કરવામા આવે છે તે સર્વ કર્મો કામનાથી અને તેના કારણરૂપ સંકલ્પોથી રહિત હોઈ, કેવળ ચેષ્ટારૂપે (નિષ્પ્રયોજન શરીરના હલનચલનરૂપે) કરવામા આવે છે જો તે પ્રવૃત્તિમાર્ગવાળો હોય તો તે લોકસંગ્રહ માટે અને

જો તે નિવૃત્તિમાર્ગવાળો હોય તો જીવન ચલાવવા (નિર્વાહ) પૂરતાં જ કરવામાં આવે છે. કર્માદિમાં અકર્માદિ દર્શન, કર્મમાં અકર્મ અને અકર્મમ કર્મ જોવારૂપ, જ્ઞાન (છે) તેજ અગ્નિ (છે.) તે જ્ઞાનરૂપ અગ્નિ વડે જેનાં શુભ અશુભ લક્ષણવાળાં કર્મો બળી ગયાં છે, તેને પરમાર્થદૃષ્ટિએ (વાસ્તવિક રીતે) બ્રહ્મવિદો (બ્રહ્મ જાણનારાઓ) કહે છે.

જે કર્માદિમાં અકર્મદર્શી છે તે વિવેક થતાં પહેલાં કર્મમાં પ્રવૃત્ત થયો હોય, તોપણ કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મના દર્શનમાત્રથી જ કેવળ પોતાના જીવનનિર્વાહ ચલાવવા પૂરતો જ ચેષ્ટા કરવાવાળો કર્મરહિત સંન્યાસી બની જાય છે. પછી તેની પ્રવૃત્તિ ફરી કર્મમાં થતી નથી. જે પહેલાં કર્મ કરવાવાળો હતો પણ જેને આત્માનું સારી રીતે જ્ઞાન પાછળથી થયું હોવાથી તે કોઈ પ્રકારનું પ્રયોજન કર્મ(કરવા)માં જોતો નથી, તેથી તે સાધન સહિત સર્વ કર્મનો પરિત્યાગ કરી દે છે જ. છતાં એવા કોઈ મનુષ્યને કોઈ કારણને લીધે કર્મોનો ત્યાગ કરવાનો અસંભવ હોય અને તેથી કર્મ અને તેનાં ફળોમાં આસક્તિરહિત અને પ્રયોજન વિનાનો બની. પહેલાંની પેઠે જ લોકસંગ્રહ માટે કર્મમાં પ્રવૃત્ત થયો હોય તોપણ તે કાંઈ (કર્મ) કરતો નથી; કારણકે જ્ઞાનરૂપ અગ્નિથી તેનાં કર્મો ભસ્મીભૂત થઈ ગયેલાં હોવાથી તેનાં કર્મ અકર્મ જ બની જાય છે. એ આશય દેખાડવાની ઇચ્છાથી ભગવાન બોલ્યા:

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

કર્મનું અભિમાન તથા ફળની પ્રીતિ છોડી જે હમેશ સંતુષ્ટ અને આશ્રય વિનાનો (બીજા કોઈની પર આધાર ન રાખનારો) હોય, તે કર્મમાં પ્રવૃત્ત થયો હોવા છતાં કાંઈજ કરતો નથી. ૨૦

ભાષ્યાર્થ: ઉપર કહેલા જ્ઞાન વડે કર્મોમાંના અભિમાનને અને ફળની આસક્તિ(પ્રીતિ)ને ત્યજી (તે) વિષયની આકાંક્ષારહિત નિત્યતૃપ્ત છે, (તે) આશ્રયરહિત છે. આશ્રય એ છે કે જે(ફળ મેળવવાની લાલસા)નો આશ્રય કરી પુરુષ પોતાનું ઇષ્ટ ફળ મેળવી લેવાની ઇચ્છા કરે છે. એવાં (સર્વ) દૃષ્ટ-અદૃષ્ટ તથા ઇષ્ટ ફળ માટે કરવાં જોઈતાં સાધનના આશ્રય વિનાનો તે છે એવો અર્થ છે. એ જ્ઞાનીથી થયેલાં કર્મ વાસ્તવિક રીતે તો, એને નિષ્ક્રિય આત્માનું દર્શન પ્રાપ્ત થયું હોવાથી અકર્મ જ છે. તેને પોતાને સ્વપ્રયોજનનો અભાવ હોવાથી સાધન સહિત કર્મનો તેણે ત્યાગ કરી દેવો જોઈએ એમ નિશ્ચિત થાય છે; છતાં એ કર્મોમાંથી નિવૃત્ત થવા(છૂટવા)નું અશક્ય હોવાથી, લોકસંગ્રહની ઇચ્છાથી અથવા તો શ્રેષ્ઠ પુરુષોથી નિંદા થાય તે દૂર કરવાની ઇચ્છાથી જો (કોઈ જ્ઞાની) પહેલાં પેઠે કર્મોમાં પ્રવૃત્ત (મચેલો) રહે, તોપણ તેને નિષ્ક્રિય આત્માનું યથાર્થ અનુભવજન્ય જ્ઞાન થયેલું હોવાથી તે (ખરી રીતે તો) કાંઈ પણ (કર્મ) નથી કરતો.

પરંતુ જે આનાથી વિપરીત (ઊલટો) છે એટલે કે ઉપર કહ્યા પ્રમાણે જે કર્મ કરતો નથી, જેને કર્મોનો આરંભ કરતાં પહેલાં જ (ગૃહસ્થાશ્રમની શરૂઆત કર્યા વિના જ બ્રહ્મચર્ય આશ્રમમાં) મર્ત્યાંતર અને પ્રત્યગાત્મારૂપ નિષ્ક્રિય બ્રહ્મ એ જ પોતાનું સ્વરૂપ છે એવું જ્ઞાન થયું છે, તે જ્ઞાનનિષ્ઠ યતિ દૃષ્ટ–અદૃષ્ટ તથા ઇષ્ટ વિષયોના ભોગોની આશા વિનાનો હોવાથી તથા આલોક અને પરલોકના ભોગરૂપ ફળ આપવાવાળાં કર્મોમાં (કોઈ પણ પ્રકારનું) પ્રયોજન નથી જોતો, તેથી કર્મ અને કર્મોનાં સાધનો છોડીને કેવળ શરીરના નિર્વાહ માટે જ ચેષ્ટા (ક્રિયા) કરતાંકરતાં મુક્ત થઈ જાય છે. એ અર્થ દેખાડવા (શ્રીભગવાન) કહે છે:

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

(જે) આશારહિત (છે), ચિત્ત અને આત્મા જેણે સંયમમાં રાખ્યા છે, જેણે સર્વ પ્રકારના પરિગ્રહ(ભોગસાધનના સંગ્રહ)નો સંપૂર્ણ ત્યાગ કર્યો છે, (અને) જે કેવળ શરીર(નિર્વાહ)નાં જ કર્મો કરે છે તે (જ્ઞાની) પાપ(દુઃખ)ને પામતો નથી.૨૧

ભાષ્યાર્થ: જેની સંપૂર્ણ આશાઓ દૂર થઈ ગઈ છે તે 'નિરાશી' છે; જેણે ચિત્ત (અંતઃકરણ) અથવા આત્માને તથા બાહ્ય કાર્યકરણનું જૂથ (દેહેંદ્રિય–શરીર)ને બન્નેને જેણે વશમાં રાખ્યાં છે તેનું નામ 'यतचित्तात्मा' છે.) જેણે સર્વ ભોગ સામગ્રીના પરિગ્રહનો હમેશ માટે ત્યાગ કરી દીધો છે તે 'त्यक्तसर्वपरिग्रह' કહેવાય છે. એવો મનુષ્ય જો કેવળ શરીરસ્થિતિમાત્રને માટે જ શરીરના પોષણ પૂરતા જ કરવા જોઈતા કર્મો અભિમાનરહિત થઈ કરતો હોય, તો તેને અનિષ્ટરૂપ [ પાપ નથી પ્રાપ્ત થતું (લાગતું). મુમુક્ષુને તો ધર્મ એટલે પુણ્ય પણ અનિષ્ટપણાથી તેનાં ખરાબ પરિણામથી પાપરૂપ જ છે. તેથી (આ રીતે) તે જ્ઞાની પાપ અને પુણ્યથી મુક્ત થાય છે એટલે કે સંસારથી મુક્ત થાય છે.]* પાપ કે પુણ્ય કાંઈ પણ પ્રાપ્ત થતું નથી મુમુક્ષુઓને તો પુણ્ય પણ બંધનકર્તા હોવાથી પાપ જ છે..

અહીં 'शारीरं केवलं कर्म' એનો (બે અર્થ થાય છે. પહેલો) અર્થ શરીર દ્વારા થનારા કર્મ અને (બીજો અર્થ) શરીરના નિર્વાહ માટે કરવામા આવતાં કર્મ. તો આ પૈકી કયા અર્થમા તે પદનો અર્થ લેવાનો છે? શું એનો અર્થ શરીર દ્વારા થનારાં કર્મને શારીરિક કર્મ એમ માનવો કે શરીર-નિર્વાહ પૂરતા જ એ કર્મ કરવામા આવે તેને શારીરિક કર્મો એમ માનવો? એના જવાબમાં કહેવામાં આવે છે

જો શરીરથી (જ) થતા કર્મો 'शारीरं' કર્મ છે એમ માનવામાં આવે,

* અહીં પાઠાંતર છે. કૌંસનો અનુવાદ વિશ્વનાથની પ્રત પ્રમાણે છે. કૌંસ બહારનું ગોરખપુર પ્રતને અનુસરીને છે.

તો (અર્થ એ થાય કે) દૃષ્ટ (દેખાતાં) અને અદૃષ્ટ (ન દેખી શકાતાં) પ્રયોજનવાળાં, આલોક અને પરલોકમાં ફળ આપવાવાળાં નિષેધ કર્મો પણ શરીર વડે મનુષ્ય કરતો હોય; તોપણ તે પાપ પ્રાપ્ત નથી કરતો. (અને) ભગવાનના એમ કહેવાથી તો ભગવાનના કહેવામાં વિરુદ્ધતાનો દોષ આવે છે. વળી આલોક–પરલોકમાં ફળ આપવાવાળાં શાસ્ત્રવિહિત કર્મો શરીરથી કરતો હોય; છતાં મનુષ્યને પાપ નથી લાગતું, પાપ નથી પ્રાપ્ત થતું એમ કહેવાથી તો જે દોષ પ્રાપ્ત થતો નથી, થવાનો સંભવ જ નથી તે કલ્પિત દોષનો નિષેધ કર્યાેા, તે કલ્પિત દોષને વિનાકારણ વારવાનો, પ્રસંગ પ્રાપ્ત થાય.

'शारीरं कर्मकुर्वन्' શરીર સંબંધી કર્મ કરતો મનુષ્ય પાપ નથી પામતો એ વાક્યમાં શારીરિક કર્મ કરતો એ વિશેષણથી તથા તેની સાથે 'કેવલ' શબ્દનો પ્રયોગ કર્યાથી (ઉપર કહેલી માન્યતા પ્રમાણે તો) ભગવાનનું એવું કહેવાનું થાય કે (શરીર વિના) મન–વાણી વડે કરવામાં આવતાં વિહિત અને પ્રતિષેધવાળાં (શાસ્ત્રે કરવાનાં કહેલાં તે વિહિત અને શાસ્ત્રે કરવાની મના કરેલાં તે કર્મો પ્રતિષિદ્ધ–પ્રતિષેધવાળાં) કર્મો જેને ધર્મ અને અધર્મ નામથી ઓળખવામાં આવે છે, તેનાથી મનુષ્યને પાપ પ્રાપ્ત થાય છે. અહીં પણ 'મન–વાણી વડે કરવામાં આવતાં વિહિત કર્મો કરતાં મનુષ્યને પાપ પ્રાપ્ત થાય છે એવું કહેવું તો વિરુદ્ધ અર્થવાળું થઈ પડે છે. તેમ જ વળી એમ પણ કહીએ કે 'નિષેધ કરેલાં પ્રતિષિદ્ધ કર્મ કરવાથી મનુષ્યને પાપ પ્રાપ્ત થાય છે' તો તે કહેવું પહેલાં કહેલું છે તેનો કેવળ અનુવાદ જ હોવાથી બિનજરૂરી (વ્યર્થ) થઈ જાય છે. પરંતુ જો કેવળ શરીરનિર્વાહ માટે જ કરવામાં આવતાં કર્મોને શારીરિક કર્મો માનવામાં આવે, તો એનો એ અર્થ થાય કે આલોક અને પરલોક જ જેનાં (પ્રયોજન એટલે) ફળ છે, વિધિનિષેધ વડે જેનો શાસ્ત્રે બોધ કર્યો છે, જે શરીર, મન અને વાણીવડે કરવામાં આવે છે એવાં આ બીજાં કર્મો ન કરતાં એ પોતાનાં શરીરાદિથી (શરીર, મન અને વાણીથી) કેવળ શરીર–નિર્વાહ માટે આવશ્યક કર્મ લોકદૃષ્ટિએ કરતો હોય; તોપણ તે પાપ પ્રાપ્ત નથી કરતો. અહીં 'કેવલ' શબ્દના પ્રયોગથી (વાપર્યાથી) 'હું કરું છું' એ પ્રકારના અભિમાનથી એ કર્મોમાં વિરક્ત હોય છે, અભિમાનરહિત હોય છે એમ કહેવાનો ભાવાર્થ છે. (અને આ અર્થ જ યોગ્ય છે.) આ પ્રમાણે આચરણ કરનારને પાપ શબ્દથી જે કિલ્બિષ (દુઃખ, સંકટ) સમજવામાં આવે છે તેનો તો અસંભવ છે, તેથી તે દુઃખમય સંસાર નથી પ્રાપ્ત કરતો. જ્ઞાનરૂપ અગ્નિ વડે એનાં સર્વ કર્મોનો નાશ થઈ ગયાને લીધે તેને કાંઈ પ્રતિબંધ રહેતો નથી, જેથી તે મુક્ત થઈ જાય છે. આ પહેલાં યથાર્થ આત્મજ્ઞાનનું જે ફળ કહ્યું છે તેનો જ અનુવાદ છે. (આમાં કોઈ પણ બીજી નવી અમારી પોતાની વાત નથી દાખલ કરી.) 'शारीरं केवलं कर्म' એ વાક્યનો અર્થ આ રીતે માની લેવાથી (સ્વીકારવાથી) એ અર્થ નિર્દોષ સાબિત થાય છે.

જેણે સર્વ પરિગ્રહ–સંગ્રહનો ત્યાગ કર્યો છે એવા યતિ(સંન્યાસી)ને તો

શરીરનિર્વાહના સાધનરૂપ (કારણરૂપ) અન્નાદિનો પણ સંગ્રહ નથી હોતો, જેથી એને ભિક્ષા વગેરે માગીને તે વડે શરીરનિર્વાહ કરવાની જરૂર પડે છે. એટલે કે તે ઉપર આધાર રાખવો પડે છે, તે ઉપર આ વચન છે 'अयाचितम-सक्लृप्तमुपपन्नं यदृच्छया (બૌધા૦ ધ૦ ૨૧-૮-૧૨) નહિ માગેલું, નહિ કલ્પેલું અને અનાયાસે મળેલું અન્ન.' ભિક્ષા માટે નીકળતા પહેલાં કોઈ યોગ્ય અધિકારીએ આપેલું અન્ન તે 'અયાચિત' (નહિ માગેલું) છે. અમુક મનુષ્યને ત્યાં જવાનો સંકલ્પ કર્યા વિના પ્રસિદ્ધ ગૃહસ્થ અથવા પતિતોને છોડી પાંચ કે સાત ઘેર ભિક્ષા માગ્યાથી મળેલું અન્ન 'અસક્લૃપ્ત' (નહિ કલ્પેલું) છે અને પોતાના પ્રયત્ન વિના ભક્તજનોએ આણી આપેલ તે 'यदृच्छयोपपन्न (અનાયાસે મળેલું)' છે. વગેરે વચનોથી શાસ્ત્રમાં સંન્યાસીના નિર્વાહ માટે અન્નાદિ પ્રાપ્ત કરવાના માર્ગ(કહ્યા છે તે)ને પ્રકટ કરતા શ્રીભગવાન કહે છે.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते॥ २२॥

અનાયાસે આવી મળેલા લાભથી સંતુષ્ટ, ટાઢતડકા વગેરે દ્વંદ્વથી રહિત, વૈરવિનાનો તથા ફળની પ્રાપ્તિ તેમ જ ફળની અપ્રાપ્તિમાં એકસરખો રહેનાર મનુષ્ય કર્મ કરીને (કરે છતાં) પણ બંધાતો નથી. ૨૨

**ભાષ્યાર્થ:** માગ્યા વિના આપોઆપ આવી મળેલા (પદાર્થોના) લાભથી જે સંતુષ્ટ છે એટલે કે જેના મનમાં એવો ભાવ થઈ જાય કે એવી રીતે થયેલો લાભ એને માટે પૂરતો છે, ટાઢતડકો વગેરે દ્વંદ્વોથી સતાવવામાં આવે તોપણ જેના ચિત્તમાં વિષાદ ઉત્પન્ન થતો નથી, એવો દ્વંદ્વથી પર છે, જે ઈર્ષ્યાવિનાનો, વેર ન રાખવાવાળી બુદ્ધિવાળો છે અને જે આપોઆપ આવી મળતા લાભની પ્રાપ્તિમાં તથા અપ્રાપ્તિ(નિષ્ફળતા)માં સમાન બુદ્ધિવાળો રહે છે, તે સ્થિતિવાળો યતિ(સંન્યાસી)શરીર નિર્વાહના સાધનરૂપ અન્નાદિ પ્રાપ્ત થાય કે ન થાય તે (બન્ને સ્થિતિ)માં હર્ષશોકથી રહિત સમદર્શી છે, તે કર્મ વગેરેમાં અકર્મ વગેરે જોવાવાળો, ખરા આત્મદર્શનમાં નિષ્ઠાવાળો, કેવળ શરીરનિર્વાહ પૂરતાં કરવામાં આવતાં કર્મોમાં તથા શરીરાદિથી થનારાં ભિક્ષાટન વગેરે કર્મોમાં પણ 'હું કાંઈ કરતો નથી, ગુણો ગુણોમાં પ્રવર્તી રહ્યા છે,' એ પ્રકારે સદા જોનારો (સમજનારો) હોય છે, તે યતિ (સંન્યાસી) પોતાનામાં કર્તાપણાનો અભાવ જોવાથી એટલે કે આત્માને અકર્તા સમજી જવાથી, ભિક્ષાટન વગેરે કાંઈ પણ કર્મ કરે છે, છતાં તે કોઈ પણ કર્મ કરતા નથી એમ અન્ય ટીકાકાર* યથાર્થ કહે છે. એવો પુરુષ લોકવ્યવહારની સામાન્ય દૃષ્ટિએ લોકોથી ભિક્ષાટન વગેરેના કર્તાપણાનો આરોપ એની ઉપર કરવામાં આવ્યો છે તેવાં ભિક્ષાટનાદિ કર્મોમાં કર્તા થાય છે, પણ શાસ્ત્રના પ્રમાણ વડે પોતાને ઉત્પન્ન થયેલા (આવેલા) અનુભવને

* ગોરખપુર પ્રત

લીધે તો તે (ખરી રીતે) અકર્તા જ છે. એ પ્રમાણે જેની ઉપર બીજાઓએ કર્તાપણાનો આરોપ કર્યો છે એવો એ પુરુષ શરીરનિર્વાહ માટે ભિક્ષાટન વગેરે કર્મો કરતો હોવા છતાં બંધાતો નથી; કારણકે જ્ઞાનરૂપ અગ્નિથી એનાં સર્વ બંધનકારક કર્મ તેના (અવિદ્યારૂપ) હેતુ સહિત બળીને ભસ્મ થઈ ગયાં છે. એ રીતે આ (શ્લોક) પણ પહેલાં કહેલાં(જ્ઞાનફળ)નો અનુવાદ (પુનરુક્તિ) માત્ર છે.

જે કર્મ કરવાનો પ્રારંભ કરી ચૂક્યો હોય છતાં કર્મ કરતાંકરતાં જ્યારે 'નિષ્ક્રિય બ્રહ્મ જ આત્મા છે' એ જ્ઞાનથી સંપન્ન થઈ જાય છે, ત્યારે તે પોતે પોતાનામાં કર્તા, કર્મ અને પ્રયોજન (ફળ) વગેરેનો અભાવ જોવાવાળો બને છે, તેથી તેણે તો કર્મત્યાગ કરવો જોઈએ. પણ કોઈ નિમિત્તથી (કોઈ કારણવશાત્) તે અસંભવિત બન્યાથી તે પહેલાં પેઠે કર્મમાં પ્રવૃત્ત રહે (મચ્યો રહે) તોપણ તે ખરી રીતે કાંઈ કરતો નથી. એ રીતે 'त्यक्त्वा कर्मफलासङ्गम्' (૪-૨૦) એ શ્લોકથી જ્ઞાનીનાં કર્મોનો અભાવ પહેલાં બતાવવામાં આવ્યો છે. જે મનુષ્યનાં કર્મોનો આ પ્રકાર બતાવવામાં આવ્યો છે, તેને જ આ નીચેના શ્લોકથી વર્ણવે છે:

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

સંગરહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા, યજ્ઞ માટે આચરણ કરનારા મનુષ્યનું કર્મ પૂરેપૂરું નાશ પામે છે. ૨૩

**ભાષ્યાર્થ:** સર્વ પ્રકારે જેની આસક્તિ (પ્રીતિ) નાશ પામી ગઈ છે, જેનાં પાપ–પુણ્યરૂપ બંધનો તૂટી ગયાં છે, જેનું ચિત્ત નિરંતર જ્ઞાનમાં સ્થિતિ પામ્યું (રહ્યું) છે, એવા અને યજ્ઞ સંપાદન કરવા માટે જ જેનું કર્માચરણ છે તે(સંગવગરના, મુક્ત, જ્ઞાનમાં સ્થિત થયેલા મનુષ્ય)નાં સર્વ કર્મો (તો તે કર્મોના) ફળ સહિત સમગ્ર નાશ પામે છે. સમગ્રનો અર્થ છે અગ્ર સહિત. અગ્ર શબ્દ (કર્મના) ફળનો દ્યોતક (જણાવનાર) છે. એ ફળ સહિત કર્મને સમગ્ર કર્મ કહેવામાં આવે છે. તેથી તાત્પર્ય એ છે કે એ મનુષ્યનાં સર્વે કર્મો તે તે કર્મોનાં ફળો સહિત નાશ પામી જાય છે.

ત્યારે હવે કયા કારણથી કરવામાં આવતું કર્મ પોતાના કાર્યનો આરંભ કર્યા વિના જ (એટલે કે કાંઈ પણ ફળ આપ્યા વિના જ) સંપૂર્ણપણે ફળ સહિત નાશ પામી જાય છે? એમ આશંકા થાય તો કહેવામાં આવે છે:

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

અર્પણ બ્રહ્મ છે, હોમવાના પદાર્થ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તાએ હોમેલું બ્રહ્મ જ છે. બ્રહ્મ કર્મરૂપ સમાધિ વડે તે (બ્રહ્મ)જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ૨૪

ભાષ્યાર્થ: બ્રહ્મવેત્તા પુરુષ જે સાધન વડે અગ્નિમાં હવિ (આહુતિ, બલિ) અર્પે છે, તે સાધનને પણ બ્રહ્મરૂપે જ જુએ છે. એટલે કે તે(અર્પણ)નો આત્મા સિવાય અભાવ જુએ છે (તાત્પર્ય એ છે કે આત્મા સિવાય અર્પણ કાંઈ બીજી વસ્તુ છે એમ એ સમજતો નથી) છીપમાં રૂપાનો અભાવ એ (છીપને જાણનારો) જુએ છે, જાણે છે. (છીપ છીપ જ છે રૂપું નથી એમ સમજે છે.) એ જ વાત બ્રહ્મ–અર્પણ એ પદમાં પણ કહેવામાં આવી છે. એટલે કે ચાંદીના રૂપમાં દેખાઈ રહેલી એ છીપ જ છે એમ જેવી રીતે એ સમજે છે, તેમ જ આ અર્પણબુદ્ધિ વડે હોમનાં સાધનરૂપે જે અજ્ઞાની લોકમાં સ્રુવ (સરવો) વગેરે નામથી કહેવામાં આવે છે તે સર્વ બ્રહ્મ જ છે, એમ બ્રહ્મવેત્તા સમજે છે. અહીં બ્રહ્મ અને અર્પણ એ બે અલગઅલગ શબ્દો લેવાના છે (અને એ રીતે ગ્રહણ કર્યાથી આ અર્થ થાય છે.) તેવી જ રીતે જે વસ્તુ હવિરૂપે સમજવા(માનવા)માં આવે છે, તે પણ આ(બ્રહ્મવેત્તા)ની દૃષ્ટિમાં બ્રહ્મ જ છે. તેજ પ્રમાણે વળી 'ब्रह्माग्नौ' શબ્દો સામાસિક છે, તેથી એનો એ અર્થ છે કે બ્રહ્મરૂપ કર્તાથી જેમાં હવન કરવામાં આવે તે અગ્નિ પણ બ્રહ્મ જ છે અને તે કર્તા પણ બ્રહ્મ જ છે; તેમ જ તેનાથી જે હોમવામાં આવે છે, જે હવનક્રિયા થાય છે તે પણ બ્રહ્મ જ છે. એ બ્રહ્મ કર્મ કરવાવાળા પુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય જે ફળ છે તે પણ બ્રહ્મ જ છે. એટલે કે બ્રહ્મરૂપ કર્મમાં જેની સમાધિ થઈ છે, જેની બુદ્ધિ સ્થિર થઈ છે, તે બ્રહ્મ સમાધિસ્થને તેની બ્રહ્મ કર્મ સમાધિ વડે જે મેળવવાનું છે તે પણ બ્રહ્મ જ છે.

એ પ્રમાણે લોકસંગ્રહ કરવાની ઇચ્છા રાખતા પુરુષથી કરવામાં આવતાં કર્મો બ્રહ્મબુદ્ધિથી બાધિત થયેલાં (નાશ પામેલાં) હોવાને લીધે (ફળ ઉત્પન્ન કરવાની શક્તિથી રહિત કરી દેવામા આવ્યા હોવાથી) પરમાર્થદૃષ્ટિએ, ખરી રીતે તો અકર્મ જ છે. આવો અર્થ ગ્રહણ કરીએ તો (અથવા વસ્તુસ્થિતિ આવી હોવાથી) જેમનાં કર્મ નિવૃત્ત થઈ ગયાં છે, (છૂટી ગયાં છે) એવાં સર્વ કર્મસંન્યાસીના ઉત્કૃષ્ટ જ્ઞાનની પ્રશંસા કરવા માટે તો જ્ઞાનનું યજ્ઞરૂપ વડે વર્ણન કરવું (જ્ઞાન યજ્ઞ છે એમ કહી સ્તુતિ કરવી) વધારે યોગ્ય છે. અધિયજ્ઞ-(બહારના દેખીતા યજ્ઞ)માં જે અર્પણ વગેરે પ્રસિદ્ધ છે તે પરમાર્થદર્શી બ્રહ્મવેત્તાને તો અધ્યાત્મરૂપ બ્રહ્મ જ છે. જો એમ ન હોય તો સર્વ જગતની બ્રહ્મરૂપતા સિદ્ધ હોવા છતાં અર્પણાદિનું બ્રહ્મત્વ વિશેષરૂપે (ખાસ કરીને) સ્થાપ્યુ (ઠરાવ્યુ), તેનો કાંઈ અર્થ ન રહે, તે નિરર્થક બને; તેથી આ સર્વ બ્રહ્મ જ છે એમ જાણનાર વિદ્વાન જ્ઞાનીને સર્વ કર્મનો અભાવ છે. અને એ ઉપરથી* કારકબુદ્ધિનો પણ એ જ્ઞાનીને અભાવ છે. (એમ સિદ્ધ થાય છે.)

'યજ્ઞ' (નામથી ઓળખાતું) નામવાળું કર્મ કારકબુદ્ધિ વિના નથી

* ક્રિયાની સિદ્ધિ માટે કર્તા આદિ છ કારક કહેવાય છે તે–કર્તા, કર્મ, સાધન, ક્રિયા, સંપ્રદાન અને ફળ આ જેની બુદ્ધિમાંથી નાશ પામ્યા હોય તે કાંઈ કર્મ કરતો નથી.

જોયુ અગ્નિહોત્રાદિ સર્વ કર્મ જે અમુક દેવતાના નામનો ઉચ્ચાર કરી તેને અર્પણ કરવામા આવે છે, તે દેવતાને અર્પણ કરી તથા કારકબુદ્ધિવાળા બનીને, અમુક કાર્ય કરવાની ભાવનાવાળા બનીને, કર્તાપણાના અભિમાનથી ફળની ઇચ્છા સહિત જોડાઈ કરવામા આવે છે. પણ ક્રિયા, કારક, ફળ અને આત્માના ભેદની બુદ્ધિ જેમા નાશ પામી હોય એવો યજ્ઞ નથી જોયો. અહીં તો સર્વત્ર બ્રહ્મબુદ્ધિ થઈ જવાથી અર્પણ વગેરે કારક, ક્રિયા અને ફળ સબધી જેની બુદ્ધિ નાશ પામી ગઈ છે તે (નુ) કર્મ છે, તેથી એ અકર્મ જ છે આ સિદ્ધાત कर्मण्यकर्म य· पश्येत् (૪–૧૮) 'कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति स' (૪–૨૦) 'गुणा गुणेषु वर्तन्ते' (૩–૨૮)મા બતાવ્યો છે અને વળી नैव किंचित्करोतिस (૫–૮) વગેરેમા બતાવવામા આવશે એવું દેખાડતા શ્રીભગવાન તે તે સ્થાનમા (પ્રકરણ દ્વારા) ક્રિયા, કારક અને ફળ વિષેની ભેદબુદ્ધિનો નિષેધ કરે છે. આપણે જોયુ પણ છે કે સકામ અગ્નિહોત્ર વગેરેમા કામના ન રહ્યાથી તે સકામ અગ્નિહોત્ર વગેરેનો નાશ થાય છે. એમ પણ જોયુ છે કે જાણી જોઈને બુદ્ધિપૂર્વક કરેલા કર્મ અને અજાણતા કરેલા કર્મ જુદીજુદી ક્રિયાનો આરંભ કરે છે એટલે કે એનાં ફળ જુદાજુદા હોય છે. તે પ્રમાણે અહીં પણ બુદ્ધિ સર્વત્ર બ્રહ્મવાળી બુદ્ધિ બની જવાથી જેની ક્રિયા, કારક અને ફળ વિષેની ભેદબુદ્ધિ નષ્ટ પામી ગઈ છે, તે જ્ઞાની પુરુષની કેવળ બાહ્ય ચેષ્ટાથી થનારા કર્મ પણ અકર્મ બની જાય છે. એથી જ કહ્યુ છે 'એનુ સમગ્ર ફળ (સહિત) કર્મ સંપૂર્ણપણે નાશ પામી જાય છે.'

**શંકાવાદી:** અહી આ વિષય પર કેટલાક ટીકાકારો કહે છે કે જે બ્રહ્મ છે તે જ અર્પણ વગેરે પાચ પ્રકારના કારકોરૂપે રહેલુ છે અને તે (બ્રહ્મ) જ કર્મ કરે છે. (જો કર્તા, કર્મ, કરણ સપ્રદાન અને અધિકરણ એ પાચરૂપે બ્રહ્મ જ સ્થિત થઈને કર્મ કરે છે એવી એમની આ વાત સ્વીકારીએ તો) આ ઉપર કહેલા યજ્ઞમા અર્પણાદિ બુદ્ધિનો નાશ નથી થતો, પરંતુ (ઊલટી) અર્પણાદિ બુદ્ધિને આધીન થઈ બ્રહ્મબુદ્ધિ રહે છે, જેમ મૂર્તિ વગેરેમા વિષ્ણુ આદિ બુદ્ધિ તથા નામ વગેરેમા બ્રહ્મબુદ્ધિ રાખવામા આવે છે તેમ **ઉત્તરસિદ્ધાંત:** એ વાત સત્ય હકીકત તરીકે માની શકાત, જો આ પ્રકરણ જ્ઞાનયજ્ઞની સ્તુતિ અર્થે (માટે) નહોત તો, પરંતુ અહી તો 'જ્ઞાનયજ્ઞ' એ શબ્દથી, સમ્યક્ (ઉત્તમ) દર્શનવાળા જ્ઞાનનો બોધ કરી બતાવ્યો છે અને યજ્ઞનામવાળી અનેક ક્રિયાનો ઉલ્લેખ કરી જવટે श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञ (૪–૩૩) દ્રવ્યમય યજ્ઞો કરતા જ્ઞાનયજ્ઞ ઉત્તમ કહી બતાવ્યો છે અને જ્ઞાનની સ્તુતિ (ભગવાન) કરે છે, અને અહીં 'બ્રહ્માર્પણ' વગેરે સમર્થ જોરદાર સ્પષ્ટ વચન તો જ્ઞાનનુ યજ્ઞ હોવાપણું સાબિત કરવા માટે કહેલુ છે [નહિ તો તો બધી જ ચીજો, સર્વ વસ્તુઓ બ્રહ્મરૂપ હોવાથી ફક્ત અર્પણ વગેરે(કર્તા, કર્મ, કરણ, સપ્રદાન, અધિકરણ)નુ જ ખાસ બ્રહ્મત્વ કહેવાના કાંઈ અર્થ નથી] જે એમ કહે છે કે અહીં મૂર્તિમા વિષ્ણુ વગેરમા તથા નામ વગેરમા જેમ બ્રહ્મદૃષ્ટિ રાખવામા

આવે છે તેમ અર્પણાદિ સામગ્રીમાં પણ બ્રહ્મદૃષ્ટિ સ્થાપન કરવામાં આવી છે. તેમને જવાબ એ છે કે અર્પણ વગેરે જ્ઞાનના વિષય છે, સ્રુવ વગેરે તો યજ્ઞની સામગ્રી છે; તેનું જ્ઞાન તે તે વિષયનું જ્ઞાન છે. તે કાંઈ અત્રે કહેવામાં આવે છે તે બ્રહ્મ નથી. વળી એ રીતે ફક્ત અર્પણાદિમાં બ્રહ્મદૃષ્ટિ કરનારૂપ જ્ઞાનથી કાંઈ મોક્ષરૂપ ફળ નથી મળી શકતું અને અહીં તો (૨૫૭) કહેવામાં આવ્યું છે : ब्रह्मैव तेन गन्तव्यम् । તે વડે ફળરૂપે બ્રહ્મ જ મેળવવાનું છે. બ્રહ્મનાં સમ્યક્(યથાર્થ)દર્શન વિના બીજી કોઈ રીતે અર્પણાદિમાં કેવળ બ્રહ્મદૃષ્ટિ કરવાથી મોક્ષરૂપી ફળ મળે છે એમ કહેવું એ તો સર્વ પ્રકારે વિરુદ્ધ–બોલવું છે. ઉપરાંત ચાલુ વિષયનો પણ આ સાથે વિરોધ આવે છે; કારણકે 'कर्मण्यकर्म यः पश्येत्' એમ કહી, એ પ્રકારે, અહીં આરંભમાં આ સમ્યક્જ્ઞાનનું પ્રકરણ છે એમ કહી, છેવટે એ વિષયમાં જ ઉપસંહાર પણ કર્યો છે, એટલે સમ્યગ્દર્શન, બ્રહ્મદર્શન બ્રહ્માનુભવમાં પ્રકરણનો અંત આવ્યો છે. તેથી ઉપસંહાર એ રીતે છે, એમ કહેવાનું કારણ 'श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः' 'ज्ञानंलब्ध्वा परां शांतिं' 'દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠતર છે,' 'જ્ઞાન પામી મહાન શાંતિ પ્રાપ્ત કરે છે' વગેરે વાક્યોથી સાચા જ્ઞાનની સ્તુતિ કરતાંકરતાં જ આ અધ્યાયની સમાપ્તિ થઈ છે. માટે એ પ્રકરણ, ચાલુ વિષય, ન હોવા છતાં એકદમ અર્પણ વગેરેમાં પ્રતિમામાં વિષ્ણુદૃષ્ટિ કરાવવાની પેઠે બ્રહ્મદૃષ્ટિ કરવાનું કહેવામાં આવ્યું છે એમ કહેવું અયોગ્ય છે. માટે જે પ્રમાણે પ્રથમ વિવેચન કર્યું છે તે જ પ્રમાણે આ શ્લોકનો અર્થ છે.

ઉપર કહેલા શ્લોકમાં યથાર્થ જ્ઞાનનું યજ્ઞસ્વરૂપ બતાવી હવે અહીં તે યથાર્થ જ્ઞાનની પ્રશંસા કરવાના હેતુથી 'દૈવમેવ' વગેરે શ્લોકોથી બીજા યજ્ઞોનું પણ વર્ણન કરવામાં આવે છે. (યજ્ઞોનો પણ ઉલ્લેખ કરવામાં આવે છે.)

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

બીજા યોગીઓ[1] દૈવ (દેવોના) યજ્ઞને[2] જ સર્વ પ્રકારે પૂજે છે (અને) બીજા (તત્ત્વવેત્તાઓ) બ્રહ્મરૂપ અગ્નિમાં (જ્ઞાનરૂપ) યજ્ઞ વડે યજ્ઞરૂપ(આત્મા)ને હોમે છે. ૨૫

**ભાષ્યાર્થ** : જે યજ્ઞ વડે દેવોનું પૂજન કરવામાં આવે છે તે દૈવયજ્ઞ છે. તે જ યજ્ઞ બીજા યોગીઓ એટલે કર્મ કરવાવાળા કરે છે એવો અર્થ છે. (બીજા 'બ્રહ્માગ્નિ'માં હોમે છે, ત્યાં બ્રહ્મ છે તે કેવું છે તે કહે છે.) 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' (तै. उ. २ । १) विज्ञानमानन्दं ब्रह्म (बृ. अ. ३–९–२८) यत् साक्षादपरोक्षाद् ब्रह्म य आत्मा सर्वान्तरः (बृ. उ ३–४–१) 'બ્રહ્મ સત્ય–જ્ઞાન અનંત સ્વરૂપ છે;' 'વિજ્ઞાન અને આનંદ બ્રહ્મ છે;' 'જે સાક્ષાત્ અપરોક્ષ

૧ બીજા યોગીઓનો અર્થ અહીં કર્મઠો છે, જે પોતાની ચિત્તશુદ્ધિ થવાના હેતુથી આ કર્મો કરે છે. ૨ ઇંદ્ર, અગ્નિ આદિ દેવોને ઉપાસવાના યજ્ઞ.

(પ્રત્યક્ષ) બ્રહ્મ છે તે સર્વમાં રહેલો આત્મા છે તે બ્રહ્મ છે.' વગેરે વચનોથી જેનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ભૂખ–તરસ વગેરે સર્વ સંસારધર્મથી રહિત છે અને જેની સર્વ ઉપાધિઓનો 'નેતિ નેતિ' એ વાક્ય વડે નિરાસ (નિષેધ) કરવામાં આવ્યો છે. એ વાક્ય વડે જેને સર્વ વિશેષણો(ઉપાધિઓ)થી પર બતાવવામાં આવ્યું છે, તેને બ્રહ્મ શબ્દથી ઓળખવામાં (કહેવામાં) આવે છે. હોમ–હવન કરવાનું સ્થાન દેખાડવાના ઉદ્દેશથી, એ બ્રહ્મ જ અગ્નિ છે એમ કહી એને બ્રહ્મરૂપ અગ્નિ તરીકે વર્ણવ્યો છે. બ્રહ્મરૂપ અગ્નિમાં કેટલાયે બ્રહ્મવેત્તા (જ્ઞાની) યજ્ઞ વડે યજ્ઞને હોમે છે. યજ્ઞ એટલે યજ્ઞ શબ્દથી કહેવાયેલો (ઓળખવામાં આવેલો) આત્મા. આત્માના નામોની ગણનામાં યજ્ઞ શબ્દ આત્મા માટે (યાસ્કાચાર્યે) વાપર્યો છે. આ આત્મારૂપી યજ્ઞમાં તે આત્મરૂપ યજ્ઞને હોમે છે; અથવા તો યજ્ઞરૂપ આત્માને હોમે છે. વાસ્તવિક (પરમાર્થ) દૃષ્ટિએ જો કે તે આત્મારૂપ યજ્ઞ પરબ્રહ્મરૂપ જ છે; તોપણ તે બુદ્ધિ વગેરે સર્વ ઉપાધિથી જોડાયેલો છે; એટલે કે બુદ્ધિ વગેરે ઉપાધિઓના ધર્મને તે પોતાનામાં અધ્યાસથી માની રહ્યો છે. આ સર્વોપાધિવાળા આત્મારૂપ યજ્ઞને યજ્ઞ વડે જ એટલે પૂર્વોક્ત લક્ષણવાળા આત્મા વડે જ બ્રહ્મવિદો–તત્ત્વવેત્તાઓ હોમે છે. (હવન કરે છે) અહીં ઉપાધિવાળા આત્માનું, ઉપાધિરહિત પરબ્રહ્મરૂપ સ્વરૂપ વડે જે જોવું, ઉપાધિવાળા આત્માનો ઉપાધિરહિત પરબ્રહ્મ સ્વરૂપ વડે સાક્ષાત્કાર કરવો, એનું જ નામ એનો એમાં હોમ (હવન) કરવો. બ્રહ્મ અને આત્મા એક હોવાનો અનુભવ કરનારા સંન્યાસીઓ, બ્રહ્મ આત્માના એકત્વાનુભવમાં સ્થિર થયેલા સંન્યાસીઓ આવો હોમ કર્યા કરે છે એ ભાવાર્થ છે.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप। વગેરે શ્લોકોથી સમ્યગ્દર્શનરૂપ જ્ઞાનયજ્ઞની સ્તુતિ કરવાના હેતુથી 'બ્રહ્માર્પણ' વગેરે શ્લોકો વડે તે જ્ઞાનયોગ કહ્યો છે અને તેને દૈવયજ્ઞ વગેરે યજ્ઞોમાં જોડવામાં આવ્યો છે. (યજ્ઞોની સાથેસાથે કહેવામાં આવ્યો છે.)

श्रोत्रादीनीन्द्रियाण्यन्ये[1] संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

બીજા કેટલાક (યોગીઓ) કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે. (જ્યારે) બીજા (વળી) શબ્દ વગેરે વિષયોને ઇંદ્રિયરૂપ અગ્નિમાં હોમે છે. ૨૬

ભાષ્યાર્થ: અન્ય યોગીજનો સંયમરૂપ અગ્નિઓમાં કાન વગેરે ઇંદ્રિયોને હોમે છે. પ્રત્યેક ઇંદ્રિયનો સંયમ ભિન્નભિન્ન છે, તેથી અહીં 'સંયમાગ્નિઓ' (કહી) બહુ વચન વાપર્યું છે. સંયમ એ જ અગ્નિઓ છે તેમાં હોમે છે,

1. 'અન્યે' બીજા યોગીઓ નૈષ્ઠિક બ્રહ્મચારી વગેરે મુમુક્ષુઓ; પરંતુ તેઓ અબ્રહ્મવિદ્ જાણવા. એ પ્રત્યાહાર પરાયણ યોગીઓ પોતાની જ્ઞાનેંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઈ (સમેટી લઈ) સંયમ કરે છે એટલે ધારણા, ધ્યાન અને સમાધિરૂપ અગ્નિમાં હોમે છે.

ઇન્દ્રિયોનો સંયમ કરે છે એવો અર્થ છે. બીજા યોગી (સાધક) લોકો ઇન્દ્રિયરૂપ અગ્નિઓમા શબ્દ વગેરે વિષયોને હોમે છે. ઇન્દ્રિયો જ અગ્નિઓ છે. તે ઇન્દ્રિયરૂપ અગ્નિઓમા તે હોમે છે કાન વગેરે ઇન્દ્રિયો વડે શાસ્ત્રસંમત (શાસ્ત્રે મના ન કર્યા હોય, પણ ફરમાવેલા હોય તેવા) વિષયોને ગ્રહણ કરવાને જ તેઓ હોમ માને છે.

અને વળી, (બીજા યજ્ઞો કહેવામા આવે છે.)

सर्वाणीन्द्रिय+कर्माणि× प्राणकर्माणि– चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

બીજા (સાધકો) સર્વ ઇન્દ્રિયોના કર્મોને તથા પ્રાણના કર્મોને જ્ઞાન વડે પ્રજ્વલિત કરેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે ૨૭

ભાષ્યાર્થ: બીજા સાધકો ઇન્દ્રિયોના સર્વ કર્મોને અને પ્રાણના કર્મોને સંકોચવુ, બંધ કરવુ, પ્રસારવુ, ઉઘાડવુ–વગેરે કર્મોને, જ્ઞાનરૂપ સ્નેહ વડે (સ્નેહ એટલે ઘી તથા તેલ જેવા ચીકણા સળગવામા મદદરૂપ થઈ પડે એવા પદાર્થો વડે) તથા સ્નેહનો સામાન્ય અર્થ પ્રીતિ છે, તે પ્રીતિ વડે, વિવેક–વિજ્ઞાન વડે પ્રદીપ્ત કરેલા (સળગાવેલા, પ્રજ્વલિત કરેલા) આત્મસંયમરૂપ યોગના અગ્નિમા હોમે છે આત્મામા સંયમ કરવો, તે આત્મસંયમ છે. અહીં યોગાગ્નિ એ આત્મસંયમ જ છે તાત્પર્ય આ છે, ઘી વગેરે ચીકણી વસ્તુથી સળગતી અગ્નિની પેઠે વિવેક–વિજ્ઞાનથી ઉજ્જ્વળ ભાવને પ્રાપ્ત થયેલા, પ્રકાશિત બનેલા, એ ધારણા, ધ્યાન, સમાધિરૂપ આત્મસંયમનામે યોગાગ્નિમા, તે પ્રાણ અને ઇન્દ્રિયોના કર્મોને લીન કરી નાખે છે (નાશ પમાડે છે).

+ સ્થૂલરૂપ દૃશ્ય અને સંસ્કારરૂપ અદૃશ્ય કર્મો જુઓ નીચે (च)

× ઇન્દ્રિયોના કર્મ એટલે (૧) પાચ જ્ઞાનેન્દ્રિયના અને (૨) પાચ કર્મેન્દ્રિયના તથા (૩) મન અને (૪) બુદ્ધિના કર્મો

૧ પાચ જ્ઞાનેન્દ્રિયો શ્રોત્ર (કાન) ત્વક્ (ચામડી), ચક્ષુ (આખ) રસના (જીભ) અને પ્રાણ (નાક) છે તેમના કર્મ આ છે શ્રવણ, સ્પર્શગ્રહણ, રૂપદર્શન, રસ ગ્રહણ અને ગંધગ્રહણ (સાભળવુ અડકવુ, જોવુ ચાખવુ અને સૂઘવુ)
૨ પાચ કર્મેન્દ્રિયો વાક્, પાણિ (હાથ) પગ પાયુ (ગુદા) ઉપસ્થ (જનનેન્દ્રિય), તેમના કર્મ બોલવુ, લેવુ, ગમન મળોત્સર્ગ અને આનંદ
૩ મન આતર ઇન્દ્રિય છે, તેનુ કર્મ સંકલ્પવિકલ્પનુ છે.
૪ બુદ્ધિ આતર ઇન્દ્રિય છે તેનુ કર્મ નિશ્ચય કરવાનુ છે

– પ્રાણ પાચ પ્રકારના છે પ્રાણ, અપાન, વ્યાન ઉદાન અને સમાન, તેના કર્મ અનુક્રમે બહિર્ગમન, અધોગમન આકુંચન, પ્રસારણ વગેરે અને ખાધેલા–પીધેલા પદાર્થોને સમાન ભાગે વહેંચવુ તે ઊર્ધ્વગમન

(च) આ રીતે પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, પાચ પ્રાણ, મન તથા બુદ્ધિ ગણીને કુલ (૧૭) સત્તર પદાર્થોનુ લિંગશરીર કહ્યુ તે સૂક્ષ્મભૂત સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ છે, એમ જણાવવાને અહીં 'सर्वाणि' શબ્દ વાપર્યો છે

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

(વળી) બીજાઓ દ્રવ્ય વડે યજ્ઞ કરનારા, તપરૂપ યજ્ઞ કરનારા અને યોગરૂપ યજ્ઞ કરનારા છે તથા વેદાભ્યાસરૂપ યજ્ઞ કરનારા, જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા અને અતિતીક્ષ્ણ દૃઢ વ્રત કરવારૂપ—યત્ન કરનારા પુરુષો પણ (કેટલાક) છે. ૨૮

ભાષ્યાર્થ: યજ્ઞબુદ્ધિથી જેઓ તીર્થોમાં (જેને પૂજ્ય ગણવામાં આવે તેવા સત્પાત્રમાં) દ્રવ્ય અર્પણ કરે છે—ખર્ચે છે, તે દ્રવ્યયજ્ઞ (કરનારા છે)[1] તપ એ જ જેનો યજ્ઞ છે.[2] જે તપસ્વી છે, તે તપોયજ્ઞ (એટલે તપરૂપ યજ્ઞ કરવાવાળા છે.) પ્રાણાયામ, પ્રત્યાહાર વગેરે લક્ષણવાળો યોગ, એ જ જેમનો યજ્ઞ છે, તે યોગયજ્ઞ[3] છે. તથા બીજા સ્વાધ્યાય યજ્ઞ અને જ્ઞાનયજ્ઞ કરવાવાળા છે. સ્વાધ્યાય એટલે જેમનો ઋગ્વેદ વગેરેનો વિધિ પ્રમાણે અભ્યાસ હોય છે, તે; એ અભ્યાસ જેમનો યજ્ઞ છે, તે સ્વાધ્યાયયજ્ઞ—સ્વાધ્યાયરૂપી યજ્ઞ કરનારાઓ છે; અને શાસ્ત્રોના અર્થ જાણવારૂપ જ્ઞાન જેમનો યજ્ઞ છે, તે જ્ઞાનયજ્ઞ કરનારા છે. વળી બીજા કેટલાક યત્ન કર્યા કરવાના સ્વભાવવાળા સંશિત (તીક્ષ્ણ, કઠણ) વ્રત કરનારા છે. જેમનાં વ્રત—નિયમ સારી રીતે તીક્ષ્ણ બનાવવામાં આવે છે—એટલે બહુ જ સૂક્ષ્મતાથી શુદ્ધ કરવામાં આવે છે, તે સંશિતવ્રત કહેવાય છે.

અને વળી,

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

બીજાઓ અપાનમાં પ્રાણને હોમે છે; તથા પ્રાણમાં અપાનને (પણ કેટલાક) બીજા હોમે છે. (બીજા વળી) સદા પ્રાણાયામ કરનારાઓ પ્રાણની અને અપાનની ગતિ રોકીને, (રુંધીને) પ્રાણાયામ કરે છે. ૨૯

ભાષ્યાર્થ: (કોઈ કોઈ તો) અપાન વાયુમાં પ્રાણવાયુને હોમે છે એટલે કે પૂરક નામનો પ્રાણાયામ કર્યા કરે છે; તેમ જ બીજા કોઈ કોઈ તો વળી પ્રાણવાયુમાં અપાનવાયુને હોમે છે, એટલે કે રેચક નામનો પ્રાણાયામ કરે છે. મુખ અને નાક દ્વારા વાયુનું બહાર નીકળવું, તે પ્રાણની ગતિ છે; અને તેનાથી

૧ પૂર્ત અને દત્ત નામનું સ્માર્ત કર્મ કરનારા તે દ્રવ્યયજ્ઞ (કરનારા) છે. વાવ, કૂવા, તળાવ, દેવમંદિર બંધાવવાં, અન્નક્ષેત્ર બંધાવવાં અને આરામસ્થાનો જેવાં કે ધર્મશાળા, બગીચા બંધાવવા તે 'પૂર્ત' કર્મ કહેવાય છે. શરણાગતની રક્ષા કરવી, ભૂત પ્રાણીઓની અહિંસા, વેદીની બહાર દાન આપવું એ દત્ત કર્મ છે.

૨ કૃચ્છ્ર, ચાંદ્રાયણાદિ તપ તે તપોયજ્ઞ. પ્રાતઃસ્નાનાદિ તથા ઉપવાસાદિરૂપ તપ તે પણ તપોયજ્ઞ.

૩ યોગનાં આઠ અંગ છે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ છે. એનું અનુષ્ઠાન તે યોગયજ્ઞ છે.

ઊલટી ગતિ-એટલે કે વાયુનું અધોગમન (નીચે જવું) તે અપાનની ગતિ (કહેવાય) છે. એ પ્રાણ તથા અપાનની ગતિઓ રોકીને કેટલાક પ્રાણાયામ પરાયણ રહે છે-નિત્ય પ્રાણાયામ કર્યા કરે છે. (એવા) પ્રાણાયામમાં તત્પર રહેતા સાધકો કુંભક નામનો પ્રાણાયામ કરે છે, એવો અર્થ છે.

અને વળી,

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

બીજા નિયમિત આહાર લેનારાઓ, પ્રાણોને પ્રાણોમાં હોમે છે. એ સર્વે પણ યજ્ઞને જાણનારા અને યજ્ઞ વડે જેમનાં પાપો નાશ પામ્યાં છે, એવા છે. ૩૦

ભાષ્યાર્થ: બીજા કેટલાએ નિયમિત આહાર (ખોરાક) લેનારા છે-એટલે જેમણે પોતાના ખોરાકને અમુક જ પ્રમાણનો નક્કી કરી નાખ્યો છે એવા-નિયમિત-પ્રમાણસર ભોજન કરવાવાળાઓ, પ્રાણોને-એટલે વાયુના જુદા જુદા પ્રકારોને પ્રાણોમા હોમ્યા કરે છે. ભાવાર્થ આ છે કે જે જે વાયુઓને તેઓ જીતી લે છે, તે તે વાયુઓમાં બીજા વાયુઓને હોમી દે છે; એટલે વાયુના સર્વ પ્રકારો (ભેદો), એ વાયુમાં ભળી ગયા જેવા થઈ જાય છે. આ સર્વે યજ્ઞને જાણનારા છે અને યજ્ઞો દ્વારા પાપરહિત થઈ ગયા છે. આ-ઉપર કહેલા યજ્ઞોથી જેમના પાપ નાશ પામી ગયાં છે, તે 'यज्ञक्षपितकल्मषा' યજ્ઞ વડે પાપરહિત બનેલા' કહેવાય છે.

એવી રીતે ઉપર કહેલા યજ્ઞો કરીને—

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

હે કુરુવંશીઓમાં શ્રેષ્ઠ-અર્જુન! યજ્ઞ કરતાં બાકી રહેલા (સમયમાં યજ્ઞનું) અમૃતરૂપ અન્નનુ ભોજન કરનારા સનાતન બ્રહ્મ પામે છે. (પરંતુ) યજ્ઞ નહિ કરનારા માટે તો આ લોક (પણ) નથી, તો વળી બીજો (સ્વર્ગ) લોક તો ક્યાંથી જ હોય? ૩૧

ભાષ્યાર્થ: યજ્ઞનુ શિષ્ટ-એટલે યજ્ઞો કર્યા પછી બાકી રહેલ તે. તે અમૃત છે; માટે તે યજ્ઞશિષ્ટામૃત કહેવાય છે; તેનું જે ભક્ષણ કરે છે, તે યજ્ઞશિષ્ટામૃતભુક છે. પૂર્વે કહ્યા પ્રમાણે યજ્ઞો કરીને (તે કરતાં) બચેલા સમયમાં વિધિ પ્રમાણે પ્રાપ્ત થયેલુ અમૃત નામનુ અન્ન તે જમે છે, તેથી તે યજ્ઞશિષ્ટામૃતનું ભોજન કરનાર છે. તે અમૃતનુ ભોજન કરનાર જો મુમુક્ષુ હોય તો સનાતન, (કાયમ ટકનારા) બ્રહ્મને કાળે કરી પામે છે (પ્રાપ્ત થાય છે, બ્રહ્મરૂપ થાય છે), ક્રમમુક્તિ પામે છે, એમ 'यान्ति' જે ગતિબોધક ક્રિયા છે, તે ઉપરથી સમજાય છે. ભાવાર્થ આ છે કે જો આ યજ્ઞ કરનાર મુમુક્ષુ હોય તો તેનુ ચિત્ત શુદ્ધ થાય

અને ચિત્તશુદ્ધિ થયા પછી જ્ઞાનનો અધિકારી બને; અને જ્ઞાન પ્રાપ્ત થયા બાદ તે સનાતન બ્રહ્મને ક્રમેક્રમે પામે છે.

હે કુરુઓમાં શ્રેષ્ઠ અર્જુન! જે મનુષ્ય ઉપર કહેલા યજ્ઞો પૈકી એક પણ યજ્ઞ કરતો નથી એવા યજ્ઞરહિત પુરુષને તો જે સર્વ પ્રાણીઓને સાધારણ (રીતે મળે) છે, તે લોક પણ નથી મળતો; તો વિશેષ સાધનો વડે પ્રાપ્ત થનારા બીજા (ઊર્ધ્વ, ઉત્તમ) લોક તો ક્યાંથી (પ્રાપ્ત થાય)? ન જ થાય.

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे।
कर्मजान्विद्धि तान् सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

એ રીતે ઘણા પ્રકારના યજ્ઞો વેદના મુખમાં વિસ્તાર પામેલા છે; તે સઘળાને કર્મથી ઉત્પન્ન થયેલા તું જાણ. એમ જાણીને તું (સંસારથી) મોક્ષ પામીશ. ૩૨

ભાષ્યાર્થ: એ રીતે ઉપર કહેલા અનેક પ્રકારના યજ્ઞો, વેદના મુખમાં (વેદ દ્વારા) વિસ્તાર પામેલા છે; વેદ દ્વારા સર્વ યજ્ઞો જાણવામાં આવે છે, એમ કહેવાના આશયથી 'યજ્ઞો બ્રહ્મ(વેદ)ના દ્વારા વિસ્તાર પામેલા છે' એમ કહ્યું છે. જેમ 'અમો વાણીમાં પ્રાણને હોમીએ છીએ' ઇત્યાદિ વેદશ્રુતિમાં છે, તેમ (બીજા યજ્ઞોનુ પણ વિધાન વેદમાં છે.) એ સર્વ યજ્ઞોને તું કર્મમાંથી ઉત્પન્ન થયેલા–'કર્મજ' જાણ. કર્મજ એટલે કાયિક, વાચિક અને માનસિક કર્મમાંથી ઉત્પન્ન થયેલા (આત્મામાંથી ઉત્પન્ન ન થયેલા) એવા તું જાણ; કેમકે આત્મા તો વ્યાપાર(ક્રિયા)રહિત છે. આવી રીતે જાણીને તું અશુભ-(સંસારચક્ર)થી છૂટી જઈશ; અર્થાત્ આ (સર્વ યજ્ઞો) મારો વ્યાપાર નથી; હું તો નિર્વ્યાપાર (ક્રિયારહિત ઉદાસીન) છું; એવું જાણીને–એટલે આવાં સમ્યગ્ જ્ઞાનદર્શનથી તું સંસારબંધનથી છૂટી જઈશ, એવો અર્થ છે.

'બ્રહ્માર્પણં' વગેરે શ્લોકથી સમ્યગ્ દર્શન(યથાર્થ જ્ઞાન)નું યજ્ઞરૂપે હોવાપણું સાબિત કર્યું; પછી અનેક યજ્ઞો બતાવ્યા-વર્ણવ્યા. એ સર્વ યજ્ઞોથી મનુષ્યે ધારેલો (ઇચ્છેલો) હેતુ પાર પડે છે. તે સર્વે યજ્ઞો વડે જ્ઞાનયજ્ઞની (જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, એમ કહેવાના હેતુથી) સ્તુતિ કરવામાં આવે છે; તે કેવી રીતે?

श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

હે પરંતપ–અર્જુન! દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ વધારે ચઢિયાતો છે; કેમકે હે પાર્થ! સર્વ (સમસ્ત) કર્મ જ્ઞાનમાં પરિસમાપ્તિ પામે છે. ૩૩

ભાષ્યાર્થ: દ્રવ્યમય યજ્ઞ એટલે દ્રવ્યરૂપ સાધન વડે સિદ્ધ થતા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે ચઢિયાતો (ઉચ્ચતર) છે; કારણકે તે દ્રવ્યમય યજ્ઞફળ(જન્મ વગેરેનો) ઉત્પન્ન કરવાવાળો છે અને જ્ઞાનયજ્ઞ (જન્મ વગેરે) ફળ નહિ આપવાવાળો છે, માટે તે

જ્ઞાનયજ્ઞ વધુ શ્રેષ્ઠ છે. હે પાર્થ ! આનું કારણ આ છે, કે સર્વ કર્મ, મોક્ષને સાધનરૂપ જ્ઞાનમાં—જે છલોછલ પરિપૂર્ણ ભરેલા જળાશય જેવું છે, તેમાં સમાપ્ત થઈ જાય છે. મતલબ આ છે કે સર્વ કર્મનો જ્ઞાનમાં અંત એટલે સમાવેશ થઈ જાય છે. જેમ દ્યૂત(જુગાર)માં (આ રમતમાં કૃતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ એ નામના ચાર પાસા હોય છે એમાંથી) કૃત(સત્ય)યુગનો (નામનો) પાસો જીતી લેવામાં આવે એટલે એની નીચેના બાકીના પાસા આપોઆપ જ જીતી લેવાય છે, જીતી જાય છે, તેમ જ જેને-એ રૈક્વ જાણે છે તે-બ્રહ્મને જે કોઈ પણ જાણી લે તે પુરુષને પ્રજા જે જે સુકૃત કરે છે, તે સર્વનાં ફળ આપોઆપ મળી જાય છે' એમ આ (છા. ૪–૧–૪) શ્રુતિથી પણ સિદ્ધ થાય છે.

એવી રીતનું શ્રેષ્ઠ તરીકે બતાવેલું જ્ઞાન કોણ મેળવી શકે? અથવા કેવી રીતે મેળવી શકાય? તેના જવાબમાં કહેવામાં આવે છે:

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

ખૂબ નમન વડે, સર્વ પ્રકારના (સર્વ દૃષ્ટિબિંદુથી જે શંકા થાય તે સંબંધી) પ્રશ્ન વડે અને સેવા વડે તે (જ્ઞાન) તું જાણ. તત્ત્વ જાણનારા જ્ઞાની પુરુષો તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે. ૩૪

ભાષ્યાર્થ: જે વિધિ વડે તે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે તું જાણ, સમજી લે. આચાર્યની પાસે જઈને ખૂબ નીચા નમી (નમન કરીને, સાષ્ટાંગ નમન કરીને) 'બંધ કેવી રીતે, મોક્ષ કેવી રીતે, અવિદ્યા તે શું અને વિદ્યા તે શું?' એ પ્રકારના અનેકાનેક રીતના વારંવાર પ્રશ્નો વડે તથા સેવા વડે એટલે કે ગુરુની સેવા વડે તે જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ રીતે સેવા આદિથી પ્રસન્ન થયેલા આચાર્યો, તને તે જ્ઞાન (જેનું વર્ણન અગાઉ કરવામાં આવ્યું છે, તે) કહેશે. જ્ઞાનવાન(પ) પણ કોઈક જ યથાર્થ તત્ત્વ જાણવાવાળા હોય છે; પરંતુ કાંઈ બધા જ તત્ત્વ જાણનારા નથી હોતા; તેથી જ્ઞાની કહ્યા પછી 'તત્ત્વદર્શી' શબ્દ કહી શ્રીભગવાને આ બાબત વધારે સ્પષ્ટ કરી છે. જે જ્ઞાની સમ્યગ્દર્શી (યથાર્થ તત્ત્વ જાણવાવાળા) છે, તેઓએ ઉપદેશેલું જ્ઞાન જ એનું કાર્ય કરવા શક્તિમાન છે—સંસારબંધન તોડવા સમર્થ બને છે, પણ બીજાની મારફત મળેલું જ્ઞાન એવું કાર્ય નથી કરી શકતું, એવો શ્રીભગવાનનો મત છે.

એમ બને છે, એના સમર્થનમાં કહે છે:

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

હે અર્જુન ! જે જાણીને તું ફરીથી આ પ્રમાણે મોહ પામીશ નહિ; અને જે(જાણવા)થી તું સમગ્ર પ્રાણીઓને તારા આત્મામાં તથા મારામાં (રહેલાં) જોઈશ. ૩૫

ભાષ્યાર્થ: હે પાંડવ! જે જ્ઞાન તને તેમની (આચાર્યોની) મારફત ઉપદેશવામાં (આપવામાં) આવ્યું છે, તે જ્ઞાન મેળવીને હાલમાં જેમ તું મોહ પામ્યો છે, તેમ ફરી મોહ નહિ પામે, મોહવશ નહિ બને. વળી (વિશેષમાં) તે જ્ઞાન વડે તું સંપૂર્ણપણે (નિઃશેષપણે) બ્રહ્માથી સ્તંભ (એક નજીવા ઠૂંઠા) પર્યંતનાં સર્વ પ્રાણીઓને તારા આત્મામાં એટલે કે 'સર્વ ભૂતો મારામાં છે' એમ અને સર્વે પ્રાણીઓને હું વાસુદેવમાં એટલે 'પરમેશ્વરમાં સર્વ ભૂતો છે,' એમ જોઈશ (અનુભવીશ.); એટલે કે સર્વ ઉપનિષદોમાં ક્ષેત્રજ્ઞ અને ઈશ્વરનું એકત્વ (ઐક્ય) પ્રસિદ્ધ છે, તે તું જોઈશ–અનુભવીશ.

વળી એ જ્ઞાનનું માહાત્મ્ય શું છે? (તે સાંભળ:)

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

સર્વ પાપીઓથી પણ તું વિશેષ પાપ કરનારો હોય, તોપણ તું જ્ઞાનરૂપ નૌકા(હોડી)થી જ સર્વ પાપરૂપ સમુદ્ર તરી જઈશ. ૩૬

ભાષ્યાર્થ: તું સર્વ પાપ કરવાવાળાઓના કરતાં પણ વધુ પાપ કરવાવાળો હોય–અતિ પાપી હોય; તોપણ જ્ઞાનરૂપી નૌકા મારફત–એટલે કે જ્ઞાનને જ નૌકા બનાવી તું સમસ્ત પાપરૂપ સમુદ્ર (સારી રીતે) તરી જઈશ. અહીં ધર્મ પણ મુમુક્ષુ માટે પાપ છે, એમ કહેવામાં આવે છે.

જ્ઞાન પાપનો નાશ શી રીતે તે કરે છે, તે દૃષ્ટાંત સહિત કહેવામાં આવે છે:

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

હે અર્જુન! જેમ સારી રીતે પ્રદીપ્ત થયેલો અગ્નિ, લાકડાં–બળતણને બાળી ખાખ કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ખાખ કરે છે. ૩૭

ભાષ્યાર્થ: હે અર્જુન! જેમ ઉત્તમ રીતે પ્રદીપ્ત થયેલો અગ્નિ, ઈંધણ: લાકડાં કે બળતણને બાળીને ખાખ કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ખાખ કરી નાખે છે; એટલે કે તેને નિર્બીજ કરી નાખે છે–જડમૂળથી નાશ કરી નાખે છે. જ્ઞાનરૂપી અગ્નિ પ્રત્યક્ષ રીતે કર્મોને બાળી ખાખ નથી કરી શકતો; તેથી અહીં કહેવાનું તાત્પર્ય આ છે, કે આ સમ્યગ્જ્ઞાન સર્વ કર્મોનું બીજરહિત પણું કરવામાં કારણભૂત બને છે; એટલે કે કર્મો પોતાનાં સારાંનરસાં ફળ ઉપજાવવામાં શક્તિહીન બને એવું (કાર્ય)જ્ઞાન કરે છે. જે કર્મથી શરીર ઉત્પન્ન થયું છે, તે કર્મ, ફળ આપવાને પ્રવૃત્ત થઈ ચૂક્યું છે; તેનો નાશ તો તેના ઉપભોગથી જ થશે. છાંદોગ્ય (૬–૧૪–૨) શ્રુતિ પણ આ જ

(અર્થ બોધે છે:) કહે છે: 'તે વિદ્વાન પુરુષને ત્યાંસુધી જ વિલંબ છે જ્યાંસુધી પ્રારબ્ધ તેને છોડતાં નથી; પ્રારબ્ધની નિવૃત્તિ સાથે જ તે વિદેહ કૈવલ્ય પામે છે.' એથી જે કર્મ હજુ સુધી તેનાં ફળ આપવામાં પ્રવૃત્ત થયાં નથી, તથા જે કર્મો જ્ઞાનની ઉત્પત્તિ પહેલાં કરેલાં છે, અને જે કર્મો જ્ઞાન થતાંની સાથે-સાથે કરેલાં છે, તેમ જ વળી જે કર્મો અનેક જન્મજન્માંતરમાં કરેલાં છે–તે સર્વ કર્મોને જ્ઞાનરૂપ અગ્નિ બાળીને ખાખ કરી નાખે છે (ફક્ત પ્રારબ્ધ કર્મોને નથી બાળી શકતું.)

વસ્તુસ્થિતિ આવી છે, તેથી—

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥**

ખરેખર ! આ જગતમાં જ્ઞાન જેવું પવિત્ર (બીજું કાંઈ) નથી. તે જ્ઞાનને યોગસિદ્ધ (પુરુષ) પોતાની મેળે વખત જતાં પોતાના આત્મામાં પામે છે. ૩૮

**ભાષ્યાર્થ :** જ્ઞાન સમાન પવિત્ર કરવાવાળું–શુદ્ધ કરવાવાળું આ જગતમાં ખરેખર (બીજું કાંઈ) નથી. કર્મયોગથી અને સમાધિયોગથી ઘણાં લાંબા કાળે (ઘણો કાળ થાય પછી) તે યોગમાં પારંગત થયેલો–સારી રીતે શુદ્ધ થઈ ગયેલા અંતઃકરણવાળો મુમુક્ષુ પોતે પોતાના આત્મામાં (તે જ્ઞાન) મેળવે છે; એટલે કે પોતાની મેળે જ એ રીતે આત્મસાક્ષાત્કાર કરી લે છે.

જે વડે નિશ્ચયથી–ખાતરીપૂર્વક જ્ઞાનપ્રાપ્તિ થાય છે, તે ઉપાયનો ઉપદેશ કરવામાં આવે છે–

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

શ્રદ્ધાળુ, (ગુરુસેવા વગેરે ઉપાયોમાં) તત્પર અને ઇંદ્રિય-નિગ્રહવાળો પુરુષ જ્ઞાન પામે છે. જ્ઞાન પામ્યા પછી તરત જ ઉત્કૃષ્ટ શાંતિ–કૈવલ્ય–મોક્ષ પામે છે (મેળવે છે). ૩૯

**ભાષ્યાર્થ :** શ્રદ્ધાળુ મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે; શ્રદ્ધાળુપણામાં પણ કોઈ મંદગતિવાળો (ધીમે ચાલનારો) હોય છે; માટે કહે છે કે તે તત્પર હોય એટલે કે શ્રીગુરુની પાસે જવું તથા શ્રવણ–મનન કરવું–આદિ જ્ઞાનપ્રાપ્તિના સાધન મેળવવા વગેરેમાં ઉદ્યોગવાળો હોય (હોવો જોઈએ); શ્રદ્ધાવાન અને તત્પર હોવા છતાં પણ અજિતેંદ્રિય હોય તો? (તે માટે) કહે છે કે તે સંયતેંદ્રિય (પણ) હોવો જોઈએ. જેની ઇંદ્રિયો વિષયો(તરફ)થી પાછી વળેલી છે એટલે કે જેની ઇંદ્રિયો વશ કરવામાં આવી હોય એવો (પણ) તે હોવો જોઈએ. જે એ પ્રકારનો શ્રદ્ધાળુ, તત્પર અને સંયતેંદ્રિય પણ હોય છે, તે અવશ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે. પ્રણિપાત (પ્રણામ) વગેરે ઉપાયો છે, તે તો બહારના ઉપાયો છે, એકાંતિક

નથી; અને તે કપટથી પણ (દેખાવ ખાતર) કરી શકાય છે, તેથી તે (જ્ઞાનરૂપ ફળ ઉત્પન્ન કરવામાં) અનિશ્ચિત પણ નીવડી શકે છે; પરંતુ શ્રદ્ધાળુપણું વગેરે ઉપાયોમાં કપટ નથી ચાલી શકતું, માટે એ એકાંતિક નિશ્ચયરૂપે (એક જ ફળરૂપ) જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય છે. ત્યારે હવે જ્ઞાનપ્રાપ્તિથી શું લાભ થાય? એમ પૂછો તો (તેનો જવાબ શ્લોકના) ઉત્તરાર્ધમાં કહેવામાં આવે છે. જ્ઞાન પામી મોક્ષ નામની શાંતિ એટલે ઉપરતિ તત્કાળ જ પામે છે; સમ્યગ્દર્શન(યથાર્થ જ્ઞાન)થી તરત જ મોક્ષ થઈ જાય છે. આ વાત સર્વ શાસ્ત્ર અને ન્યાયથી પ્રસિદ્ધ થઈ ચૂકેલી તેમ જ સુનિશ્ચિત એટલે સારી રીતે પુરવાર થઈ ચૂકેલી છે.

આ બાબતમાં શંકા ન કરવી; કારણકે શંકા કે સંશય તો પાપરૂપ છે; એ પાપરૂપ કેવી રીતે છે, તે કહેવામાં આવે છે:

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥

અજ્ઞાની તથા અશ્રદ્ધાળુ અને સંશયયુક્ત ચિત્તવાળો પુરુષ નાશ પામે છે. સંશયાત્માને (તો) આ લોક નથી, પરલોક નથી અને સુખ પણ નથી. ૪૦

ભાષ્યાર્થ: જે અજ્ઞ એટલે આત્મજ્ઞાનથી રહિત છે, ગુરુવાક્ય તથા શાસ્ત્રવાક્યમાં અવિશ્વાસુ છે અને સંશય રાખવાવાળો છે, તે નાશ પામે છે. અજ્ઞાની અને અશ્રદ્ધાળુનો પણ જો કે નાશ થાય છે; પરંતુ સંશયાત્માના જેવો નાશ નથી થતો. સંશયાત્મા તો એ સર્વમાં પાપી, સર્વથી વધુ પાપી છે. એ સર્વથી વધુ પાપી શા માટે (કહ્યો) છે? સંશયાત્માને માટે તો આ સાધારણ લોક-સંસારી લોકનાં સુખ (દ્રવ્ય વડે પ્રાપ્ત થતાં સુખો) પણ નથી; (ઉપાસનાદિથી પ્રાપ્ત થતો) પરલોક પણ નથી અને સુખ પણ નથી; કારણકે તેમાં પણ એને તો સંશય જ ઉત્પન્ન થાય છે. શંકયુક્ત ચિત્તવાળાને એમ બંને છે, માટે સંશય ન રાખવો જોઈએ. કારણ શું?

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥

હે ધનંજય! યોગ વડે જેણે કર્મનો સંન્યાસ કર્યો છે, જ્ઞાન વડે જેના સંશયો છેદાઈ ગયા છે અને જે આત્મવાન (પ્રમાદરહિત રહેવાવાળો) છે, તેને કર્મો બાંધતાં નથી. ૪૧

ભાષ્યાર્થ: પરમાર્થ દર્શન કરવાના સ્વભાવવાળા યોગથી જે પરમાર્થદર્શી-જ્ઞાનીએ પાપપુણ્ય નામવાળાં સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે, તે 'યોગસન્યસ્તકર્મા' કહેવાય છે. તે યોગ સન્યસ્તકર્મા શાથી (શા માટે) છે? એના જવાબમાં શ્રીભગવાન કહે છે કે તે જ્ઞાનસંછિન્નસંશય છે, તેથી-એટલે કે બ્રહ્મ-અને આત્મા-આત્મા અને પરમ-ઈશ્વરના એકતારૂપ દર્શન વડે એના સર્વ-

સંશયો કપાઈ ગયા છે. આ પ્રકારે જ્ઞાન વડે એના સર્વ સંશયો કપાઈ ગયા હોવાથી એ 'જ્ઞાનસંછિન્નપુરુષ યોગસંન્યસ્તકર્મા છે. જે આવો યોગસંન્યસ્તકર્મા છે, તેવા આત્મવાન એટલે આત્મબળવાળા–પ્રમાદવિનાના (ગુણો જ ગુણમાં પ્રવર્તે છે, પોતે તો કેવળ સાક્ષીસ્વરૂપ દ્રષ્ટા છે એવી રીતની નિરંતર પ્રમાદ-વિનાની દૃષ્ટિ રાખનારા) પુરુષને હે ધનંજય ! તેને કેવળ ગુણોની ચેષ્ટારૂપે જોયેલાં કર્મો બાધતાં નથી; એટલે કે એના તે કર્મો (ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્રરૂપ એવાં) અનિષ્ટ વગેરે ફળોનો (એટલે તે તે ફળો ઉપજાવવાનો) આરંભ કરી શકતાં નથી.

કર્મયોગનું અનુષ્ઠાન કરવાથી, જેની અશુદ્ધિનો ક્ષય થઈ ગયો છે અને તેથી ઊપજતા જ્ઞાન એટલે આત્મજ્ઞાનથી જેના સંશયો નાશ પામી ગયા છે, એવો પુરુષ તો કર્મોથી બંધન પામતો નથી, કારણકે જ્ઞાનાગ્નિથી "એનાં કર્મો બળી ખાખ થઈ ગયાં છે. જ્યારે જ્ઞાનયોગ તથા કર્મયોગના અનુષ્ઠાનમાં સંશય રાખવાવાળો તો નાશ પામી જાય છે, માટે (કહેવામાં આવે છે.)–

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

**હે ભારત ! તેટલા માટે અજ્ઞાનથી ઊપજેલા તથા હૃદયમાં રહેલા આત્મા વિષેના આ સંશયને જ્ઞાનરૂપ તલવાર વડે કાપી (નિષ્કામ) કર્મયોગ આચર અને (યુદ્ધ માટે) ઊભો થા. ૪૨**

**ભાષ્યાર્થ :** તેટલા માટે અજ્ઞાન એટલે અવિવેકથી ઉત્પન્ન થતો અને હૃદયમાં તથા બુદ્ધિમાં રહેલો સંશય તે અતિશય પાપી છે, અને શોકમોહાદિના નાશના કારણભૂત એટલે તે તે દોષોનો નાશ કરવાવાળું યથાર્થ જ્ઞાન (સમ્યક્જ્ઞાન છે) તે જ ખડ્ગ છે; તે સ્વરૂપજ્ઞાનરૂપ ખડ્ગ વડે તુ તેને (સંશયને) કાપી નાખી કર્મ-યોગમાં સ્થિત–સ્થિર થા. અહીં આત્મવિષયની સાથે સંબંધ ધરાવતા આત્મ-વિષયને લગતા સંશયો કાપવાના છે; તેથી (આ અર્થ છે: 'આત્મનઃ' એ પદનો સંબંધ 'સંશય' એ પદ સાથે છે.) અહીં સંશય કાંઇ બીજાનો વિષય નથી અને તે કોઈ બીજાએ કાપવાનો છે એમ સિદ્ધ નથી થતું; પરંતુ પોતાનો જ તે વિષય છે–તે સંશય પોતાનો જ છે અને પોતે જ તે કાપવાનો છે, માટે એ સંશય (જો) પોતાના જ વિનાશનું કારણભૂત છે, તેને કાપીને સમ્યગ્દર્શન યથાર્થ(સંપૂર્ણ જ્ઞાન)ના ઉપાયરૂપ જે કર્મનુ આચરણ છે, તેનું જ તું આચરણ કર. (એટલે કે) હવે યુદ્ધ માટે ખડો થઈ જા !

**ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો બ્રહ્મયજ્ઞપ્રશંસા નામનો ચોથો અધ્યાય સમાપ્ત**

# अध्याय ५ मो 'प्रकृतिगर्भ'–'संन्यासयोग' अथवा 'कर्मसंन्यासयोग'

**ભાષ્યાર્થ (૧):** હવે ચોથા અધ્યાયના ૧૮મા શ્લોક 'કર્મમા અકર્મ જે જુએ છે' થી આરંભી ૧૯, ૨૧, ૨૨, ૨૪, ૩૨, ૩૩, ૩૭ અને ૪૧ સુધીના શ્લોકો વડે શ્રીભગવાને સર્વ કર્મોના સન્યાસનુ વર્ણન કર્યું–સર્વ કર્મોનો સન્યાસ કહ્યો, અને વળી ૪૨મા શ્લોકમા 'छित्त्वैनं संशयं योगमातिष्ठ–એ સંશય કાપીને કર્મના અનુષ્ઠાનરૂપ યોગને તું આચર,' એમ અર્જુનને કહ્યુ (છે) આ કર્મનું અનુષ્ઠાન અને કર્મનો સન્યાસ એ બન્નેનો, સ્થિતિ અને ગતિની પેઠે પરસ્પર વિરોધ હોવાને લીધે એકી વારે, એક જ સમયે એ બન્ને કરવાને અશક્ય છે, વળી ભગવાને, તે બન્નેના (અનુષ્ઠાન) આચરણ માટે જુદોજુદો સમય બતાવ્યો નથી, તેથી તે બેમાથી એકની જ કર્તવ્યતા સિદ્ધ થાય છે–બેમાથી એકનુ જ આચરણ કરવાની ફરજ પ્રાપ્ત થાય છે હવે જ્યારે આમ છે ત્યારે તો એ બેમાથી–કર્માનુષ્ઠાન અને કર્મસન્યાસમાથી એક જે વધુ કલ્યાણકારક, વધુ ચડિયાતુ હોય તે જ, કરવુ, બીજુ ન આચરવુ જોઈએ, એમ માનતો અર્જુન, તે બેમાના એક વધુ ચડિયાતા સાધનને જાણવાની ઇચ્છાથી 'संन्यासं कर्मणां कृष्ण' એ શ્લોક વડે (પાચમા અધ્યાયનો) આરંભ કરી બોલ્યો

**(૨) શંકા–પૂર્વપક્ષ:** અહીં એક પ્રશ્ન થાય છે (कर्मण्यकर्म यः पश्येद् ૪–૧૮ વગેરે) પૂર્વે કહેલા વચનોથી તો જ્ઞાનયોગ મારફત આત્મજ્ઞાનીની નિષ્ઠા પ્રતિપાદન કરવાની ઇચ્છાથી ભગવાને કેવળ આત્મજ્ઞાની માટે જ સર્વ કર્મોનો સન્યાસ કહ્યો છે, પરંતુ જેને આત્મજ્ઞાન નથી પ્રાપ્ત થયુ, તેને માટે સર્વકર્મ સન્યાસ કહ્યો નથી, તેથી કર્મનુ અનુષ્ઠાન અને કર્મનો સન્યાસ–એ બન્ને જુદાજુદા પુરુષોથી આચરણ કરાવવા યોગ્ય હોવાથી, બેમાથી ગમે તે એક વધુ ચડિયાતુ કયુ છે, એવુ જાણવાની ઇચ્છાથી પ્રશ્ન થવાનો સંભવ નથી તેનો ઉત્તર:–ખરી વાત છે, તમારા અભિપ્રાય પ્રમાણે તો આ પ્રશ્ન ન જ થવો જોઈએ, પરંતુ પ્રશ્નકર્તા અર્જુનના પોતાના અભિપ્રાયથી એના મનની વાત લક્ષમા લઈએ તો તે પ્રશ્ન થઈ જ શકે છે કેવી રીતે? તો પૂર્વે કહેલા વચનોથી ભગવાને કર્મસન્યાસને કર્તવ્યતા વડે કહેવાની ઇચ્છાથી વર્ણન કર્યું છે, એટલે કે સંન્યાસ કરનારાઓની અપેક્ષાથી આ પ્રમાણે કહ્યુ છે, પરંતુ કર્મસન્યાસના પ્રધાનપણાને લીધે અથવા તો અધિકારીને દૃષ્ટિમા રાખી કહ્યુ જ નથી, એટલે કે આત્મવેત્તા હોય તેણે જ કર્મસન્યાસ કરવો, એમ ભગવાને કહેલ નથી ઇચ્છ્યુ એ રીતે કર્માનુષ્ઠાન અને કર્મસન્યાસ બન્ને અજ્ઞાનીઓથી પણ આચરી શકાય છે, એવુ માનતો અર્જુન, એ બેમાથી વધુ ચડિયાતું એક સાધન જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કરે એ અનુચિત નથી કારણકે પહેલા કહ્યા પ્રમાણેનો એ બેનો પરસ્પર વિરોધ હોવાને લીધે, બેમાથી ગમે તે એકની (જ) કર્તવ્યતા પ્રાપ્ત થાય છે (કરવાની ફરજ હોય છે) અને એમ હોવાથી જે વધુ ચડિયાતું

(શ્રેયસ્કર–કલ્યાણકારી) હોય, તે જ આચરણ કરવા યોગ્ય છે, બીજું નહિ.

(૩) અર્જુનના પ્રશ્નના ઉત્તરરૂપે કહેલા ભગવાનના વચનોના અર્થનું પણ નિરૂપણ કરવાથી, પ્રશ્ન કરનાર અર્જુનનો આ જ અભિપ્રાય (છે એમ) પ્રતીત થાય છે. કેવી રીતે? તો (ભગવાનનો) આવી રીતનો ઉત્તર છે, તેથી સમજાય છે. ભગવાન કહે છે કે સંન્યાસ અને કર્મયોગ બન્ને નિઃશ્રેયસ (કલ્યાણકારક, મોક્ષકાર-) છે અને બેમાંથી કર્મયોગ વિશેષ ચડિયાતો છે. આમાં વિચાર કરવા જેવી–નિરૂપણ માગી લે એવી વાત છે–એ સિદ્ધ કરવા જેવી વાત છે.

(૪) શી વાત? શું આ વાક્યથી આત્માને જાણનારા કર્તાના સંન્યાસયોગ તથા કર્મયોગ(બન્ને)નું મોક્ષ–સાધનરૂપ પ્રયોજન કહી તે બે(યોગ)માંથી જ એકની, કોઈ પ્રકારની તેની વિશેષતા(ખાસ ગુણ મહત્તા)ને લીધે કર્મસંન્યાસ કરતાં કર્મયોગની વિશેષતા (ચડિયાતાપણું) બતાવવામાં આવેલ છે કે આત્માને ન જાણનાર અજ્ઞાનીના (કરેલા) સંન્યાસ અને કર્મયોગની બાબતમાં આ બન્નેની સંન્યાસ તથા કર્મયોગની વિશેષતા (ચડિયાતાપણું, શ્રેયસ્કરીત્વ) કહેવામાં આવેલ છે? [ટૂંકમાં કહીએ તો પ્રશ્ન આ છે કે કર્મયોગ અને સંન્યાસ બન્નેને મોક્ષના સાધન તરીકે એક વખત સ્વીકારવામાં આવ્યા છે અને વળી કર્મયોગની વિશેષતા (મહત્ત્વ વધારે) છે, એમ પણ ભગવાન કહે છે તેથી પ્રશ્ન થાય છે કે જે કર્મયોગ આત્માને જાણનાર આચરે છે, તેની વિશેષતા છે કે જે કર્મયોગ આત્માને ન જાણનાર આચરે છે, તેનું વધુ મહત્ત્વ છે?]

(૫) ગમે તો આત્માને જાણનારાના સંન્યાસ અને કર્મયોગના નિઃશ્રેયસતાનું, કલ્યાણકારકતાનું, મોક્ષદાયિતાનું કહ્યું હોય અથવા એ બેમાંથી એકની (સંન્યાસના કરતાં કર્મની) વધુ કલ્યાણકારકતા કહી હોય અથવા તો અજ્ઞાનીના સંન્યાસ અને કર્મયોગ બન્નેની બાબતમાં વાત કરી હોય, તો તેથી શું થઈ જાય છે? તેથી શું બની (બગડી) જાય છે? તેના જવાબમાં કહેવામાં આવે છે કે આત્માને જાણવાવાળા કર્તા હોય એવાના સંન્યાસ અને કર્મયોગ અસંભવિત છે, તેથી એ બેને કલ્યાણકારક કહેવા અથવા તો તેના (કરેલા) કર્મસંન્યાસથી તેનો કર્મયોગ વધુ શ્રેયસ્કર કહેવો કે દેખાડવો, એ બે વાત અનુચિત છે. જો આત્માને ન જાણનાર અનાત્મવેત્તાથી કર્મસંન્યાસ કે તેનાથી વિરુદ્ધ કર્મયોગ સંભવે, જો અનાત્મજ્ઞાની કર્મસંન્યાસ અથવા તો તેથી તદ્દન જુદો પડતો વિરુદ્ધ કર્મયોગ આચરી શકે, તો તે(બન્નેય માર્ગ)નું મોક્ષકારકપણું અથવા તો કર્મયોગનું કર્મસંન્યાસ કરતાં ચડિયાતાપણું પણ યોગ્ય કહેવાય. પરંતુ આત્મવેત્તા તો અભિમાનરહિત છે એટલે તેને મોક્ષસાધનરૂપ કોઈ પણ યોગ, કર્મ કે સંન્યાસ આચરવાનું શક્ય ક્યાંથી બને? એ તો નિષ્ક્રિય બ્રહ્મ બન્યો છે, તેને કરવાનું શું અને ન કરવાનું પણ શું? તો વળી અમુક બે યોગમાં એક વિશેષ ચડિયાતો છે, એમ પણ કોને ક્યાંથી? આત્મવેત્તાને તો સંન્યાસનો તથા કર્મયોગનો અસંભવ છે, તેથી એ(કર્મયોગ)ને મોક્ષદાયી, કલ્યાણકારક કહેવો–એટલે કે કર્મયોગને કર્મસંન્યાસ

કરતા વધુ શ્રેય૨ બતાનવો—એ બને વાતો અનુચિત છે.

(૬) પૂર્વપક્ષ (પૂછે છે): સન્યાસ અને કર્મયોગ ઉભયનો અસભવ શુ આત્મવેત્તાને છે કે બીજા અજ્ઞાનીઓને પણ અસભવ છે? અને જો અજ્ઞાનીઓને અસભવ છે તો કર્મસન્યાસનો છે કે કર્મયોગનો છે? અને એ અસભવ(હોવા)મા શુ કારણ છે, તે પણ કહેવુ જોઈએ તેના જવાબમા ઉત્તરપક્ષ-સિદ્ધાંતી કહે છે આત્મજ્ઞાનીનુ મિથ્યા જ્ઞાન નિવૃત્ત થયુ હોવાથી તેની મારફત તેથી ઊલટા જ્ઞાનના મૂળસ્વરૂપ–કારણભૂત કર્મયોગનો અસભવ છે જે આત્માને તેના આત્મસ્વરૂપમા, વાસ્તવિક રૂપમા જન્મ વગેરે સર્વ વિકારોથી રહિત(એવો) જાણી લે છે, તે આત્મવેત્તાને સમ્યગ્જ્ઞાનથી (યથાર્થ જ્ઞાનથી) મિથ્યાજ્ઞાન નાશ પામ્યુ છે, તેવા આત્મવેત્તા પુરુષ માટે તો નિષ્ક્રિય આત્માના સ્વરૂપ (પેઠે કયા વગરના રહેવુ એ જેનુ સ્વરૂપ છે એવી)અવસ્થાના લક્ષણવાળો સર્વ કર્મોનો સન્યાસ કહી તેનાથી ઊલટા મિથ્યાજ્ઞાનના મૂળવાળા અને કર્તાપણાના અભિમાન પુરસર સક્રિય આત્મ(જીવ)સ્વરૂપમા કાયમ બની ગયેલા (રહેલા) સ્થાનરૂપ કર્મયોગનો આ ગીતાશાસ્ત્રમા અભાવ પ્રતિપાદન કરવામા આવ્યો છે જ્યાજ્યા આત્મસ્વરૂપનુ નિરૂપણ કરવામા આવ્યુ છે, ત્યાત્યા સમ્યગ્જ્ઞાન તથા મિથ્યાજ્ઞાન અને તેનાતેના કાર્યોનો પરસ્પર વિરોધ હોવાથી એ અભાવ જ પ્રતિપાદન કરવામા આવ્યો છે, એટલા માટે જેનું મિથ્યાજ્ઞાન દૂર થઈ ગયુ છે એવા આત્મવિદ્‌ને, આત્મજ્ઞાનીને મિથ્યાજ્ઞાનના મૂળરૂપ કર્મયોગ નથી સભવતો–નથી શક્ય બનતો, એમ કહ્યુ છે, તે બરોબર જ કહ્યુ છે

(૭) પૂર્વપક્ષ: આત્મસ્વરૂપનું નિરૂપણ કરવામા આવ્યુ હોય એવા કયા કયા સ્થાનો(પ્રકરણો)મા જ્ઞાની માટે કર્મોનો અભાવ પ્રતિપાદન કરવામા આવ્યો છે? એના ઉત્તરમાં કહેવામા આવે છે 'એ આત્માને તું અવિનાશી સમજ' (૨–૧૭) એ શ્લોકથી (આ પ્રકરણ) આરભી 'જે એ આત્માને મારવાવાળો, મારનારો, સમજે છે' (૨–૧૯) અને 'જે અવિનાશી નિત્ય આત્માને જાણે છે' (૨–૨૧) વગેરે વગેરે સ્થાનોમા આત્મવિદ(જ્ઞાની)ને માટે કર્મનો અભાવ કહેવામા આવ્યો છે.

(૮) શંકા–પૂર્વપક્ષ: એ રીતે તો આ સ્વરૂપનું નિરૂપણ કરનારા પ્રદેશો (સ્થાનો)મા પણ અનેક જગાએ, ઠેકઠેકાણે કર્મયોગનુ પણ પ્રતિપાદન કર્યુ છે દાખલા તરીકે 'तस्माद्युध्यस्व भारत–(૨–૧૮–, તેથી હે ભારત તુ યુદ્ધ કર)' 'स्वधर्ममपि चावेक्ष्य (૨–૩૧, સ્વધર્મની ઉપર દૃષ્ટિ રાખીને પણ યુદ્ધથી ડરવુ, તારે માટે યોગ્ય નથી)– कर्मण्येवाधिकारस्त –(૨–૪૭, તારો અધિકાર કર્મ[ કરવા ]મા છે)' માટે આત્મજ્ઞાનીને કર્મયોગનો અસભવ છે, એમ કેવી રીતે કહેવાય? અહી જવાબ(મા) કહેવામા આવે છે ઉત્તર: સમ્યગ્જ્ઞાન (યથાર્થજ્ઞાન) અને મિથ્યાજ્ઞાન તથા તેના કાર્યનો પરસ્પર વિરોધ છે. (સમ્યગ્જ્ઞાનનુ કાર્ય ભ્રમ નિવૃત્તિ છે અને મિથ્યાજ્ઞાનનું કાર્ય ભ્રમનું અસ્તિત્વ કે ઉત્પાદન કરવાનું છે)

* આ ઉભય શબ્દ વિશ્વનાથમા છે પણ બીજામા નથી

અને 'ज्ञानयोगेन साङ्ख्याना–(अ. ३–३)' વગેરે વાક્ય વડે આત્મતત્ત્વને જાણવાવાળા સાંખ્યયોગીઓની, નિષ્ક્રિય આત્મામાં અવસ્થિત રહેવાવાળી જ્ઞાનયોગની નિષ્ઠા-ને અજ્ઞાનીઓની કર્મયોગની નિષ્ઠાથી જુદી પાડી બતાવી છે, એટલે કે સાંખ્ય-યોગીઓ–જ્ઞાનીઓ નિષ્ક્રિય આત્મામાં સ્થિત છે; તેઓને અજ્ઞાની કર્મ કરનારા, કર્મનિષ્ઠાવાળાથી જુદા પાડી બતાવ્યા છે. '(આત્મજ્ઞાનીઓ નિષ્ક્રિય આત્મામાં સ્થિત છે) તેઓ, કૃતકૃત્ય કરવાનું સર્વ જેમણે કર્યું છે, એવા હોવાથી તેમને–આત્મજ્ઞાનીને બીજું કાંઈ પણ પ્રયોજન, બીજો કોઈ પણ કાર્ય કરવાનો હેતુ નથી. 'વળી એને કાંઈ કર્તવ્ય નથી.' (૩–૧૭) એ વચનથી પણ જ્ઞાની માટે બીજા કર્તવ્યનો અભાવ દેખાડ્યો છે, તેમ જ કર્મોનો આરંભ કર્યા વિના જ્ઞાનનિષ્ઠા નથી મળતી.'(૩–૪) 'હે મહાબાહો! કર્મયોગ વિના સંન્યાસ પ્રાપ્ત કરવો કઠણ છે.(૫–૬)' વગેરે વચનોથી કર્મયોગને આત્મજ્ઞાનના એક અંગ તરીકે બતાવવામાં આવ્યો છે, એ યોગારૂઢને શમ '(શાંતિ, ઉપરતિ) જ કર્તવ્ય છે.' (૫–૩) એ વચનથી યથાર્થ જ્ઞાની માટે કર્મયોગના અભાવનું કથન છે; તેમ જ વળી 'કેવળ શરીર (ના રક્ષણ) સંબંધી કર્મ કરતો મનુષ્ય પાપ નથી પ્રાપ્ત કરતો' (૪–૨૧) એ વાક્યથી જ્ઞાની માટે શરીરસ્થિતિ(શરીરનિર્વાહ)ના કારણરૂપ જરૂરી કર્મોથી બીજા કર્મોનું નિવારણ કર્યું છે, તેથી તથા 'તત્ત્વવેત્તા યોગી એમ માને કે હું કાંઈ કર્મ કરતો નથી.'(૫–૮) એ વચનથી ફક્ત શરીરનિર્વાહ માટે પણ કરવામાં આવતાં દર્શન, શ્રવણ વગેરે કર્મોમાં પણ આત્માને યથાર્થ રીતે જોનારા(અનુભવનારા)ને 'હું કરું છું' એવો ભાવ, વશ કરેલા–સમાધાનવૃત્તિમાં સ્થિત કરેલા ચિત્તપણાને લીધે દૂર કરવાનો ઉપદેશ છે. એ સર્વ કારણોથી આત્મવેત્તા (જ્ઞાનીપુરુષ) માટે આત્માના સમ્યગ્દર્શનથી વિરુદ્ધ અને મિથ્યાજ્ઞાનથી ઉત્પન્ન થતો કર્મયોગ, સ્વપ્નમાં પણ સંભવવો શક્ય નથી, માટે અજ્ઞાની કર્તા માટે જ સંન્યાસ અને કર્મયોગ કલ્યાણપ્રદ (મોક્ષદાયી) કહ્યા છે, અને એ અજ્ઞાનીના કર્મસંન્યાસના કરતા પણ કર્મયોગની શ્રેષ્ઠતાનું વિધાન (કથન) છે એટલે કે પહેલાં કહેલા આત્મજ્ઞાનીના સંન્યાસથી એ સંન્યાસ જુદો હોઈ, એમાં કર્તાપણાના અભિમાનનો ભાવ હોવાથી તે એકદેશીય, કેવળ હુંપણાને ઉદ્દેશી સાભિમાન કર્મસંન્યાસ છે; અને યમનિયમ વગેરે સાધનને લીધે આચરવામાં અતિ કઠણ હોવાથી એવા કર્તાપણાના અભિમાનવાળા સંન્યાસ કરતાં તો (પૂર્વાશ્રમનો) કર્મયોગ સહેલો છે અને તેથી તેનું શ્રેષ્ઠપણું કહેવામાં આવ્યું છે. (ભાવાર્થ આ છે કે આત્મજ્ઞાનીએ કરેલો સંન્યાસ, કર્તૃત્વની ભાવનાથી રહિત હોવાથી સંપૂર્ણ કર્મસંન્યાસ છે; જ્યારે અજ્ઞાનીએ કર્તૃત્વભાવનાથી–સાભિમાન વૃત્તિથી કરેલો સંન્યાસ તો માત્ર આશ્રમસંન્યાસ (કર્મસંન્યાસ) છે. એથી જ આવો કર્મસંન્યાસ કરનારાઓ ખરી રીતે જ્ઞાની નથી; તેમને સંન્યાસાશ્રમનાં કર્મોમાં યમનિયમ–પાલનાદિનો કર્તૃત્વાભિમાનને લીધે અતિશ્રમ પડે છે; એટલા માટે મિથ્યાચાર-વાળા કર્મસંન્યાસ કરતાં એમના પૂર્વાશ્રમનો કર્મયોગ વધુ ચડિયાતો (ઉચ્ચતર) છે, એમ ભગવાન કહે છે. આ પ્રમાણે ભગવાને આપેલા ઉત્તરના અર્થનું

નિરૂપણ કરવાથી પણ પ્રશ્ન પૂછનાર અર્જુનનો હેતુ, આપેના ઉત્તરરૂપ વાક્યાર્થના નિરૂપણ વડે પહેલા કહ્યા પ્રમાણે જ છે, એમ નિશ્ચિત થાય છે, એ સાબિત થયું.

(૯) 'ज्यायसी चेत्कर्मणस्ते' (૩–૧) એમાં પણ જ્ઞાન અને કર્મનું એકીસાથે અનુષ્ઠાન (આચરણ) કરવાનું અસંભવિત હોવાથી, એ બેમાંથી જે શ્રેય (કલ્યાણકારી) હોય તે મને કહો, એમ અર્જુને પૂછ્યું, ત્યારે શ્રીભગવાને આ નિર્ણય કર્યો. (અને) સાંખ્યો–સંન્યાસીઓ માટે જ્ઞાનનિષ્ઠા અને કર્મયોગીઓ માટે કર્મનિષ્ઠા કહી. 'કેવળ સંન્યાસથી સિદ્ધિ પામતો નથી.'(૩–૪) એ વચનથી જ્ઞાન સહિત સંન્યાસને સિદ્ધિનું સાધન માન્યું છે, એમ બતાવી વળી કર્મયોગનું પણ સાથેસાથે વિધાન, એના એક અંગ તરીકે (આચરણ કરવા) કહેલું છે, માટે જ્ઞાનરહિતનો સંન્યાસ કલ્યાણપ્રદ છે કે કર્મયોગ ? એ બેમાં જે વિશેષ કલ્યાણ કરવાવાળો હોય અથવા બેમાં જે તફાવત હોય, તે જાણવાની ઇચ્છાથી અર્જુન બોલ્યો.

अर्जुन उवाच । અર્જુને કહ્યું

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

હે શ્રીકૃષ્ણ ! આપ કર્મના સંન્યાસને અને વળી કર્મયોગને પણ વખાણો છો; તો એ બેમાં જે ખરાબર નિશ્ચિત (કરવામાં આવેલું) શ્રેય હોય, તે મને કહો ૧

**ભાષ્યાર્થ :** હે શ્રીકૃષ્ણ ! કર્મોનો સંન્યાસ (ત્યાગ) એટલે કે શાસ્ત્રમાં કહેલાં કર્મોના અનુષ્ઠાનનો ત્યાગ આપ કહો છો–વખાણો છો. વળી તે(કર્મો)નું અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે, એમ પણ કહો છો, તેથી એ બેમાંથી કયું શ્રેય (કલ્યાણ) કરવાવાળું હશે એવો સંશય થાય છે કે કર્મોનું અનુષ્ઠાન કરવું એ કલ્યાણકારક કે એનો (કર્મોનો) ત્યાગ કરવો તે ? જે ઉચ્ચતર હોય, વધુ પ્રશસ્ત હોય, તેનું અનુષ્ઠાન કરવું જોઈએ એટલા માટે એ કર્મસંન્યાસ અને કર્મયોગમાં જે એક હોય, એટલે કે જેનું અનુષ્ઠાન કરવાથી મને કલ્યાણની પ્રાપ્તિ થશે, એમ આપ માનતા હો, તે એક જ (બેમાંથી એક) સારી રીતે બરાબર નક્કી કરી મને કહો, કારણકે કર્મસંન્યાસ અને કર્માનુષ્ઠાન એ બંને એકીસાથે આચરવા અશક્ય છે.

પોતાનો અભિપ્રાય પ્રકટ કરવાની ઇચ્છાથી (અર્જુનના પ્રશ્ન અનુસાર) નિર્ણય એટલે ઉકેલ કરતા શ્રીભગવાન બોલ્યા

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા.

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

સંન્યાસ અને કર્મયોગ એ બંને મોક્ષ આપનાર છે, પણ તે

બંનેમાં કર્મના સંન્યાસ કરતાં કર્મયોગ વિશેષ ચડિયાતો છે. ૨

**ભાષ્યાર્થ :** સંન્યાસ એટલે કર્મનો સમૂળો ત્યાગ અને કર્મયોગ એટલે કર્મનું અનુષ્ઠાન કરવું એ બન્ને (માર્ગ) કલ્યાણકારક (મુક્તિ આપનારા) છે; કારણકે એ બન્ને યોગોમાં જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. એમ જો કે એ બન્ને મોક્ષ આપનારા છે, તોપણ એ બન્નેમાં (જ્ઞાનરહિત) કેવળ સંન્યાસથી તો કર્મયોગ વધુ ચડિયાતો છે, એમ કહી કર્મયોગને વખાણે છે.

કર્મયોગ વધુ ચડિયાતો શાથી છે? એવા પ્રશ્નના પ્રત્યુત્તરમાં કહે છે:

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।**
**निर्द्वंद्वो हि महाबाहो ! सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥**

જે દ્વેષ કરતો નથી અને જે ઇચ્છા કરતો નથી, તેને નિત્ય સંન્યાસી જાણવો. હે મહાબાહુવાળા અર્જુન! રાગદ્વેષવિનાનો મનુષ્ય સહેલાઈથી સંસારબંધનથી મુક્ત થઈ જાય છે. ૩

**ભાષ્યાર્થ :** તેવા કર્મયોગીને નિત્ય સંન્યાસી જાણવો કે જે દ્વેષ કરતો નથી અને જે કોઈ વસ્તુની ઇચ્છા કરતો નથી; એટલે કે જે સુખદુઃખ અને એનાં સાધનોમાં ઇચ્છા કે દ્વેષરહિત હોય તે–એ પ્રકારે જે કર્મમાં પ્રવર્તતો હોય તે નિત્ય સંન્યાસી છે, એમ જાણવું જોઈએ, એવો ભાવાર્થ છે. કારણકે હે મહાબાહો! જે રાગદ્વેષનાં જોડકાથી મુક્ત છે, તે અનાયાસે-આપોઆપ બંધનથી મુક્ત થઈ જાય છે.

જુદાજુદા પુરુષોએ જેનું અનુષ્ઠાન કરવાનું (કરવા યોગ્ય) છે એવા એકેકથી વિરુદ્ધ કર્મ-સંન્યાસ અને કર્મયોગ(છે તે)ના ફળમાં પણ વિરોધ હોવો જોઈએ, બન્ને કલ્યાણકારક–મોક્ષપ્રદ છે એ ઉચિત નથી, એવી શંકા થતાં કહેવામાં આવે છે ×

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥**

બાળકબુદ્ધિવાળા–વિચારવિનાના (લોકો) સાંખ્ય અને યોગને જુદા કહે છે, પંડિતો નથી કહેતા. એકને પણ સારી રીતે આચરનારો પુરુષ બન્નેનાં ફળ મેળવે છે. ૪

**ભાષ્યાર્થ :** બાળકબુદ્ધિવાળા–વિચારવિનાના પુરુષો સાંખ્ય અને યોગને જુદાંજુદાં (એકેકથી વિરુદ્ધ) ફળ આપનારા કહે છે, પંડિતો કાંઈ એમ નથી કહેતા. પંડિત–જ્ઞાનીજન તો એ બન્નેનું એક અવિરુદ્ધ (વિરોધવિનાનું) ફળ જ ઇચ્છે છે; કારણ એ છે કે સાંખ્ય તથા યોગ બન્નેમાંથી એકનું પણ સારી રીતે અનુષ્ઠાન (આચરણ) કરવાવાળો પુરુષ બંનેનું ફળ મેળવે છે. બનેનું

× એ બન્નેના કલ્યાણકારકપણામાં કે મોક્ષદાયિત્વમાં વિરોધ નથી, એવો અર્થ નીકળવાથી તે કહેવામાં આવે છે: —વિશ્વનાથ

ફળ એ જ (એક) નિઃશ્રેયસ–મોક્ષ છે, તેથી તે(બંને યોગ)ના ફળમાં વિરોધ નથી.

શંકા–પૂર્વપક્ષ : આ પ્રકરણમાં 'સંન્યાસ' અને 'કર્મયોગ' એ શબ્દ વડે વ્યવહાર કરી, હવે અહીં સાંખ્ય અને યોગના ફળની એકતા છે, એમ કહી અપ્રસ્તુત વિષયની વાત શું કામ કરો છો? ઉત્તર: તમો બતાવો છો, તેમાં અપ્રસ્તુતતાનો દોષ નથી આવતો. જો કે અર્જુને કેવળ સંન્યાસ અને કર્મયોગને ઉદ્દેશી પ્રશ્ન કર્યો છે; છતાં શ્રીભગવાને પણ તે અભિપ્રાય સ્વીકારીને જ પોતાનો વિશેષ અભિપ્રાય તેમાં મેળવી બીજા શબ્દના ઉપયોગથી ઉત્તર આપ્યો છે. અહીં કહેલા 'સાંખ્યયોગી' એ શબ્દો સંન્યાસ અને કર્મના જ બોધક છે. વિશેષમાં એટલું છે કે એમાં જ્ઞાન અને જ્ઞાનના ઉપાયરૂપ સમબુદ્ધિ વગેરે ભાવોથી યુક્ત થઈ જવાય, ત્યારે તેને 'સાંખ્ય' અને 'યોગ' નામ પ્રાપ્ત થાય છે; એવો શ્રીભગવાનનો મત છે; માટે અહીં અપ્રસ્તુત–પ્રકરણના વિષયવિરુદ્ધ પ્રક્રિયા (પ્રવૃત્તિ કે વાત) નથી કરવામાં આવી.

બેમાંથી એકનું પણ સારી રીતે અનુષ્ઠાન કરવાથી બંનેનું ફળ શી રીતે મળે છે? એના જવાબમાં કહેવામાં આવે છે:

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

જે સ્થાન સાંખ્યયોગીઓ–જ્ઞાનીઓ–સંન્યાસીઓથી પ્રાપ્ત કરાય છે, તે કર્મયોગીઓથી પણ પ્રાપ્ત કરાય છે; માટે જે સાંખ્યને અને યોગને એક જુએ છે, તે જ જુએ છે. ૫

ભાષ્યાર્થ: મોક્ષ નામનું જે સ્થાન સાંખ્યયોગીઓથી–જ્ઞાનનિષ્ઠાવાળા સંન્યાસીઓથી પ્રાપ્ત કરાય છે, તે કર્મયોગીઓથી પણ મેળવાય છે. કહેવાનો આશય આ છે કે કર્માનુષ્ઠાન એ જ્ઞાનપ્રાપ્તિનો ઉપાય છે, એમ સમજી પોતાને માટે ફળની ઇચ્છા ન કરતાં ઈશ્વરાર્પણ બુદ્ધિથી જેઓ કર્મ કરે છે, તે યોગીઓ કહેવાય છે; અને તેમનાથી પણ પરમાર્થજ્ઞાનરૂપ સંન્યાસ દ્વારા (શરણાગતિ સ્વીકારી, ફલેચ્છા છોડી, ફલેચ્છાના ત્યાગરૂપી સંન્યાસ મારફત જ્ઞાન પ્રાપ્ત કરી, તે માર્ગ વડે) મોક્ષ મેળવી શકાય છે, તેથી બંનેના ફળની એકતાને લીધે જે સાંખ્ય અને યોગને એક જ (જુદા નહિ) જુએ છે (જાણે છે), તે જ બરાબર જુએ છે.

શંકા–પૂર્વપક્ષ : ત્યારે એ પ્રમાણે તો કર્મયોગથી કર્મસંન્યાસ વધુ ચઢિયાતો છે, એમ સિદ્ધ થાય છે; તો અહીં વળી આ કેમ કહ્યું: 'એ બંનેમાં કર્મસંન્યાસથી કર્મયોગ વધુ ચઢિયાતો છે.' ઉત્તર: સાંભળ. તેમાં કારણ આ છે: તેં તો કેવળ કર્મસંન્યાસ અને કર્મયોગના સંબંધમાં એ બેમાંથી કયો ચઢિયાતો છે? એમ પૂછ્યું, તેથી તેનો ઉત્તર પણ તે તારા પ્રશ્નને અનુસરતો જ જ્ઞાનની અપેક્ષા કર્યા વિના આપ્યો છે, કે જ્ઞાનરહિત કર્મસંન્યાસથી

કર્મયોગ ચડિયાતો છે, કારણકે જ્ઞાનની અપેક્ષા રાખવાવાળા–જ્ઞાન સિવાય ન થઈ શકનારા એટલે જ્ઞાન સહિત (થતા) સંન્યાસને તો હું 'સાંખ્ય' માનું છું અને વાસ્તવિક યોગ પણ તે જ છે જે કર્મયોગ વૈદિક છે, તે તો તે અર્થે (જ્ઞાનપ્રાપ્તિ અર્થે) હોવાથી તે જ્ઞાનયોગનું સાધન હોવાને લીધે ગૌણરૂપે (લાક્ષણિક રીતે) યોગ અને સંન્યાસ કહેવામા આવે છે એ વૈદિક કર્મયોગ, જ્ઞાનપ્રાપ્તિ અર્થે જ્ઞાનપ્રાપ્તિના સાધનરૂપે કેવી રીતે છે, તે કહેવામા આવે છે

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥**

હે મહાબાહો, હે અર્જુન! કર્મયોગવિનાનો સંન્યાસ મેળવવો કઠણ છે, પણ જે સંન્યાસી કર્મયોગથી યુક્ત હોય, તે તરત જ બ્રહ્મને પામે છે ૬

ભાષ્યાર્થ : હે મહાપરાક્રમી અર્જુન ! જે પારમાર્થિક (ખરેખરો) સંન્યાસ છે, તે તો કર્મયોગ વિના પ્રાપ્ત કરવો કઠણ છે વૈદિક કર્મયોગ વડે જે યુક્ત છે, જે કર્મયોગનું આચરણ કરવામા પ્રવૃત્ત થયો છે, એટલે કે ઈશ્વરાર્પણ બુદ્ધિ વડે ફળની અપેક્ષાવિનાના કર્મયોગથી યુક્ત અથવા કર્મયોગમા જોડાયેલો મુનિ છે, એટલે ઈશ્વરના સગુણ સ્વરૂપનું મનન કરવાવાળો મુનિ છે એવો કર્મયોગી મુનિ તત્કાળ બ્રહ્મપદ પામે છે અહી બ્રહ્મને સંન્યાસ કહેવામા આવ્યો છે, કેમકે આ સંન્યાસ ઈશ્વરના સગુણ સ્વરૂપનું મનન કરનાર મુનિને તરત પરમાત્મજ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત કરી આપે છે, તેથી બ્રહ્મનો અર્થ સંન્યાસ સમજવો શ્રુતિવાક્ય પણ 'न्यास इति ब्रह्म, ब्रह्म हि परं' । સંન્યાસ એ બ્રહ્મ છે અને બ્રહ્મ એ પર છે (તૈ ઉ ૪–૭૮) એમ એ વાતનું સમર્થન કરે છે બ્રહ્મ એ વાસ્તવિક રીતે સંન્યાસ છે એટલે તે પરમાર્થજ્ઞાન સ્વરૂપ છે આ બ્રહ્મને કર્મયોગમા પ્રવૃત્ત થયેલો મુનિ તત્કાળ પામે છે, એટલા માટે કર્મયોગ વધુ ચડિયાતો છે (कर्मयोगो विशिष्यते) એમ મે કહ્યું છે

જ્યારે હવે આ પુરા સમ્યગ્(યથાર્થ)દર્શનરૂપ જ્ઞાનપ્રાપ્તિના ઉપાયરૂપ યોગથી યુક્ત હોય

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥**

યોગયુક્ત–કર્મમા જોડાયેલો, અતિશય શુદ્ધ અંતઃકરણવાળો, શરીરને વશ રાખવાવાળો, ઇંદ્રિયોને કબજે રાખવાવાળો અને જેણે પોતાના આત્માને સર્વ પ્રાણીઓનો આત્મા જાણ્યો છે, તેવો પુરુષ કર્મ કરતો (હોય) છતા (તેનાથી) લેપાતો (બંધન પામતો)નથી ૭

ભાષ્યાર્થ : કર્મયોગથી યુક્ત વિશુદ્ધ સત્ત્વ એટલે જેનું અંતઃકરણ વિશેષ પ્રકારે (ખૂબ જ) શુદ્ધ છે અને જેણે સત્ત્વશુદ્ધિથી પોતાના

આત્મા(દેહ)ને જીત્યો છે એટલે કે જેનો દેહ એને કબજે છે, (જેથી જ) તે જિતેંદ્રિય (ઇંદ્રિયો પર જીત જેણે મેળવી હોય એવો) છે; અને બ્રહ્માથી માંડી સ્તંબ (ઝાડનાં નકામાં ઠૂંઠાં) સુધીનાં જે કોઈ પ્રાણી–પદાર્થ છે, તે સર્વનો આત્મા જ જેને પોતાનો આત્મા (બની ગયો) છે; એટલે કે જે સમ્યગ્‌દર્શી (યથાર્થજ્ઞાનના અનુભવમાં સ્થિત) છે, તે પુરુષ લોકસંગ્રહ માટે કર્મ કરતો (હોય) છતાં પણ કર્મથી બંધન પામતો નથી.

ખરી રીતે, પરમાર્થ દૃષ્ટિએ તો એ કાંઈ કરતો નથી; એટલા માટે કહેવામાં આવે છે:

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन् शृण्वन् स्पृशञ्जिघ्रन्नश्नन् गच्छन् स्वपन् श्वसन् ॥८॥
प्रलपन् विसृजन् गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

યોગયુક્ત (કર્મયોગમાં પ્રવૃત્ત થયેલો) તત્ત્વવેત્તા—બ્રહ્મને જાણનારો–બ્રહ્મનિષ્ઠ પુરુષ જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ખાતાં, ચાલતાં, ઊંઘતાં, શ્વાસ લેતાં, બોલતાં, મળત્યાગ કરતાં, ગ્રહણ કરતાં અને આંખ ઉઘાડબંધ કરતાંકરતાં પણ એમ માને છે કે 'હું કાંઈ જ નથી કરતો; પરંતુ ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં પ્રવર્તે છે.' ૮,૯

ભાષ્યાર્થ: આત્માના યથાર્થ સ્વરૂપનું નામ તત્ત્વ છે; તે તત્ત્વને જાણવાવાળો તત્ત્વજ્ઞાની એટલે પરમાર્થદર્શી સમાહિત (શાંત ચિત્તવાળો, સમાધાન વૃત્તિવાળો) બની એમ માને કે 'હું કાંઈ કરતો નથી.' આ તત્ત્વજ્ઞાની ક્યારે અને કેવી રીતે તત્ત્વ સમજી લઈ આ પ્રકારે 'હું કાંઈ કરતો નથી' એમ માને? એમ પૂછો તો કહેવામાં આવે છે: ઉપરના पश्यन् शृण्वन् વગેરે દોઢ શ્લોકથી ઉત્તર આપવામાં આવ્યો છે. એ દોઢ શ્લોકમાં જણાવ્યા-મુજબ તત્ત્વજ્ઞાની માને છે.

સર્વકાર્ય કરનારી ઇંદ્રિયોની (તથા અંતઃકરણની પણ) ચેષ્ટા(પ્રવૃત્તિ)માં એટલે કર્મમાં અકર્મ(આત્મા)ને જ જોવાવાળા તે સમ્યગ્‌દર્શીઓ, તત્ત્વવિદો–જ્ઞાનીઓને કર્મના અભાવ(નાં)દર્શન હોવાથી તેમનો અધિકાર સર્વ કર્મસંન્યાસમાં જ છે; કારણકે મૃગજળ(ઝાંઝવાનાં જળ)નું પાન કરવા તૈયાર થયેલા મનુષ્યને એ મૃગજળમાં વાસ્તવિક જળનો અભાવ છે, એવું જ્ઞાન થયા પછી ત્યાં પાણી પીવા તે જતો નથી. (તેમ તત્ત્વજ્ઞાની પણ કર્મમાં અકર્મ બુદ્ધિ થઈ ગયાથી કર્મમાં પ્રવૃત્ત થતો નથી.)

પરંતુ જે તત્ત્વજ્ઞાની નથી અને કર્મયોગમાં પ્રવૃત્ત છે (મચ્યો રહ્યો છે), તેની નૈષ્કર્મ્ય સિદ્ધિ નીચે જણાવેલા પ્રકારની છે:

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥

બ્રહ્મમાં અર્પી સંગ(પ્રીતિ, ફળેચ્છા)નો ત્યાગ કરીને જે મનુષ્ય કર્મો કરે છે, તે પાણીના સંગ વડે જેમ કમળપત્ર લેપાતું નથી, તેમ પાપથી લેપાતો (બંધાતો) નથી. ૧૦

ભાષ્યાર્થ : નોકર જેમ સર્વ કર્મો પોતાના માલિક માટે કરે છે, તેમ જે પુરુષ મોક્ષફળની પણ ઇચ્છા ત્યજી સર્વ કર્મો બ્રહ્મમાં એટલે ઇશ્વરમાં નાખી-સમર્પી, એટલે કે હું તે (બ્રહ્મ, ઇશ્વર) માટે સર્વ કર્મો કરું છું, એમ સમજી(વિચારી)ને કર્મો કરે છે, તે પુરુષ પાણી વડે જેમ કમળપત્ર લેપાતું નથી, તેમ પાપથી બંધાતો નથી. તેના તે કર્મનું ફળ કેવળ સત્ત્વશુદ્ધિ જ (ચિત્તશુદ્ધિ-અંતઃકરણશુદ્ધિ જ) થાય છે.

આ કારણથી—

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥ ११ ॥

કાયાથી, મનથી, બુદ્ધિથી, (અને) કેવળ ઇંદ્રિયોથી પણ યોગીઓ સંગ ત્યજી આત્મશુદ્ધિ માટે કર્મ કરે છે. ૧૧

ભાષ્યાર્થ : જેમાં મમત્વબુદ્ધિ રહી નથી એવાં શરીર, મન, બુદ્ધિ તથા ઇંદ્રિયો વડે, હું સર્વ કર્મ ઇશ્વર માટે જ કરું છું, મારા પોતાનાં ફળ માટે નથી કરતો; એ ભાવનાથી યોગીઓ-કર્મયોગીઓ કર્મ કરે છે. એ રીતે ફળની આસક્તિ છોડી આત્મશુદ્ધિ માટે એટલે અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરે છે. સર્વ ક્રિયાઓમાં મમતાનો નિષેધ કરવા માટે 'કેવળ' શબ્દ વાપર્યો છે અને તેનો સંબંધ કાયા સાથે તેમ જ પ્રત્યેક (મન, બુદ્ધિ, ઇંદ્રિયો) શબ્દ સાથે છે; માટે તારો પણ અધિકાર એ(રીતનાં કર્મ)માં જ છે; તેથી તું પણ કર્મ કર.

જેથી (એટલે હું ઇશ્વરાર્પણ કર્મ કરું છું, મારે માટે નથી કરતો, એવી ભાવનાને લીધે)—

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

કર્મફળ ત્યજી કર્મમાં યુક્ત થયેલો (પ્રવૃત્ત થયેલો, જોડાયેલો) પરમ નિષ્ઠાવાળી નૈષ્ઠિક શાંતિ મેળવે છે. જે (કર્મમાં એ પ્રમાણે ન જોડાયેલો) કર્મયોગી નથી, તે કામ—આસક્તિ—ફળ ઉપરની પ્રીતિ વડે ફળમાં આસક્ત બની બંધન પામે છે. ૧૨

ભાષ્યાર્થ : સર્વ કર્મ ઇશ્વર માટે જ છે, મારા ફળ (મને ફળ મળે તે માટે) નથી, એ પ્રકારની દૃઢભાવના અથવા એક નિશ્ચયવાળો યોગી, કર્મફળનો ત્યાગ કરી જ્ઞાનનિષ્ઠામાં થનારી મોક્ષરૂપ (મોક્ષ નામથી ઓળખાતી) પરમશાંતિ પ્રાપ્ત કરે છે. એમાં ભાવાર્થ આ સમાયેલો છે કે ઇશ્વરાર્પણ કર્મથી સત્ત્વ(ચિત્ત)શુદ્ધિ,

તેનાથી જ્ઞાનપ્રાપ્તિ, તેનાથી સર્વ કર્મસંન્યાસ અને તેનાથી જ્ઞાનનિષ્ઠા–એ પ્રકારના ક્રમથી એ (મોક્ષ નામની) શાંતિ પામે છે; પણ જે અયુક્ત ઉપર કહ્યા પ્રમાણેના એક નિશ્ચયવાળો નથી, તે કામ–વાસના-ઇચ્છાની પ્રેરણાથી 'હું મારે પોતાને માટે ફળ પ્રાપ્ત કરું છું' એમ સમજી ફળમાં આસક્ત થઈ બંધન પામે છે; એટલા માટે (હે અર્જુન !) તું (ઉપર કહ્યા પ્રમાણેનો યુક્ત) કર્મયોગી થા.

પણ જે પરમાર્થદર્શી છે તે તો—

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

સર્વ કર્મનો મનથી જ સંન્યાસ (ત્યાગ) કરી શરીરાદિને વશ રાખનાર દેહી (વશી એટલે કે દેહથી જુદો જીવાત્મા) નવ દરવાજા-વાળા નગરમાં સુખથી રહે છે. તે નથી (કર્મ) કરતો કે નથી કરાવતો. ૧૩

ભાષ્યાર્થ: સર્વ કર્મોને એટલે નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ: એ (ચાર પ્રકારનાં) સર્વ પ્રકારનાં કર્મોને મનથી એટલે વિવેકબુદ્ધિથી કર્માદિમાં અકર્મનાં દર્શનરૂપે અર્થાત્ સમ્યકદર્શન વડે ત્યાગ કરીને સુખથી (નિરાંતે) રહે છે. મન, વાણી અને શરીરની ચેષ્ટા–ક્રિયા છોડી, આયાસ- (પરિશ્રમ)રહિત (તે) પ્રસન્નચિત્તવાળો હોય છે–આત્મા સિવાય બીજાં સર્વ બાહ્ય પ્રયોજનવિનાનો હોય છે, તેથી તે પુરુષ સુખે (નિરાંતે) રહે છે, એમ 'सुखम् आस्ते' એ શબ્દથી સૂચવ્યુ છે. વળી–ઇન્દ્રિયોને વશ કરનાર જિતેંદ્રિય (પુરુષ ક્યાં) કેવી રીતે રહે છે ? તો એના જવાબમાં કહેવામાં આવે છે: તે નવ દરવાજાવાળા નગરમાં રહે છે. એ નવ દરવાજા તે આ પ્રમાણે છે: શરીરના ઉપરના શિરોભાગમાં (૨ આંખો, ૨ કાન, ૨ નસકોરાં અને ૧ મુખ) શબ્દાદિની પ્રાપ્તિનાં સાત દ્વાર અને મળ–મૂત્રના ત્યાગ કરવા માટે બે દ્વાર નીચેના ભાગમાં છે, તે મળી નવ દરવાજા-વાળું (શરીરરૂપી) નગર કહેવાય છે. તે શરીર નગર જેવું છે, જેનો સ્વામી આત્મા છે. એ આત્મા માટે જ જેનાં સર્વ (પ્રવૃત્તિ) પ્રયોજન છે, એવાં ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ જે અનેક ફળ અને વિજ્ઞાન ઉત્પન્ન કરનારાં છે, એ નગરવાસીઓથી આ નગર વસેલું છે. (આ નગરનો વસવાટ કરવામાં આવ્યો છે) એ નવ (દ્વાર) દરવાજાવાળા પુરમાં એટલે શરીરમાં તે સર્વ કર્મોનો સંન્યાસ કરીને રહે છે.

શંકાવાદી: 'संन्यस्यास्ते सुखं वशी' એમાં 'વશી' વિશેષણ અહીં મૂક્યું છે, તેથી શું વિશેષ છે ? સંન્યાસી હોય કે અસંન્યાસી; સર્વે જીવો શરીરમાં જ રહે છે; માટે અહીં વિશેષણ મૂકવાનો કાંઈ ઉપયોગ નથી. ઉત્તર: કહેવામાં આવે છે: જે અજ્ઞાની જીવ શરીર અને ઇન્દ્રિયના સમૂહને આત્મા માનવાવાળા છે, એ સર્વે 'હું ઘરમાં, ભૂમી ઉપર કે આસન ઉપર બેઠો છું' એમ જ માન્યા કરે છે; કારણકે દેહમાં આત્માને જોનારાને માલૂમ પડે જેમ ઘરમાં બેઠો છું, તેમ

આ શરીરમાં (દેહીરૂપે) બેઠો છું એવું સમજી શકતો નથી; પરંતુ દેહાદિ સંઘાતથી આત્મા જુદો છે, એવું જોનારને તો હું આ(દેહ)માં બેઠો છું, એમ પ્રતીતિ થાય છે. વાણી, મન અને કાયાનાં કર્મ તે આત્માનાં નથી; આત્માને તો તે કર્મો પરકીય (પોતાનાં નહિ પારકાં) છે. એ પરકીય કર્મો અવિદ્યા વડે આત્મામાં આરોપિત છે. [એ કર્મો આત્માનાં ન હોવા છતાં અવિદ્યાથી એમ માનવામાં આવે, કે એ આત્માનાં છે, એનું નામ ઇંદ્રિયરૂપી બીજાએ કરેલાં કર્મોનું આત્મા ઉપર આરોપણ કર્યું, (તહોમત મૂક્યું) કહેવાય.] તેમનો વિવેક-વિજ્ઞાનથી મન વડે સંન્યાસ થઈ શકે છે કે કરવો ઘટે છે. જેમને (દેહાદિથી હું આત્મા જુદો છું એવું) વિવેકવિજ્ઞાન ઉત્પન્ન થયું છે, એવા સર્વકર્મસંન્યાસી—વિવેકીને તો હું જેમ ઘરમાં (ઘરથી અલગ) છું, તેમ નવ દ્વારવાળા દેહમાં (નવ છિદ્રોરૂપ ઇંદ્રિયોવાળા શરીરથી અલગ) છું, એમ સમજાય છે; તેને તો આ નવ દરવાજાવાળા શરીરરૂપ નગરમાં રહેવાનું તેના પ્રારબ્ધકર્મોના સંસ્કાર બાકી રહ્યા છે તેથી જ છે-તેની અનુવૃત્તિ છે; એટલે પ્રારબ્ધભોગ ભોગવવાથી જ નાશ પામે છે; માટે તે ભોગવવા જ જોઈએ, તેથી તે ભોગવવાની જે સ્વાભાવિક પ્રેરણા ઉત્પન્ન થાય તે વડે જ એ બની શકે છે; કારણ આ છે કે સંસ્કાર-ને લીધે જ એને એ દેહમાં રહી પ્રારબ્ધફળ ભોગવવા માટેના જરૂરી પદાર્થોનું વિશેષજ્ઞાન થવાનો સંભવ છે. તેથી જ હું દેહમાં બેઠો છું, એવો (બોલવાનો) વ્યવહાર પણ પ્રચલિત છે. આ પ્રમાણે જ્ઞાની-અજ્ઞાનીના અનુભવો જુદાજુદા હોવાથી देहे एव आस्ते (नवद्वारे पुरे દેહીમાં છે તે) વિશેષણ સાર્થક (જરૂરી) છે; નિરર્થક નથી.

જો કે અવિદ્યા વડે કાર્ય, કારણ, કર્મ (શરીર, ઇદ્રિય, કર્મ) આત્મામાં અધ્યારોપિત છે, તેનો જ્ઞાની સંન્યાસ કરી શકે છે; તોપણ એ સન્યાસ કરેલાને કરવાપણું અને કરાવવાપણું તો આત્મા સાથે સમવાયી સંબંધવાળું છે, તે તો રહેવાનું જ, એવી શંકાની ભાવના કરી શ્રીભગવાન કહે છે: नैव कुर्वन् न कारयन्—આત્મા પોતે કરતો નથી; તેમ જ કાર્યનાં કરણ ઇંદ્રિયાદિને ક્રિયામાં પ્રેરતો નથી; એટલે કે તેમની પાસે ક્રિયા કરાવતો પણ નથી.

**શંકા-વાદી:** જેમ ગમન (જવાની ક્રિયા) કરવાવાળાની ગતિ ગમનરૂપ પ્રવૃત્તિનો ત્યાગ કરવાથી નથી રહેતી, તેમ આત્મામાં જે કર્તૃત્વ (કર્તાપણું), કારયિતૃત્વ (કરાવવાપણું) છે, તેનો આત્મા સાથે ન છૂટે એવો સંબંધ હોવા છતાં તે આત્મામાં નથી રહેતું; તે(નું કારણ) આત્મા સાથે સમવાય ન છૂટે એવો સંબંધ હોવા છતાં તેનો જ્ઞાનીએ ત્યાગ (સંન્યાસ) કર્યો છે; તેથી નથી રહેતું કે એનો (આત્માનો) સ્વભાવ (જ એવો) છે, તેથી? ટૂંકમાં વાદીનો કહેવાનો સાર આ છે કે ત્યારે શું દેહી-આત્માને કર્તૃત્વ અને કારયિતૃત્વ એ બંને સ્વાત્મસમવાયી (આત્માની સાથે ન છૂટે એવા સંબંધથી જોડાયેલા) છે? જો તેમ હોય તો તે સંન્યાસ કરવાથી નિવૃત્ત ન થાય. જેમ ચાલતા પુરુષની ગતિનો નિષેધ બતાવવાથી (કરવાથી) તે ગતિ અટકાવે છે, તે રીતે શું આત્માનું

કર્તૃત્વ વગેરે સંન્યાસથી નિવૃત્ત થયું છે? અથવા તો આત્મામાં સ્વતઃ જ તે તે કર્તૃત્વ વગેરે નથી? ઉત્તર–પક્ષ: આત્મામાં સ્વતઃ–સ્વભાવથી જ કર્તૃત્વ, કારયિતૃત્વ (કરવા–કરાવવાના વ્યવહાર) નથી; કારણકે 'આ આત્મા વિકાર-રહિત કહેવાય છે.' (૨–૨૫) એમ પાછળ કહ્યું જ છે. વળી આગળ 'શરીરમાં સ્થિત હોવા છતાં (રહેતો હોવા છતાં) તે નથી કરતો કે નથી લિપ્ત થતો (લેપાતો, બંધાતો)' એમ ૧૩–૩૧ માં કહેવામાં આવશે. વળી બૃ. ઉ. ૪–૩–૭ શ્રુતિમાં પણ 'જાણે ધ્યાન કરતો હોય, ક્રિયા કરતો હોય,' એમ કહ્યું છે, તેથી પણ એ જ વાત સિદ્ધ થાય છે (કે કર્તૃત્વાદિના–કરવા કરાવવાના જે જે વિકારો છે, તે સર્વ દેહ, ઇંદ્રિય વગેરે ઉપાધિના છે; આત્મામાં તેમનો સંભવ જ નથી, આત્મા સાથે તેમનો સંબંધ પણ નથી).

વળી,

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

(પ્રભુ એટલે) આત્મા લોકોના કર્તૃત્વને સર્જતો નથી, કર્મોને સર્જતો નથી અને કર્મફળના સંયોગને (પણ) સર્જતો નથી; પણ એમાં તો માયા (સ્વભાવ) પ્રવર્તે છે. ૧૪

**ભાષ્યાર્થ:** પ્રભુ, સ્વામી, આત્મા કોઈનું કર્તૃત્વ સર્જતો નથી એટલે કે તું અમુક કર એમ પોતે કોઈને કહેતો નથી. રથ બનાવવો, ઘડો બનાવવો, મહેલ બનાવવો વગેરે જે કર્મો લોકોને અત્યંત ઇષ્ટ છે તેને પણ રચતો નથી; તેમ જ વળી રથ વગેરે બનાવનારને તેના ફળ સાથે પણ સંયોગ કરી આપતો નથી. હવે જો દેહી, દેહાદિનો સ્વામી આત્મા પોતે કાંઈ પણ કરતો–કરાવતો નથી, તો પછી આ બધું કોણ કરી–કરાવી રહ્યું છે? એ પ્રશ્નના જવાબમાં કહે છે. સ્વભાવ જ પ્રવર્તે છે–એટલે પોતાનો ભાવ (સ્વભાવ) એટલે અવિદ્યા સ્વરૂપવાળી પ્રકૃતિ એટલે માયા પ્રવર્તે છે (આ બધું કરી રહી છે), એ માયાનું સ્વરૂપ આગળ (૭–૧૪) બતાવવામાં આવશે.

ખરી વસ્તુસ્થિતિ તો આ છે:

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥

વિભુ–સર્વવ્યાપી ઈશ્વર, કોઈનાં પાપ લેતો નથી અને પુણ્ય પણ લેતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાયું છે, તેથી પ્રાણીઓ મોહ પામે છે. ૧૫

**ભાષ્યાર્થ:** વિભુ–સર્વવ્યાપી પરમાત્મા કોઈ ભક્તનું પણ પાપ કે પુણ્ય (તેણે અર્પણ કર્યું હોય તોપણ) નથી લેતા; ત્યારે ભક્તો વડે પૂજા, યાગ, દાન, હોમ વગેરે પુણ્ય શા માટે કરવામાં આવે છે? (એ પ્રશ્ન

કરાય અર્જુનને થાય તો તેના ઉત્તરમા) શ્રીભગવાન કહે છે વિવેકવિજ્ઞાન (રૂપ) જ્ઞાન અજ્ઞાનથી ઢકાયું છે, તેથી વિવેકવિનાના અજ્ઞાની સંસારી જીવો 'હુ કરું છુ, હુ કરાવુ છુ, હુ ભોગવુ (ખાઉં) છુ, હુ (ખવડાવુ) ભોગવાવુ છુ' એ પ્રકારે મોહ પામે છે.

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

પણ જેમનુ તે અજ્ઞાન આત્માના જ્ઞાન વડે નાશ પામ્યુ છે, તેમનું (શુદ્ધ બની ગયેલ) જ્ઞાન સૂર્ય પેઠે પરબ્રહ્મને બતાવી આપે છે ૧૬

**ભાષ્યાર્થ :** આ (પ્રકારના) અજ્ઞાન વડે છવાયેલા જીવો જેથી મોહ પામે છે, તે જેમનુ અજ્ઞાન આત્માના વિવેકવિજ્ઞાન વડે નાશ પામેલુ છે, તેમનુ તે (વિ)જ્ઞાન જેમ સૂર્ય (પ્રકાશ) સમસ્ત વસ્તુઓને પ્રકાશિત કરે છે, તેમ તે સર્વજ્ઞેય સ્વરૂપ(પરમાર્થસ્વરૂપ–તત્)ને પ્રકાશે છે.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

તે બ્રહ્મમા જેની બુદ્ધિ છે, તે બ્રહ્મ જ જેનો આત્મા છે, તે જ (બ્રહ્મ) જેનો આશ્રય છે અને જેમના પાપપુણ્ય જ્ઞાન વડે ધોવાઈ ગયા છે, એવા પુરુષો મોક્ષ પામે છે ૧૭

**ભાષ્યાર્થ :** જે ઉત્કૃષ્ટ પરમાર્થ તત્ત્વરૂપજ્ઞાન પ્રકાશ પામ્યુ છે એ બ્રહ્મમા જેમની બુદ્ધિ જઈ પહોચી છે તે તદ્બુદ્ધિ, એ બ્રહ્મ જ જેમનો આત્મા છે તે 'તદાત્મા,' એ બ્રહ્મમા જ જેમની નિષ્ઠા–દૃઢ આત્મભાવના છે એટલે કે સર્વ કર્મોનો ત્યાગ (સન્યાસ) કરી જે બ્રહ્મમા જ સ્થિત થઈ ગયા છે તે 'તન્નિષ્ઠ' છે, તે તથા એ પરબ્રહ્મ જ જેઓનુ પરમ અયન (આશ્રય), પરમ ઉત્કૃષ્ટ ગતિ છે, તે 'તત્પરાયણા' અર્થાત્ જેઓ કેવળ આત્મામા રત (નિમગ્ન) છે, જેમના અંતઃકરણ(આત્મા)નુ અજ્ઞાન જ્ઞાન વડે નાશ પામ્યુ છે, વળી ઉપર કહેલા જ્ઞાન વડે જેમનું પાપ હણાઈ ગયુ છે, અથવા નાશ પામ્યુ છે, એટલે કે પાપાદિ દોષ જે સસારના કારણરૂપ છે, તે જેમના ધોવાઈ ગયા છે, તેવા યતિઓ ફરી દેહનો સબંધ ન થાય, તેવી ગતિ પામે છે.

(હવે) જ્ઞાન વડે જેમના આત્માનું અજ્ઞાન નાશ પામ્યુ છે, તે પંડિતો કેવી રીતે પરમાર્થતત્ત્વ જુએ છે તે કહેવામા આવે છે

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ १८ ॥

વિદ્યા તથા વિનય(નમ્રતા)વાળા બ્રાહ્મણમા, ગાયમા, હાથીમા

અને કૂતરા તથા ચાંડાળમાં પંડિતો સમાનદષ્ટિવાળા જ હોય છે. ૧૮

**ભાષ્યાર્થ :** વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, એટલે કે વિદ્યાનો અર્થ આત્મબોધ છે અને વિનયનો અર્થ ઉપરામ–વૃત્તિઓનો–વિરામ છે; એ બે ગુણોવાળો જે વિદ્વાન અને નમ્ર બ્રાહ્મણ છે, તેવા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાળમાં પંડિતો સમભાવથી સમાનદષ્ટિ (એક જ પ્રકારના ભાવ)થી જુએ છે. ભાવાર્થ આ છે કે ઉત્તમ સંસ્કારવાળા–વિદ્યાવિનયસંપન્ન સાત્ત્વિક બ્રાહ્મણમાં, મધ્યમ સંસ્કારવાળાં પ્રાણી–સંસ્કારરહિત–રજોગુણ ધરાવતી ગાયમાં અને (હલકાં પ્રાણી) અતિશય મૂઢ, કેવળ તમોગુણ ધરાવતાં–પ્રાણી હાથી વગેરેમાં સત્ત્વાદિ ગુણો અને એના (શુભ) સંસ્કારોથી તથા રાજસ અને તામસ સંસ્કારોથી પણ સર્વ પ્રકારે નિર્લેપ રહેવાવાળાં સમ અને અવિક્રિય એવા બ્રહ્મને જ જોવાનો જેનો સ્વભાવ છે, એવા પંડિતો સમદર્શી છે; અર્થાત્ આ સાત્ત્વિક, રાજસ, તામસ વગેરે સર્વ વિકારોમાં પંડિતો નિર્લેપ બ્રહ્મને જુએ છે.

**પૂર્વપક્ષ :** આ (પ્રકારે જોવાવાળા) દોષયુક્ત છે (અને), એમનું અન્ન ભોજન કરવા યોગ્ય નથી; કારણકે સ્મૃતિનું પ્રમાણ (ગૌ૦ ધ૦ ૧૭,૨૦) છે કે 'સમાન ગુણવાળાની ભેદભાવથી જુદીજુદી રીતે પૂજા કરવાથી અને વિષમ (જુદાજુદા) ગુણ ધરાવનારાની એકસરખી (સમ) રીતે પૂજા કરવાથી યજમાન દોષિત બને છે અને એના ઘરનું અન્ન વર્જ્ય (ભોજન કરવા માટે અયોગ્ય) બને છે.' આ શંકાના પ્રત્યુત્તરરૂપે કહે છે: ના, તેઓ દોષયુક્ત (દોષપાત્ર) નથી. કેવી રીતે?

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

જેમનું મન સામ્ય–સમાનપણામાં રહ્યું છે તેઓએ અહીં જ સંસાર જીત્યો છે; કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે, તેથી તેઓ બ્રહ્મમાં સ્થિત–રહેલા છે. ૧૯

**ભાષ્યાર્થ :** જેમનું અંતઃકરણ (મન) સર્વ ભૂતોમાં સમભાવે રહેલા બ્રહ્મમાં નિશ્ચળ (સ્થિર બન્યું છે) થઈ રહ્યું છે, તે સમદર્શી પંડિતોએ અહીં જીવિત અવસ્થામાં જ સર્ગ એટલે જન્મને જીતી લીધો છે (વશ કરી લીધો છે): કારણકે બ્રહ્મ નિર્દોષ (દોષરહિત, સમ) છે. જોકે મૂર્ખલોકો વડે દોષવાળા ચાંડાળ વગેરેમાં તેમના દોષથી (દોષોને લીધે) આત્મા–બ્રહ્મ દોષવાળો હોય એવી ભાવના કરવામાં આવે છે (જોવામાં આવે છે); તોપણ ખરી રીતે તો તે આત્મા–બ્રહ્મ દોષોથી રહિત (નિર્લેપ–નિર્દોષ) છે. ચૈતન્ય(ચેતન, આત્મા, બ્રહ્મ)નું નિર્ગુણપણું હોવાથી તેના પોતાના (ગુણોમાં ભેદ હોય તોપણ તે) ગુણભેદથી તે જુદુંજુદું (વહેંચાઈ જતું) કે ભિન્નભિન્ન (થઈ જતું) નથી. ભગવાન પણ (એવા ગુણધર્મો) ઇચ્છા વગેરેને ક્ષેત્રના જ ધર્મ છે, એમ કહેશે. (૧૩–૧૬) 'અનાદિત્વાત્ નિર્ગુણત્વાત્–

અનાદિ અને નિર્ગુણ હોવાથી આત્મા લિપ્ત થતો નથી'(૧૩-૩૧) વગેરે અનેક વાક્યોથી આત્માનું નિર્ગુણપણું કહેશે. (વૈશેષિકોના દર્શનશાસ્ત્રમાં કહેલું નિત્ય દ્રવ્યગત) 'અન્ત્યવિશેષ' પણ આત્મામાં ભેદ (ઉત્પન્નભેદ) પાડતો (કરતો) નથી; કારણકે પ્રત્યેક શરીરમાં એ 'અન્ત્યવિશેષો' છે તેનું કાંઈ પણ પ્રમાણ મળી આવતું નથી. [કહેવાનું તાત્પર્ય આ છે કે અન્ત્યવિશેષ એટલે છેલ્લામાં છેલ્લું પ્રકૃતિનું સ્વરૂપ; અર્થાત્ અવ્યક્ત સ્વરૂપ કે શરીર સ્વરૂપને લઈને આત્મામાં ભેદ સિદ્ધ નથી થતો. કપિલાદિ સાંખ્યો અથવા કોઈ કર્મઠો માને છે કે આત્મા પ્રત્યેક શરીરમાં (શરીરેશરીરે) જુદો છે, પણ તેમની એ માન્યતા કોઈ પણ પ્રમાણથી સિદ્ધ નથી થતી, તેથી બ્રહ્મ સમ છે] માટે બ્રહ્મ સમ અને એક છે. આથી જ એ સમદર્શી પુરુષો (આવાં સમ અને એક) બ્રહ્મમાં રહેલા છે, તેથી એમને દોષનો ગંધમાત્ર (છાંટો પણ) સ્પર્શ કરી શકતો નથી; કેમકે તેમનામાં દેહાદિસંઘાતનો-દેહાદિસંઘાતમાં આત્મરૂપ જોવાના અભિમાનનો (દેહાદિસંઘાતમાં આત્મસ્વરૂપનું દર્શન કરવાનો અહંકાર ઉત્પન્ન થતો નથી; તેવા અહંકારનો) અભાવ છે અથવા તો તેમનામાંથી દેહાદિસંઘાતને આત્મારૂપે જોવાનો અજ્ઞાનમય અહંકાર જતો રહ્યો છે. 'સમાન ગુણોવાળાની વિષમ અને વિષમ ગુણોવાળાની સમ પૂજા કરવાથી' એ ગૌતમનું સૂત્ર પૂજાવિષયને લગતાં વિશેષણોવાળું હોવાથી દેહાદિ સંઘાતમાં આત્મદષ્ટિના અભિમાનવાળા પુરુષ (દેહાદિને આત્મારૂપે સમજી, તે તો અહંકાર ધારણ કરવાવાળા અજ્ઞાની)ના સંબંધમાં છે. (એટલે કે જેમને સ્થૂલ શરીરાદિનું અભિમાન છે તેમને પૂજા છે.) જેઓ બ્રહ્મવેત્તા છે, ષડંગવેત્તા છે, ચતુર્વેદવેત્તા (વેત્તા=જાણનાર) છે, તેઓનો સંબંધ આ (બ્રહ્મને, વેદના છએ અંગોને, ચારે વેદને જાણવાના (ખાસ ગુણો સાથે હોવાથી તેઓ પૂજા અને દાનના પાત્ર (પૂજા, દાન માટે લાયક) છે; પરંતુ બ્રહ્મ તો સર્વ પ્રકારના ગુણ અને દોષના સંબંધથી રહિત છે, એટલા માટે તેઓ બ્રહ્મમાં સ્થિત (રહેલા) છે, એમ કહેવું યોગ્ય જ છે. ગૌતમનું આ 'समासमाभ्यां' વગેરે વાક્ય તો કર્મના વિષયવાળું (કર્મને લાગુ પડતું) છે, કર્મઠો માટે છે, એ ભાવાર્થ છે, પણ આ (સમદર્શન) તો જેમણે સર્વ કર્મનો સંન્યાસ કર્યો છે, એવા માટે છે. અહીં ચાલુ વિષય પણ એ જ છે અને 'सर्वकर्माणि मनसा' એ શ્લોક (૧૩)થી આરંભી અધ્યાયની સમાપ્તિ સુધી એ જ વિષય (કહેલો) છે.

નિર્દોષ (અને) સમ બ્રહ્મ એટલે કે આત્મા છે, તેથી-

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥ २० ॥**

જે પ્રિયને પામી હર્ષ પામતો નથી અને અપ્રિયને પામી ઉદ્વેગ પામતો નથી, તે સ્થિર બુદ્ધિવાળો, મોહવિનાનો, બ્રહ્મ જાણનારો પુરુષ બ્રહ્મમાં સ્થિતિ કરી રહ્યો છે. ૨૦

**ભાષ્યાર્થ:** પ્રિય વસ્તુ પામીને તે હર્ષ ન પામે, એટલે કે ઇષ્ટ મેળવી

તે આનંદિત ન થાય અને અપ્રિય (અનિષ્ટ) મેળવી તે ઉદ્વેગ ન કરે (વ્યથિત ન થાય); કારણકે હર્ષ કે ઉદ્વેગ થાય છે, તેથી જે પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિ છે. દેહમાં આત્મબુદ્ધિવાળાને તે પ્રિયવસ્તુ હર્ષ ઉત્પન્ન કરે છે અને (તેવાને જ) તે અપ્રિય વસ્તુ વિષાદ ઉત્પન્ન કરે છે; પણ કેવળ આત્મદર્શી (આત્માનો જ અનુભવ લેનાર)ને (પ્રિય, અપ્રિય, હર્ષ, વિષાદ) નથી ઉત્પન્ન કરતાં; કારણકે આત્મદર્શી પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિનો અસંભવ છે. વળી 'સર્વ ભૂતોમાં એક, સમ અને નિર્દોષ આત્મા છે' એવી જેની સ્થિર, સંશયવિનાની બુદ્ધિ છે, તે સ્થિર બુદ્ધિવાળો છે અને તે સંમોહવર્જિત (કોઈ પણ પ્રકારના મોહવિનાનો) પણ છે. આ ઉપર કહેલો બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મમાં સ્થિતિ કરી રહેલો (સ્થિર થયેલ) છે, તે કર્મ ન કરવાવાળો-સર્વકર્મસંન્યાસી (ત્યાગી) છે.

વળી તે બ્રહ્મમાં સ્થિતિ કરી રહેલો-

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥ २१ ॥

બહારના સ્પર્શસુખોમાં આસક્તિ(પ્રીતિ)વિનાનો પુરુષ, અંતઃકરણમાં જે સુખ મેળવે છે, તે સુખને તે બ્રહ્મયોગમાં જોડાયેલા ચિત્તવાળો, અક્ષય (કાયમ) ભોગવે છે. ૨૧

**ભાષ્યાર્થ:** જેમનો (બાહ્ય ઇંદ્રિયો દ્વારા) સ્પર્શ કરી શકાય છે, તે સ્પર્શ (છે, એ વ્યુત્પત્તિ પ્રમાણે) શબ્દાદિ વિષયો(નું નામ જ સ્પર્શ છે). એ સ્પર્શો બાહ્ય એટલે બહારના છે. આ બાહ્ય વિષયોમાં જેનો આત્મા એટલે જેનું અંતઃકરણ અસક્ત (ચોટેલું) નથી, તે અસક્તાત્મા છે. એવો વિષયોમાં પ્રીતિવિનાનો પુરુષ આત્મા(અંતઃકરણ)માં જે સુખ છે, તે સુખ મેળવે છે, એવો ભાવાર્થ છે; તે બ્રહ્મયોગ (યુક્તાત્મા) બ્રહ્મમાં જોડાવા રૂપ (યોગ) સમાધિ, તે બ્રહ્મયોગ કહેવાય છે અને એવા બ્રહ્મયોગ વડે યુક્ત એટલે તેમાં પોતાના અંતઃકરણને જેણે જોડી દીધું-સ્થિર કર્યું છે, જે એમાં સમાહિત (તલ્લીન) છે, તે બ્રહ્મયોગયુક્તાત્મા અક્ષય (કદી ક્ષીણ ન થનારું-નાશ ન પામનારું) સુખ ભોગવે (અનુભવે) છે. માટે આત્મામાં (ના) અક્ષય સુખ મેળવવાની ઇચ્છાવાળા પુરુષે, ક્ષણિક બાહ્યવિષયોની પ્રીતિથી ઇંદ્રિયોને હઠાવી(પાછી વાળી)ને તેમને આત્મામાં જોડવી, એવો અર્થ છે.

આનાથી (બાહ્યવિષયના સુખોથી ઇંદ્રિયોને) પાછી હઠાવી લેવી (નિવૃત્ત કરવી).

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवंतः कौन्तेय ! न तेषु रमते बुधः ॥ २२ ॥

ખરેખર! જે વિષયો અને ઇંદ્રિયોના સ્પર્શ(સંબંધ)માંથી ઉત્પન્ન થનારાં સુખો છે, તે દુઃખનાં ઉત્પત્તિસ્થાન (મૂળ, કારણ) છે

તથા તે આદિ અને અંતવાળાં છે. હે કૌંતેય! તેઓમાં શાણો (વિવેકી) પુરુષ રમતો નથી. ૨૨

**ભાષ્યાર્થ**: કારણકે વિષય અને ઇંદ્રિયોના સંબંધ(સ્પર્શ)થી જે ભોગો ઉત્પન્ન થયા છે, તે અવિદ્યાજન્ય(અવિદ્યાકૃત) હોવાથી કેવળ દુઃખનાં ઉત્પત્તિસ્થાન છે. વળી આધ્યાત્મિક (આધિ, વ્યાધિ, જરા, મરણ વગેરે) દુઃખો, તે નિમિત્તવાળાં (એટલે ઇંદ્રિયજન્ય સુખ-ભોગોમાંથી ઊપજનારાં) છે, એમ દેખાય છે. અહીં (પ્રથમ પંક્તિમાં) एव શબ્દ છે, તેથી એમ સમજાય (જણાય) છે કે આ ભોગો માત્ર આ લોકમાં જ દુઃખ પેદા કરતા નથી, પણ પરલોકમાં પે દુઃખ આપે છે. સંસારમાં સુખનો ગંધમાત્ર (લેશમાત્ર) નથી, એમ જાણી વિષયરૂપ મૃગજળ(ઝાંઝવાનાં જળ)થી ઇંદ્રિયોને નિવૃત્ત કરવી (પાછી હઠાવવી). આ ભોગો કેવળ દુઃખના કારણ છે, એટલું જ નહિ પણ તેઓ આદિ (અને) અંતવાળા હોય છે; એટલે કે વિષયોનો અને ઇંદ્રિયોનો સંયોગ તે ભોગોનો પ્રારંભ છે; તથા વિષયો અને ઇંદ્રિયોનો વિયોગ, તે ભોગોનો અંત છે; એટલા માટે તેઓ આદિઅંતવાળા (અનિત્ય) છે; અર્થાત્ (નથી તેમની ઉત્પત્તિ-જન્મ કે નથી તેમનાં મરણ; એટલે ક્યાંથી કેમ થયાં અને ક્યાં જતાં રહે છે, તે નથી ખબર પડતી, પણ તે તો કેવળ મધ્યમાં) સ્થિતિ(દશા)માં જ રહેનારાં (દૃગ્ગોચર થવાવાળાં) છે. હે કૌંતેય! તે ભોગોમાં વિવેકી પુરુષ (પરમાર્થતત્ત્વ જાણવાવાળો વિવેકશીલ બુદ્ધિમાન પુરુષ) રમતો નથી. જેઓ અત્યંત મૂઢ છે, તેમની જ વિષયમાં પ્રીતિ જોવામાં આવે છે; જેમ પશુ આદિની પ્રીતિ હોય છે તેમ.

શ્રેયમાર્ગ(કલ્યાણમાર્ગ)ના વિરોધી(શત્રુ)ઓ કહે છે: આ સંસ્પર્શજન્યભોગ(કામક્રોધાદિનો વેગ)રૂપી દોષ અતિશય દુઃખદાયી છે, સર્વ અનર્થ—નુકસાનની પ્રાપ્તિનું કારણ છે અને નિવારણ કરવો આતકઠણ પણ છે; તેથી શ્રીભગવાન કહે છે કે તેનો નાશ કરવા માટે ખૂબ પ્રયત્ન કરવો જોઈએ.

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

શરીર છૂટ્યા પહેલાં કામક્રોધથી ઊપજેલા વેગને જે પુરુષ અહીંઆં જ સહન કરી શકે છે, તે પુરુષ યોગી અને તે (પુરુષ સુખી છે. ૨૩

**ભાષ્યાર્થ**: જે મનુષ્ય અહીંઆં જ એટલે જીવતો છે, ત્યાંસુધીમાં શરીર છૂટી ગયા (મરણ), પહેલાં તે કામક્રોધથી ઊપજતા વેગને સહન કરનાર થાય છે (તે જ યોગી છે, તે જ સુખી છે). જીવંત (જીવતા) પુરુષના અંતઃકરણમાં કામક્રોધનો વેગ અવશ્ય થાય છે જ; માટે તેની મર્યાદા મરણ (કરવામાં, કહેવામાં આવી) છે. કારણકે કામક્રોધથી ઊપજતો વેગ નિમિત્તોથી પ્રકટ થાય છે; તેથી મરણ પર્યંત એનો વિશ્વાસ ન કરવો.

અહીં અર્થ છે. કોઈ પણ નજરે પડેલા સુખદાયી ઇષ્ટ વિષયમાં તે સાંભળવાથી કે યાદ આવી જવાથી તે વિષય મેળવવાની જે લાલસા એટલે તૃષ્ણા ઉત્પન્ન થાય છે, તેનું નામ કામ છે; અને પોતાને (એથી ઊલટો અનુભવ આવ્યાથી જે) પ્રતિકૂળ દુઃખદાયક વિષયો (છે તે) દેખવામાં આવતાં, તે વિષે સાંભળવામાં આવતાં અથવા તો તેનું સ્મરણ થતાં તેમાં (તે વિષયમાં) જે દ્વેષ(તિરસ્કાર) ઉત્પન્ન થાય, તેનું નામ ક્રોધ છે. આ કામ અને ક્રોધ જે વેગના ઉત્પાદક થાય છે, તેને કામક્રોધથી ઉત્પન્ન થયેલો વેગ કહેવાય છે. રોમાંચ થવાં, મુખ અને આંખ પ્રફુલ્લિત (પ્રસન્ન) થવાં વગેરે ચિહ્નોવાળો જે અંતઃકરણનો ક્ષોભ (ઊથલપાથલ, હૃદયની જેવું) છે તે કામથી ઉત્પન્ન થતો વેગ છે; તથા શરીર ધ્રૂજવું, પસીનો થઈ જવો, હોઠ કરડવા આંખ લાલ થઈ જવી વગેરે ચિહ્નોવાળો વેગ, ક્રોધથી ઉત્પન્ન થયેલો વેગ છે. એવા કામ અને ક્રોધના વેગને જે સહન કરી શકે છે, ને વેગોને સહન કરવાનો જે ઉત્સાહ ધરાવે છે, તે પુરુષ સંસારમાં યોગી છે, તે પુરુષ સંસારમાં સુખી છે.

બ્રહ્મમાં સ્થિત થયેલો પુરુષ બ્રહ્મ કેવી રીતે પામે છે? એ પ્રશ્નના જવાબમાં કહે છે:

योऽन्तस्सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

જે અંતરાત્મામાં જ સુખવાળો, અંતરાત્મામાં જ આરામ-(પામવા, કરવા)વાળો તથા અંતરાત્મામાં જ પ્રકાશવાળો છે, તે બ્રહ્મરૂપ થયેલો યોગી બ્રહ્મરૂપ નિર્વાણ (પદ) પ્રાપ્ત કરે છે. ૨૪

ભાષ્યાર્થ: અંતરાત્મામાં જેનું સુખ છે (જેનું સુખ કેવળ અંતરાત્મામાં છે, બીજા કોઈ વિષયમાં નથી), તે અંતઃસુખી છે. જે અંતરાત્મામાં રમણ કે ક્રીડા કરવાવાળો (અંતરાત્મામાં જેને આરામ કે ક્રીડા) છે, તે અંતરારામ છે; અને અંતરાત્મા જ જેની જ્યોતિ, જેનો પ્રકાશ છે, તે અંતર્જ્યોતિ છે. જે એવો યોગી છે, તે અહીં જીવિતઅવસ્થામાં–જીવતો છતાં જ બ્રહ્મરૂપ થઈ (બ્રહ્મમાં લીન થઈ જવારૂપ) મોક્ષ પ્રાપ્ત કરે છે.

અને વળી,

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

જેનાં પાપાદિ (પાપ, પુણ્ય) કર્મો નાશ પામ્યાં છે, જેના દ્વિધાભાવ-(આ કે તે–એવા) સંશયો છેદાઈ ગયા છે, જેનું ચિત્ત વશ છે, જે સર્વપ્રાણીઓના કલ્યાણમાં પ્રેમ (પ્રીતિ) રાખવાવાળા છે, એવા ઋષિઓ [illegible] પામે [illegible]

**ભાષ્યાર્થ :** જેમના પાપાદિ દોષો નાશ પામ્યા છે, જેમના સંશયો છેદાઈ ગયા છે, જે ઇંદ્રિયોને સંયમમાં રાખી રહેવાવાળા છે, જે સર્વ ભૂતો-સર્વ પ્રાણીઓના હિતમાં અનુકૂળ હોય તેવું આચરણ કરવામાં પ્રેમ ધરાવતા હોય, અર્થાત્ જે અહિંસક છે, એવા ઋષિઓ—આત્મતત્ત્વનું યથાર્થ દર્શન કરવાવાળા સંન્યાસીઓ બ્રહ્મનિર્વાણ પદ (મોક્ષ) પામે છે.

વળી,

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

કામ અને ક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા અને જેમણે આત્મા જાણ્યો છે, એવા સંન્યાસીઓને (જ્યારે જુઓ, ત્યારે) બ્રહ્મરૂપી નિર્વાણપદ સન્મુખ જ છે. (તે સ્વતઃ તે રૂપજ હોવાથી તે પદ તેમને સિદ્ધ છે.) ૨૬

**ભાષ્યાર્થ :** જેઓ કામ અને ક્રોધ બંને દોષોથી રહિત થઈ ચૂક્યા છે; જેમણે અંતઃકરણને પોતાને વશ (તાબામાં) કરી લીધું છે; જેમણે આત્મા જાણી લીધો છે, એવા આત્મજ્ઞાની-યથાર્થદર્શી યતી-સંન્યાસીઓને જીવતાં તથા મરણબાદ પણ (ઉભય અવસ્થામા) બ્રહ્મનિર્વાણ એટલે મોક્ષ છે જ છે.

યથાર્થજ્ઞાનના અનુભવમાં નિષ્ઠા રાખવાવાળા સંન્યાસીઓને તત્કાળ મુક્તિ પ્રાપ્ત થાય એમ બતાવ્યું, તથા ઈશ્વર એટલે બ્રહ્મમાં જેણે સર્વ વ્યાપાર અર્પણ કરેલા છે એવા કર્મ હોને હાથે આચરવામાં આવતો કર્મયોગ (એટલે કે વર્ણાશ્રમધર્મોનું અનુષ્ઠાન) પણ અંતઃકરણની શુદ્ધિ (ચિત્તશુદ્ધિ-સત્ત્વશુદ્ધિ), જ્ઞાનપ્રાપ્તિ અને સર્વકર્મસંન્યાસના ક્રમ પ્રમાણે મોક્ષપ્રાપ્તિમા કારણ થાય છે, ક્રમિક મોક્ષના સાધનો છે, એમ ભગવાને વારંવાર કહ્યું છે અને હવે પછી આગળ પણ કહેશે. હાલ તો સમ્યગ્દર્શન—આત્માના યથાર્થ અનુભવનું અંતરંગ સાધન જે ધ્યાનયોગ છે, તે વિસ્તારપૂર્વક કહેવાના વિચાર(ઉદ્દેશ)થી તેના સૂત્રની ગરજ સારનાર શ્લોકોનો ઉપદેશ કરે છે.

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

બાહ્ય સ્પર્શને—સ્પર્શ વિષયોને થઈ શકે, તેથી બાહ્ય સ્પર્શના અર્થ—બાહ્ય વિષયોને દૂર કરીને તથા આંખોને ભ્રમરના મધ્યભાગમાં જ સ્થાપી (સ્થિર કરી) પ્રાણ અને અપાનને નાકની અંદર સરખી

રીતે રોકી રાખી, સમાન કરીને, ઇંદ્રિયો, મન અને બુદ્ધિને જેણે જીત્યાં છે; ઇચ્છા, ભય તથા ક્રોધ જેનાં જતાં રહ્યાં છે તથા જેનું પરમધામ (પામવાનું, મેળવવાનું–સ્થાન) કેવળ મોક્ષ જ (બની રહેલ છે), તેવો મુનિ સદા મુક્ત જ છે. ૨૭,૨૮

ભાષ્યાર્થ: શ્રોત્રાદિ ઇંદ્રિયો (કાન વગેરે) મારફતે અંતર–બુદ્ધિમાં પેઠેલા શબ્દાદિ વિષયો તે બાહ્ય વિષયો છે. તે બાહ્ય વિષયોને બહાર કરી એટલે તેનું ચિંતન ન કરતાં એ વિષયોને બહાર કરીને ચક્ષુઓને ભમરની મધ્યમાં (વચમાં)જ સ્થિર કરીને તથા નાકની (કંઠ વગેરે અંદરના ભાગોની) અંદર વિચરતા (ચાલતા) પ્રાણ અને અપાનને સમાન કરીને જેણે ઇંદ્રિયો, મન અને બુદ્ધિનું સંયમન કર્યું છે; જે ઈશ્વરસ્વરૂપનું મનન કરવાથી મુનિ એટલે સંન્યાસી થઈ ગયો છે: જે એ પ્રકારે દેહ(શરીર)માંથી નીકળી મોક્ષને જ પરમ આશ્રય (પરમગતિ) સમજવાવાળો મુનિ છે તથા જે ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત થઈ ચૂક્યો છે (જેનામાંથી ઇચ્છા, ભય અને ક્રોધ ચાલ્યાં ગયાં છે). તે સદાનો સંન્યાસી (મુક્ત)જ છે; તેને મોક્ષ માટે અન્ય કર્તવ્ય નથી.....

આ પ્રકારે સમાહિત ચિત્ત(સમાધાનવૃત્તિ)વાળાએ શું જાણવાની જરૂર છે, શું જાણવું યોગ્ય છે? એ પ્રશ્ન થતાં કહેવામાં આવે છે:

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥ २९ ॥**

યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વલોકનો મોટો ઈશ્વર તથા સર્વ ભૂતોના મિત્રરૂપ મને જાણી (માણસ) શાંતિ પામે છે. ૨૯

ભાષ્યાર્થ: (મનુષ્ય) મને–નારાયણને કર્તારૂપે કે દેવરૂપે સર્વયજ્ઞોના અને તપોના ભોક્તા–ભોગવનાર, સર્વ લોકોના મહાન ઈશ્વર, સર્વ પ્રાણીઓ ઉપર પ્રત્યુપકાર(બદલા)ની ઇચ્છા વિના ઉપકાર કરનાર, સર્વપ્રાણીઓના સુહૃદ, સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેનાર (રહેલા), સર્વ કર્મનું ફળ આપનાર અધિકારી (અમલદાર) અને સર્વ જ્ઞાન(અનુભવસિદ્ધ જ્ઞાન)નો સાક્ષી જાણીને સંસારના ઉપરામ(જ્યાં સંસારનો અંત આવે–અટકી જાય તે)ને–શાંતિને પ્રાપ્ત કરે છે.

**ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો પ્રકૃતિગર્ભ[1] નામનો ૫ મો અધ્યાય સમાપ્ત**

1. આ અધ્યાયનાં બીજાં નામો 'સંન્યાસયોગ' અને 'કર્મસંન્યાસયોગ' છે.

# अध्याय ६ ठो–अभ्यासयोग[1]

પાછળના અધ્યાયના અંતભાગમાં શ્લોક ૨૭ થી સમ્યગ્દર્શન–યથાર્થ-જ્ઞાન માટે ધ્યાનયોગ અંતરંગ સાધન છે. એમ જણાવવા માટે ધ્યાનયોગના 'स्पर्शान्कृत्वा बहिः' વગેરે (૨૭–૨૮–૨૯) ત્રણ શ્લોક સૂત્રરૂપે કહ્યા; હવે એના વિસ્તારરૂપે (વ્યાખ્યાનરૂપે) આ છઠ્ઠા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. પરંતુ ધ્યાનયોગનું બહિરંગ સાધન કર્મ છે, એમ પાછળ બતાવ્યું છે; તેથી જ્યાંસુધી ધ્યાનયોગમાં રૂઢ થવાને શક્તિમાન થવાય, ત્યાંસુધી અધિકારી ગૃહસ્થે કર્તવ્ય–કર્મ કરવું જોઈએ; એટલા માટે 'अनाश्रितः' વગેરે પહેલા શ્લોક વડે ભગવાન કર્મયોગની સ્તુતિ કરે છે.

**શંકા–પૂર્વપક્ષ:** એ વાત બરાબર નથી. (શું 'यावज्जीवमग्निहोत्रं जुहुयात्, यावज्जीवं दर्शपूर्णमासाभ्यां यजेत्–જીવે ત્યાંસુધી અગ્નિહોત્ર કરવો અને જીવે ત્યાંસુધી અમાસ અને પૂનમની ઇષ્ટિ કરવી' એ વાક્યથી જીવતાં સુધી વેદોક્ત કર્મો કર્યા જ કરવાં, એવો આદેશ થયેલો જ છે; તો પછી આ ત્રીજા શ્લોકમાં 'आरुरुक्षोर्मुनेर्योगं' એ વાક્ય વડે 'યોગપ્રાપ્તિ ઇચ્છતા મુનિને કર્મ કારણ છે' એમ શા માટે ફરી કહેવામાં આવે છે? આ પ્રશ્ન જ્ઞાનકર્મસમુચ્ચયવાદીનો છે. ભાવાર્થ આ છે કે) જીવતાં સુધી કર્મ કરવું, એ વેદાજ્ઞા તો છે જ; તો આવી રીતે ધ્યાન-યોગમાં આરૂઢ થતાં સુધી, કર્મની મર્યાદા શા માટે બાંધવામાં આવી? ત્યાં-સુધી કર્મ કરવાં એમ વિશેષપણે (ખાસ) શા માટે કહ્યું? **ઉત્તર:** એમાં કાંઈ અનુચિત નથી. શંકા બરાબર નથી; કારણકે યોગમાં આરૂઢ થવાની ઇચ્છાવાળા મુનિ માટે કર્તવ્ય–કર્મ છે, એમ કહેવામાં આવ્યું છે અને યોગારૂઢ (બની ગયો હોય તે) યોગીનો તો કેવળ ઉપરામતા (શાંતિ) સાથે સંબંધ બતાવવામાં આવ્યો છે. જો આરૂઢ થવાની ઇચ્છા ધરાવનાર અને આરૂઢ થઈ ચૂકેલા બંને માટે શમ અને કર્મ બંને કર્તવ્યરૂપે (કર્તવ્ય છે, એમ) માનવામાં આવ્યાં હોત, તો 'आरुरुक्षु' (આરૂઢ થવાને, ધ્યાનમાં સ્થિતિ કરવાની ઇચ્છા રાખનારને) અને 'आरूढ' (જે ધ્યાનસ્થ નિરંતર રહી શકે છે તેમને) માટેનાં 'કર્મ' અને 'શમ' એવા બે જુદાજુદા વિભાગ પાડ્યા છે, તેનો કાંઈ અર્થ ન થાત; આ વિભાગી-કરણ નિરર્થક બનત. (પરંતુ કહેવાનો મુદ્દો આ છે કે ઠેઠ જીવતાં સુધી કર્મ કર્યાં કરવાની આરૂઢને જરૂર નથી.)

**શંકા–પૂર્વપક્ષ:** એ આશ્રમવાળામાં કોઈ તો યોગારૂઢ બનવાની ઇચ્છા-વાળા હોય છે અને કોઈ યોગારૂઢ હોય છે (એ વાત ખરી છે); પરંતુ બીજા કેટલાક તો નથી હોતા 'આરુરુક્ષુ' કે નથી હોતા 'આરૂઢ.' એ (ત્રીજા) વર્ગને ધ્યાનમાં લઈને "આરુરુક્ષુ' અને 'આરૂઢ' એ બે વિભાગ પાડનારાં વિશેષણો કહ્યાં છે (એ બે પ્રકારના યોગીઓને આ ત્રીજા પ્રકારના સામાન્ય વર્ગના લોકોને જુદા પાડવાના હેતુથી કહ્યા), તે ઉચિત છે, એમ જો કહે તો? **ઉત્તર:**

1. આ અ ધ્યાયને ધ્યાનયોગ, આત્મસંયમયોગ અને અધ્યાત્મયોગ પણ કહે છે.

ના, એમ નથી; કેમકે ઉત્તરાર્ધમાં 'तस्यैव–તેને જ' એ શબ્દ છે અને વળી યોગ ગ્રહણ (કર્યા) બાદ 'योगारूढस्य–યોગમાં આરૂઢ થયેલા માટે' એ શબ્દ વાપરવામાં આવ્યો છે; એનો અર્થ આ છે કે જે પહેલાં યોગમાર્ગે ચડવાની ઇચ્છા ધરાવતો 'આરરૂક્ષુ' હતો, તે જ યોગમાર્ગે ચઢી ગયેલા 'આરૂઢ' થયેલાને શમ એ જ કર્તવ્યરૂપ કારણ યોગફળની પ્રાપ્તિ માટે છે; એટલા માટે 'યાવજ્જીવ' એ વાક્યનો કોઈ પણ કર્મ કરનારાએ 'જીવતાં સુધી કર્મ કર્યાં જ કર્યાં' એવો અર્થ (ગીતાશાસ્ત્રમાંથી) નથી ઘટતો (નીકળતો).

તેવી જ રીતે યોગભ્રષ્ટ વિષે જે વચન (૩૭–૩૮) છે, તેથી પણ આ જ વાત સિદ્ધ થાય છે; તાત્પર્ય આ છે કે જો કર્મ કરનારા ગૃહસ્થ માટે પણ આ છઠ્ઠા અધ્યાયમાં યોગમાર્ગનું વિધાન કરવામાં આવ્યું (કર્યું) છે, તો એ યોગથી ભ્રષ્ટ થયેલો પણ કર્મગતિ એટલે કર્મફળ પામે છે જ અને તેથી તેના નાશની આશંકા વાસ્તવિક રીતે ઊભી થતી નથી (અનુચિત છે). (સમુચ્ચય–જ્ઞાન અને કર્મ ઉભય સાથે આચરવાં મોક્ષ માટે જરૂરી છે, એમ માનનારા સમુચ્ચયવાદીની શંકા આ છેઃ ગૃહસ્થ યોગનો અધિકારી છે અને તેમાંથી ભ્રષ્ટ થાય તો તેનાં કર્મનાં ફળ તેને મળે છે, એ કથનથી તો એમ સમજાય છે કે જીવિતપર્યંત કર્મજ્ઞાનનો સમુચ્ચય આચરવો જરૂરી છે.) કામ્ય અથવા નિત્યકર્મ કર્યું હોય તો તે અવશ્ય પોતાનું ફળ આપે છે જ; પરંતુ મોક્ષ નિત્ય હોવાથી તે તો કોઈ કર્મથી નથી પ્રાપ્ત થતો. નિત્યકર્મ તો વેદપ્રમાણથી પ્રતિપાદન કરવામાં આવ્યું હોવાથી, તેનું પણ ફળ તો હોય છે જ, એમ અમોએ પહેલાં (જુઓ ૪-૧૮ ટીકા) કહ્યું છે; જો એમ ન હોય (નિત્યકર્મનું ફળ ન હોય) તો તો વેદ (નું કથન) અર્થરહિત થાય (નિરર્થક બને). કર્મમાં હોવા છતાં (સ્થાપન્ન રહેલા હોય છતાં કોઈ ગૃહસ્થ માટે) 'બંને માર્ગમાંથી ભ્રષ્ટ (ઉભયભ્રષ્ટ)' કહેવાનો કોઈ અર્થ નથી; કારણકે કર્મનો નાશ થવો અસંભવિત (અશક્ય–અનુચિત) છે.

શંકા : જો કરેલાં કર્મ ઈશ્વરમાં અર્પણ કરી કરવામાં આવ્યાં છે. તેથી તે તેના કર્તાને ફળ આપતાં નથી, એમ કહો, તો ઉત્તર આ છે કે (ઉત્તરઃ) એ વાત બરોબર નથી; કારણકે ઈશ્વરમાં અર્પણ કરેલું કર્મ તો અધિક ફળદાયક થવું જોઈએ.

શંકા–પૂર્વપક્ષ : (જો એમ માનવામાં આવે કે એ કર્મો તો કેવળ મોક્ષ માટે જ થાય છે, એટલે કે) જો એમ માનીએ કે પોતે કરેલા કર્મોનો સંન્યાસ, યોગ સહિત (ધ્યાન સહિત) ઈશ્વરમાં જો કર્યો હોય, તો તે મોક્ષને જ માટે છે; પણ મોક્ષ વિના બીજા ફળ માટે નથી; તો એવો યોગીપુરુષ યોગથી ભ્રષ્ટ થયો હોય, તેથી તેના નાશની શંકા કરવામાં આવે છે, તે બરોબર છે; તો તેનો ઉત્તર આ છે કે એમ કહેવું યોગ્ય નહિ; કેમકે 'एकाकी यतचित्तात्मा' (૬–૧૦) અને 'ब्रह्मचारिव्रते स्थितः (૬–૧૪)' એ વાક્યોથી કર્મસંન્યાસ આચરવાનું કહ્યું છે જ. (કર્મસંન્યાસનું વિધાન કરવામાં આવ્યું છે જ.) ધ્યાનકાળમાં સ્ત્રીની

મદદ હોય છે, એવી તો શંકા છે જ નહિ; કારણકે એકાકીપણાનું-ધ્યાન વખતે એકલા રહેવાનું વિધાન કહેવામાં આવ્યું (હોય)છે. તેમ જ 'निराशीरपरिग्रहः (એ વચન પણ ગૃહસ્થને અનુકૂળ-લાગુ પડતું નથી) એ ઉપરથી પણ ગૃહસ્થ યોગનો અધિકારી છે, એ વાત આ વાક્ય-'निराशीरपरिग्रहः થી સિદ્ધ નથી થઈ શકતી, એવો ભાવાર્થ છે. વળી 'બંને તરફથી ભ્રષ્ટ થાય છે' એ વચન પણ ગૃહસ્થના યોગાધિકારની વિરુદ્ધ છે, એટલે કે બંને તરફથી ભ્રષ્ટ થાય, એ પ્રશ્ન ગૃહસ્થ માટે ઉપસ્થિત થતો નથી. (તેથી પણ આ ઉપર કહેલી પૂર્વપક્ષની શંકા બરાબર નથી.)

શંકા-વાદી: 'अनाश्रितः कर्मफलं' એ શ્લોકથી કર્મ કરવાવાળા માટે જ સંન્યાસપણું અને યોગીપણું કહ્યું છે, નિરગ્નિને(અગ્નિપૂજક નથી તેને) અથવા તો અક્રિય(કર્મ નહિ કરવાવાળા)ને માટે તો સંન્યાસીપણાનો તથા યોગીપણાનો નિષેધ કર્યો છે.

ઉત્તર: એમ કહેવું પણ બરોબર નથી; કારણકે આ શ્લોક તો ધ્યાનયોગ-માટેના બહિરંગ (બહારના સાધનરૂપ) કર્મોનાં ફળની ઇચ્છાના ત્યાગની પ્રશંસા કરે છે. કેવળ નિરગ્નિ (અગ્નિવ્રત ન પાળનાર) અને ક્રિયારહિત જ સંન્યાસી છે, એમ નથી. શંકા: ત્યારે શું કહેવા માગો છો? ઉત્તર: કર્મ કરનારો પણ આસક્તિ અને કર્મફળ છોડીને, સત્ત્વશુદ્ધિ-અંતઃકરણશુદ્ધિ કે ચિત્તશુદ્ધિ માટે કર્મયોગ આચરતો હોય, તો તે પણ સંન્યાસી અને યોગી થાય (છે); એમ કહી સ્તુતિ કરવામાં આવી છે. એક જ (જુદાજુદા નહિ તેવા) વાક્યથી કર્મફળની આસક્તિના ત્યાગરૂપ સંન્યાસની સ્તુતિ અને ચોથા આશ્રમનો નિષેધ એ બંને ન બની શકે. નિરગ્નિ, અક્રિય-અગ્નિ અને કર્મવિનાના હોય એવા ખરેખરા વાસ્તવિક સંન્યાસીનું સંન્યાસીપણું અને યોગીપણું જે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ અને યોગશાસ્ત્રમાં વિહિત (આચરવાનું કહેવામાં આવ્યું) છે. તેનો અહીં ભગવાન પ્રતિષેધ (નિષેધ) નથી કરતા, કેમકે એમ કરવાથી તો પોતાનાં જ કહેલાં વચનો સાથે વિરોધ આવે. આ વચનો 'सर्वकर्माणि मनसा संन्यस्य,' 'नैव कुर्वन्न कारयन् आस्ते, मौनी सन्तुष्टो येन केनचित्,' 'अनिकेत स्थिरमतिः,' 'विहाय कामान्य सर्वान्पुमांश्चरति निस्पृह,' 'सर्वारम्भपरित्यागी' (૫-૧૩) સર્વ કર્મોને મનથી છોડીને,' 'નથી કંઈ કરતો કે કોઈને કરવા પ્રેરતો, (૧૨-૧૯) 'મૌન ભાવવાળો, જે જે કોઈ પણ પ્રકાર બને, આવી પડે, કે જે કાંઈ પણ પ્રાપ્ત થાય, તેથી સદા સંતુષ્ટ રહે છે, ઘરબારવિનાનો સ્થિરબુદ્ધિવાળો છે. (૨-૭૧)' 'જે પુરુષ સર્વ કામનાઓ છોડી, નિસ્પૃહ ભાવથી વિચરે છે અને (૧૨-૧૬) 'સર્વ આરંભોને ત્યાગી.' એ રીતે ઠેરઠેર ભગવાને જે વાક્યો કહેલાં છે, તે સાથે (જો) ચોથા આશ્રમનો પ્રતિષેધ (નિષેધ) કરે, તો વિરોધ ઉત્પન્ન થાય, માટે આ વાત સિદ્ધ થાય છે કે જે ધ્યાનયોગ ઉપર ચડવાને ઇચ્છનો (આરુરુક્ષુ), મનનશીલ (કર્મફળ ત્યજી દેનાર મુનિ) ગૃહસ્થ પોતાને પ્રાપ્ત થયેલા (પોતે સ્વીકારેલા) ગૃહસ્થાશ્રમધર્મનાં અગ્નિહોત્રાદિક કર્મફળની અપેક્ષા રાખ્યા વિના કર્મ કરે, તો તે કર્મ, અંતઃકરણ-

ની–ચિત્તની કે સત્ત્વની શુદ્ધિ કરી તે દ્વારા ધ્યાનયોગમાં આરૂઢ થવાનું બહિરંગ સાધન બની શકે છે; એવું કહેવાના હેતુથી 'सन्यासी च योगी च (૬–૧) એ જ સંન્યાસી, એ જ યોગી છે' એમ કહી સ્તુતિ કરવામાં આવી છે.

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન બોલ્યાઃ

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥**

કર્મફળનો આશ્રય કર્યા વિના જે કર્મ કરે છે, તે સંન્યાસી છે અને યોગી છે; નિરગ્નિ કે અક્રિય (અગ્નિવ્રત ન પાળનારા કે કર્મ ન કરનારા કંઈ સંન્યાસી અને યોગી) નથી હોતા. ૧

**ભાષ્યાર્થ :** જેણે આશ્રય નથી લીધો તે અનાશ્રિત; શાનો આશ્રય નથી લીધો? કર્મફળનો. એટલે કે જે કાંઈ કર્મનું ફળ છે, તેનો આશ્રય ન લીધેલો–કર્મફળની તૃષ્ણાવિનાનો એ છે. જે કર્મફળની તૃષ્ણાવાળો હોય છે, તે કર્મફળનો આશ્રય લે છે; આ તો એથી ઊલટું આચરણ કરવાવાળો છે તેથી એ કર્મફળનો આશ્રય ન લેવાવાળો 'અનાશ્રિત કર્મફળ' છે. એવી રીતે કર્મફળના આશ્રયથી રહિત હોવા છતાં જે પુરુષ કર્તવ્યકર્મોનો, એટલે કે કામ્યકર્મથી ઊલટાં, નિત્યનાં અગ્નિહોત્રાદિ કર્મ કરે છે, તે સંન્યાસી અને યોગી છે. જે કોઈ આવો–કર્મ કરનારો છે, તે બીજા કર્મ કરનારાઓ કરતાં ચડિયાતો છે; એવું જણાવવાનો ભગવાનનો આશય છે. (એમ ભગવાન શંકરાચાર્ય કહે છે.) સંન્યાસ એટલે પરિત્યાગ–સર્વપ્રકારનો ત્યાગ; એ જેને (જેનામાં) હોય તે સંન્યાસી; અને યોગી એટલે જેને યોગ છે એટલે ચિત્તનું સમાધાન છે, તે (યોગી છે). આ ('ચડિયાતા કર્મ કરનાર') કર્મયોગી આવા ગુણોવાળો છે, એમ માનવું; કેવળ નિરગ્નિ (અગ્નિનો ત્યાગ કરનાર) અને અક્રિય એટલે કર્મનો ત્યાગ કરનાર જ સંન્યાસી અને યોગી છે, એમ ન માનવું. કર્મોનાં અંગભૂત જે (ગાર્હપત્ય, આહવનીય, અન્વાહાર્ય, સભ્ય તથા દક્ષિણાગ્નિ વગેરે નામવાળા) અગ્નિઓ છે; તે જેમને છૂટી ગયા (ત્યજાઈ ગયા)છે, તે નિરગ્નિ છે; અને અક્રિય એટલે અગ્નિરૂપ સાધનવિનાના કોઈ જેઓ તપદાનાદિ ક્રિયાઓ પણ કરતા નથી, તે અક્રિય છે. (એવા નિરગ્નિ અને અક્રિય ભલે હોય છતાં પણ અનાશ્રિત કર્મફળ ન હોય તો તે સંન્યાસી નથી.)

**પૂર્વપક્ષ :** શ્રુતિ, સ્મૃતિ અને યોગશાસ્ત્રોમાં નિરગ્નિનું અને અક્રિયનું સંન્યાસીપણું અને યોગીપણું પ્રસિદ્ધ છે; ત્યારે અહીં અગ્નિવાળા અને ક્રિયાવાળાનું સંન્યાસીપણું તથા યોગીપણું શા માટે (કઈ રીતે) કહેવામાં આવે છે? **ઉત્તર :** આ બાધ નથી આવતો; કારણકે એકાદ ગુણવિશેષને લઈ (ગુણથી ગૌણવૃત્તિ વડે પ્રેરાઈ) આ સંન્યાસીપણાનું અને યોગીપણાનું એક કર્મક ગૃહસ્થમાં સંપાદન કરવાનું શ્રીભગવાને ઇચ્છયું છે–**શંકા :** તે કેવી રીતે? **ઉત્તર :** કર્મફળના સંકલ્પોનો ત્યાગ થવાથી સંન્યાસીપણું છે; અને યોગના અંગ (સાધન) તરીકે

કર્મોનાં આચરણથી અથવા ચિત્તવિક્ષેપના કારણરૂપ કર્મફળના સંકલ્પોના ત્યાગથી યોગીપણું છે, એ રીતે આ બંને ગૌણપણે (કર્મફળમાં કોઈ શકે) છે, આથી ખાસ સંન્યાસિપણું અને યોગીપણું મુખ્યત્વે ઇષ્ટ છે, એમ કહેવાનો આશય નથી; એ દેખાડવા ભગવાન કહે છે.

ભગવાન કહે છે:

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

હે પાંડવ! જેને સંન્યાસ (નામથી) કહે છે, તેને તું યોગ જાણ; કેમકે જેણે સંકલ્પનો (યથાર્થ રીતે) ત્યાગ કર્યો નથી, એવો કોઈ પણ પુરુષ યોગી થતો નથી. ૨

**ભાષ્યાર્થ:** હે અર્જુન! સર્વકર્મ અને તેના ફળના પરિત્યાગરૂપ જે સંન્યાસ છે, તે ખરો સંન્યાસ છે, એમ શ્રુતિ-સ્મૃતિ જાણનારા કહે છે. કર્માનુષ્ઠાનરૂપ યોગ(નિષ્કામ કર્મયોગ)ને પણ તું તે જ ખરો સંન્યાસ છે, એમ જાણ. પ્રવૃત્તિ લક્ષણવાળો કર્મયોગ છે અને તેનાથી વિરુદ્ધ (વિપરીત) નિવૃત્તિ લક્ષણવાળો ખરો સંન્યાસ છે, તો તેમનું કયું સમાનપણું જોઈને તમે કર્મયોગને પરમાર્થસંન્યાસ કહો છો? એવા પ્રશ્નની અપેક્ષા કરી કહેવામાં આવે છે: પરમાર્થ(ખરા)સંન્યાસ સાથે કર્મયોગનું, કર્તાના માનસિક વૃત્તિ-વ્યવહાર મારફત સામ્ય-સમાનપણું છે. જે પરમાર્થસંન્યાસી છે, તે સર્વકર્મ-સાધનોને ત્યાગી ચૂક્યો હોવાથી સર્વકર્મોને અને તેના ફળને લગતા સંકલ્પ, જે પ્રવૃત્તિજનક ઇચ્છાનું કારણ છે, તે સંકલ્પને ત્યાગી દે છે, અને આ કર્મયોગી પણ કર્મ કરતો હોવા છતાં ફળને લગતા—ફળ વિષેના સંકલ્પનો ત્યાગ કરે છે. (એ પ્રકારે બંનેનું સમાનપણું છે) એ તાત્પર્ય—અર્થ દેખાડતા ભગવાન કહે છે કે જે સંન્યાસ છે તે જ યોગ છે, એમ તું જાણ, કેમકે જે અસંન્યસ્ત-સંકલ્પ છે, અસંન્યસ્ત એટલે અપરિત્યક્ત (છોડ્યાવિનાનો), એટલે કે જેણે કર્મફળ વિષેના સંકલ્પનો ત્યાગ કર્યો (છોડ્યા) નથી તેવો કોઈ પણ કર્મઠ (કર્મના આચરણ કરવાવાળો) સમાધાન(ચિત્ત)વાળો યોગી બનો નથી, થઈ શકવાનો સંભવ નથી; કારણકે કર્મફળનો સંકલ્પ જ ચિત્તના વિક્ષેપનું મૂળ કારણ છે, માટે જે કોઈ કર્મઠ કર્મફળના સંકલ્પવિનાનો થાય, જે કોઈ કર્મઠ કર્મફળના સંકલ્પોને તજી દીધા હોય, તે યોગી છે તે યોગી સમાધાનવાળો—વિક્ષેપવિનાના સ્થિર ચિત્તવાળો થાય છે, કેમકે ચિત્તને વિક્ષેપ કરનાર કારણ(ફળ)નો સંકલ્પ છે અને તે ફળના સંકલ્પને જેણે તજ્યો છે, તે વિક્ષેપરહિત સ્થિર ચિત્તવાળો થાય છે, એમ કહેવાનો અભિપ્રાય છે.

એ પ્રમાણે પરમાર્થ(ખરા)સંન્યાસ અને કર્મયોગ બંનેની સમાનતા, કર્તાની ચિત્તવૃત્તિની—ત્યાગવૃત્તિની સમાનતા વડે છે, એવો આશય લઈને 'યં સંન્યાસ-

मिति प्राहुर्योगं तं विद्धि पाण्डव।' એ શ્લોકથી કર્મયોગની સ્તુતિ કરવા કર્મયોગનું સંન્યાસપણું કહ્યું; ફળેચ્છાથી રહિત જે કર્મયોગ છે, તે ધ્યાનયોગનું બહિરંગ સાધન છે, એ કહેવાના ઉદ્દેશથી એ કર્મયોગની સંન્યાસરૂપે સ્તુતિ કરી; હવે બતાવે છે કે કર્મયોગ ધ્યાનયોગનું સાધન છે. (કર્મયોગનું ધ્યાનયોગમાં સાધનપણું છે.)

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥**

યોગપ્રાપ્તિની ઇચ્છા કરતા મુનિનું સાધન કર્મ કહેવાય છે; અને યોગમાં સ્થિત થયેલા–યોગપદે ચડી ચૂકેલાનું સાધન તો શમ જ કહેવાય છે. ૩

**ભાષ્યાર્થ :** જે ઉપર કહેલા ધ્યાનયોગમાં ચડી શક્યો નથી, જે ધ્યાનયોગમાં સ્થિતિ કરવાને સ્થિર બનવાને અસમર્થ (અશક્ત) છે, એવો (યોગારૂઢ થવાની) યોગમાર્ગે ચડવાની ઇચ્છા રાખનાર કોણ છે? તે મુનિ છે; જે કર્મફળનો સંન્યાસી છે; તે આ શાની ઇચ્છા કરે છે? યોગની. (સારાંશ કે ધ્યાનયોગનો આશ્રય કરવાની જેની ઇચ્છા છે, પણ જે ધ્યાનયોગમાં ટકી રહેવામાં અસમર્થ છે, તે કર્મફળની ઇચ્છારહિત તો છે જ; પરંતુ તે ધ્યાનયોગમાં ટકી રહેવા માટે સાધન શું કરવું? તેનો પ્રત્યુત્તર અહીં આપવામાં આવે છે, કે) તેવા પુરુષનું સાધન 'કર્મ' છે, એમ કહેવામાં આવ્યું છે. પછી તે જ પુરુષ (કર્મરૂપ સાધન વડે) યોગારૂઢ થઈ જાય (ધ્યાનયોગમાં સદા ટકી રહેવા–સ્થિર થવામાં શક્તિમાન બને), ત્યારે તેને જે ઉત્તમ જ્ઞાન, ધ્યાનયોગના ફળરૂપે મેળવવાનું છે, તેનું સાધન તે કર્મોનો જ શમ, અર્થાત્ તે કર્મોની નિવૃત્તિ છે: અને તેને ઉપશમ કહેવામાં આવે છે. પુરુષ જેટલો જેટલો કર્મથી ઉપરામ પામે છે, તેટલો તેટલો તે પરિશ્રમરહિત, જિતેંદ્રિય ને સમાધાનયુક્ત ચિત્તવાળો થાય છે અને તેને ચિત્તની એકાગ્રતાનો લાભ થાય છે; અને (ચિત્તની એકાગ્રતા) એ રીતે થયા પછી તરત જ ઝડપથી તે યોગારૂઢ થાય છે. વ્યાસજીએ પણ એ જ કહ્યું છે: 'બ્રાહ્મણ માટે એકતા, સમતા, સત્યતા, શીલ, સ્થિતિ, અહિંસા, આર્જવ અને સર્વ ક્રિયાઓથી ઉપરામ જેવું બીજું કોઈ (ખરેખર) ધન નથી.' (શાંતિપર્વ મહાભારત ૧૭૫–૩૮)

હવે સાધક ક્યારે યોગારૂઢ થાય છે, તે કહેવામાં આવે છે:

**यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં પુરુષ આસક્ત થતો નથી તથા સર્વ સંકલ્પનો સંન્યાસ કરે છે–સારી રીતે ત્યાગ કરે છે, ત્યારે તે પુરુષ યોગારૂઢ કહેવાય છે. ૪

**ભાષ્યાર્થ :** કર્મફળના સંકલ્પના ત્યાગ વડે ચિત્તનું સમાધાન કરવા વાળો યોગી, જ્યારે ઇંદ્રિયોના અર્થો—એટલે ઇંદ્રિયોના વિષયો—શબ્દ વગેરે છે, તેમા, અને નિત્ય નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ (રોજ કરવાના અમુક પ્રસંગે કરવાના અમુક ફળ, ધન, સ્ત્રી, યશાદિ ફળની પ્રાપ્તિ માટે કરાતા અને શાસ્ત્રે મના કરેલા હોવાથી ન કરવાના) કર્મોમાં પોતાને કાંઈ પ્રયોજન નથી, એવી બુદ્ધિ વડે આસક્ત થતો નથી, તે કર્મોમા સંગ રતો નથી (જોડાતો નથી), એટલે કે એ કર્મો મારે કરવા જોઈએ, એવી કર્તવ્યબુદ્ધિ એ કર્મોમા કરતો નથી, અને વળી આ લોક તથા પરલોકના વિષયોપભોગની કામનાના કારણરૂપ સર્વ સંકલ્પો છોડી દેવાનો જેનો સ્વભાવ થઈ ચૂક્યો છે, તેવો તે સર્વસંકલ્પસન્યાસી થાય છે, ત્યારે તે યોગારૂઢ એટને યોગને પ્રાપ્ત કરી ચૂકેનો કહેવાય છે 'સર્વસંકલ્પસન્યાસી' એ વચનથી સર્વ કામનાઓના અને સર્વ કર્મોનો સન્યાસ (ત્યાગ) કરી દેવો જોઈએ એવો અર્થ છે કેમકે સર્વ કામનાઓનાં મૂળ સંકલ્પ જ છે સ્મૃતિમા પણ કહ્યુ છે, કે 'કામનાઓના મૂળ કારણ સંકલ્પ જ છે અને સર્વ યજ્ઞો પણ સંકલ્પથી થનારા છે' (મનુસ્મૃતિ ૨–૩) વળી મહાભારત શાંતિપર્વ(૧૭૭–૨૫)મા કહ્યુ છે 'હે કામ' હુ તારા મૂળ કારણને જાણુ છુ તુ સંકલ્પથી ઊપજે છે, હુ તારો સંકલ્પ નહિ કરુ એટલે પછી તુ મને (મારા મનમા) પ્રાપ્તિ નહિ કરી શકે—તુ મારા મનમા ઉત્પન્ન થઈ જ નહિ શકે,' ઇત્યાદિ સ્મૃતિવાક્યોથી જણાય છે, કે સર્વ સંકલ્પોનુ મૂળ કામ જ છે

સર્વ કામનાઓના પરિત્યાગ વડે સર્વ કર્મોનો પરિત્યાગ સિદ્ધ થઈ જાય છે 'તે જેવી કામનાવાળો થાય છે તેવો યજ્ઞ કરનારો થાય છે અને જેવો યજ્ઞ કરે તેવા તેને અનુસરી કર્મો કરે છે, (બૃ ૪–૪–૫) વગેરે શ્રુતિથી પણ એ જ વાત સિદ્ધ થાય છે 'અને ખરેખર પ્રાણી જે જે કરે છે તે તે કામની (કામના—વાસનાની) ચેષ્ટા છે (મનુ ૨–૪) આ સ્મૃતિથી અને ન્યાયથી પણ સર્વસંકલ્પસન્યાસમા સર્વ સંકલ્પોનો ત્યાગ કરી દીધા પછી તો સહેજ પણ હાલવા(ચેષ્ટા કરવા)ને પણ તે શક્તિમાન નથી થતો માટે 'સર્વસંકલ્પ સન્યાસી' એ વચનથી ભગવાન, સર્વ કામનાઓનો અને સર્વ કર્મોનો ત્યાગ કરાવે છે

જ્યારે મનુષ્ય આ રીતે યોગારૂઢ થાય છે ત્યારે અનર્થોના સમૂહરૂપ સંસારથી તેના આત્માનો તેના પોતાના આત્મા (આત્મ–બળ) વડે ઉદ્ધાર થાય છે

માટે—

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો, આત્માનો નાશ ન કરવો,

કારણકે આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે ૫

ભાષ્યાર્થ : સંસારસાગરમાં ડૂબી ગયેલા આત્માનો તે(સંસારસાગર) માંથી આત્મા વડે ઉદ્ધાર કરવો એટલે કે પોતે પોતાને આત્મગર્તથી ઊંચે ચઢાવવો (લઈ જવો) જોઈએ–અર્થાત્ યોગારૂઢ અવસ્થા પ્રાપ્ત કરી લેવી જોઈએ આત્માને નીચે ન લઈ જવો (આત્માનું પોતાનું અધઃપતન ન કરવું જોઈએ આત્માને નીચે પડવા દેવો ન જોઈએ) કેમકે આત્મા પોતે જ આત્માનો પોતાનો બંધુ છે, પણ બીજો કોઈ બંધુ નથી કે જે સંસારથી મુક્તિ આપવાવાળો થાય સંસારવ્યવહારમાં જેઓ બંધુ છે, તે તો સ્નેહ આદિ બંધનના સ્થાન છે, તેથી તેઓ બંધુ છે પણ મોક્ષમાર્ગના તો વિરોધી જ છે અને મોક્ષમાર્ગમાં તો પ્રતિકૂળ (અડચણકર્તા) જ છે તેટલા માટે 'આત્મા જ આત્માનો બંધુ છે' એમ જે નિશ્ચયપૂર્વક કહ્યું છે તે યોગ્ય છે, તે જ પ્રમાણે જે બીજા અપકાર કરનાર બાહ્યશત્રુ છે, તે પણ આત્માથી જ થયેલા (તેમને પણ એ કામ ઉપર આત્માએ જ યોજેલા, નીમેલા) છે એટલા માટે આત્મા જ આત્માનો (પોતે જ પોતાનો) શત્રુ છે, એમ નિશ્ચયપૂર્વક કહ્યું છે, તે યોગ્ય જ છે

આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે, એમ કહ્યું છે તો કયા લક્ષણવાળો આત્મા આત્માનો બંધુ છે? અને કયા લક્ષણવાળો આત્મા આત્માનો શત્રુ છે, એવી આકાંક્ષા થાય, તો કહેવામાં આવે છે

बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

જેણે આત્મા વડે આત્મા જીત્યો છે, તેનો આત્મા જ આત્માનો બંધુ છે, પણ જે (એવો આત્માને જિતનારો નથી) અનાત્મા છે, તેનો આત્મા શત્રુની પેઠે વર્તે છે–શત્રુપણું ધારણ કરે છે ૬

ભાષ્યાર્થ : જે જીવાત્માએ આત્માને જીત્યો છે, તે આત્મા(જીવાત્મા)નો આત્મા જ બંધુ છે (અહીં) આત્મા એટલે કાર્યકારણનો સંઘાત એટલે કે શરીર અને ઇંદ્રિયોનો સમુદાય, એ સમુદાયને જેણે વશ કર્યો છે–અર્થાત્ જે જિતેન્દ્રિય છે તે જીવાત્મા પોતે જ પોતાનો બંધુ–મિત્ર છે પરંતુ જેણે એ શરીરેન્દ્રિયના સમુદાયરૂપ આત્માને જીત્યો નથી, તેનો એ જીવાત્મા જ શત્રુપણે

• જેણે આત્માને આત્માથી જીત્યો છે તેનો આત્મા તેનો બંધુ થયો છે એટલે કે આત્મા અર્થાત્ મન જેના સંકલ્પમાત્રથી જ આખું કાર્યકારણરૂપ જગત્ બાધિત થાય છે તેનો જેણે આ માત્રમાં જ લય કરી નાખવારૂપ જય કર્યો છે તેનો આત્મા બંધુ છે જે પુરુષે આમ કર્યું નથી અને તેથી જેને સમુખશાથી આદિ બ્રહ્મ સુધી સર્વ સ્થળે એકાકાર આત્મદૃષ્ટિ થઈ નથી તેવા અનાત્માને તો તેનો આત્મા મન અરિ જેવો ભિન્નભાવ વિસ્તારનાર થાય છે કે તે શત્રુરૂપ થઈ શત્રુની પેઠે વિરુદ્ધ માર્ગે જ દોરે છે સંસારના જન્મમરણની જાળથી કદાપિ છોડાવતું નથી '–આ. ન. દ્વિવેદી

વર્તે છે એટલે કે આત્મ વ્યતિરિક્ત બાહ્યશત્રુ જે પ્રમાણે આત્માના અપકાર (અનિષ્ટ) કરે છે, તે જ પ્રમાણે તેનો આત્મા પોતેપોતાનું અનિષ્ટ કરવામા પ્રવૃત્ત થાય (મચ્યો રહે) છે

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

જિતાત્મા એવા પ્રશાતને શીત, ઉષ્ણ (ટાઢતડકો), સુખ, દુખ તથા માન અને અપમાનમા પરમાત્મા સમાધિનો વિષય થાય છે સાક્ષાત્ આત્મારૂપે વર્તે છે )૭

ભાષ્યાર્થ : કાર્યકારણાદિ સઘાત એટલે દેહ, મન, ઇન્દ્રિયોના સમુદાય રૂપ આત્માને જેણે જીત્યો છે તે જિતાત્મા છે, અને પ્રશાત એટલે પ્રસન્ન જેનુ અત કરણ છે (જેનુ ચિત્ત ઉપશમ પામ્યુ છે), એવો સન્યાસી—અર્થાત્ જે જિતેન્દ્રિય અને પ્રસન્ન અત કરણવાળો છે, એટલે કે સર્વ કર્મનાનો જેણે પરિત્યાગ કર્યો છે, જે તેથી ઉપરામ(શાતવૃત્તિ)વાળો જે પુરુષ છે, તેને સુખ, દુખ, શીત (ટાઢ), ઉષ્ણ (તડકો), માન અને અપમાન (પૂજા અને તિરસ્કાર) એ સર્વ સ્થિતિમા પરમાત્મા સમાહિત હોય છે—અર્થાત્ સાક્ષાત્ આત્મભાવે રહે છે એને આત્મા સર્વત્ર નિત્ય સમ છે, તેથી એ પ્રકારે પણ શીત, ઉષ્ણ, પૂજા અને તિરસ્કારમા એ સમભાવે રહે છે

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥

જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયેલા આત્માવાળો (અવિકારી), કૂટસ્થ, વિજિતેન્દ્રિય છે અને જેને માટીનુ ઢેફુ, પથ્થર અને સોનુ સરખા છે, એવો યોગી યુક્ત—એટલે યોગારૂઢ કહેવાય છે ૮

ભાષ્યાર્થ : શાસ્ત્રે કહેલા પદાર્થોનુ(શબ્દો)નુ કથન સારી રીતે સમજવુ તે જ્ઞાન છે, અને શાસ્ત્રમાથી એ રીતે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું તેનો અનુભવ લેવો તે વિજ્ઞાન છે, એવા જ્ઞાન અને વિજ્ઞાનથી જેનુ અત કરણ તૃપ્ત છે—એટલે કે જેના અત કરણમા એવો ભાવ ઉત્પન્ન થઈ ગયો છે, કે 'બસ હવે કાઈ જાણવાનુ બાકી નથી,' એવા જ્ઞાન—વિજ્ઞાનથી તૃપ્ત થયેના અત કરણવાળો જ્ઞાન વિજ્ઞાન તૃપ્તાત્મા છે તે કૂટસ્થ, અપ્રકમ્પ—ગમે તે થાય તોપણ તે પ્રૂજી ઊઠતો નથી (અવિચલ છે), વિકારના સાધનો—વિષયો મુખ આગળ હોવા છતા જે વિકારશૂન્ય જ રહે છે અને તે વિજિતેન્દ્રિય પણ થાય છે, અર્થાત્ તેની ઇન્દ્રિયો તેના કાબૂમા રહેનારી થાય છે, તે યુક્ત એટલે સમાહિત (સમાધિસ્થ) છે, એમ કહેવાય છે તે યોગી 'સમલોષ્ટાશ્મકાઞ્ચન' છે, એટલે કે માટીનુ ઢેફુ, પથ્થર અને સોનુ—એ સર્વ એને તો સમ (સમાન—એકરૂપ) છે

વળી,

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુઓ, સાધુઓ અને પાપીઓમાં પણ જે સમબુદ્ધિવાળો છે, તે (સર્વથી આગળ-પડતો) શ્રેષ્ઠ છે. ૯

ભાષ્યાર્થ: સુહૃદ્ વગેરે શબ્દવાળી પહેલી લીટી એક આખો શબ્દ છે. બદલાની ઇચ્છા વગર ઉપકાર કરનાર તે સુહૃદ્; સ્નેહવાળો તે મિત્ર; શત્રુ એટલે દુશ્મન; કોઈનો પક્ષ ન કરે તે ઉદાસીન; પરસ્પર વિરોધ કરવાવાળા બેયનું જે હિત ઇચ્છે તે મધ્યસ્થ; આત્માને (પોતાને) અપ્રિય તે દ્વેષ્ય; પોતાનો સંબંધી તે બંધુ; એ સર્વમાં તથા (સર્વ) શાસ્ત્રને અનુસરી ચાલનારા સાધુઓમાં તેમ જ શાસ્ત્રે મના કરેલાં કર્મ કરવાવાળા પાપીઓમાં પણ જે સમબુદ્ધિ છે, એટલે કે એ સઘળામાં 'કોણ કર્તા છે અને કોણ કર્મ છે, (કોણ કોણ શું શું કરે છે.' એવા વિચારથી જેની બુદ્ધિ વ્યાપી નથી જતી, એવો વિચાર જેને આવતો નથી, એવા વિચારમાં જેની બુદ્ધિ પ્રવૃત્ત થતી નથી), તે શ્રેષ્ઠ છે, એટલે કે એવો યોગી સર્વમાં શ્રેષ્ઠ છે.

અહીં વિશિષ્યતેની જગ્યા પર વિમુચ્યતે એવો પણ પાઠ છે, તેનો પણ સર્વ યોગારૂઢમાં આ ઉત્તમ છે, એવો અર્થ છે.

આમ છે, માટે ઉત્તમ ફળની પ્રાપ્તિ માટે–

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

એકાંતમાં રહેલો, એકલો ચિત્ત તથા પોતાના દેહને નિયમમાં રાખનારો, આશારહિત અને ભોગસાધનના સંગ્રહવિનાનો યોગી, પોતાના અંતઃકરણને સતત યોજે–ધ્યાનમાં અત્યંત સ્થિર કરે. ૧૦

ભાષ્યાર્થ: યોગી એટલે ધ્યાન કરનારો પુરુષ, પર્વતની ગુફા આદિ એકાંત સ્થાનમા રહેલો, એકલો સહાય વગરનો (એ) હોઇ નિરંતર પોતાના અંતઃકરણને સમાધિ(ધ્યાન)માં જોડે. 'એકાંત સ્થાનમાં રહેલો અને એકલો' એ વિશેષણો-થી એવો અર્થ જણાવ્યો છે કે સંન્યાસ ગ્રહણ કરી યોગનું સાધન કરે. જેણે અંતઃકરણ અને દેહ જીતેલાં (વશ કરેલાં) છે, જે તૃષ્ણારહિત છે અને જે સર્વ (બાહ્ય સાધનસામગ્રીથી રહિત એટલે) પરિગ્રહરહિત છે, તે યોગનું સાધન કરે, ભાવાર્થ આ છે કે સંન્યાસ ગ્રહણ કરેલ હોયા છતાં પરિગ્રહનો સર્વ પ્રકારે ત્યાગ કરી (લંગોટી, કમંડલુ વગેરે ઉપર તથા પોતાના શરીરપરની આસક્તિ-નો સર્વ પ્રકારે ત્યાગ કરી) યોગનો અભ્યાસ કરે, પોતાના આત્માને ધ્યાનમાં (સમાધિમા) જોડે.

હવે યોગાભ્યાસ કરનાર માટે યોગનાં સાધનરૂપ આસન, આહાર અને વિહાર વગેરેના નિયમો કહેવા જોઈએ; તેમ જ યોગ દશા-યોગારૂઢ દશા પ્રાપ્ત કરેલાનાં લક્ષણ કહેવાં જોઈએ; તથા એ યોગપ્રાપ્તિનું ફળ પણ કહેવું જોઈએ; માટે હવે કહેવાનો આરંભ કરવામાં આવે છે; અને એમાં પ્રથમ તો આસન જ કહેવામાં આવે છે:

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

ન અતિ ઊંચું તેમ જ ન અતિ નીચું એવું દર્ભ, મૃગચર્મ અને વસ્ત્રવાળું પોતાનું આસન પવિત્ર દેશમાં સ્થિર સ્થાપીને-૧૧

**ભાષ્યાર્થ:** જે સ્વભાવથી અથવા તો તેને વાળવા-ઝાડવાના સંસ્કાર કર્યોથી પવિત્ર અને એકાંત સ્થાન હોય તેવા સ્થાનમાં પોતાનું આસન, જેમ અતિ ઊંચું કે અતિ નીચું ન હોય, જે ઉપર વસ્ત્ર, મૃગચર્મ અને દર્ભ હોય, તેને અચળ સ્થાપવું. અહીં શ્લોકમાં (આસન વિષે) જે પાઠ છે, તેથી ઊલટો ક્રમ સમજવાનો છે; એટલે કે પ્રથમ (સહુથી નીચે) દર્ભ પછી તેની ઉપર મૃગચર્મ અને તેની ઉપર વસ્ત્ર પાથરવું, એ અર્થ લેવાનો છે; એવું આસન અચળ સ્થાપીને—

આસન સ્થિર સ્થાપી પછી શું કરે?

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

–ત્યાં આસન પર બેસીને, ચિત્ત તથા ઇંદ્રિયોની ક્રિયાને વશ કરનાર તે મનને એકાગ્ર કરી, પોતાના આત્મા (અંતઃકરણ)ની અત્યંત શુદ્ધિ માટે યોગ કરે-ધ્યાન કરે.૧૨

**ભાષ્યાર્થ:** તે આસન પર બેસી યોગસાધન કરવું; તે કેવી રીતે કરવું? સર્વ વિષયોથી મનને પાછું વાળીને પછી ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓ જેની વશ થઈ હોય છે, એવો પુરુષ શા માટે યોગનું સાધન કરે? એવા પ્રશ્નના જવાબમાં કહેવામાં આવે છે, કે પોતાના આત્મા-(અંતઃકરણ)ની શુદ્ધિ માટે તે યોગ કરે.

બાહ્ય આસનનું વર્ણન કર્યું; હવે આસન પર બેઠા પછી શરીર કેવી રીતે રાખવું જોઈએ, તે કહે છે:

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४॥

દેહ, માથું અને ગરદન સીધાં અને અચળ રાખતો સ્થિર પુરુષ દિશાઓ તરફ દૃષ્ટિ ન રાખતાં પોતાની નાસિકાના અગ્રભાગને જોઈ અત્યંત શાંત ચિત્તવાળો, નિર્ભય, બ્રહ્મચર્યવ્રતમાં સ્થિર થયેલો, મનનો સંયમ (નિરોધ) કરી મારામાં ચિત્તવાળો થઈ–મને જ પરમસ્થાન સમજી, મારે પરાયણ, સમાધિવાળો થઈ બેસે–સ્થિર થાય. ૧૩,૧૪

**ભાષ્યાર્થ :** શરીર, માથું અને ગરદનને સરખાં રાખી સ્થિર થઈને બેસે. શરીરાદિ સરખાં રાખ્યાં હોય–,શરીર, માથું, ગરદન એક લાઈનમાં સીધાં રાખ્યા હોય, તોપણ એ શરીર વગેરેનું હલન–ચલન–ડોલન થવા સંભવ છે, તેથી 'અચલ' આ વિશેષણ નિષ્કંપ રાખવા મૂકવામાં આવ્યું છે. એ રીતે સ્થિર થઈને પોતાના નાકના અગ્રભાગને સારી રીતે જોતો હોય એમ કરીને; અહીં 'संप्रेक्ष्य' શબ્દની પછી 'इव' અધ્યાહાર સમજવાનો છે; કારણકે અહીં નાકનો અગ્રભાગ (નાકની દાંડી) જોવો એવો વિધિ કહેવાનો આશય નથી; ત્યારે શું ઇષ્ટ છે? (ચક્ષુની બાહ્યદૃષ્ટિને અભ્યંતર કરી દેવી એ અહીં ઇષ્ટ છે.) એ રીતે દૃષ્ટિ સ્થાપન કરવી, દૃષ્ટિને એ બાજુએ નાખવી, ચોટાડવી કે રાખવી, એ અંતઃકરણના સમાધાન માટે–સમાધિસ્થ થવા માટે ઇષ્ટ છે. પોતાની નાકની દાંડીને જ જોવી એમ કહેવાને જો અહીં ઇચ્છયું હોત, તો તો મન ત્યાં જ ચોટી રહે, ત્યાં જ લય પામે; આત્મામાં સંલગ્ન ન થાય, લય ન પામે; પરંતુ અહીં તો મનને આત્મામાં જ લય–સ્થિર કરવાનું (કહેવા ઇચ્છયું છે.) એ आत्मसंस्थं मनः कृत्वा (૬–૨૫) શ્લોકથી સ્પષ્ટ કહેવામાં આવશે. માટે इव શબ્દનો લોપ થયો છે, એમ સમજવાથી, નેત્રોની દૃષ્ટિનો સંનિપાત (સમ જે આત્મા તેમાં મનને બરોબર લગાડવું.) નેત્રોની દૃષ્ટિનું આત્મા સાથે જોડાણ કહેવા ઇચ્છયું છે. આ પ્રકારની નેત્રોની દૃષ્ટિને બીજી દિશાઓ (આત્મા સિવાયની વચ્ચેની અન્ય દિશાઓ) જોયા વિના કરવી.

વળી ઉત્કૃષ્ટ રીતે જેનું અંતઃકરણ શાંત થયું છે, તે પ્રશાંતાત્મા તથા જેનો ભય જતો રહ્યો છે તે વિગતભી (નીડર) અને બ્રહ્મચારીઓના મતમાં રહેલો એટલે બ્રહ્મચર્ય, ગુરુસેવા, ભિક્ષાન્નભોજનાદિ બ્રહ્મચારીઓનાં વ્રત છે, તેમાં સ્થિત એટલે તે વ્રતોનાં અનુષ્ઠાન પાલન કરવાવાળો તે હોવો જોઈએ. ઉપરાંત મનનો સંયમ કરી એટલે મનની વૃત્તિઓને અટકાવી મારામાં ચિત્તવાળો, એટલે હું પરમેશ્વર છું, તેમાં જેનું ચિત્ત છે તે મચ્ચિત્ત, યુક્ત એટલે સમાધાન ધારણ કરી (સ્વસ્થ) બેસે. વળી તે મત્પર–અર્થાત્ હું જ જેનું પરમ આરાધ્ય દૈવત, પરમ પુરુષાર્થ છું એવો થાય. કોઈ કામી પુરુષ સ્ત્રીચિત્તવાળો (સ્ત્રીમાં જ ચિત્ત રમી રહ્યું હોય એવો) હોય, તોપણ તે એ સ્ત્રીને સર્વથી શ્રેષ્ઠ પરમ દૈવત કે પરમ આરાધ્ય પુરુષાર્થ ગણતો નથી. ત્યારે એ શું સમજે છે? એ તો મહાદેવ અથવા રાજાને પરમ દૈવત ગણે છે; પણ આ (યોગમાં આરૂઢ થનારો પુરુષ) તો મચ્ચિત્ત અને મત્પર હોય છે.

હવે આ યોગનું ફળ કહેવામાં આવે છે.

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

એ પ્રમાણે પોતાના આત્માને એટલે અંતઃકરણને સદા યોગમાં જોડતો, ચિત્તને વશ રાખનારો યોગી મારામાં રહેલી ઉત્કૃષ્ટ કૈવલ્ય એટલે પરમ નિર્વાણરૂપ શાંતિ પામે છે. ૧૫

**ભાષ્યાર્થ:** આ પ્રમાણે એટલે ઉપર કહેલા વિધિ પ્રમાણે પોતાના આત્માને એટલે અંતઃકરણને સદા પરમ આત્મામાં જોડતો–(સ્થિર કરતો) અર્થાત્ મનને (પોતાના આત્મામાં એટલે જીવમાં નહિ પણ શુદ્ધ ચિદ્‌ઘન પર) આત્મામાં સ્થિર કરતોકરતો મારામાં રહેલી નિર્વાણ કે કૈવલ્ય આપનારી શાંતિ પામે છે. નિર્વાણ, કૈવલ્ય કે મોક્ષ જ જેની અંતિમ સ્થિતિ છે એવી એ નિર્વાણપરમાં શાંતિ, જે વળી મત્સંસ્થાં–મારામાં સ્થિત રહેલી એટલે મારે અધીન છે, તે શાંતિ તે પ્રાપ્ત કરે છે.

હવે યોગીના આહાર વગેરે નિયમો કહેવામાં આવે છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

હે અર્જુન! અતિ ખાનારને યોગ સિદ્ધ નથી થતો; તેમ કેવળ (બિલકુલ) નહિ ખાનારને પણ યોગ નથી સિદ્ધ થતો; ખૂબ ઊંઘણશીને વળી તે સિદ્ધ થતો નથી, તેમ જ ઉજાગરો કરનારને પણ તે યોગ નથી સિદ્ધ થતો.÷ ૧૬

**ભાષ્યાર્થ:** આત્મસંમિત× એટલે પોતાને જોઈએ તેટલા અન્નના પ્રમાણની હદ ઓળંગીને જે વધારે ખાય છે તે– 'અત્યશ્નતઃ'–અધિક ખાનારને યોગ સિદ્ધ નથી થતો; વળી બિલકુલ નહિ ખાનારને પણ યોગ સિદ્ધ નથી થતો; કેમકે 'જે યોગ્ય પરિમાણ(પ્રમાણ)વાળું, પોતાના શરીરની શક્તિને

÷ આ અભિપ્રાય પ્રમાણે માર્કંડેય પુરાણમાં પણ કહ્યું છે:

निष्पातः क्षुधितः श्रान्तो न च व्याकुलचेतन ।
युञ्जीत योगं राजेन्द्र योगी सिद्ध्यर्थमात्मनः ॥
नातिशीते न चैवोष्णे न द्वन्द्वेनानिलान्विते ।
कालेष्वेतेषु युञ्जीत न योगं ध्यानतत्परः ॥

× ખાધેલું અન્ન બરાબર પચી જાય અને તેના ખાનારને પોતાનું કાર્ય કરવામાં બળ, ઉત્સાહ આપે તે અન્ન 'આત્મસંમિત' છે.

વધારે ખાનારને અજીર્ણ થઈ વ્યાધિ થવાનો સંભવ છે અને વ્યાધિગ્રસ્ત શરીર સમાધિ કે ધ્યાનને યોગ્ય નથી. તેમ જ પ્રમાણે થોડું ખાનાર કે નિરાહારીનું શરીર અશક્ત પડી જવાથી તે પણ સમાધિ કે ધ્યાન માટે યોગ્ય નથી, એવો ભાવાર્થ છે.

અનુસરી અન્ન ખાય છે, તે અન્ન તેનું રક્ષણ કરે છે, એટલે કે તે અન્ન તેને કષ્ટ આપતું નથી, તેનો અનર્થ નથી કરતું. પોતાના પ્રમાણથી વધુ ખાય છે, તેનો તે અન્ન અનર્થ કરે છે અને જે એ પ્રમાણથી ઓછું ખાય છે, તેનું તે અન્ન પોષણ–રક્ષણ કરી શકતું નથી; એમ શતપથ બ્રાહ્મણની શ્રુતિમાં કહ્યું છે.+ તેટલા માટે યોગીએ પોતાને જરૂરી અન્નથી વધારે કે ઓછું અન્ન ન ખાવું. અથવા આ શ્લોકના પૂર્વાર્ધ(પહેલી લીટી)નો અર્થ બીજી રીતે પણ થાય છે, કે યોગશાસ્ત્રમાં કહેલાં અન્નપ્રમાણથી જો યોગાભ્યાસી વધારે ખાય, તો તેને યોગ સાધ્ય થતો નથી; કેમકે કહ્યું છે: 'પેટ (હોજરી)માં જગ્યા હોય તેનો અર્ધો ભાગ] શાક, અથાણાં સહિત, અન્ન અર્ધી હોજરી ભરાવ એટલું લેવું; ત્રીજો ચતુર્થાંશ પાણીનો લેવો; અને ચોથો (છેવટે રહેલો સવા ચોથ હોજરીમાં સારી રીતે) વાયુને હરવાફરવા માટે ખાલી રાખવો.' આ પ્રમાણે યોગશાસ્ત્રમાં પ્રમાણ છે. (જેમ પ્રમાણથી વધુ, ઓછું કે બિલકુલ ન ખાનારને યોગ સાધ્ય થતો નથી.) તેમ જ બહુ ઊંઘનાર–ઊંઘણશીને પણ યોગ સિદ્ધ થતો નથી અને એવી જ રીતે જે અતિશય જાગે (ઉજાગરા કરે) છે, તેને પણ યોગ સિદ્ધ નથી થતો.

ત્યારે શી રીતે, કઈ રીતે યોગ સિદ્ધ થાય છે, તે કહે છે:

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

યોગ્ય આહાર લેનારને, યોગ્ય વિહાર કરનારને, કર્મોમાં યોગ્ય ચેષ્ટા કરનારને, યોગ્ય ઊંઘનારને તથા યોગ્યજાગનારને યોગ, દુઃખ હણનારો નીવડે છે. ૧૭

ભાષ્યાર્થ: ખાવામાં આવે તે આહાર એટલે અન્ન; વિહાર કે વિહરણ એટલે ચાલવું, હરવુંફરવું, પગની ક્રિયા; તે બંને જેનાં નિયમિત પ્રમાણપુરઃસર થાય છે તથા કર્મોમાં પણ જેની ચેષ્ટા યોગ્ય નિયમિત પ્રમાણથી થાય છે, જેનું ઊંઘવાનું અને જાગવાનું યોગ્ય રીતે નિયત–નિયમિત છે, તેવા યથાયોગ્ય આહારવિહારવાળા અને કર્મોમાં યથાયોગ્ય ચેષ્ટા (ક્રિયારૂપી હલનચલન) કરવાવાળા તથા યોગ્ય નિદ્રા લેનાર, યથાયોગ્ય જાગવાવાળા યોગીનો યોગ, દુઃખનો નાશ કરનાર નીવડે છે. સર્વ દુઃખોનો નાશ કરે તેનું નામ દુઃખહા છે. સર્વ સંસારરૂપ દુઃખોનો નાશ કરવાવાળો યોગ, (ઉપર કહેલા યુક્ત આહારવિહાર વગેરે કરનાર યોગીને) સિદ્ધ થાય છે—એટલે કે એ યોગ સર્વ સંસારનાં દુઃખ હરનાર છે—તેનો નાશ કરે છે.

(સાધક) ક્યારે યુક્ત–સમાધિસ્થ, યોગસ્થ–યુક્ત થાય છે, તે હવે કહેવામાં આવે છે:

---

+ यदु ह वा आत्मसंमितमन्नं तदवति तन्न हिनस्ति, यद्भूयो
हिनस्ति तद्यत्कनीयो न तदवति । —शतपथ

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

જ્યારે અત્યંત એકાગ્રતા પામેલું ચિત્ત આત્મામાં જ સ્થિર થાય (રહે) છે, ત્યારે સર્વ વિષયોથી નિઃસ્પૃહ (સર્વ વિષયોની ઇચ્છારહિત થયેલો) તે યુક્ત-સમાધિસ્થ કહેવાય છે. ૧૮

**ભાષ્યાર્થ :** વિનિયત એટલે વિશેષપણે નિયત કરેલું-નિયમમાં (સંયમમાં) રાખેલું (અટકાવેલું-એકાગ્રતા પ્રાપ્ત કરેલું) ચિત્ત જ્યારે બાહ્ય વિષયોની ચિંતા છોડી કેવળ આત્મામાં જ સ્થિત થાય છે, પોતાના સ્વરૂપમાં સ્થિત થવાનો (ટકવાનો) લાભ પ્રાપ્ત કરે છે, ત્યારે સર્વ પ્રકારના ભોગોની લાલસાથી વિરક્ત થયેલો યોગી-એટલે કે દશ્ય તથા અદશ્ય સર્વ પ્રકારના ભોગોમાંથી જેની તૃષ્ણા નાશ પામી ગઈ છે, એવો યોગી તે સમયે સમાહિત-સમાધિસ્થ (પરમાત્મામાં સ્થિતિ કરવાવાળો) છે, એમ કહેવામાં આવે છે.

તે યોગીનું જે સમાધિસ્થ થયેલું ચિત્ત છે, તેની (સ્પષ્ટતા કરવા માટે) ઉપમા કહેવામા આવે છે

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥

આત્માનો યોગ કરતા અને નિરોધેલી ચિત્તવૃત્તિવાળા યોગીને વાયુરહિત સ્થાનમાં દીવો જેમ ડોલતો નથી, તે દીવાની ઉપમા (આપી તેની) સાથે (સ્મરણ કરવામાં આવ્યો છે) સરખાવવામાં આવ્યો છે. ૧૯

**ભાષ્યાર્થ :** વાયુવિનાના સ્થાનમાં રાખેલો દીવો જેમ ડોલતો નથી, તેવી રીતની આત્મધ્યાનના અભ્યાસ કરવાવાળા, સમાધિમાં સ્થિત થયેલા યોગીના જીતી લીધેલા અંતઃકરણની ચિત્તપ્રવૃત્તિ (ચિત્તગતિ)ને પ્રત્યક્ષ જોવાવાળા યોગવેત્તા પુરુષોએ માની તે દીવાની ઉપમા આપી છે; એટલે કે યોગીનું ચિત્ત અચળ હોય છે, એમ અનુભવેલું છે.

એવી રીતે યોગના અભ્યાસબળથી વાયુરહિત સ્થાનમાં રાખેલા દીવાની પેઠે એકાગ્ર-નિશ્ચળ થયેલું ચિત્ત-(કેવી સ્થિતિમાં હોય છે તે નીચેના શ્લોકથી કહેવામાં આવે છે)—

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

જ્યાં યોગનું અનુષ્ઠાન કરવાથી નિરોધેલું—વૃત્તિશૂન્ય થયેલું ચિત્ત ઉપરામ પામે છે-શાંત થાય છે અને જ્યાં પોતાના આત્મા વડે (પોતાના અંતઃકરણ, વડે) આત્માને જોતો આત્મામાં જ

સંતોષ પામે છે; (ત્યાં યોગ જાણવો.)૨૦

ભાષ્યાર્થ : જે સમયે યોગના અનુષ્ઠાન-સાધનથી રોકેલું, સર્વ પ્રકારે સર્વ બાજુથી નિવારેલું-ચંચળતારહિત કરેલું ચિત્ત, ઉપરામ-ઉપરતિ પામે છે; અને જે સમયે સમાધિથી શુદ્ધ થયેલા પોતાના આત્મા એટલે અંતઃકરણ વડે પરમ ચૈતન્યજ્યોતિસ્વરૂપ આત્માને જોતો, આત્માનો સાક્ષાત્કાર કરતો, એટલે કે આત્માને પ્રાપ્ત થતો એ પોતે પોતાનામાં જ-આત્મામાં તૃપ્ત થાય-સંતોષ પામે છે; (ત્યાં યોગ જાણવો.)

વળી—

सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

જે ઇંદ્રિયોથી ગ્રહણ ન કરાય તેવું અને ફક્ત બુદ્ધિ વડે લેવાય-અનુભવાય તેવું અત્યંત-અનંત સુખ છે તેને તે અનુભવે છે અને જે સુખને વિષે સ્થિત થયેલો મનુષ્ય તત્ત્વથી નથી જ ચળતો (તેને યોગ જાણવો). ૨૧

ભાષ્યાર્થ : અંતવિનાનું જે અત્યંત હોય તે આત્યંતિક એટલે અનંત સુખ. ઇંદ્રિયથી ન ગ્રહણ કરી શકાય, ન સમજી શકાય એવું, જે વિષયથી ઉત્પન્ન ન થનારું, ઇંદ્રિયોની અપેક્ષા વિના કેવળ બુદ્ધિથી જ ગ્રહણ કરી શકાય અથવા તો કેવળ બુદ્ધિથી જ ગ્રહણ કરવા યોગ્ય હોય તે બુદ્ધિગ્રાહ્ય સુખ છે; એવું જે નિરતિશય વિષયની અપેક્ષા વિના કેવળ બુદ્ધિથી ગ્રાહ્ય સુખ છે, તેનો જે સમયમાં યોગી અનુભવ લે છે, તે સમયમાં આ આત્મસ્વરૂપમાં સ્થિત થયેલો યોગી (વિદ્વાન-જ્ઞાની) તે સુખરૂપ તત્ત્વથી આત્મસ્વરૂપરૂપ દશામાંથી ચળતો-ચલવિચલ થતો કે ડગતો નથી. (એ સ્થિતિને યોગ જાણવો.)

વળી—

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते ॥ २२ ॥

જે પામીને બીજો કોઈ પણ લાભ એથી અધિક માનતો નથી અને જેમાં સ્થિત થયેલો તે, મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી-ડગતો નથી (તેને યોગ જાણવો). ૨૨

ભાષ્યાર્થ : જે આત્મપ્રાપ્તિ રૂપી લાભ પામી એનાથી અધિક, (અધિકતાવાળો) કોઈ બીજો લાભ છે એમ માનતો નથી-ચિંતતો-સ્મરણ કરતો નથી; વળી જે આત્મતત્ત્વ(આત્મસુખ)માં સ્થિત થયેલો યોગી શસ્ત્રાદિના પ્રહારવાળાં મહાન દુઃખ વડે પણ ચલાયમાન થતો નથી. (એ સ્થિતિને યોગની સ્થિતિ જાણવી.)

'યત્રોપરમતે'થી શરૂ થતા પાછળના શ્લોક ૨૦થી આરંભી અહીં સુધીમાં

કહેલાં બધાં વિશેષણોથી આત્માની અવસ્થાવિશેષ( એક ખાસ અવસ્થા )રૂપ આત્માનો યોગ કહ્યો. (તે કેવો છે તે આ શ્લોકથી કહે છે.)

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥

તે દુઃખ(ના) સંયોગના વિયોગને (દુઃખયોગથી મુક્તિને) યોગની સંજ્ઞા આપી છે-યોગ કહ્યો છે, તે યોગ, નિશ્ચય અને કંટાળો કર્યા વિનાના ચિત્તથી અનુષ્ઠાન કરવા યોગ્ય છે. ૨૩

ભાષ્યાર્થ : એ યોગ નામની અવસ્થાને દુઃખોના સંયોગના વિયોગરૂપ સમજવી જોઈએ; દુઃખોનો સંયોગ થવો તે દુઃખસંયોગ છે; એ સંયોગથી વિયોગ (છૂટકો) થવો તેનું નામ દુઃખોના સંયોગનો વિયોગ છે; એ દુઃખસંયોગના વિયોગને 'યોગ' એવા વિપરીત-ઊલટા નામથી સંબોધવામાં આવ્યો છે, એમ સમજવું જોઈએ; કારણકે યોગ એટલે તો જોડાવું, સાથ હોવો; જ્યારે અહીં તો એથી ઊલટી રીતે છૂટવાનું, વિયોગ થવાનું-સાથ તૂટી જવાનું કહ્યું છે; આ પ્રમાણે યોગફળનો ઉપસંહાર કરી હવે ફરીને આરંભ કરી યોગની કર્તવ્યતા કહે છે: આ યોગનાં સાધનરૂપ નિશ્ચય અને યોગ વિષે કંટાળો નહિ એવી સ્થિતિવાળો ઉત્સાહ-એ બે સાધન છે, એમ બતાવવા કહે છે, કે ઉપર કહેલાં ફળવાળો યોગ નિશ્ચય વડે અને નિર્વેદ-વેદના-કંટાળારહિત ચિત્ત વડે કરવો; નિર્વિણ્ણ નહિ તે અનિર્વિણ્ણ; તે શું? જે ચિત્તમાં અરુચિ-કંટાળો ન હોય એવું ચિત્ત તે અનિર્વિણ્ણ ચિત્ત છે; એટલે અર્થ આ છે કે નિશ્ચયી અને ઉત્સાહી ચિત્ત વડે આ યોગ સાધવો.

વળી-

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

સંકલ્પથી ઉત્પન્ન થતી (થયેલી) કામનાઓ (અભિલાષાઓ)ને નિઃશેષ (સમૂળી) ત્યજીને મનથી જ ઇંદ્રિયસમૂહને સર્વ રીતે નિયમમાં લાવી, (વશ કરી.) ૨૪

ભાષ્યાર્થ : સંકલ્પથી ઉત્પન્ન થયેલી જે સર્વ કામનાઓ(અભિલાષાઓ) છે, તે સર્વ અભિલાષાઓને નિઃશેષતાથી એટલે કે એનો લેશમાત્ર પણ શેષ (બાકી) ન રહે એવી રીતે ત્યજી જડમૂળથી ઉખેડી નાખી એટલે વિવેકયુક્ત મનથી ઇંદ્રિયોના સમૂહને ચોતરફથી રોકી, વશ કરીને-

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥ २५ ॥

ધૈર્યવાળી બુદ્ધિ વડે ધીમેધીમે ઉપરમવું-મનને વૃત્તિરહિત કરવું;

મનને આત્મા વિષે સ્થિર કરી લગાર પણ (બીજી કોઈ પણ વસ્તુનું) ચિંતન કરવું નહિ. ૨૫

**ભાષ્યાર્થ :** ઉતાવળ કર્યા વિના ધીમેધીમે ઉપરતિ–મનની વૃત્તિશૂન્યતા સાધવી; તે શા વડે સાધવી? બુદ્ધિ વડે; તે બુદ્ધિ કેવી હોવી જોઈએ? ધૈર્ય (ધીરજ) ધારણ કરેલી–એટલે કે ધૈર્યયુક્ત બુદ્ધિ વડે મનને આત્મામાં સ્થિત કરી એટલે કે (જે કાંઈ છે તે) સર્વ આત્મા જ છે, એનાથી વ્યતિરિક્ત–બીજું કે જુદું કાંઈ નથી; (એવી ધારણા કરી) મનને આત્મામાં સ્થિર કરી કોઈ પણ બીજી વસ્તુનું ચિંતન કરવું નહિ. આ યોગનો શ્રેષ્ઠ વિધિ છે.

એ પ્રકારે મનને ત્યાં આત્મામાં સ્થિત કરવા પ્રવૃત્ત થયેલો યોગી (શું કરે છે તે કહે છે.)—

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ અને અસ્થિર મન જે જે નિમિત્તે બહાર નીકળી જાય, તે તે નિમિત્તોમાંથી પાછું ખેંચીને તેને આત્મામાં જ વશ કરવું (રાખવું). ૨૬

**ભાષ્યાર્થ :** સ્વાભાવિક દોષથી જ ચંચળ-અર્થાત્ અતિશય અસ્થિર મન જે જે નિમિત્ત–દોષથી બહાર નીકળી જાય, તે તે શબ્દાદિ વિષયરૂપ નિમિત્ત વડે (એ મનને) રોકી એટલે એ મનને એ એ વિષયોના સ્વરૂપના યથાર્થ જ્ઞાન વડે એટલે તેની તપાસ કરી તે મારફત વિષયમાત્ર આભાસ છે, (એમ મનને દેખાડી) વૈરાગ્યભાવના વડે એ મનનો વારંવાર આત્મામાં નિરોધ કરે–એટલે કે મનને એ રીતે આત્માને જ તાબે એ રીતે કરે. આ પ્રમાણે (ના) યોગાભ્યાસના બળથી યોગીનું મન આત્મામાં જ શાંત થઈ જાય છે (શમી જાય છે).

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

શાંત મનવાળા, રજોગુણરૂપ સંસ્કાર જેના અત્યંત શાંત થઈ ગયા છે એવા, બ્રહ્મરૂપ થયેલા અને પાપપુણ્યરહિત થયેલા–પાપપુણ્યના દાઘવિનાના એ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

**ભાષ્યાર્થ :** જેનું મન અતિશય શાંત થઈ ગયું છે એવા–પ્રશાંતમન યોગીને ઉત્તમ સુખ મળે છે. મોહાદિ ક્લેશરૂપ રજોગુણ જેનો અત્યંત ક્ષીણ થયો છે, જે બ્રહ્મભૂત અર્થાત્ બ્રહ્મરૂપ–જીવન્મુક્ત એટલે આ સર્વ જે કાંઈ છે તે સઘળું બ્રહ્મ જ છે, એવા નિશ્ચયવાળો છે અને અધર્માદિ (પાપપુણ્ય રૂપ દોષો)થી રહિત છે, તેવા યોગીને જ ઉત્તમ સુખ મળે છે.

**युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥**

આ પ્રમાણે સદા આત્માને યોજતો–ચિત્તને સમાધિદશામાં રાખતો અને પાપપુણ્યરહિત થયેલો યોગી બ્રહ્મસંસ્પર્શનું–આત્માનું અત્યંત,–અનંત સુખ સહજમાં–અનાયાસે અનુભવે છે. ૨૮

**ભાષ્યાર્થ :** ઉપર કહેલા ક્રમ પ્રમાણે યોગમાર્ગના અંતરાયો (અડચણો, વિઘ્નો) જેના ટળી ગયા છે, એવો નિષ્પાપ–પાપવિનાનો સર્વદા પોતાના આત્માને ચિત્તને સમાહિત–સમાધિનિષ્ઠ કરતો યોગી, પરબ્રહ્મ સાથે જેનો સ્પર્શ–સંબંધ છે, એવું અંતવિનાનું–નિરતિશય પરમ સુખ પામે છે.

હવે યોગનુ ફળ બ્રહ્મનુ એકત્વદર્શન–બ્રહ્મની સાથે એકતાનો અનુભવ, જે સર્વ સંસારના વિચ્છેદ–વિનાશનુ કારણ છે, તે કહેવામાં આવે છે

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥**

સર્વ ઠેકાણે સમદૃષ્ટિ રાખવાવાળો અને યોગમાં જોડાયેલા–સમાહિત–સમાધિસ્થ ચિત્તવાળો યોગી સર્વ ભૂતમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂતને જુએ છે. ૨૯

**ભાષ્યાર્થ :** સમાહિત અંતઃકરણવાળો–સમાધિદશામા સ્થિર રહેલો અને સર્વ ઠેકાણે સમાન દૃષ્ટિવાળો યોગી સર્વ ભૂતો (પ્રાણીઓ)માં પોતાના આત્માને દેખે (જુએ છે) અને સર્વ ભૂતોને એટલે બ્રહ્માથી તે સ્તંભ પર્યંત (ઢૂંઢા સુધી નાનીમોટી સર્વ ચીજોમા) સર્વ પ્રાણીઓને આત્મામા એકતા પામેલાં દેખે છે–અનુભવે છે. અહીં સર્વ ઠેકાણે સમાનદૃષ્ટિનો અર્થ આ છે કે સર્વ પ્રાણીઓ બ્રહ્માથી માંડી સ્થાવર–ચેતનરહિત જડ પદાર્થો, જે એક–સમાન નથી, પણ ભિન્નભિન્ન પ્રકારના વિષમ છે તે સર્વેમા એ યોગીને સમ એટલે નિર્વિશેષ (જ્યા વિશેષપણુ–તફાવત નથી પણ સમાનતા છે તે) બ્રહ્મ અને (એ સર્વેના) આત્માના ઐક્યરૂપ દર્શન(એકતા)નો અનુભવ થાય છે. (અર્થાત્ બ્રહ્માથી સ્તંભ પર્યંત ભિન્નભિન્ન જણાતા પ્રાણીઓ, પદાર્થો વગેરે છે, તે સર્વમાં આત્મારૂપ બ્રહ્મ જ છે, એવો એને અનુભવ આવે છે; તેથી તે સર્વત્ર સમદર્શી કહેવાય છે.)

સર્વત્ર આત્મા એક જ છે, એવુ આત્માની એકતાના દર્શન(જ્ઞાન)નું ફળ કહેવામા આવે છે

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

જે મને બધામાં જુએ છે અને બધું મારામાં દેખે છે, તેને હું

પરોક્ષ નથી (પણ પ્રત્યક્ષ છું) અને મને તે પરોક્ષ નથી (પણ પ્રત્યક્ષ છે). ૩૦

ભાષ્યાર્થ: સર્વના આત્મા મને વાસુદેવને જે બધાં ભૂતોમાં જુએ છે અને બ્રહ્મા આદિ સર્વ પ્રાણીઓને સર્વના આત્મારૂપ મારામાં જુએ છે, તે આત્માનાં એકત્વને જાણનાર–અનુભવનાર જ્ઞાનીને હું–ઈશ્વર નાશ પામતો નથી–એટલે કે એવા જ્ઞાની (માટે) હું–ઈશ્વર કદી અદૃશ્ય નથી થતો અને તે જ્ઞાની વિદ્વાન પણ કદી હું–વાસુદેવથી અદૃશ્ય–મને વાસુદેવને પરોક્ષ થતો નથી; કારણકે તેનો અને મારો આત્મા એક જ છે–એટલે કે તેનું અને મારું પોતાનું સ્વરૂપ એક જ છે; (કારણકે પોતાનો આત્મા પોતાને પ્રિય જ હોય છે–ગો૦ પાઠાંતર) તેથી.

તેથી (સર્વમાં એક આત્મા જોનાર તત્ત્વદર્શી જ્ઞાનીનો જે આત્મા) સર્વાત્મભાવથી એકતા જોવાવાળો છે, તે જ હું છું; માટે આવી એકતા પ્રાપ્ત કરવા યત્ન કરવો. હવે આ નીચેના શ્લોકમાં, આગળના (૩૦) શ્લોકમાં જે સમ્યક્ યથાર્થ જ્ઞાનદર્શન કહેલું છે, તેનો અનુવાદ કરી તેનું ફળ મોક્ષ છે, એમ કહેવામાં આવે છે:•

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

જે આત્માના એકત્વને અવલંબી સર્વ ભૂતમાં રહેલા મને ભજે છે, તે યોગી સર્વથા વર્તમાન (વર્તતો–રહેતો) હોવા છતાં મારામાં જ વર્તે છે–વિદ્યમાન છે. ૩૧

ભાષ્યાર્થ: સર્વ પ્રાણીમાત્રમાં રહેલો હું પરમાત્મા ને હું વાસુદેવ છું, એમ સમજી એકપણે જે ભજે છે, તે તત્ત્વનું યથાર્થ દર્શન કરનાર યોગી, સર્વ પ્રકારે પ્રવૃત્તિમાં મચ્યો હોય, પ્રવર્તતો હોય, તોપણ તે હું પરમેશ્વરમાં–વિષ્ણુ રૂપ પરમપદમાં વર્તે છે–રહે છે–એટલે કે તે નિત્યમુક્ત છે અને તેના મોક્ષને કોઈ અથવા કાંઈ પણ રોકી શકતું નથી–ને મોક્ષ પ્રત્યે કશાથી કે કોઈનાથી રોકાઈ શકાતો નથી.

વળી બીજું—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

હે અર્જુન! જે પોતાના દૃષ્ટાંત વડે સર્વત્ર–સર્વ ભૂતો વિષે સુખને (અનુકૂળ) અને દુઃખને (પ્રતિકૂળ) પોતાના દૃષ્ટાંતથી (પોતાને થતા અનુભવો—સુખની અનુકૂળતા તથા દુઃખની પ્રતિકૂળતા સર્વને તેવી જ સમાન, રીતે થશે એમ) સમાન રીતથી જુએ છે, તે યોગીને (મેં સર્વ યોગીઓમાં) શ્રેષ્ઠ માનેલો છે. ૩૨

**ભાષ્યાર્થ :** आत्मौपम्येन નો અર્થ–આત્મા એટલે પોતે જાતે; ઉપમા એટલે સરખામણી કે તુલના કરવામાં આવે તે; એ સરખાપણાના ભાવને ઔપમ્ય સાદૃશ્ય કહેવાય. હે અર્જુન! એ આત્મૌપમ્ય મારફતે, એટલે પોતાની જાતના જેવા જ સમાન અનુભવ સર્વત્ર–સર્વ ભૂતોને થાય, એ ભાવથી એ જુએ છે; એ સમાન ભાવથી શું જુએ છે? તે સ્પષ્ટ કરે છે. જેમ સુખ મને પ્રિય છે, તે જ પ્રમાણે સર્વ પ્રાણીઓને સુખ પ્રિય–અનુકૂળ છે; અહીં વા નો ઉપયોગ 'અને' ના અર્થમાં કર્યો છે; અને દુઃખ જે પ્રમાણે મને અપ્રિય છે–ગમતું નથી, તે જ પ્રમાણે સર્વ પ્રાણીઓને દુઃખ ગમતું નથી, અપ્રિય–પ્રતિકૂળ છે; એ રીતે સર્વ પ્રાણીઓમાં પોતાની ઉપમા વડે, પોતાની પેઠે જ, પોતાને થાય છે તેવી સમાન રીતે, સુખ અને દુઃખને અનુકૂળ અને પ્રતિકૂળ દેખે છે; તેથી કોઈનું પણ પ્રતિકૂળ આચરણ કરતો નથી; મતલબ કે અહિંસક રહે છે. જે આ રીતનો, આવો, અહિંસક પુરુષ યથાર્થ જ્ઞાનમાં સ્થિત થયેલો છે તે યોગીને સર્વ યોગીઓમાં ઉત્તમ માનવામાં આવેલો છે.

આ ઉપર કહેલો યથાર્થ જ્ઞાનરૂપ–પૂર્ણજ્ઞાનરૂપ યોગ અતિ દુઃખે, મહાકષ્ટે પ્રાપ્ત કરી શકાય એવો છે, એવું લક્ષ્યમાં લઈ તેની પ્રાપ્તિનો (નિશ્ચિત) ઉપાય સાંભળવાને ઇચ્છતો અર્જુન બોલ્યોઃ

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात् स्थितिं स्थिराम् ॥ ३३ ॥
चञ्चलं हि मनः कृष्ण ! प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

હે મધુસૂદન! જે આ યોગ તમે સમપણા વડે (આચરવાનો) કહ્યો, તેની સ્થિર સ્થિતિ (થાય એવું) હું મનની ચંચળતાને લીધે જોતો નથી. હે કૃષ્ણ! ખરેખર મન ચંચળ, વિહ્વળ બનાવી દેનાર, બળવાન અને દૃઢ (મક્કમ નિશ્ચયવાળું, હઠીલું) છે; તેનો નિગ્રહ (કબજો-સંયમન,) વાયુના જેવો અત્યંત કઠિન (કઠણ) હું માનું છું. ૩૩,૩૪

**ભાષ્યાર્થ:** હે મધુસૂદન! આપે જે આ સમત્વભાવરૂપ (સર્વત્ર સમદૃષ્ટિ રાખવારૂપ) યોગ કહ્યો છે, તેની અચલ સ્થિતિને હું મનની ચંચળતાને લીધે જોઈ (અનુભવી) શકતો નથી; કારણકે હે કૃષ્ણ! આ મન (બહુ જ) ચંચલ છે. ('કૃષ્ણ' માં રહેલો) કૃષ્ધાતુ વિલેખન એટલે ખેડવું, ઉખેડવું, આકર્ષવું, ખેંચવું, અર્થમાં વાપર્યો છે અને એ ધાતુ ઉપરથી કૃષ્ણ શબ્દ બનેલો છે. ભક્તજનોના પાપાદિ દોષોને આકર્ષી લે છે, તે કારણથી તે કૃષ્ણ (નામથી અત્રે સંબોધવામાં આવ્યા) છે. હવે મન અત્યંત ચંચળ છે એટલું જ નહિ, પણ મથન કરવાના, વલોવી નાખવાના સ્વભાવવાળું છે. શરીર અને

ઇન્દ્રિયોને ક્ષોભ પમાડે છે, વિક્ષિપ્ત કરે છે-એટલે પરવશ કરી દે છે; વળી તે બળવાન એટલે કોઈનાથી પણ નિયમમાં લાવવું-વશ રાખવું શક્ય નથી; કારણકે તે દુર્નિવાર, ન રોકી શકાય એવા સ્વભાવવાળું છે; વળી તે તંતુનાગ નામના જળચર પ્રાણીની પેઠે અચ્છેદ્ય (છેદન ન થઈ શકે એવું) છે. એવાં લક્ષણવાળા મનનો નિગ્રહ-નિરોધ કરવો, એ વાયુના (નિરોધ કરવા જેવું, રોકી રાખવા) જેવું દુષ્કર-કઠણ માનું છું. વાયુ(પવન)ને રોકવો કઠિન છે, તેના કરતાં પણ મનને રોકવાનું હું વધારે દુષ્કર-કઠિન માનું છું, એમ કહેવાનો આશય છે.

(શ્રીભગવાન બોલ્યાઃ) તું જેવું કહે છે તેવું જ એ છે (એટલે કે મનનો નિગ્રહ દુષ્કર છે.)

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

હે મહાબાહો! (મહાન-પરાક્રમી ભુજાવાળા અર્જુન!) મનનો નિગ્રહ કઠણ છે અને તે ચંચળ છે, એ વાત સંશયવિનાની છે; પરંતુ અભ્યાસ અને વૈરાગ્યથી હે કૌંતેય! (મન) પકડાય છે, (મનને) વશ કરી શકાય છે. ૩૫

ભાષ્યાર્થ : હે મહાબાહો! મન ચંચળ અને મુશ્કેલીથી રોકી શકાય-વશ રાખી શકાય, એવું છે એમાં કાંઈ સંશય નથી, પરંતુ અભ્યાસથી એટલે ચિત્તભુમિમાં-ચિત્તવૃત્તિમાં અમુક એક પ્રકારની વૃત્તિનો વારંવાર અભ્યાસ કરવાથી-ધ્યાનના વિષયની વસ્તુની કલ્પના ચિત્તમા વારંવાર દાખલ કરવાથી (અને અન્ય કલ્પના ચિત્તમાં ન આવવા દેવાથી) તથા દૃષ્ટ અને અદૃષ્ટ (પ્રિય) ભોગોમાં વારંવાર દોષદર્શનના (દોષ જોયા કરવાના) અભ્યાસ વડે ઉત્પન્ન થયેલા અનિચ્છારૂપ વૈરાગ્યથી ચિત્તના વિક્ષેપરૂપ પ્રચાર(ચંચળતા)નો નિરોધ થાય છે (ચંચળતા રોકી શકાય છે)-અર્થાત્ એ પ્રમાણે એ મનનો નિગ્રહ-નિરોધ કરી શકાય છે.

હવે જે અસંયતાત્મા-જેનું અંતઃકરણ વશ નથી કરવામાં આવ્યું, એને-

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

જેણે આત્માને (દેહેંદ્રિય-અંતઃકરણાદિને) વશ રાખેલાં નથી, તેને યોગ દુષ્પ્રાપ્ય (પ્રાપ્ત કરવો કઠિન-અશક્ય) છે, એવી મારી મતિ (માન્યતા) છે, પણ જેણે આત્મા ને દેહેંદ્રિય-અંતઃકરણાદિને વશ રાખ્યાં છે, એવા યત્ન કરનારાને ઉપાયે કરી યોગ મેળવવો શક્ય છે ૩૬

ભાષ્યાર્થ: અભ્યાસ અને વૈરાગ્ય વડે જેણે અંતઃકરણને નિયમમાં રાખ્યું-વશ કર્યું નથી એવા પુરુષથી યોગ પ્રાપ્ત થવો કઠિન છે; એટલે કે

એવાને યોગ દુઃખથી પ્રાપ્ત થઈ શકે છે, એવો મારા મત છે, પરંતુ જે વશ્યાત્મા સ્વાધીન અંતઃકરણવાળો છે-જેનું મન, અભ્યાસ તથા વૈરાગ્ય વડે વશ કરવામા આવ્યું છે અને વળી જે ફરીફરીને વારંવાર પ્રયત્ન કરતો રહે છે, તેવા પુરુષથી ઉપર જણાવેલા ઉપાયો વડે આ યોગ પ્રાપ્ત થવાને શકય છે

યોગાભ્યાસનો સ્વીકાર કરી જેણે આ લોક તથા પરલોકની પ્રાપ્તિના સાધનરૂ૫ કર્મોનો તો ત્યાગ કરી દીધો હોય, પણ જેને યોગસિદ્ધિનું ફળ અનેમોક્ષ-પ્રાપ્તિનુ સાધન જે સમ્યક્‌દર્શન-યથાર્થ જ્ઞાન, તે ન મળ્યું હોય તેવા યોગીનુ ચિત્ત અંતકાળે-મરણસમયે ચલિત થઈ જાય અને તેથી તેનો નાશ થઈ જશે, એવી શકા કરી અર્જુન પૂછે છે:

**अर्जुन उवाच ।** અર્જુને કહ્યુ

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**

છતા યોગમાર્ગમા પ્રયત્ન ન કરવાવાળો શ્રદ્ધાવાળો, અને મરણ-સમયે યોગમાંથી ચલાયમાન થયેલા મનવાળો (પુરુષ) યોગસિદ્ધિ (કૈવલ્ય) નહિ પામી, હે કૃષ્ણ! કઈ ગતિને પામે (પહોંચે)છે. ૩૭

**ભાષ્યાર્થ:** હે કૃષ્ણ! જે સાધક, યોગમાર્ગમા પ્રયત્નવિનાનો-પ્રયત્ન નહિ કરવાવાળો છે છતા શ્રદ્ધાવાળો એટલે આસ્તિક બુદ્ધિવાળો છે અને અંતકાળમા પણ ચલિત મનવાળો થઈ ગયો હોય, તે ચચળ ચિત્તવાળો-ભ્રષ્ટ થયેલી સ્મૃતિવાળો યોગી, યોગની સિદ્ધિ એટલે કે યોગફળરૂપ પૂર્ણ જ્ઞાન (યથાર્થજ્ઞાન) નહિ પામતા કઈ ગતિ પામે છે?

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥**

હે મહાબાહુ! શુ તે બ્રહ્મના માર્ગમા અત્યંત વિમૂઢ થઈ કર્મ અને જ્ઞાનરૂપ યોગમાર્ગના આશ્રયવિનાનો તથા બન્ને માર્ગથી ભ્રષ્ટ થયેલે પુરુષ, છૂટા પડેલા મેઘ(નો કટકો બીજા મેઘમા મળી ન ગયેલો હોય તે પૂર્વે જ વાયુથી તણાઈ જઈ) જેમ છિન્નભિન્ન થઈ નાશ પામે છે, તેમ નાશ પામતો નથી? ૩૮

**ભાષ્યાર્થ:** હે મહાબાહો! શુ એ આશ્રયવિનાનો બ્રહ્મપ્રાપ્તિના માર્ગમા વિમૂઢ-અત્યત મૂઢ બની ગયેલો પુરુષ જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ-ઉભયથી ભ્રષ્ટ થઈ વાદળથી છૂટા પડી ગયેલા વાદળાની પેઠે (વાયુના ઝપાટાથી બીજા વાદળામા મળી જઈ વાવાઝોડાનો યોગ્ય સામનો કરવા સમર્થ બને તે પહેલા જ જેમ એ) વાદળનો કટકો છિન્નભિન્ન થઈ નાશ પામી જાય છે, તેમ એક કર્મમાર્ગ મૂકી બીજા

જ્ઞાનમાર્ગમાં દૃઢ થયા પૂર્વે જ મરણ થાય તો) એવો બંને બાજુથી ભ્રષ્ટ થયેલો પુરુષ નાશ પામે છે કે નથી નાશ પામતો?

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥**

હે કૃષ્ણ! આ મારો સંશય સમૂળ કાપી નાખવા આપ યોગ્ય છો; ખરેખર તમારા વિના આ સંશય છેદનારો બીજો કોઈ મળી શકે અથવા સંભવે તેમ નથી. ૩૯

ભાષ્યાર્થ: હે કૃષ્ણ! મારા આ સંશયને જડમૂળથી (ઉખેડી નાખતા) કાપવાને–પરિપૂર્ણ રીતે દૂર કરવા આપ જ સમર્થ છો; કારણકે તમારા સિવાય બીજો કોઈ ઋષિ કે દેવ આ સંશયનો નાશ કરનારો હોવા સંભવ નથી; માટે આ સંશયનો તમારે જ નાશ કરવો જોઈએ એવો ભાવાર્થ છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**नहि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

હે પાર્થ! તેનો નાશ નથી આ લોકમાં (થતો) કે નથી પરલોકમાં; કેમકે હે તાત! કલ્યાણ કરનાર કોઈ (મનુષ્ય) દુર્ગતિ પામતો નથી. ૪૦

ભાષ્યાર્થ: હે પાર્થ! એ યોગભ્રષ્ટ પુરુષનો આ લોકમાં કે પરલોકમાં નાશ થતો નથી; પહેલાંના કરતાં હલકા નીચા જન્મની પ્રાપ્તિ થવી, તેનું નામ નાશ છે; તેવી નાશવાળી હલકા જન્મની પ્રાપ્તિ યોગભ્રષ્ટની નથી થતી; કારણકે હે તાત! શુભ કાર્ય કરનારો કોઈ પણ પુરુષને દુર્ગતિ–નિંદ્યગતિ નથી પ્રાપ્ત થતી. પિતા પોતાના આત્માને પુત્રરૂપે લંબાવે છે–વિસ્તારે છે; માટે તેને 'તાત' કહે છે; તેવી રીતે પિતા જ પુત્ર(રૂપે) છે, તેથી પુત્ર પણ 'તાત' કહેવાય છે; અને શિષ્ય પણ પુત્રના જેવો છે, તેથી તે પણ 'તાત' કહેવાય છે.

ત્યારે આ યોગભ્રષ્ટ પુરુષનું શું થાય છે?

**प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

પુણ્યે કરી પ્રાપ્ત કરેલા (પુણ્યશાળીઓના) લોકમાં લાંબા સમય સુધી વસીને તે યોગભ્રષ્ટ પુરુષ પવિત્ર એવા ધનવાનોના ઘરમાં જન્મે છે. ૪૧

ભાષ્યાર્થ: યોગમાર્ગમાં પ્રવૃત્ત થયેલો (તે યોગભ્રષ્ટ) સંન્યાસી, પુણ્યકર્મ કરવાવાળાના એટલે કે અશ્વમેધ વગેરે યજ્ઞ કરવાવાળાના લોકોમાં (એના) સામર્થ્યથી

જઈ ત્યાં બહુ લાંબા કાળ સુધી એટલે અનંત વર્ષો સુધી રહી, તે ભોગોનો ક્ષય થતાં શાસ્ત્રોક્ત કર્મ કરવાવાળા—શુદ્ધ અને શ્રીમાન પુરુષોના ઘરમાં—વિભૂતિવાળાના ઘરમાં, જન્મ લે છે. (અહીં ભાષ્યમાં સન્યાસી તથા એના સામર્થ્યથી વગેરે છે, પરંતુ આ વિષય યોગભ્રષ્ટનો ચાલતો હોવાથી અહીં સંન્યાસીનો અર્થ યોગભ્રષ્ટ લેવામાં આવ્યો છે.)

એમ થવાનું કારણ—

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અથવા તો બુદ્ધિમાન યોગીના કુળમાં જ તે ઉત્પન્ન થાય છે. ખરેખર ! લોકમાં આવો જે આ જન્મ તે અતિ દુર્લભ છે. ૪૨

**ભાષ્યાર્થ :** અથવા તો શ્રીમાનના કુળ કરતાં બીજા દરિદ્રી યોગીના કુળમાં અને તે પણ ધીમાન(બુદ્ધિવાળા)ના કુળમાં એ જન્મ લે છે (ઉત્પન્ન થાય) છે, પરંતુ એવો જે ઉપર કહ્યો તેવો દરિદ્રી યોગીના કુળમાં જન્મ થાય છે, તે ખરેખર ! પહેલા ઉપરના શ્લોકમાં કહેલા શ્રીમાનોના કુળમાં ઉત્પન્ન થવા કરતાં અત્યંત દુર્લભ છે.

કારણ આ છે કે—

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥

ત્યાં પૂર્વશરીરના બુદ્ધિસંયોગને તે પામે છે અને તે પછી (કૈવલ્ય) સિદ્ધિ માટે, હે કુરુનંદન ! ફરીથી (વધુ) પ્રયત્ન કરે છે. ૪૩

**ભાષ્યાર્થ :** ત્યાં યોગીઓના કુળમાં, પાછળના શરીરમાં ઉત્પન્ન થયેલા તે બુદ્ધિના સંયોગને તે પામે છે એટલે કે યોગીકુળમાં જન્મ લેતાંની સાથે જ એને પાછળના જન્મમાં જે બુદ્ધિ પ્રાપ્ત થઈ હતી, તેની સાથે સંબંધ થઈ જાય છે અને હે કુરુનંદન ! એ પહેલાં કરેલા કર્મના સંસ્કારના બળથી પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ફરી વધારે પ્રયત્ન કરે છે.

પહેલાંના શરીરની બુદ્ધિ સાથે એનો સંયોગ કેવી રીતે થાય છે, તે કહે છે ·

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

તે અવશ થઈને પણ પૂર્વના તેજ અભ્યાસ વડે ખેંચાય છે. (ખરેખર) યોગનો જિજ્ઞાસુ પણ વેદોક્ત શબ્દબ્રહ્મને-કર્મફળને,

ઓળંગી જાય છે. ૪૪

**ભાષ્યાર્થ:** જે અભ્યાસ પૂર્વ(પાછળના)જન્મમાં કરેલો હોય છે, તે પૂર્વાભ્યાસ; તે અતિ બળવાન પૂર્વ અભ્યાસ વડે તે યોગભ્રષ્ટ પુરુષ, અવશ એટલે પરવશ–પરતંત્ર થઈને પણ યોગમાર્ગ તરફ ખેંચાય છે. જો યોગાભ્યાસના સંસ્કાર કરતાં અધિક બળવાન ધર્માદિ લક્ષણવાળું કર્મ કર્યું હોય (અધિક બળવાન અધર્માદિ લક્ષણવાળું કર્મ ન કર્યું હોય), તો એ યોગાભ્યાસથી ઉત્પન્ન થતા સંસ્કાર વડે ખેંચાઈ જાય છે; પરંતુ જો તેણે યોગસંસ્કારના કરતાં વધારે બળવાન અધર્માદિ કર્મ કર્યાં હોય, તો તે વડે યોગથી ઉત્પન્ન થતા સંસ્કારો પરાભવ પામી જાય છે–દબાઈ જાય છે; પરંતુ એ અધર્માદિ પાપકર્મના સંસ્કારોનો ક્ષય થતાં તે યોગાભ્યાસ(થી ઉત્પન્ન થતા તે યોગાભ્યાસ)ના સંસ્કાર, પોતાની મેળે જ તેના કાર્યનો આરંભ કરે છે; એટલે કે દીર્ઘકાળ પર્યંત તેના સંસ્કારો દબાઈ જાય, તેથી તે યોગભ્રષ્ટ પુરુષ પડી રહે (કાંઈ ન કરે), તોપણ તેના શુભ સંસ્કારોનો નાશ થતો નથી. જે યોગનો જિજ્ઞાસુ પણ હોય, એટલે કે જે યોગનું સ્વરૂપ જાણવાની ઇચ્છા કરીકરી યોગમાર્ગમાં પ્રવૃત્ત થઈ ભ્રષ્ટ થયેલો યોગભ્રષ્ટ સંન્યાસી હોય, તે પણ તે શબ્દબ્રહ્મ એટલે વેદોક્ત (વેદમાં કહેલાં) ફળનું અતિક્રમણ કરે; તેને ઓળંગી જઈ તેથી આગળ વધે છે (એટલે કે તેના કરતાં અધિક ફળ પ્રાપ્ત કરે છે); તો પછી જે યોગનું જ્ઞાન સંપાદન કરીને, તે જ્ઞાનપરાયણ રહીને તેનો જે અભ્યાસ કરે છે, તેનું તો શું જ કહેવું? (અહીં પ્રસંગાનુસાર જિજ્ઞાસુનો અર્થ સંન્યાસી લેવામાં આવ્યો છે.)

યોગીપણું, શ્રેય (કલ્યાણકારી, ઉત્તમ) કેવી રીતે? તે કહે છે:

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

(સામાન્ય લોકોના) પ્રયત્નથી (વધુ) પ્રયત્ન કરનાર, પાપરહિત થઈ બરોબર શુદ્ધ થયેલ અને અનેક જન્મ(ની તૈયારી)થી સંપૂર્ણ રીતે સિદ્ધ (જ્ઞાનથી પરિપક્વ) બનેલો યોગી ત્યારપછી પરમ ગતિ–કૈવલ્ય પામે છે. ૪૫

**ભાષ્યાર્થ:** (સામાન્ય) પ્રયત્નથી પણ વધુ પ્રયત્ન કરતો (એટલે યોગાભ્યાસમાં અધિક પ્રયત્ન કરતો) યોગી–એટલે વિદ્વાન, તેનાં પાપ નાશ થઈ ગયાં હોવાથી, અર્થાત્ તે નિષ્પાપ–પાપરહિત થઈ ગયો હોવાથી અનેક જન્મોમાં કાંઈ ને કાંઈ થોડાથોડા સુસંસ્કાર એકઠા કરી, એ ભેગા કરેલા સુસંસ્કારથી સિદ્ધ(જ્ઞાનની પરિપક્વ)દશાએ પહોંચેલો, સમ્યક્(યથાર્થ)જ્ઞાન પ્રાપ્ત કરી પરમ ઉત્કૃષ્ટ પરમ ગતિ પામે છે–મોક્ષ પામે છે.

એમ થવાનું કારણ—

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

તપસ્વી કરતાં યોગી અધિક છે; જ્ઞાની કરતાં પણ યોગી અધિક મનાયો છે; કર્મી(કર્મઠ)થી પણ યોગી અધિક છે; માટે હે અર્જુન! તું યોગી થા. ૪૬

ભાષ્યાર્થ : તપસ્વી કરતા યોગી અધિક (ચડિયાતો) છે અને જ્ઞાનીઓ કરતાં પણ યોગી અધિક છે. અહીં ('જ્ઞાની' શબ્દમા) જ્ઞાન એટલે શાસ્ત્રાર્થનુ પાંડિત્ય સમજવાનુ છે, તે જેમનામાં હોય તેવા જ્ઞાનીથી યોગી શ્રેષ્ઠ જણાયો છે; તે જ પ્રમાણે અગ્નિહોત્રાદિ કર્મ કરનારાઓથી પણ યોગી ચડિયાતો (અધિક) માટે હે અર્જુન! તું યોગી થા.

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

સર્વ યોગીઓમાં પણ મારામાં જ અર્પણ કરેલા અંતરાત્મા (ચિત્ત) વડે જે શ્રદ્ધાવાન મને ભજે છે, તે (મારી સાથે–મારા ધ્યાનમાં જોડાયેલાઓમાં) સર્વથી વધુમાં વધુ જોડાયેલો (સમાહિત થયેલો, સમાધિ દશા અનુભવનારો) મને જણાયો છે. ૪૭

ભાષ્યાર્થ: રુદ્ર, આદિત્ય વગેરે દેવોના ધ્યાનમાં લાગેલા (ધ્યાનપરાયણ) સર્વ યોગીઓમાં જે યોગી હું–વાસુદેવમાં સ્થિત થઈ (અંતઃકરણને સ્થિર કરી) શ્રદ્ધાવાળો થઈ (શ્રદ્ધાથી) મને ભજે છે, તેને હું યુક્તતમ–યોગીઓમાં શ્રેષ્ઠ (મારામા શ્રેષ્ઠ પ્રમાણમા જોડાયેલો, અધિકમા અધિક પ્રમાણમાં સમાહિત થયેલો, સમાધિ દશામાં રહેનારો) માનું છુ.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો અભ્યાસયોગ નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત

# अध्याय ७ मो–विज्ञानयोग×

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

એ શ્લોકથી ગયા (છઠ્ઠા) અધ્યાયને અંતે પ્રશ્નબીજને સ્થાપી શ્રીકૃષ્ણ-પરમાત્મા પોતે જ 'આ પ્રકારનું મારું તત્ત્વ સ્વરૂપ છે,' અને 'આ રીતે પુરુષનો અંતરાત્મા મારામાં અર્પણ થઈ (ઓતપ્રોત થઈ) રહે' એમ કહેવાના ઉદ્દેશથી શ્રીભગવાન બોલ્યા·

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

मय्यासक्तमनाः पार्थ ! योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

હે પાર્થ! મારામાં મન આસક્ત કરી (ચોંટાડી), મારો આશ્રય રાખી, યોગ યોજતો (કરતો) તું, સમગ્ર (સર્વ વિભૂતિ સહિત) એવા મને સંશયરહિત (થઈ) જાણીશ, તે સાંભળ. ૧

**ભાષ્યાર્થ :** હવે પછી કહેવામાં આવનારાં વિશેષણયુક્ત હું પરમેશ્વરમાં જેનું મન આસક્ત છે એવો–'मय्यासक्तमनाः' અને હું પરમેશ્વર જેનો એકમાત્ર આશ્રય (આધાર–અવલંબન) છે એવો मदाश्रयः બનેલો તું યોગનું સાધન–યોગાભ્યાસ કરતાં, (સમગ્ર એવા મને જે પ્રકારે સંશયરહિત (થઈ) જાણીશ, તે સાંભળ. જે પુરુષ કોઈ પુરુષાર્થ કરી કાંઈ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે તેનાં સાધનરૂપ અગ્નિહોત્રાદિ કર્મ, તપ અને દાન કે એવા કોઈ પણ (સાધનરૂપી) આશ્રય ગ્રહણ કર્યા કરે છે, પરંતુ આ યોગી તો બીજાં સાધનોને છોડી કેવળ મને જ આશ્રયરૂપે ગ્રહણ કરે છે–બીજાં સાધનો છોડી તે મારામાં જ આસક્ત ચિત્તવાળો બને છે. તું પણ એવો જ, એ સર્વ ગુણોથી સંપન્ન બની મારામાં આસક્ત ચિત્તવાળો અને મારા જ આશ્રયવાળો થઈ યોગ કર, કે જેથી સમસ્ત વિભૂતિ,[1] બળ,[2] શક્તિ,[3] ઐશ્વર્ય[4] વગેરે ગુણવાળા મને, સંશયરહિત બની, જે પ્રકારે જાણવો જોઈએ, તે પ્રકારે એટલે 'ભગવાન બરોબર–નક્કી આવા જ છે' એમ તું જાણીશ; તે પ્રકાર હવે હું તને કહું છું, તે સાંભળ.

અને તે મારા વિષયવાળું–મારા સ્વરૂપનું જ્ઞાન કહું છું, તે સાંભળ

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

× અન્ય ટીકાકારો આ અધ્યાયને (૧) જ્ઞાનયોગ, (૨) ઈશ્વરસ્વરૂપપ્રતિપાદનતત્ત્વ બ્રહ્મનિરૂપણ ને (૩) જ્ઞાનવિજ્ઞાનયોગ પણ કહે છે.

૧ નાના પ્રકારના ઐશ્વર્ય અને તેના સાધનની સમૃદ્ધિ. ૨ શારીરિક બળ. ૩. મનની મોટાઈ. ૪ અધિકાર ચલાવવાનું સામર્થ્ય.

હું તને આ વિજ્ઞાન સહિત જ્ઞાન સંપૂર્ણ કહીશ, કે જે જાણી અહીં બીજું કાંઈ ફરી જાણવા જેવું બાકી રહેતું નથી. ૨

ભાષ્યાર્થ : હું તને વિજ્ઞાન સહિત જ્ઞાન, એટલે મારા સ્વાનુભવવાળું આ જ્ઞાન સંપૂર્ણ (કાંઈ બાકી ન રહે એવી રીતે) કહીશ. શ્રોતાને સંમુખ–સાવધાન કરવા એ જ્ઞાનની સ્તુતિ કરે છે: જે (મારું) જ્ઞાન જાણી લીધા પછી ફરી આ જગતમાં બીજું પુરુષાર્થનું સાધન જાણવાનું બાકી રહેતું નથી–એટલે કે જે મારા તત્ત્વને જાણવાવાળો છે, તે સર્વજ્ઞ થઈ જાય છે; માટે આ જ્ઞાન અતિ ઉત્તમ, વિશેષ ફળ આપવાવાળું હોવાથી અતિ દુર્લભ છે

એ દુર્લભ છે, એમ કેમ કહેવાય? એના પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવે છે:

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

હજારો મનુષ્યોમાં કોઈક જ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે; (અને) યત્ન કરનારા સિદ્ધોમાં પણ કોઈક જ મને તત્ત્વથી જાણે છે. ૩

ભાષ્યાર્થ : હજારો મનુષ્યોમાં કોઈ એક જ (અંતઃકરણશુદ્ધિ દ્વારા જ્ઞાનોત્પત્તિ–મોક્ષ–રૂપ) સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનારા સિદ્ધોમાં–જે મોક્ષ માટે પ્રયત્ન કરે છે–એવા સિદ્ધોમાં પણ કોઈ એક જ મને તત્ત્વથી–એટલે હું જેવો છું તેવો મને યથાર્થ રીતે જાણે છે.

એ રીતે શ્રોતાને રોચક (લોભાવે એવા) વાક્ય વડે તૈયાર અથવા સાવધાન કરી શ્રીભગવાન કહે છે

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર; એમ આ મારી પ્રકૃતિ આઠ પ્રકારે ભેદ પામેલી છે. ૪

ભાષ્યાર્થ : શ્લોકના છેવટના ચરણમાં 'भिन्ना प्रकृतिरष्टधा' કહ્યું છે, તે ઉપરથી અહીં ભૂમિ શબ્દ વડે પૃથ્વી–તન્માત્રા કહેવામાં આવી છે; તે જ પ્રમાણે જળ વગેરે તત્ત્વોની પણ તન્માત્રા જ કહેવામાં આવી છે. જેમ જળ, અગ્નિ, વાયુ, આકાશનું કહ્યું, તેમ મન–એટલે–મનનો અર્થ પણ–મનનું કારણ અહંકાર લેવો; અને 'બુદ્ધિ' એટલે અહંકારનું કારણ મહત્તત્ત્વ સમજવું, અને અહંકારનો અર્થ પણ તે પ્રમાણે અવિદ્યાયુક્ત અવ્યક્ત છે, એમ સમજવું. જેમ વિષવાળું અન્ન વિષ કહેવાય છે, તેમ જ અહંકારની વાસનાવાળું અવ્યક્ત મૂળ કારણ પણ તે અહંકાર કહેવાય છે; કેમકે તેનો પ્રવર્તક (પ્રેરનાર–પ્રવૃત્તિમાં લગાડવાવાળો) અહંકાર જ છે. લોકમાં–સંસારમાં પણ સર્વ પ્રકૃતિનું

બીજા અહંકાર જોયું છે (જોવામાં આવ્યું છે). આ પ્રકારે ઉપર કહેલી પ્રકૃતિ (એટલે) મારી ઈશ્વરી માયાશક્તિ છે; તે આઠ પ્રકારની ભિન્નભિન્ન છે—તે માયાશક્તિના આઠ વિભાગ પણ (થયા) છે.

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

આ તો અપર અથવા અપરા (છે); પણ એથી બીજી મારી પર અથવા પરા પ્રકૃતિ સમજ; જે જીવરૂપ છે અને જેનાથી આ જગત ધારણ કરાય છે. ૫

ભાષ્યાર્થ: આ પ્રકૃતિ પર-પરા-નથી; એ અપરા-(પ્રકૃતિ)-અધમ (નીચ), અશુદ્ધ અને અનર્થ (નુકસાન) કરવાવાળી (છે તેથી) સંસારરૂપ બંધનના સ્વરૂપવાળી છે (એ અપરા પ્રકૃતિ ગયા શ્લોક જ્યામાં કહી છે તે). પરંતુ હે મહાબાહો! એ ઉપર કહેલી પ્રકૃતિથી બીજી જીવરૂપ એટલે પ્રાણ-ધારણનું નિમિત્ત બનેલી જે ક્ષેત્રજ્ઞરૂપ પ્રકૃતિ છે, તે મારી આત્મરૂપા, ઉત્તમ શુદ્ધ, પ્રકૃતિ છે, જે (એ) અંતઃપ્રવિષ્ટ-અંદર પ્રવેશેલી-પ્રકૃતિ વડે આ જગત ધારણ કરવામા આવે છે. (જે અંદર પ્રવેશેલી પ્રકૃતિથી આ જગત ટકી રહે છે, એ ભાવાર્થ છે.)

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

સર્વ ભૂતો આ(એ પ્રકૃતિ)માંથી જ ઉત્પન્ન થયેલાં છે, એમ સમજ. હું સર્વ (આખા) જગતનો પ્રભવ તથા પ્રલય (ઉત્પાદક-ઉત્પન્ન કરનાર અને સંહારક-સંહાર-નાશ કરનાર) છું. ૬

ભાષ્યાર્થ: આ 'પરા' અને 'અપરા' એટલે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ બે પ્રકૃતિ, જે ભૂતોની યોનિ-ઉત્પત્તિસ્થાન-કારણ-છે, તે ભૂતો एतद्योनीनि કહેવાય છે. સર્વ ભૂતો આવાં एतद्योनीनि છે, એમ જાણ. મારી (આ બે) પ્રકૃતિ સમસ્ત ભૂતોની યોનિ-ઉત્પત્તિસ્થાન અથવા કારણ છે; તેથી સમસ્ત જગતના પ્રભવ-ઉત્પત્તિ અને વળી પ્રલય-વિનાશ પણ હું (જ) છું; આ બન્ને પ્રકૃતિ દ્વારા હું-સર્વજ્ઞ ઈશ્વર-જગતનું કારણ છું.

એમ છે, તેથી—

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

હે ધનંજય! મારાથી વધારે પર-ચડિયાતું બીજું કાંઈ નથી. આ સર્વ (ભૂત-જગત) દોરામાં જેમ મણિઓનો સમૂહ (માળાના દોરામાં જેમ માળાના મણકાઓ પરોવાયેલા) હોય, તેમ મારામાં પરોવાયેલું છે. ૭

ભાષ્યાર્થ : હું પરમેશ્વરથી-પરમેશ્વર સિવાય, બીજું કોઈ પણ કારણ (જગતની ઉત્પત્તિ વગેરેમાં) નથી; અર્થાત્ જગતનું કારણ હું જ છું. હે ધનંજય! (વસ્તુસ્થિતિ) આમ છે, તેથી હું પરમેશ્વરમાં સર્વ ભૂતપ્રાણી, આ ચેતનરૂપ, અચેતનરૂપ સર્વ સંપૂર્ણ જગત, મારામાં પરોવાઈ રહેલું છે-એટલે કે જેમ લાંબા તાંતણાઓમાં કપડું ઓતપ્રોત છે તથા જેમ સૂત્ર(દોરા)મા મણકા પરોવાઈ રહેલા હોય છે, તેમ આ જગત મારામાં ઓતપ્રોત છે.

કયા કયા ધર્મથી યુક્ત હોઈ આ સર્વ આપનામાં પરોવાઈ રહેલું છે? એવો પ્રશ્ન થાય, તેના પ્રત્યુત્તરરૂપે કહેવામાં આવે છેઃ

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

હે કૌંતેય! હું જળમાં રસ છું, ચંદ્ર અને સૂર્યમાં હું પ્રકાશ છું; સર્વ વેદોમાં પ્રણવ, આકાશમાં શબ્દ અને નરોમાં પુરુષત્વ હું છું.૮

ભાષ્યાર્થ : જળમાં રસ છું, એનો અર્થ એ છે, કે જળમાં જે સારરૂપ (મુખ્ય તત્વ-જે વિના જળ નથી તે-મુખ્ય તત્ત્વ) હું છુ. તે રસરૂપ મારામાં સર્વ જળ ઓતપ્રોત છે. એ પ્રમાણે સર્વત્ર અર્થ કરવો. જેમ જળમાં હું રસ છું, તેમ ચંદ્રમાં અને સૂર્યમા હું પ્રકાશ છુ. સર્વ વેદોમાં હુ ઓંકાર છું-અર્થાત્ ઓંકારરૂપ હું પરમાત્મામા સર્વ વેદ પરોવાયેલા-પરોવાઈ રહેલા છે. તે જ પ્રમાણે આકાશમાં-સારભૂત શબ્દ છે-એટલે તે શબ્દરૂપ હુ ઈશ્વરમા આકાશ પરોવાયેલું છે, તે પ્રમાણે પુરુષોમાં હુ પૌરુષ એટલે પુરુષનો ભાવ-પુરુષત્વ-અર્થાત્ પુરુષબુદ્ધિ પુરુષમાં હોય છે, તે હુ છુ, ભાવાર્થ આ છે, કે પુરુષરૂપ હુ ઈશ્વરમા પુરુષો-નરો પરોવાઈ રહેલા છે.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું; સર્વ ભૂતપ્રાણીઓમાં જીવન હું છું અને તપસ્વીઓમાં તપ હું છું. ૯

ભાષ્યાર્થ : પૃથ્વીમા હુ પવિત્ર ગંધ-સુગંધ છુ-એટલે કે તે સુગંધમય હું પરમેશ્વરમા પૃથ્વી પરોવાયેલી છે. અહીં પૃથ્વીમાં ગંધની સ્વાભાવિક પવિત્રતા દેખાડવામાં આવી છે, તે જળાદિ પદાર્થોમાં રસ વગેરેની પવિત્રતા દેખાડવા માટે છે; ભાવાર્થ આ છે કે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ, જે તત્ત્વોના ગુણો છે, તે પ્રથમથી જ શુદ્ધ છે; પરંતુ એ ગધ વગેરેમાં જે અપવિત્રતા આવી જાય છે, તે તો સંસારી પુરુષોનાં અજ્ઞાન તથા અધર્મ વગેરેના કારણે અને ભૂતવિશેષના સંસર્ગના નિમિત્ત (અધર્મ અને અમુક પ્રાણીના સંસર્ગથી) છે. હું અગ્નિમા પ્રકાશ છુ તથા સર્વ પ્રાણીઓમાં જીવન છું-અર્થાત્ જે વડે

સર્વ પ્રાણી જીવે છે, તે જીવન હું છું; અને તપસ્વીઓમાં તપ હું છું એટલે તપરૂપ હું પરમાત્મામાં સર્વ તપસ્વીઓ પ્રોત-પરોવાયેલા છે.

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ ! सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

હે પાર્થ ! સર્વ ભૂતોનું સનાતન–અનાદિ બીજ મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

ભાષ્યાર્થ: હે પાર્થ! મને તું સર્વ ભૂતોનું પુરાતન, સનાતન, ચિરંતન બીજ–અર્થાત્ ઉત્પત્તિનું કારણ જાણ; તેવી જ રીતે હુ બુદ્ધિમાનો-વિવેકશક્તિવાળા પુરુષોની અંતઃકરણની વિવેકશક્તિ, જે બુદ્ધિ છે; તે હું છું; તે જ પ્રમાણે તેજસ્વીઓનું તેજ-પ્રાગલ્ભ્ય-અર્થાત્ પ્રભાવશાળી પુરુષોનો પ્રભાવ હું છું.

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

હે ભરતર્ષભ ! બળવાનોનું તૃષ્ણા અને રાગવિનાનું બળ અને સર્વ ભૂતોમાં ધર્મથી અવિરુદ્ધ (વિરુદ્ધ ન હોય તેવી) ઇચ્છા-કામ હું છું. ૧૧

ભાષ્યાર્થ: બળવાનોનું બળ એટલે સામર્થ્ય અથવા ઓજ–તેજ-પ્રભાવ હું છું. આ બળ કામરાગવિવર્જિત હોય (તો); દૂર રહેલા, ન પ્રાપ્ત થયેલા વિષયોની તૃષ્ણા તે કામ (છે) અને પ્રાપ્ત થયેલા વિષયોમાં પ્રીતિ તે રાગ (કહેવાય છે). એ કામ અને રાગ ઉભયરહિત માત્ર દેહાદિને ધારણ કરવાનું બળ તે હું છું ( એટલે સંસારથી વિમુખ થયેલા પુરુષનું સાત્વિક બળ હું છું ); પરંતુ સંસારીઓનું (જે બળ) કામના અને આસક્તિ(રાગ)નું કારણ (છે તે બળ) નથી; વળી હે ભરતશ્રેષ્ઠ! પ્રાણીઓમાં જે ધર્મથી અવિરુદ્ધ–શાસ્ત્રાનુકૂળ કામ (કામના) છે, ખાવાપીવાની વગેરે બાબતની ઇચ્છા વગેરે છે તે (ઇચ્છારૂપ) કામ પણ હું છું.

વળી,

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

વળી જે જે સાત્ત્વિક ભાવો છે અને જે રાજસ તથા તામસ ભાવો છે, તે સર્વ મારાથી જ (ઉત્પન્ન થયા) છે, એમ તું જાણ. છતાં હું તેમનામાં નથી, પણ તેઓ મારામાં છે.૧૨

ભાષ્યાર્થ: જે સાત્ત્વિક-સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલા ભાવો કે પદાર્થો છે તે સાત્ત્વિક; જે રાજસ-રજોગુણથી ઉત્પન્ન થયેલા અને એવી જ રીતે

તામસ–તમોગુણથી ઉત્પન્ન થયેલા ભાવો કે પદાર્થો છે, તે (પૈકી) જે જે પ્રાણીઓના પોતાનાં કર્માનુસાર ભાવ ઉત્પન્ન થાય, તે સર્વ તું મારાથી જ ઉત્પન્ન થયેલા જાણ. એ પ્રમાણે જોકે તે મારાથી ઉત્પન્ન થાય છે, તોપણ હુ તેમનામાં નથી, એટલે કે સંસારી મનુષ્યોની પેઠે હુ એમને વશ નથી; પરંતુ તે મારામાં છે–એટલે કે મારે વશ છે–મને અધીન છે.

એ પ્રકારે (એવા) નિત્ય શુદ્ધબુદ્ધમુક્ત સ્વભાવવાળા, નિર્ગુણ અને સર્વ ભૂતના આત્મારૂપ મને પરમાત્માને સંસારના બીજરૂપ દોષને બાળી મૂકનાર તરીકે (સંસારદોષના બીજને ભસ્મીભૂત કરી નાખનારાં કારણરૂપ હું છું તેને) જગત જાણતુ નથી. આ પ્રકારે ભગવાન પોતાનો ખેદ પ્રકટ કરે છે. ત્યારે હવે જગતનું આ અજ્ઞાન કયા કારણથી છે? તે (શંકાની અપેક્ષાએ) કહેવામાં આવે છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

આ આખું જગત ત્રણ ગુણમય આ પદાર્થો વડે મોહ પામેલુ છે, તેથી તે એ સર્વ(ગુણો)થી પર અને અવ્યય મને જાણતું નથી. ૧૩

ભાષ્યાર્થ : સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણો છે, ગુણમય એટલે ગુણના વિકાર છે; ત્રિગુણમય એટલે એ ત્રણે ગુણોના વિકારરૂપ રાગ, દ્વેષ, મોહ વગેરે પ્રકારના ભાવો એટલે પદાર્થો વડે આ સર્વ પ્રાણીમાત્ર (જગત) મોહિત થઈ ગયેલુ છે–અર્થાત્ અવિવેકતાને પ્રાપ્ત થયુ છે–વિવેકશૂન્ય બની ગયું છે, તેથી આ ઉપર કહેલા ગુણોથી અતીત–વ્યતિરિક્ત (જુદા), પર–વિલક્ષણ ને અવ્યય (વ્યયરહિત)–જન્માદિ સર્વ ભાવવિકારથી રહિત મને પરમાત્માને જાણી શકતુ નથી–જાણતુ નથી

ત્યારે આ દેવી ત્રિગુણાત્મિકા વૈષ્ણવી માયા(શક્તિ)ને મનુષ્ય કેવી રીતે તરે છે? તેના જવાબમા કહેવામા આવે છે

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

મારી આ (ત્રિગુણાત્મિકા) દૈવી માયા, ખરેખર દુઃખે કરી તરાય એવી છે, જેઓ મને જ શરણ સ્વીકારે છે, તેઓ આ માયાને તરે છે. ૧૪

ભાષ્યાર્થ : દૈવી એટલે દેવની અર્થાત્ હું–વ્યાપક, ઈશ્વર, વિષ્ણુ, તેની સ્વભાવભૂત મારી પોતાની શક્તિ, તે દૈવી શક્તિ મારી ત્રિગુણમયી માયા દુસ્તર છે, એટલે કે એનું ઉલ્લંઘન કરવુ–એને તરી જવુ ઘણું કઠણ છે, મહાકષ્ટે બને છે. આમ છે તેથી સર્વ ધર્મો છોડી મારું–માયાવી,–માયાપતિ–આત્મભૂત–પરમેશ્વરનું સર્વાત્મભાવથી શરણ ગ્રહણ કરી લે છે, તે આ સર્વ ભૂતોને મોહ

પમાડનારી માયાને તરી જાય છે–તે તેની પાર (થઈ) જાય છે, તેને ઓળંગી જાય છે અર્થાત્ સંસારબંધનથી મુક્ત થઈ જાય છે

જો આમ તે આપને–સર્વમય ઈશ્વરને પામીને માયાને તરી જાય છે, તો શા માટે આપને જ બધા પામતા નથી? એના પ્રત્યુત્તરમાં કહેવામાં આવે છે

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

દુષ્ટ કૃતિવાળા, પાપી, મૂઢ, માયા વડે જેમનું જ્ઞાન હરાઈ ગયું છે, અને આસુરી ભાવનો આશ્રય ગ્રહણ કરનાર આસુરી સ્વભાવવાળા અધમ પુરુષો, મને શરણ થતા નથી ૧૫

ભાષ્યાર્થ : પાપકર્મવાળા મૂઢ અને મનુષ્યોમાં જે નીચ છે તે નરાધમો, જેમનું જ્ઞાન માયા દ્વારા છિનવાઈ ગયું છે, તે હિંસા મિથ્યા ભાષણ વગેરે આસુરી ભાવોના આશ્રિત બનેલા હોઈ હું નારાયણ–પરમેશ્વરને પામતા નથી
૬ –શરણે આવતા નથી

પરંતુ જે પુણ્યકર્મ કરનારા ઉત્તમ પુરુષો છે, તેઓ—

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

હે અર્જુન ! પુણ્ય કરનારા ચાર પ્રકારના લોકો મને ભજે છે આર્ત (પીડાવાળો), જિજ્ઞાસુ (જાણવાની ઇચ્છાવાળો), અર્થાર્થી (ભોગ સાધનો ને ધન ઇચ્છવાવાળો) અને હે ભરતોમાં શ્રેષ્ઠ ! (ચોથો) જ્ઞાની (મને ભજે છે) ૧૬

ભાષ્યાર્થ : હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! ચોર વાઘ રોગ વગેરેમાં સપડાઈ વિપત્તિમાં આવી પડેલા–આર્ત, ભગવાનનું તત્ત્વ જાણવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુ ધનની ઇચ્છાવાળા–અર્થાર્થી અને શ્રીવિષ્ણુનું તત્ત્વ જાણનાર–જ્ઞાની એ ચાર પ્રકારના પુણ્ય કરવાવાળા, મને ભજે–સેવે છે

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

તેઓમાં નિત્ય (આત્મામાં ચિત્ત વડે) જોડાયેલો (અને) એક (આત્મા)માં ભક્તિવાળો જ્ઞાની સર્વથી ચડિયાતો–Cત્કૃષ્ટ છે, કેમકે હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું અને તે મને અત્યંત પ્રિય છે ૧૭

ભાષ્યાર્થ : તે ચારે પ્રકારના (પુણ્યકર્મ કરવાવાળા) પુરુષોમાં જ્ઞાની તત્ત્વવિત્ શ્રેષ્ઠ છે કારણકે તે તત્ત્વ જાણનારો હોવાથી નિત્ય આત્મસ્થ અને (હું ઈશ્વરથી) અન્ય કોઈ ભજનીય–ભજવા યોગ્ય નથી એવી ભાવનાવાળો, એક

ભક્તિવાળો છે; આથી એ અનન્ય ભક્તિવાળા પ્રેમીને શ્રેષ્ઠ–બાકીના ત્રણે કરતાં ચડિયાતો માનવામાં આવ્યો છે–ત્રણે કરતા ઉચ્ચ કોટિનો માનવામાં આવ્યો છે, એવો ભાવાર્થ છે. (વળી) હું જ્ઞાનીનો (પોતાનો) પ્રિય આત્મા છું, તેથી હું તેને અત્યંત પ્રિય છું; લોકમાં આ વાત તો પ્રસિદ્ધ (જાણીતી) છે, કે 'આત્મા (જ સર્વને) પ્રિય છે' તેથી જ્ઞાનીનો આત્મા (ભગવાન પોતે બનેલા) છે; તે કારણથી જ ભગવાન તેને અત્યંત પ્રિય બને છે, એ તાત્પર્ય છે; વળી તે જ્ઞાની પણ હું–વાસુદેવનો આત્મા જ છે, જેથી તે મને અતિ પ્રિય છે.

ત્યારે શું પ્રથમના ત્રણ આર્ત વગેરે (પુણ્યવાળા) છે, તે આપ વાસુદેવને પ્રિય નથી? ના (પ્રિય નથી એમ નથી); તો તે કેવા છે? તેના ઉત્તરમાં–

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

**આ સર્વ ઉત્તમ જ છે; પરંતુ જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો મત છે; (કારણકે) તે આત્મસ્થચિત્તવાળો, સર્વોત્તમ ગતિરૂપ મારે જ આશ્રયે રહેલો છે. ૧૮**

**ભાષ્યાર્થ:** એ સર્વ (પુણ્યવાન ભક્ત–આર્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી) ત્રણે ઉદાર–એટલે ઉત્કૃષ્ટ, શ્રેષ્ઠ, ઉત્તમ છે; ભાવાર્થ આ છે કે ત્રણે મને પ્રિય છે; કારણકે હું વાસુદેવને તેનો કોઈ પણ ભક્ત અપ્રિય નથી હોતો; પરંતુ જ્ઞાની તો મને (સૌથી) અત્યંત પ્રિય છે, એટલી (એમાં) વિશેષતા છે. તે શા માટે વધારે પ્રિય છે? તો (જવાબ આ છે, કે) જ્ઞાની તો મારો આત્મા જ છે, મારાથી જુદો નથી, એવો મારો મત છે–નિશ્ચય છે; કેમકે તે જ્ઞાની 'હું પોતે જ ભગવાન વાસુદેવ છું, હું બીજો નથી, હું તેનાથી જુદો નથી,' એ પ્રકારના નિશ્ચયથી સમાહિત ચિત્તવાળા–(આત્મસ્થ–સમાધિસ્થ)–ને હું પરબ્રહ્મ જ પ્રાપ્ત કરવા યોગ્ય છું, એમ સમજી તે મારા પરમ પ્રાપ્ત કરવા યોગ્ય પરબ્રહ્મસ્વરૂપમાં આવવા માટે–પરબ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પ્રવૃત્ત થયો છે, એવો અર્થ છે.

વળી ફરી જ્ઞાનીની સ્તુતિ કરવામાં આવે છે:

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

**બહુ જન્મને અંતે, 'સર્વ વાસુદેવ છે,' એમ જાણી જ્ઞાની મારે શરણે આવે છે; તે (એવો જ્ઞાની) મહાત્મા અતિ દુર્લભ છે. ૧૯**

**ભાષ્યાર્થ:** જ્ઞાનપ્રાપ્તિ માટે જે(જન્મો)માં ચિત્તશુદ્ધિરૂપી સંસ્કારોનો સંગ્રહ કરવામાં આવે એવા ઘણા યે જન્મોને અંતે–ઘણા યે જન્મો થઈ ગયા પછી (તે છેવટના જન્મમાં) જ્ઞાનની પરિપક્વ દશા પ્રાપ્ત થયેલો જ્ઞાની, પ્રત્યક્(પોતાની અંદર) આત્મરૂપ હું વાસુદેવને (પ્રત્યક્ષ) પામે છે–પ્રાપ્ત કરે છે–

હું વાસુદેવનો સાક્ષાત્કાર કરે છે. એ (પ્રાપ્તિ કે સાક્ષાત્કાર) કેવી રીતે થાય છે? તો, 'સર્વ વાસુદેવ જ છે,' એવી રીતનો તેને સાક્ષાત્કાર થાય છે–અનુભવ થાય છે. આ પ્રકારે સર્વાત્મરૂપ હું પરમાત્માને (પ્રત્યક્ષરૂપે) જે પ્રાપ્ત થાય છે–પામે છે, તે મહાત્મા છે; તેનો બરોબરિયો કે તેનાથી ચડિયાતો બીજો કોઈ નથી; માટે કહ્યું છે કે 'હજારો પુરુષોમાં' આવો પુરુષ અત્યંત દુર્લભ છે. (૭–૩માં 'હજારો પુરુષોમાં કોઈક જ આવી જ્ઞાનરૂપ સિદ્ધિ માટે યત્ન કરે છે, એમ કહેલું છે.)

'આ આખું જગત આત્મસ્વરૂપ વાસુદેવ જ છે.' એ પ્રકારનું જ્ઞાન થતું નથી–એ પ્રકારનો અનુભવ નથી થતો, તેનું કારણ કહેવામાં આવે છે–

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

તે તે કામનાથી હરાઈ ગયેલ જ્ઞાનવાળા અને પોતાની પ્રકૃતિએ વશ કરેલા (નિયમમાં જકડી રાખેલા, ગુલામ બનાવેલા, લોકો) તે તે નિયમનો આશ્રય કરી બીજા દેવતાઓને ભજે છે. ૨૦

**ભાષ્યાર્થ:** તે તે કામનાઓ–એટલે પુત્ર, પશુ, સ્વર્ગ વગેરે વિષયોથી જેનાં જ્ઞાન, વિવેક તથા વિજ્ઞાન હરાઈ ગયા છે એવા લોકો, પોતાની પ્રકૃતિ વડે એટલે સ્વભાવ વડે–અર્થાત્ જન્મ–જન્માંતરોનાં સંચિત–ભેગા કરેલા સંસ્કાર-વિશેષ વડે–ખાસ પોતાના સંસ્કાર વડે પ્રેરિત થઈ બીજા દેવોનાં–એટલે કે આત્મસ્વરૂપ હું વાસુદેવથી ભિન્ન જે દેવો છે, તેના આરાધન–માટે જે જે પ્રસિદ્ધ નિયમો સ્વીકારાયેલા છે, તે તે નિયમોનો આશ્રય કરી તેમનું આરાધન કરે છે–તેમનું શરણ લે છે.

તે સકામ ભક્તોની—

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

જે જે ભક્ત જે જે તનુ(મૂર્તિ)ને શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે છે, તેની તેની તે જ તનુ(મૂર્તિ) ઉપર હું અચળ શ્રદ્ધા બેસાડું છું–શ્રદ્ધા દૃઢ કરું છું. ૨૧

**ભાષ્યાર્થ:** જે જે કામનાવાળા ભક્તો જે જે દેવોની તનુ(મૂર્તિ)ની શ્રદ્ધાભક્તિ વડે પૂજા–અર્ચાથી આરાધના કરવા ઇચ્છા કરે છે, તે તે સકામ ભક્તોની તે તે દેવ પ્રત્યેની એ શ્રદ્ધાને હું અચળ (સ્થિર) બનાવી દઉં છું. (સારાંશ આ છે, કે જે પુરુષ પહેલાના જન્મ–જન્માંતરમાં પડાયેલા સ્વભાવથી પ્રવૃત્ત થઈ જે શ્રદ્ધા દ્વારા જે દેવના સ્વરૂપનું પૂજન કરવા ઇચ્છે છે, તે પુરુષની તે શ્રદ્ધાને હું સ્થિર કરું છું.)

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥ २२ ॥

તે પુરુષ, તે શ્રદ્ધાથી યુક્ત થઈ તેના જ આરાધનની ઇચ્છા કરે છે અને તે(આરાધન)થી મેં જ નિર્માણ કરેલા ઇચ્છિત(ભોગો)ને પ્રાપ્ત કરે છે. ૨૨

**ભાષ્યાર્થ:** એ પુરુષ મેં વિહિત (દૃઢ) કરેલી એ શ્રદ્ધા વડે યુક્ત થઈ તે દેવતાના સ્વરૂપ(મૂર્તિ)નું આરાધન (સેવા–પૂજા) કરે છે; અને પછી તે આરાધન કરેલા દેવ–સ્વરૂપની પાસેથી પોતાના ઇષ્ટ મનોરથો મેળવે છે. કર્મ-ફળના વિભાગ જાણનાર હું પરમેશ્વરથી આ કામોને નિર્માણ (નિશ્ચિત) કરવામાં આવ્યાં છે; (કયા કર્મનું કયું–કેટલું ફળ વગેરે મેં નક્કી કરેલું છે;) તે કારણથી તેઓ (મેં) ભગવાને નિર્માણ (નક્કી) કરેલા તે કામ–ભોગો અવશ્ય પામે (મેળવે) છે. આ શ્લોકની બીજી લીટીમાં 'विहितान् हितान् कामान्' એમ (પદો સાથે લઈએ) પદચ્છેદ લઈએ, તો 'હિત કરનારાં કામોને' એવો અર્થ થાય; પરંતુ આ કામનાઓનું હિતપણું (ભલું કરવાનું બળ) ઔપચારિક સમજવું; કારણકે ભોગ તો કોઈને પણ હિતકર નથી થઈ શકતા.

અવિવેકી અને કામી પુરુષો વિનાશ પામી જાય એવાં જ સાધનવાળા અને એવાં જ નાશ પામી જનાર વ્યાપાર–પ્રવૃત્તિવાળા હોય છે, તેથી–

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥

તે અલ્પબુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત જ હોય છે. દેવોને પૂજનારા દેવોને પામે છે પણ મારા ભક્તો મને પામે છે. ૨૩

**ભાષ્યાર્થ:** તે અલ્પબુદ્ધિવાળાઓનું એ ફળ નાશવંત (વિનાશ પામવાના સ્વભાવવાળું) જ હોય છે. દેવોનું પૂજન કરવાવાળા દેવયાજી છે–તેઓ દેવને પામે છે; પરંતુ મારા ભક્તો મને પામે છે. આ રીતે બંનેમા ફળ અને કષ્ટ સરખાં છે, છતાં તેઓ મને જ એકલાને અનંત ફળ માટે ભજતા નથી, હું પરમેશ્વરનું જ તેઓ શરણ નથી લેતા. અહો ! આ ખરેખર બહુ દુઃખની વાત છે, એમ કહી ભગવાન એ પ્રકારે પોતાનો ખેદ પ્રકટ કરે છે.

શા કારણથી તેઓ હું–પરમેશ્વરના જ શરણમાં નથી આવતા? તે કહે છે:

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

બુદ્ધિવિનાના લોકો મારો અવ્યય–અવિકારી–અવિનાશી અને નિરતિશય પરમ ભાવ ન જાણી મને અવ્યક્તને–એટલે અપ્રકટને પ્રકટ થયેલો (મનુષ્યાકાર) માને છે. ૨૪

ભાષ્યાર્થ: હું ઈશ્વર નિત્ય પ્રસિદ્ધ છું, છતાં મારા અવ્યય–અવિકારી–તથા અવિનાશી–નિરતિશય પરમભાવને–અર્થાત્ પરમેશ્વરસ્વરૂપને ન જાણવાવાળા બુદ્ધિહીન–વિવેકવિનાના–અવિવેકી પુરુષો એમ સમજે છે, કે હું પહેલાં પ્રકટ નહોતો (અપ્રકાશ હતો), તે હમણાં પ્રકટ થયેલો (પ્રકાશ પામેલો) છું, (અવ્યક્ત છતાં વ્યક્ત) થયેલો છું, એમ માને છે.

એમનું આ અજ્ઞાન કયા કારણથી છે? તે કહે છે:

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

યોગમાયાથી ઢંકાયેલો હું સર્વને પ્રકાશ (પ્રત્યક્ષ)નથી. મોહ પામેલા આ લોક જન્મરહિત તથા નાશરહિત–વિકારવિનાના મને જાણતા નથી. ૨૫

ભાષ્યાર્થ: હું સર્વ લોકોને પ્રકટ નથી–હું સમસ્ત પ્રાણીસમુદાય માટે પ્રકટરૂપે નથી રહેતો, પરંતુ કોઈક જ મારા ભક્ત માટે હું પ્રકટ છું, એવો ભાવાર્થ (ભગવાનનો અભિપ્રાય) છે. યોગ એટલે ત્રણ ગુણોનો સંયોગ–મિશ્રણ–એકત્ર થવું તે; અને તે જ માયા છે; એ યોગમાયા વડે હું ઢંકાયેલો છુ, એથી જ આ મૂઢ લોકો મને અજન્મા અને અવિનાશી પરમાત્માને જાણતા નથી.

જે યોગમાયાથી ઢંકાયેલા મને પરમાત્માને આ લોકસમુદાય (સંસાર) જાણતો નથી, તે યોગમાયા મારી છે; છતાં (તે યોગમાયા મારી જ છે તે કારણથી) હું ઈશ્વર(માયાપતિ)ના જ્ઞાનને ઢાંકી શકતી નથી–રોકી શકતી નથી. જેમ કોઈ જાદુગરની માયા, તે જાદુગરના (પોતાના) જ્ઞાનને નથી ઢાંકી દેતી, તે પ્રમાણે આ છે. આમ છે, તેથી–

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

હે અર્જુન! હું ભૂતકાળનાં, ચાલુકાળનાં તથા ભવિષ્યકાળનાં ભૂતો(પ્રાણીઓ)ને જાણું છું; પરંતુ મને કોઈ નથી જાણતું. ૨૬

ભાષ્યાર્થ: હે અર્જુન! જે પહેલાં થઈ ગયેલાં છે, તેમજ હાલ વર્તમાન છે અને હવે પછી ભવિષ્યમાં થનારાં છે. તે સર્વ ભૂતો(પ્રાણીઓ)ને હું જાણું છું; પરંતુ એકલા મારા ભક્ત–મારા શરણાગત સિવાય કોઈ પણ મને જાણતું નથી અને મારા તત્ત્વને જાણતો ન હોવાથી જ (બીજો કોઈ) મને ભજતો નથી.

ત્યારે હવે મારું તત્ત્વ જાણવામાં એવો કયો પ્રતિબંધ છે, કે જેનાથી

બંધાઈ (રોકાઈ)-મોહિત થઈ આ સર્વ ઉત્પન્ન થયેલા પ્રાણીઓ મને નથી જાણતા? એ પ્રશ્ન કલ્પી જવાબરૂપે કહે છે:

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥

હે શત્રુઓને તાપ આપનાર ભારત! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા દ્વંદ્વના મોહ વડે, સર્વ પ્રાણીઓ ઉત્પત્તિસમયે મોહ પામે છે (અને પોતાના આત્મારૂપ હુ પરમાત્માને નથી જાણતા) ૨૭

**ભાષ્યાર્થ:** ઇચ્છા અને દ્વેષ એ બેમાથી જે ઉત્પન્ન થાય છે તેને શુ કહેવાય? તે કોણ છે? એવી જિજ્ઞાસા થતા કહેવામા આવે છે, અને ઇચ્છા અને દ્વેષમાથી ઉત્પન્ન થાય તેનુ નામ દ્વંદ્વમોહ છે. દ્વંદ્વમોહ–પરસ્પર ઊલટા સ્વભાવના જોડકાથી થતા મોહથી (સર્વ મોહિત છે,) શીત અને ઉષ્ણ, ઇચ્છા અને દ્વેષના જેવા એકેકથી ઊલટા ગુણ–સ્વભાવવાળા દ્વંદ્વના સંયોગથી સુખદુઃખ અને સુખદુઃખના કારણ ઉત્પન્ન થાય છે. સર્વ ભૂતોની સાથે એમનો સબધ કાળને અનુસરી થાય છે; માટે તેમને દ્વંદ્વ કહેવામા આવે છે, તેથી જ્યારે સુખ અને દુઃખ અથવા તેમના કારણ ઉત્પન્ન થઈ તેમાથી ઇચ્છા અને દ્વેષ ઉત્પન્ન થાય, ત્યારે તે સર્વ ભૂતોની બુદ્ધિને પોતાના કબજામા લઈ, પોતાને વશ કરી, પરમાર્થ તત્ત્વ વિષયના–આત્મતત્ત્વના જ્ઞાનની ઉત્પત્તિનો પ્રતિબધ કરવાવાળો (રોકવાવાળો) મોહ ઉત્પન્ન કરે છે. ઇચ્છા અને દ્વેષરૂપ દોષોને જેનુ ચિત્ત વશ થયુ છે, તેમને બાહ્ય વિષયોનુ પણ યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થતુ નથી, તો પછી તે બનેથી જેની બુદ્ધિ ઢકાઈ ગયેલી હોય છે એવા અતિ મૂઢ પુરુષને અનેક પ્રતિબધોવાળુ અતરાત્મવિષય-(પ્રત્યગાત્મા)નુ જ્ઞાન નથી ઊપજતુ, એ કહેવાની જરૂર જ ક્યા છે? તેટલા માટે હે ભરતવંશમા ઉત્પન્ન થયેલા શત્રુને તાપ આપનારા અર્જુન! આ ઇચ્છાદ્વેષથી ઉત્પન્ન થયેલા દ્વંદ્વમોહથી સર્વ પ્રાણી અતિશય મોહિત થઈને ઉત્પત્તિ સમયે, જન્મતાવેત જ મૂઢ ભાવમા સપડાયેલા છે–મોહને વશ થયેલા છે. કહેવાનુ તાત્પર્ય આ છે કે ઉત્પન્ન થવાના સ્વભાવવાળા સર્વ પ્રાણીઓ–ભૂતો, મોહને વશ થઈને જ ઉત્પન્ન થાય (જન્મે) છે, એ કારણથી દ્વંદ્વમોહ વડે જેનુ જ્ઞાન પ્રતિબદ્ધ (ઢકાઈ ગયેલ–રોકાઈ ગયેલુ) છે, એવા સર્વ પ્રાણીઓ મોહ પામેલા હોઈ હુ આત્મભૂત–પરમેશ્વરને જાણતા નથી અને આત્મભાવથી મને ભજતા નથી.

ત્યારે હવે આ દ્વંદ્વમોહથી મુક્ત થયેલા એવા કયા પુરુષો છે, જે યથાશાસ્ત્ર (શાસ્ત્રમા કહ્યા પ્રમાણે) આપને જાણીને આત્મભાવે ભજે છે? એ પ્રશ્નના ઉત્તરરૂપ અર્થ દેખાડવા માટે શ્રીભગવાન કહે છે.

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥

પુણ્યકર્મ કરનારા જે લોકોના પાપનો અંત આવ્યો છે, તે (ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ વગેરે) દ્વંદ્વમોહથી મુક્ત અને દૃઢવ્રતવાળા થઈ મને ભજે છે. ૨૮

**ભાષ્યાર્થ:** જે પુણ્યકર્મવાળા પુરુષોના પાપોનો લગભગ અંત થઈ ગયો છે, એટલે કે જેમનાં પુણ્યકર્મ પવિત્ર સત્ત્વશુદ્ધિનાં–ચિત્ત–અંતઃકરણની શુદ્ધિનાં કારણ બને છે, તેવા પુણ્યકર્મ કરનારા પુરુષો ઉપર કહેલા (ઇચ્છા, દ્વેષ વગેરેના) દ્વંદ્વમોહથી મુક્ત થઈ અને દૃઢવ્રત ધારણ કરનારા થઇને મને પરમાત્માને ભજે છે. 'પરમાર્થતત્ત્વ બરાબર આવું જ છે, કોઈ પણ બીજા પ્રકારનુ નથી' એવાં સર્વપરિત્યાગ વડે નિશ્ચિત થયેલ જ્ઞાન(વિજ્ઞાન)વાળા પુરુષો દૃઢવ્રતધારણ કરનારા કહેવાય છે.

તે (મોહનિર્મુક્ત) પુરુષો શા માટે (મને) ભજે છે તે કહેવામાં આવે છે

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

મારો આશ્રય કરી જરામરણથી છૂટવા માટે જેઓ યત્ન કરે છે, તેઓ તે બ્રહ્મને, અધ્યાત્મને અને સર્વ કર્મને જાણે છે. ૨૯

**ભાષ્યાર્થ:** વૃદ્ધાવસ્થા તથા મરણથી છૂટવા માટે મારો–પરમેશ્વરનો આશ્રય કરી એટલે મારામાં ચિત્ત સ્વસ્થ (સમાધિસ્થ) કરી જેઓ પ્રયત્ન કરે છે, તેઓ જે પરબ્રહ્મ છે તેને જાણે છે, તેમ જ સમસ્ત–આખું અધ્યાત્મ–સંપૂર્ણ પ્રત્યગાત્મા–ત્વંપદના અર્થરૂપ જીવાત્મા અને સમસ્ત (સર્વ) કર્મોને પણ જાણે છે.

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

જેઓ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે, યુક્તચિત્તવાળાઓ પ્રયાણકાળે (મૃત્યુસમયે) પણ મને જાણે છે. ૩૦

**ભાષ્યાર્થ:** અધિભૂત અને અધિદૈવ એ બે શબ્દો મળીને અધિભૂતાધિદૈવ થાય છે, (એ) અધિભૂત અને અધિદૈવની સાથે જે છે તે સાધિભૂતાધિદૈવ છે, એ પ્રકારે સાધિભૂતાધિદૈવરૂપે મને જે જાણે છે; વળી અધિયજ્ઞ સહિત એટલે સાધિયજ્ઞ સ્વરૂપે પણ મને જે જાણે છે, એવા સમાહિત–(નિરુદ્ધ)–વશ કરેલા ચિત્તવાળાઓ મરણસમયે પણ મને જાણે છે.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના
પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત
શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો વિજ્ઞાનયોગ નામનો
સાતમો અધ્યાય સમાપ્ત

# अध्याय ८मो–तारकब्रह्मयोग×

**ભાષ્યાર્થ**: 'ते ब्रह्म तद्विदुः कृत्स्नम्' વગેરે વાક્યથી (સાતમા અધ્યાયમા) ભગવાને અર્જુનને પ્રશ્નના બીજ (કહ્યા) ઉપદેશ્યા હતા, તેથી એ પ્રશ્નોના અર્થ (માટે) અર્જુન બોલ્યા

**अर्जुन उवाच** । અર્જુને કહ્યુ

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तं अधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

હે પુરુષોત્તમ! તે બ્રહ્મ શું છે? અધ્યાત્મ શું છે? કર્મ શુ છે? વળી અધિભૂત શું કહ્યુ? અને અધિદૈવ કોને કહેવાય? હે મધુસૂદન! આ દેહમાં અધિયજ્ઞ કેવી રીતે અને કોણ છે? તથા મરણસમયે ચિત્તને નિયમમાં રાખનાર(યોગીઓ)થી આપ કયે પ્રકારે જ્ઞેય–જાણી શકાય એવા (થાઓ) છો? ૧,૨

એ પ્રશ્નોનો અનુક્રમે નિર્ણય કરવા માટે—

**श्रीभगवानुवाच** । શ્રીભગવાન બોલ્યા

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

અક્ષર (નાશ ન પામવાવાળુ)છે, તે જ પરમ બ્રહ્મ છે, (તેનો) સ્વભાવ છે તે જ અધ્યાત્મ કહેવાય છે, અને ભૂતરૂપી વસ્તુની ઉત્પત્તિ કરનાર ત્યાગ (યજ્ઞ) તે જ કર્મ નામે કહ્યો છે ૩

**ભાષ્યાર્થ**: જેનો નાશ નથી તે અક્ષર–પરમાત્મા, એમ 'હે ગાર્ગી' આ અક્ષર–પરમાત્માના શાસનમા સૂર્ય અને ચદ્ર નિયમપૂર્વક રહ્યા છે,' (બૃહ. ૩–૮–૯ એ. વૃ. ઉ ૫–૮–૯)એ શ્રુતિ છે, તેમા પરમાત્માને અક્ષર કહ્યા છે 'ओमित्येकाक्षरं ब्रह्म' (૮–૧૩)–એ વાક્યથી ૐને–પ્રણવને પણ 'અક્ષરબ્રહ્મ'નુ નામ આપ્યુ છે, પરતુ અક્ષરને 'પરમમ્'એ વિશેષણ જોડેલુ હોવાથી તેનો અર્થ પરબ્રહ્મ–નિરતિશય અક્ષરબ્રહ્મ, એ જ વધારે યોગ્ય લાગે છે, તેનો અર્થ કેવળ ૐકાર કે પ્રણવ, આ વિશેષણ હોવાથી લઈ શકાય નહિ, તેથી એ પરબ્રહ્મનો જે પ્રત્યેક શરીરમા પ્રત્યક્આત્મ–અન્તરાત્મ ભાવ છે, તેનું નામ સ્વભાવ છે. એ સ્વભાવ જ અધ્યાત્મ કહેવાય છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે આત્મા એટલે

× આ અધ્યાયને (૧) મહાપુરુષયોગ, (૨) બ્રહ્માક્ષરનિર્દેશ, (૩) સપ્ત પ્રશ્નાર્થનિર્ણય, (૪) અક્ષરબ્રહ્મયોગ અને (૫) અક્ષરબ્રહ્મવિવરણ, એ પ્રમાણે કહે છે

શરીરને આશ્રય બનાવી પ્રત્યક્આત્માપણાથી જીવભાવે જે અંદર રહેવાવાળો છે અને જે, આખરે (અંતે-પરિણામમાં-છેવટે) વસ્તુતાએ પરમાર્થ બ્રહ્મ છે, તે તત્ત્વ સ્વભાવ છે; એને જ અધ્યાત્મ કહે છે-એટલે કે 'અધ્યાત્મ' શબ્દથી એનો જ નિર્દેશ કરવામાં આવે છે. 'भूतभावोद्भवकर:' એમાં ભૂતોનો ભાવ (સ્વરૂપ કે સત્તા) તે ભૂતભાવ; તેનો ઉદ્ભવ એટલે ઉત્પત્તિ, તે 'ભૂતભાવોદ્ભવ' છે; તે ભૂતભાવોદ્ભવ કરનારો-ભૂતભાવોદ્ભવકર કહેવાય છે. (હવે) વિસર્ગ એટલે વિસર્જન-ત્યાગ; અર્થાત્ દેવોને (એક અથવા અનેકને) ઉદ્દેશીને ચરુ, પુરોડાશ વગેરે (હવન કરવા યોગ્ય) દ્રવ્યો(ચીજો)નો ત્યાગ કરવો તે. આ વિસર્ગ-ત્યાગ-રૂપ જે યજ્ઞ તે જ કર્મ નામથી કહેવાય છે. આ બીજરૂપ કે ભૂતમાંથી, વિસર્ગરૂપ યજ્ઞથી,વૃષ્ટિ વગેરે ક્રમ વડે સ્થાવરજંગમ સર્વ ભૂતપ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

જે ક્ષરભાવ એટલે નાશવંત પદાર્થ છે તે અધિભૂત છે; અને પુરુષ એટલે હિરણ્યગર્ભ અધિદૈવત છે. હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! આ દેહમાં અધિયજ્ઞ પણ હું જ છું. ૪

ભાષ્યાર્થ: પ્રાણીમાત્રનો આશ્રય કરી જે રહે છે (હોય છે, થાય છે), તે અધિભૂત છે. તે કોણ? ક્ષરભાવ 'ક્ષર'એટલે જેનો ક્ષય-નાશ થાય છે તે. નશ્વર 'ભાવ' એટલે જે કોઈ પણ ઉત્પત્તિશીલ-જન્મવાના (ઉત્પન્ન થવાના) સ્વભાવવાળી વસ્તુ કે પદાર્થ છે તે. ક્ષરભાવ એટલે નાશ પામનારા અને ઉત્પન્ન થનારા સઘળા પદાર્થો-અધિભૂત છે. જેનાથી આ સર્વ (જગત) પરિપૂર્ણ છે તે; અથવા તો શરીરરૂપ પુર એટલે નગરમાં શયન કરે છે, તેથી પુરુષ (કહેવાય છે); આદિત્યમંડલ-સૂર્યલોકમાં સ્થિત થયેલો (રહેલો) અને સર્વ પ્રાણીઓની ઇંદ્રિયોનો પ્રેરક, ઇંદ્રિયો પર અનુગ્રહ કરવાવાળો, હિરણ્યગર્ભ છે તે અધિદૈવત છે. 'યજ્ઞ જ વિષ્ણુ છે' એ શ્રુતિને અનુસરી સર્વ યજ્ઞોના અધિષ્ઠાતા જે વિષ્ણુ નામના દેવ છે, તે અધિયજ્ઞ છે. હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! આ શરીરમાં જે યજ્ઞ (થાય) છે, તેનો અધિષ્ઠાતા એ વિષ્ણુરૂપ 'અધિયજ્ઞ' હું જ છું. યજ્ઞ શરીર વડે જ સિદ્ધ થાય છે, તેથી યજ્ઞનો શરીર સાથે નિત્ય-સમવાયી-સંબંધ છે; આ કારણથી-તેને (વિષ્ણુને) દેહરૂપ અધિકરણવાળો-શરીરમાં રહેવાવાળો માનવામાં આવે છે.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

અને અંતકાળે મારું જ સ્મરણ કરતો જે શરીર છોડીને જાય છે, તે મારા ભાવને પામે છે, એમાં સંશય નથી. ૫

ભાષ્યાર્થ: અને મરણકાળમાં હું પરમેશ્વર-વિષ્ણુને જ સ્મરણ (યાદ) કરતો જે પુરુષ શરીર છોડીને જાય છે, તે મારા ભાવને અર્થાત્ વિષ્ણુના પરમ-

સ્વરૂપ વિષ્ણુપદને પામે છે. આ અર્થમાં (બાબતમાં) 'તે વિષ્ણુના પરમ-સ્વરૂપપદને પામે છે કે નથી પામતો' એવો કોઈ પણ પ્રકારનો સંશય નથી.

મારા સંબંધમાં જ કેવળ આ નિયમ નથી લાગુ પડતો, પણ—

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

અથવા અંતે જે જે ભાવનું સ્મરણ કરતાં મનુષ્ય કલેવર (શરીર) ત્યજે છે, તે તે ભાવને જ હે કુંતીપુત્ર અર્જુન! તે પામે છે; કેમકે તે સદા એ જ ભાવની ભાવના(રાખવા)વાળો હોય છે તેથી. ૬

**ભાષ્યાર્થ**: હે કુંતીપુત્ર અર્જુન! પ્રાણવિયોગ સમયે–અંતકાળે (આ જીવ) જે જે, જેકોઈ પણ, ભાવને એટલે જે કોઈ દેવવિશેષનું, અમુક દેવનું, ચિંતન કરતાંકરતાં શરીર છોડે છે, તે તે સ્મરણ કરેલા ભાવને એટલે તે અમુક દેવતાને જ પામે છે, પણ અન્યને નથી પામતો; કારણકે તે સર્વદા તદ્‌ભાવભાવિત છે; એટલે કે તે દેવમાં જેનો ભાવ છે તે તદ્‌ભાવ; તેના જ વારંવારના સ્મરણ વડે જેણે અભ્યાસ કર્યો હોય તે (જીવ–પુરુષ) તદ્‌ભાવભાવિત છે.

આ પ્રકારે અંતકાળની ભાવના જ બીજા શરીરની પ્રાપ્તિમાં કારણ છે–

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धच च ।
मय्यर्पितमनोबुद्धिः मामेवैष्यस्यसंशयः ॥ ७ ॥

તેટલા માટે સર્વ કાળ વિષે મારું સ્મરણ રાખ તથા યુદ્ધ કર. મારામાં અર્પણ કરેલાં મન અને બુદ્ધિવાળો તું સંશયરહિત થઈ મને જ પામીશ ૭

**ભાષ્યાર્થ**: તેટલા માટે તું આખો વખત, સર્વ સમયે, શાસ્ત્રે કહ્યું છે તેમ મને સ્મર–યાદ કર અને સ્વધર્મરૂપ યુદ્ધ કર. હું વાસુદેવમાં જેનાં મન-બુદ્ધિ અર્પણ થયાં છે એવો તું છે. એવી રીતનો તું મારામાં મનબુદ્ધિવાળો હોઈ (હોવાથી) સંશયરહિત થઈ મને જ યથાસ્મૃત સ્વરૂપે પામીશ; એટલે કે જે પ્રકારે જે સ્વરૂપે તું મને સ્મરતો, યાદ કરતો હોઈશ તે સ્વરૂપને તું પામીશ.

વળી,

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥

હે પાર્થ! અભ્યાસયોગથી યુક્ત અને બીજે ન જનારા ચિત્ત વડે નિરંતર ચિંતન કરનારો (યોગી) પરમ દિવ્યપુરુષને પામે છે. ૮

**ભાષ્યાર્થ**: ચિત્તને સમર્પણ કરવાના વિષયરૂપ મારામાં એકમાં જ –પરમાત્મામાં જ એકની એક વૃત્તિ, મારા સિવાયની બીજી કોઈ નહિ, તે લગાવ્યા કરવી અને અન્ય વિષયમાં વૃત્તિને રોક્યા કરવી, એનું નામ અભ્યાસ

છે; એ અભ્યાસ તે જ યોગ છે; એવા અભ્યાસરૂપ યોગથી યુક્ત, એ એક જ વિષયમાં ચોંટેલું, બીજા કોઈ વિષયમાં ન જવાવાળું યોગીનું જે ચિત્ત છે, તે ચિત્ત વડે, હે પાર્થ ! શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશને અનુસરી ધ્યાનકે ચિંતન કરતોકરતો તે યોગી, તે પરમ એટલે નિરતિશય દિવ્ય પુરુષને પામે છે. દિવ્ એટલે સૂર્યમંડળમા હોય તે દિવ્ય; અર્થાત્ આકાશસ્થ સૂર્યમંડળના અભિમાની પરમ પુરુષ-હિરણ્યગર્ભરૂપ પુરુષને તે પામે છે.

કયા પ્રકારના વિશેષણોવાળા પરમ પુરુષને તે પામે છે ? એના પ્રત્યુત્તરમાં કહેવામા આવે છે :

कविं पुराणमनुशासितारम्, अणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूपम्, आदित्यवर्णं तमसः परस्तात् ॥९॥

જે મનુષ્ય સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમાં રાખનાર, અણુ (સૂક્ષ્મ)થી પણ અણુ (સૂક્ષ્મ), સર્વને ધારણ કરવાવાળા, ચિત્તમા ન આવી શકે-વિચારી ન શકાય તેવા, સૂર્ય જેવા પ્રકાશમાન વર્ણવાળા અને અંધકાર( અજ્ઞાનરૂપ અંધકાર )થી પર-દૂર એવા પરમ પુરુષનું ચિંતન કરે છે, તે-એ દિવ્યપુરુષને પામે છે. ૯

ભાષ્યાર્થ : કવિ-ક્રાંતદર્શી-સર્વજ્ઞ-અર્થાત્ થઈ ગયેલા સર્વને જાણનાર, પુરાણ એટલે પુરાતન, અનુશાસિતાર-આખા જગતનું શાસન કરનાર-યથાનિયમ ચલાવનાર, સૂક્ષ્મમાં સૂક્ષ્મ-અણુ છે તેનાથી પણ વધુ સૂક્ષ્મ, સર્વનો ધાતા-અર્થાત્ સર્વ કર્મને ધારણ કરનાર અને સર્વ પ્રાણીઓનાં વિચિત્ર ( જુદાંજુદાં ) કર્મફળને વહેંચી આપનાર ઈશ્વરનું આ રૂપ સર્વદા વિદ્યમાન હોવા છતાં પણ કોઈનાથી તે વિચારી શકવાને શક્ય નથી માટે અચિન્ત્યરૂપ છે; જેનો વર્ણ(રંગ)સૂર્યના જેવો નિત્ય પ્રકાશમય છે અને અજ્ઞાનરૂપ મોહના અંધકારથી સર્વથા જે પર છે. એવાને જે સ્મરે છે ( એવાનું સ્મરણ કરતોકરતો), તે પરમ દિવ્યપુરુષને પામે છે; એમ પૂર્વના શ્લોક સાથે આનો સંબંધ છે.

વળી,

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

પ્રયાણ (મરણ) સમયે અચળ મનથી, ભક્તિથી તથા યોગબળથી યુક્ત થઈ, ભ્રૂ( આંખ ઉપરની ભમર જે છે તે )ના મધ્યભાગમાં યથાર્થ રીતે પ્રાણને ધારણ કરી જે મને બરાબર સ્મરે છે, તે તે પરમ દિવ્યપુરુષને પામે છે. ૧૦

ભાષ્યાર્થ : મરણસમયે ભક્તિ તથા યોગબળથી જોડાયેલો; ભજનનું નામ ભક્તિ છે, તેનાથી જોડાયેલો; અને સમાધિથી ઉત્પન્ન થયેલા

સસ્કારોના સગ્રહથી ઉત્પન્ન થયેલી ચિત્તની સ્થિરતાનુ નામ યોગબળ છે, તેનાથી (પણ) જોડાયેલો, ચચળતાવિનાના અચળ મનથી, પ્રથમ હૃદયકમળમા ચિત્ત સ્થિર કરી, પછી ઉપર જવાવાળી સુષુમ્ણા નાડી દ્વારા ચિત્તની પ્રત્યેક ભૂમિકાનો* જય કરી ભ્રુકુટિમા (બે ભ્રમર વચ્ચે) પ્રાણને સ્થાપી બરોબર સાવધાન બની પરમાત્મસ્વરૂપનું ચિતન કરે છે એવો બુદ્ધિમાન સાવધ યોગી કવિપુરાણ ઇત્યાદિ લક્ષણવાળા તે દિવ્ય (પ્રકાશસ્વરૂપ) પરમ પુરુષને પામે છે

બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થયા વિના પણ યોગ( અથવા વેદ )માર્ગને પામી બ્રહ્મ પ્રાપ્ત કરી શકાય છે? એવી આશકાના પ્રત્યુત્તરમા કહેવામા આવે છે ×

હવે પછી કહેવામા આવનારા ઉપાયોથી જે પ્રાપ્ત થઈ શકે છે, એવુ તથા 'वेदविदो विदन्ति-વેદવેત્તાથી પ્રતિપાદન (પ્રાપ્ત) થઈ શકે એવુ–' ઇત્યાદિ વિશેષણ વડે વર્ણન કરવા યોગ્ય વિશેષ્ય (જે) બ્રહ્મ (છે) તેનો નિર્દેશ ફરીથી આ શ્લોકથી શ્રીભગવાન કરે છે

**यदक्षरं वेदविदो वदन्ति, विशन्ति यद्यतयो वीतरागाः ।**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति, तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥**

**વેદવેત્તાઓ જે અક્ષરને વદે છે, વર્ણવે છે–રાગરહિત યતિઓ–સન્યાસીઓ જેમા પ્રવેશ કરે છે, અને જેની ઇચ્છા કરતા બ્રહ્મચર્ય પાળે છે તે પદ હુ તને ટૂકમા કહુ છુ ૧૧**

**ભાષ્યાર્થ :** નાશ ન પામે તે અક્ષર–અવિનાશી વેદવિદો–વેદના અર્થ જાણનારા જે અવિનાશીનુ વર્ણન (કથન) કરે છે તે 'હે ગાર્ગિ' આ તે અક્ષર (છે) જેને બ્રાહ્મણો વદે છે–જેનુ બ્રાહ્મણો વર્ણન કર્યા કરે છે' (બૃ ઉ ૩–૮–૮) એ શ્રુતિ છે તેને અનુસરી બૃ ઉ, ૩–૮–૮મા 'એ નથી સ્થૂળ, નથી સૂક્ષ્મ' એ પ્રકારે સર્વ વિશેષણ-વિશેષ્ય ધર્મોનુ નિરાકરણ કરી વિશેષ ધર્મોથી રહિત પરમાત્મા છે એવુ વર્ણન કર્યા કરે છે, તથા જેને યથાર્થ સમ્યક્ આત્મદર્શન પ્રાપ્ત થયુ છે, જેમની વિષયપ્રીતિ, આસક્તિ, નષ્ટ થઈ ચૂકી છે એવા વીતરાગ તથા યત્નમા મગ્ન રહેવાના સ્વભાવવાળા સન્યાસીઓ જેમા પ્રવેશ કરે છે અને જે અવિનાશીને જાણવાની ઇચ્છા કરનારા સાધકો ગુરુની સમીપમા બ્રહ્મચર્યવ્રતનુ પાલન કર્યા કરે છે, તે પ્રાપ્ત

* ભૂમિકાનો જય એટલે પ્રથમ પૃથ્વી અપ્, તેજ, વાયુ અને આકાશાદિ પાચ તત્ત્વોનો ભેદ કરવો–તેને કતવા મનને પણ ભેદવુ એટલે મનના સ્વરૂપથી બહાર જવુ આમ વ્યગ્રતાને બધા પછી ભૂજે સમષ્ટિ સ્થાન છે, તેમા જવુ, ત્યા જઈ મહત્તત્ત્વરૂપ સામાન્ય અહકાર છે, તેને પણ ભેદી કવિ પુરાણ એ લક્ષણ રૂપ દિવ્યપુરુષનુ ધ્યાન કરવુ એવુ ધ્યાન કરનારો પરમ દિવ્યપુરુષને પામે છે, એ અર્થ છે —પાઠક

× શ્રી પાઠક– "પ્રો આગુના આનદાશ્રમમા નવલભાષ્યમા તથા પ્રભાવાળા ભાષ્યમા આ છે શાકરમતમા પણ એનો ભાવ છે વેરે તથા ગઢીસુરી ભાષ્યમા નથી. પ્રથમ જેમા 'યોગમાર્ગ' છે બાકીમા 'વેદમાર્ગ' છે '

કરવા યોગ્ય અક્ષર નામનું, અક્ષરનામ વડે ઓળખાતું પદ–પ્રાપ્યવસ્તુ હું તને સંક્ષેપમાં–ટૂંકામાં એકી વખતે સારરૂપે કહું છું અહીં બીજી લીટીમાં 'इच्छन्त' શબ્દ છે, તેની પાસે 'ज्ञातु' શબ્દ અધ્યાહાર છે (એ પ્રમાણે લેવાથી જ ઉપર કહેલો અર્થ થયેલો છે)

'હે ભગવન્' મનુષ્યોમાં જે મરણ પર્યંત ૐનું બરોબર ધ્યાન કરે છે, તે તે ધ્યાન વડે કયા લોકની પ્રાપ્તિ કરે છે?' એ પ્રમાણે ભગવાન પિપ્પલાદમુનિ પાસે જઈને સત્યકામે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેને તેમણે કહ્યું 'હે સત્યકામ' ૐકાર જ પર અને અપર બ્રહ્મ છે (પરબ્રહ્મ અને અપર બ્રહ્મ ૐકાર જ છે) આ પ્રમાણે (પ્રશ્નોપનિષદ ૫–૧,૨, ૫માં) આરંભ કરી 'જે આ ત્રણ માત્રાવાળા 'ૐ' અક્ષર વડે પરમપુરુષનું બરોબર ધ્યાન કરે છે, તે સામ વડે બ્રહ્મલોક પ્રત્યે લઈ જવાય છે વગેરે વચનો વડે (એ જ વાત વળી કઠશ્રુતિમાં કહે છે) તે ધર્મથી અન્ય (જુદું) છે અને અધર્મથી પણ અન્ય છે' એ વાક્યથી પણ ઉપક્રમ (વિષયની શરૂઆત) કરીને 'સર્વ વેદો જે પરમપદનું વર્ણન કરે છે, સર્વ તપો જેને કહે છે, જે પદને ઇચ્છનારા (સાધક) બ્રહ્મચર્ય પાળે છે, તે (પરમ)પદ હું તને ટૂંકમાં–એકી વખત, સારરૂપે–કહું છું કે તે ૐકાર છે' (કઠ–ઉ ૨–૧૩–૧૪) વગેરે વચનોથી પરબ્રહ્મના વાચકરૂપે અથવા મૂર્તિ કે પ્રતિમાની પેઠે પ્રતીકરૂપે (ચિહ્ન તરીકે) આ ૐકાર છે, તેથી મંદ અને મધ્યમ બુદ્ધિના સાધકો માટે, પરબ્રહ્મપ્રાપ્તિનું સાધન હોવાને લીધે જેને સાધન માનવામાં આવ્યો છે, તે ૐકારની ઉપાસના કાલાન્તરે મુક્તિરૂપ ફળ આપવાવાળી કહી છે અહીં પણ 'कविं पुराणमनुशासितारम्, यदक्षरं वेदविदो वदन्ति' એ શ્લોકોમાં પ્રતિપાદન કરેલા પરબ્રહ્મની પ્રાપ્તિનો ઉપર કહ્યા પ્રમાણે–પ્રતિમારૂપે સાધનરૂપ જે ૐકાર છે, તે જ કાલાન્તરે મુક્તિરૂપ ફળ આપનારી યોગધારણા સહિત ઉપાસના (અહીં) કહેવાની છે તથા તેના પ્રસંગઅનુપ્રસંગની બાબતો (તને લગતી, તેની સાથે સંબંધ ધરાવતી અને તે સંબંધ ધરાવતી વાત સાથે જોડાયેલી ૐકારની ઉપાસના, તે–પ્રસક્ત પ્રસંગ ધરાવતી બાબત છે અને એ ૐકારની ઉપાસનાનું ફળ તે અનુપ્રસક્ત અનુપ્રસંગ છે, તે પણ કહેવાની છે તે માટે આ પછીના નીચેના શ્લોકવાળો ગ્રંથ(ભાગ) આરંભ કરવામાં આવે છે (કહેવાનું તાત્પર્ય આ છે કે 'મંદ અને મધ્યમ બુદ્ધિના સાધકોને પરબ્રહ્મના વાચકરૂપે અને પ્રતીક–ચિહ્ન–મૂર્તિરૂપે ૐકારના ઉપાસના કરનારાઓની તે ઉપાસના પરિપક્વ બનતાં મુક્તિફળ મળે છે' તે જ પ્રમાણે આ શ્લોકમાં પણ તે ૐકારની ઉપાસના યોગધારણા સહિત કહી છે, તે પણ પરિપક્વ દશામાં પહોંચતાં મુક્તિ ફળ આપવાવાળી છે)

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२

સર્વ દ્વારોનું સંયમન કરી, મનને હૃદયમાં નિરોધી (રોકી),

પોતાના પ્રાણને મસ્તકમા ધારણ કરી, યોગધારણા કરતો, ૧૨

ભાષ્યાર્થ : સર્વ દ્વારો એટલે સારીનરશી સર્વ વસ્તુની ઉપલબ્ધિ ( પ્રાપ્તિ ) કે જાણ માટે જે સર્વ ઇદ્રિયોના૦ છે, તે સર્વ જ્ઞાનેંદ્રિયોનું સયમન કરી, મનને હૃદયકમળમા રોકી–અર્થાત્ તે મનને એની સકલ્પ વિકલ્પરૂપ પ્રચારની પ્રવૃત્તિથી રહિત નિષ્ક્રિય–નિશ્ચલ ( કરીને પછી, એવા વશ કરેના મન વડે હૃદયથી ઊર્ધ્વ ( ઉપર ) જતી સુષુમ્ણા નાડી દ્વારા આરૂઢ બની–ઉપર જઈ, પોતાના પ્રાણોને મસ્તકમા સ્થાપન કરી યોગ ધારણા ધરવા–ધારણ કરવા પ્રવૃત્ત થયેલો સાધક, (પરમગતિને પ્રાપ્ત થાય છે )

ત્યા જ ધારણ કરતો–એટલે કે મસ્તકના બ્રહ્મરંધ્રમા પ્રાણને ધારણ કરતો સાધક,

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

ૐ એવા એક અક્ષરરૂપ બ્રહ્મને જપતો તથા મારું સાથેસાથે ચિંતન (સ્મરણ) કરતો જે દેહ છોડી જાય છે, તે પરમગતિ પામે છે ૧૩

ભાષ્યાર્થ : ૐ એ એક અક્ષરરૂપ બ્રહ્મને, એટલે કે બ્રહ્મના સ્વરૂપનુ લક્ષ્ય કરાવનાર અને બ્રહ્મના નામરૂપ ઓંકારનો ઉચ્ચાર કરતો, તેને જપતો, અને એના અર્થરૂપ હુ ઈશ્વર છુ તેનું ( મારુ ) ચિંતન કરતોકરતો ( શરીરનો ત્યાગ કરતો) જે પુરુષ જાય છે, મરે છે, તે–આ રીતે શરીર છોડી જવાવાળો–પરમ–ઉત્કૃષ્ટ–ઉત્તમ ગતિ પામે છે. અહીં 'त्यजन् देहम्' એ શબ્દ પ્રયાણના વિશેષણરૂપે છે, વિશિષ્ટ પ્રકારનુ પ્રયાણ બતાવે છે. તાત્પર્ય આ છે કે એ પ્રયાણ દેહત્યાગ વડે પ્રયાણ (ગમન ) છે, પરતુ કાંઈ સ્વરૂપના નાશથી (આત્માના નાશથી ) પ્રયાણ ( મરણ) નથી (થયુ).

વળી,

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥

જે અનન્ય (મારા સિવાય બીજા કોઈમા નહિ એવા) ચિત્તવાળો મને નિત્ય સંભારે છે, તેવા નિત્યયુક્ત (સદાના મારી સાથે જોડાયેલા ) યોગીને, હે પાર્થ ! હુ સુલભ છું. ૧૪

ભાષ્યાર્થ : બીજા કોઈ પણ વિષયમા જેનું ચિત્ત નથી. એવો અનન્ય–ચિત્તવાળો યોગી હુ (મને) પરમેશ્વરને સતત (નિત્ય–નિરંતર) સ્મરે છે, યાદ કરે છે. અહીં सततम् નિરતરના અર્થમાં કહેવામા આવ્યુ છે અને नित्यशः દીર્ઘકાળના અર્થમાં કહ્યુ છે એનો અર્થ છ માસ કે એક વર્ષ (જ) નથી, ત્યારે શો અર્થ છે ? જ્યાસુધી જીવે ત્યાસુધી નિરંતર સ્મર્યા જ કરે, એવો અર્થ છે. તે નિત્યયુક્ત, નિત્ય સમાધિસ્થ દશામા રહેના યોગીને, હે પાર્થ ! હુ

સુલભ–સુખે(સહેલાઈ)થી મેળવી શકાય એવો છું; માટે બીજા કોઈ પણ વિષયમાં ચિત્તને ન જવા દઈ સાધકે, સર્વદા મારામાં જ સમાહિતચિત્ત–ધ્યાનસ્થ (આત્મસ્થ) બની રહેવું જોઈએ.

આપ સહેલાઈથી મેળવી શકાય એવા સુલભ બનો, તેથી શું પ્રાપ્ત થાય? એ પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવે છે· મારી પ્રાપ્તિ સુલભ બને તે વડે શું થાય, તે સાંભળ:

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

મને પામ્યા પછી પરમસિદ્ધિ પામેલા મહાત્માઓ દુઃખનાં સ્થાન (રહેઠાણ)રૂપ અને અશાશ્વત એવો પુનર્જન્મ પામતા નથી. ૧૫

ભાષ્યાર્થ: મને ઈશ્વરને પામી એટલે કે મારા ભાવને પ્રાપ્ત કરી પછી (એ મહાત્માઓ) ફરી જન્મ નથી પામતા. કયા પ્રકારના વિશેષ ગુણવાળો પુનર્જન્મ (તે) નથી પામતા, એવી શંકા થાય તો–પુનર્જન્મના વિશેષ ગુણ બતાવનારું વિશેષણ કહે છે. આધ્યાત્મિક (ત્રણ પ્રકારના) દુઃખોનું જે સ્થાન છે, જે આશ્રય છે, જેમાં દુઃખો એકઠાં થાય છે: દુઃખાલય; એ આ દુઃખનું સ્થાન નહિ, જન્મ છે; આ જન્મ–પુનર્જન્મ કેવળ દુઃખાલય (દુઃખનું સ્થાન) છે એટલું જ પણ તે અશાશ્વત–અસ્થિર છે–અર્થાત્ તેનું સ્વરૂપ એક જ પ્રકારનું છે, એમ નથી; પરંતુ અનેક પ્રકારનું છે–અર્થાત્ તે અનેક પ્રકારના દુઃખોનું આશ્રયસ્થાન છે. આ પ્રકારનો પુનર્જન્મ, મોક્ષરૂપ પરમશ્રેષ્ઠ સિદ્ધિને–પરમગતિને પામેલા મહાત્માઓ–યતી–સંન્યાસીઓ, નથી પ્રાપ્ત કરતા, પરંતુ જેઓ મને પ્રાપ્ત નથી કરતા, તે ફરી સંસારમાં આવે છે–જન્મમરણના ફેરાના ચક્રમા સપડાય છે.

ત્યારે શું આપના સિવાય બીજા(સ્થાન)ને પામેલા ફરી આ સંસાર (દુનિયા)માં જન્મે છે? તેના જવાબમાં કહેવામા આવે છે:

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

હે અર્જુન! બ્રહ્મલોકથી માંડી સર્વ લોકો પુનરાવર્તન પામવાવાળા (ફરી જન્મ લેનારા) છે; પરંતુ મને પામ્યા પછી તો, હે કૌંતેય! પુનર્જન્મ નથી. ૧૬

ભાષ્યાર્થ: જેમાં પ્રાણી (ભૂતો) ઉત્પન્ન થાય અથવા નિવાસ કરે છે, એનું નામ ભુવન છે. બ્રહ્મનું ભુવન તે બ્રહ્મભુવન એટલે બ્રહ્મલોક હે અર્જુન! બ્રહ્મલોક પર્યંત એટલે બ્રહ્મલોક સહિત સર્વ લોક, પુનરાવર્તન–જેમાં જઈ ફરીફરી જન્મ લેવો પડે, એવા–સ્વભાવવાળા છે; પરંતુ હે કુંતીપુત્ર! મને એકને જ પ્રાપ્ત કર્યો પછી પુનર્જન્મ (ફરી ઉત્પત્તિ) નથી.

બ્રહ્મલોક સહિત સર્વ લોકો શા માટે પુનરાવૃત્તિ પામવાવાળા (ફરીફરી

ઉત્પન્ન થવાવાળા ) છે? તેઓ કાળથી મપાયેલા છે માટે; તેમ પણ શી રીતે છે?

**सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

બ્રહ્માનો હજાર યુગનો જે દિવસ છે, તેને જેઓ જાણે છે તથા હજાર યુગની તે(વી) રાત્રિને જેઓ જાણે છે, તે દિવસ અને રાત્રિને જાણનારા છે. ૧૭

**ભાષ્યાર્થ:** બ્રહ્માનો–પ્રજાપતિનો–વિરાટનો એક દિવસ હજારયુગે પૂરો થવાવાળો છે, એમ તેના દિવસનો અંત એકહજાર યુગ પૂરા થયે થાય છે, એમ જે સમજે છે; તેવી જ રીતે બ્રહ્માની રાત્રિ પણ દિવસ જેટલી જ (હજાર યુગે પૂરી થનારી) પ્રમાણની (લાંબી) જે જાણે છે; એ (વાત) કોણ જાણે છે? તેનો ઉત્તર આપવામાં (કહેવામાં) આવે છે કે–દિવસ અને રાત્રિને જાણવાવાળા; એટલે કાળની સંખ્યા–ગણતરીને જાણવાવાળા–અહોરાત્રવિદો–યોગીઓ, એ જાણે છે. આમ બ્રહ્માદિ સર્વ લોકો (સૃષ્ટિઓ) પણ કાળ–પરિચ્છિન્ન–કાળથી મપાયેલ હોવાથી પુનરાવર્તિ (ફરીફરી) ઉત્પન્ન થનાર છે.

પ્રજાપતિના દિવસમાં અને રાત્રિમાં જે થાય છે તે કહેવાય છે–

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८॥**

(બ્રહ્મા–પ્રજાપતિનો) દિવસ થાય છે, ત્યારે સર્વ વ્યક્તિઓ, અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે; અને રાત્રિ થાય છે, ત્યારે એ અવ્યક્તમાં જ પ્રલય પામે છે. ૧૮

**ભાષ્યાર્થ:** અવ્યક્ત એટલે પ્રજાપતિની નિદ્રાવસ્થા; પ્રજાપતિની એ નિદ્રામાંથી, અહરાગમે–અહ: એટલે દિવસ અને આગમ એટલે આગમન–અર્થાત્ બ્રહ્મા જાગૃત થાય તે સમયે, બ્રહ્માનો દિવસ થતાં તે અવ્યક્તમાંથી સર્વ વ્યક્તિઓ–સ્થાવરજંગમ સર્વ પ્રજા ઉત્પન્ન થાય છે. વ્યક્ત થાય, પ્રકટ થાય, સ્પષ્ટ થાય તે સર્વ વ્યક્તિઓ કહેવાય છે. તે જ પ્રમાણે રાત્રિના આગમનમાં–રાત્રિ થતાં, બ્રહ્માના નિદ્રાસમયે સર્વ વ્યક્તિઓ ત્યાં જ, પહેલાં જેને અવ્યક્ત નામથી કહ્યું છે, તેમાં–અર્થાત્ બ્રહ્માની નિદ્રામાં, લય પામી જાય છે, લીન થાય છે.

ન કરેલાં કર્મોનું ફળ મળવું અને કરેલાં કર્મોનું ફળ ન મળવું–'અકૃતાભ્યાગમ' અને 'કૃતપ્રણાશ' નામના બે પ્રકારના આ દોષોના પરિહાર–ત્યાગ–ટાળવા માટે તથા બંધ અને મોક્ષનો માર્ગ બતાવનારાં શાસ્ત્રની પ્રવૃત્તિની સફળતા દેખાડવા માટે, તેમ જ સર્વ પ્રાણીઓ, અવિદ્યા વગેરે ક્લેશ જેનું મૂળ છે એવા કર્મસંસ્કારોના તાણામાં સપડાઈ ગયાથી ઇચ્છા ન હોવા છતાં પણ

એ સર્વ પ્રાણીસમુદાય, ફરીફરીને ઉત્પન્ન થઈ–જન્મી, લય પામે છે–મૃત્યુ પામે છે; એ પ્રકારની વસ્તુસ્થિતિના કથનથી સંસારમાં વૈરાગ્ય દેખાડવા (ઉત્પન્ન કરવા) માટે આ કહે છે—

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

હે પાર્થ ! એનો એ જ આ ભૂતગ્રામ (પ્રાણીસમુદાય) ઉત્પન્ન થઈ થઈ લય પામે છે; એ અવશ હોઈ બ્રહ્માની રાત્રિ આવતાં લય પામે છે અને દિવસ થતાં ઉત્પન્ન થાય છે. ૧૯

ભાષ્યાર્થ : જે પહેલાંના કલ્પમાં હતો, તે જ આ સ્થાવર-જંગમરૂપ પ્રાણીસમુદાય છે, બીજો નથી; બ્રહ્માનો દિવસ થતાં, વારંવાર ઉત્પન્ન થઈ, દિવસ પૂરો થતાં રાત્રિ આવતાં પરાધીન જ બની, હે પાર્થ ! તે પ્રાણીસમુદાય, વારંવાર લીન થાય છે; વળી પણ પાછો દિવસ થતાં એવી જ પરાધીન સ્થિતિને વશ થઈ ફરી ઉત્પન્ન થાય છે.

પહેલાં જે અક્ષરનું પ્રતિપાદન કર્યું હતું, તેની પ્રાપ્તિનો ઉપાય 'ॐ इत्येकाक्षर ब्रह्म' (૮–૧૩)વગેરે કથનથી દેખાડ્યો છે; હવે તે જ અક્ષરના સ્વરૂપનો નિર્દેશ કરવાની ઇચ્છાથી આ 'યોગમાર્ગ વડે અમુક–આ મેળવવા યોગ્ય છે' એ કહેવામાં આવે છે :

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

તે અવ્યક્તથી પણ પર બીજો અવ્યક્ત સનાતન ભાવ છે; જે ભાવ, તે સર્વ ભૂતો નાશ પામતાં છતાં નાશ નથી પામતો. ૨૦

ભાષ્યાર્થ : પર એટલે વ્યતિરિક્ત–ભિન્ન–જુદા; કોનાથી ભિન્ન ? પૂર્વે કહેલા અવ્યક્તથી ભિન્ન. परस्तस्मात् तु એમાં 'तु' શબ્દ છે, તે કહેવા ઇચ્છેલા અક્ષરનું અવ્યક્તથી વિલક્ષણપણું બતાવવા (દેખાડવા) માટે છે. ભાવનો અર્થ, અક્ષર નામવાળા પરબ્રહ્મ પરમાત્મા છે. તે પરબ્રહ્મ પરમાત્મા પહેલાં કહેલા અવ્યક્તથી ભિન્ન છે, એમ કહેવાનું તાત્પર્ય છે. ભિન્ન હોવા છતાં પણ વસ્તુમાં સમાનતાનો સંભવ હોય છે, એવી સમાનતાની નિવૃત્તિ કરવા માટે 'અન્ય' શબ્દ મૂકેલો છે. અન્ય એટલે વિલક્ષણ જુદો: એ ભાવ–પરબ્રહ્મ પરમાત્મા, અવ્યક્ત એટલે ઇંદ્રિયોથી અગોચર, ન જાણી શકાય એવો વિલક્ષણ, વિચિત્ર છે. તેનાથી ભિન્ન છે એમ કહ્યું છે, તે કોનાથી ભિન્ન છે ? એ પ્રશ્ન ફરી થાય તે માટે જણાવે છે, કે પૂર્વે કહેલું ભૂતસમુદાયનું બીજ જે અવિદ્યારૂપ અવ્યક્ત છે, તેનાથી જુદાં લક્ષણવાળો એ ભાવપદાર્થ–પરબ્રહ્મ પરમાત્મા છે; (અને)એ જે ભાવ છે, તે સનાતન–ચિરંતન (કાયમ રહેનારો–ટકવાવાળો)કે; બ્રહ્માદિ સર્વ ભૂતો નાશ પામી જાય, નાશ પામે તો યે એ નાશ નથી પામતો.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहु परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

અવ્યક્ત છે તે અક્ષર કહેવાય છે, એને જ પરમ ગતિ કહે છે જેને પામી (બ્રહ્મનિષ્ઠ પુરુષો) પાછા આવતા નથી, તે જ મારું પરમ ધામ છે ૨૧

**ભાષ્યાર્થ:** જે આ 'અવ્યક્ત અક્ષર' એમ કહ્યું છે તે અક્ષર નામના અવ્યક્ત ભાવને જ ઉત્તમગતિ—પરમશ્રેષ્ઠ ગતિ કહે છે ઉત્તમ, પરમ ભાવને પામીને મનુષ્ય ફરી સસાર માટે—જન્મમરણ માટે આવતો નથી, તે મારુ ઉત્તમ, પરમ શ્રેષ્ઠ સ્થાન છે—તે જ વિષ્ણુનુ પરમ ધામ છે, એવો અર્થ છે

તેની પ્રાપ્તિનો ઉપાય કહેવામા આવે છે

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

હે પાર્થ ! તે પરપુરુષ—પરમ ઉત્કૃષ્ટ—પુરુષ, તો અનન્ય ભક્તિ વડે પામી શકાય તેવો છે, જેની અંદર સર્વ ભૂતો રહેલા છે અને જે વડે આ સર્વ છે, વ્યાપ્ત છે—વિસ્તરેલુ છે ૨૨

**ભાષ્યાર્થ:** પુરી—અર્થાત્ દેહ, તે દેહ કે શરીરમા શયન કરે છે તેથી અથવા તો તે પરિપૂર્ણ છે, તેથી તે પુરુષ કહેવાય છે હે પાર્થ ! તે પુરુષ પર એટલે નિરતિશય, પરમપુરુષ છે, કારણકે તેનાથી પર, (શ્રેષ્ઠ) કોઈ પણ નથી તે પુરુષ, આત્મવિષયવાળી જ્ઞાનરૂપ અનન્ય ભક્તિ વડે મેળવવો યોગ્ય છે, તે પુરુષના અંતરમા—મધ્યમા કાર્યરૂપ સર્વ ભૂતો રહેલા છે કારણકે સત્ય સિદ્ધાત આ છે, કે કારણમા કાર્ય અંતર્વર્તિ થાય છે સમાયેલુ હોય છે એ પુરુષ તે જ છે, કે જે પુરુષથી આ આખુ જગત, આકાશથી જેમ ઘડો વગેરે વ્યાપ્ત છે, તેમ વ્યાપ્ત છે

જેમણે ઓંકારમા બ્રહ્મબુદ્ધિ સંપાદન કરી છે અને જેમને કાળાંતરે મુક્તિ મળવાની છે—અર્થાત્ પ્રણવમા બ્રહ્મબુદ્ધિવાળા અને કાળાંતરે (તરત નહિ) મુક્તિ મેળવનાર એવા યોગીઓની બ્રહ્મપ્રાપ્તિ માટે જે ઉત્તરમાર્ગ (મરણ પછી જે ગતિ થાય તે તેનો માર્ગ કહેવાય) છે, તે કહેવો જોઈએ, એમ માની એ ઉત્તરમાર્ગ વિશે જે નિર્ણયાર્થ કહેવાનો છે તે માટે 'यत्र कालेत्वनावृत्ति' આદિ શ્લોક કહેવામા આવે છે પુનરાવૃત્તિ (મરીને ફરી જન્મ લેવો પડે, એ માર્ગ પુનરાવૃત્તિ માર્ગ છે, તે) માર્ગનુ વર્ણન અહીં (જે માર્ગમા ફરી જન્મ લેવો પડતો નથી, એવા) બીજા માર્ગની સ્તુતિ કરવા માટે (કહેલુ) છે

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

જે કાળે પ્રયાણ કરતા (મૃત્યું પામતા) યોગીઓ, અનાવૃત્તિને (જન્મમરણની અવરજવરની મુક્તિ–મોક્ષ) તથા આવૃત્તિને (જન્મમરણના ફેરાને–અવરજવરને–સંસારચક્રને) પામે છે, તે કાળ, હે ભરતશ્રેષ્ઠ અર્જુન! હું તને કહું છું. ૨૩

ભાષ્યાર્થ: 'यत्र काले' એ શબ્દોનો બીજી લીટીમાં 'प्रयाता' શબ્દ છે, તેની સાથે સંબંધ લેવાનો છે; જે કાળમાં અનાવૃત્તિને–ફરી નહિ આવવાની અપુનર્જન્મની સ્થિતિને અને એનાથી ઊલટી–ફરી આવવાની–પુનર્જન્મ લેવાની સ્થિતિ–આ વૃત્તિને યોગીઓ પામે છે. અહીં 'યોગીઓ'નો અર્થ, યોગીઓ અને 'કર્મીઓ'–કર્મ કરવાવાળા કર્મઠો છે; કારણકે કર્મીઓ પણ એમના કર્મના ગુણવિશેષને લીધે 'कर्मयोगेन योगिनां' (૩–૩) કહ્યા પ્રમાણે યોગીઓ છે. ટૂંકામાં કહેવાનું આ છે, કે હે અર્જુન! જે કાળમાં મરણ પામેલા યોગીઓ, ફરી જન્મ પામતા નથી અને જે કાળમાં મરેલા લોકો ફરી જન્મ પામે છે, તે કાળનું હવે હું વર્ણન કરું છું. (તે તું હવે ધ્યાનપૂર્વક સાંભળ.)

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના છ માસ; એમાં મરેલા બ્રહ્મજ્ઞાની લોકો બ્રહ્મને પામે છે. ૨૪

ભાષ્યાર્થ: અહીં અગ્નિ એટલે કાલાભિમાની દેવતા તથા જ્યોતિ એટલે પણ કાલાભિમાની દેવતા (લેવાય); અથવા એમ પણ લેવાય (અર્થ કરાય), કે એનો અર્થ અગ્નિ અને જ્યોતિ નામના જે બે પ્રસિધ્ધ વૈદિક દેવો છે તે. ઉપરના શ્લોક ૨૩ માં 'यत्र काले' અને 'तं कालं' એમ કાલ આદિ શબ્દ વાપરીને જ કાલાદિના અભિમાની દેવતાઓ (દેવો)નો નિર્દેશ કર્યો છે, તે યોગ્ય છે: કારણકે અત્રે જે દેવોનું કથન કર્યું છે, તેમાં જે દેવોની અધિકતા છે, તે કાલાભિમાની દેવો છે; જે સ્થાનમાં ઘણા આંબા હોય અને થોડાંથોડાં બીજાં વૃક્ષો હોય, છતાં તેને 'આંબાવાડિયું' કહેવામાં આવે છે, તેમ અહીં પણ કાલ શબ્દનો પ્રયોગ (ઉપયોગ) કરવામાં આવ્યો છે (થયેલો) છે, તેવી જ રીતે અહઃ એટલે દિવસના અભિમાની દેવ (અગ્નિ) અને શુક્લ એટલે શુક્લપક્ષના અભિમાની દેવ જ્યોતિ તથા ઉત્તરાયણ એટલે પણ એ છ મહિનાઓના જે દેવો છે; તે એ માર્ગભૂત દેવો જ અહીં કહેવાનો ઉદ્દેશ છે; એ માર્ગમાં ઉપર કહેલા દેવોના અધિકારમાં મરીને ચાલ્યા ગયેલા બ્રહ્મવેત્તાઓ એટલે બ્રહ્મની ઉપાસનામાં તત્પર રહેનારો (તત્પર થયેલા) મનુષ્યો, ક્રમે કરી બ્રહ્મલોક પ્રાપ્ત કરે છે, બ્રહ્મમય થાય છે. ઉપર કહ્યા પ્રમાણે 'ઉત્તરાયણ'નો અર્થ, એ છ મહિનાના અભિમાની દેવો છે; કારણકે બીજે ઠેકાણે બ્રહ્મસૂત્રમાં પણ આ જ ન્યાય

માનવામાં આવ્યો છે; (પરંતુ) જે પૂર્ણ જ્ઞાનનિષ્ઠ છે, યથાર્થ દર્શન સંપૂર્ણપણે પ્રાપ્ત કરનાર છે, સદ્યોમુક્તિને લાયક છે, તુરત જ જન્મમરણના ફેરામાંથી મુક્તિ મેળવવા યોગ્ય બનેલા છે, તેને નથી જન્મવુ પડતું, નથી મરવું પડતું, નથી આવવું પડતું કે નથી જવું પડતું. શ્રુતિ પણ કહે છે, કે 'એના પ્રાણ નીકળી કોઈ પણ સ્થળે જતા નથી.' એના પ્રાણ તો બ્રહ્મમાં લીન થયેલા છે. એ બ્રહ્મલીનપ્રાણ છે-એટલે કે તે બ્રહ્મમય-બ્રહ્મરૂપ જ છે.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

ધૂમ, રાત્રિ તથા કૃષ્ણપક્ષ અને છ માસ દક્ષિણાયન; એ-(સમય)માં મરેલો યોગી ચંદ્રમાની જ્યોતિને પામી પાછો આવે છે.૨૫

**ભાષ્યાર્થ :** ધૂમોરાત્રિ—જે માર્ગમા ધૂમ અને રાત્રિ છે. એટલે કે ધૂમાભિમાની દેવ છે અને રાત્રિના અભિમાની દેવ છે, તથા કૃષ્ણ એટલે કૃષ્ણપક્ષના અભિમાની દેવ છે અને વળી દક્ષિણાયન છ મહિના છે; તેના એટલે દક્ષિણમાર્ગના, પૂર્વવત્-પહેલાં કહ્યા એવા જ અભિમાની દેવ છે; આ માર્ગમાં (આ ઉપર કહ્યા તે દેવોના જ અધિકારમા મરી)ગયા હોય, એવા યોગી-એટલે ઇષ્ટ, પુર્ત, દાનાદિ કર્મ કરનાર યોગી, ચંદ્રલોકમા પ્રાપ્ત થનારી ચંદ્રમાની જ્યોતિ-એટલે કે કર્મફળને પામી, ત્યાં તે ભોગવીને તે કર્મફળનો ક્ષય થવાથી, તે પુણ્યરૂપી કર્મના ફળ ખલાસ થઈ જવાથી, અહીં-કર્મભૂમિમાં પાછો ફરે છે.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥

ખરેખર! શુકલ અને કૃષ્ણ આ બે જગતની ગતિઓ, શાશ્વત-અનાદિ માનવામાં આવી છે, તેમાંથી એક વડે અનાવૃત્તિ (જન્મમરણના ફેરામાંથી મુક્તિ) પમાય છે અને બીજાથી આવૃત્તિ (ભવચક્ર-જન્મમરણ) પમાય છે. ૨૬

**ભાષ્યાર્થ :** શુકલ અને કૃષ્ણ એ બે માર્ગ—એટલે કે જેમા જ્ઞાનને પ્રકાશ છે, તે શુકલ અને જેમા તેનો (અર્થાત્ જ્ઞાનનો) અભાવ છે, એ કૃષ્ણ; એ બે માર્ગો-ગતિ છે; એ બે જગતની ગતિઓ છે. એનો અર્થ આ છે કે એ ગતિઓ, જગતમા જે જ્ઞાની અને કર્મી, ઉપર જણાવેલી ગતિઓના અધિકારી છે, એમની (સમજવી) છે; કારણકે આખા જગતની એ ગતિઓ થાય, એવો સંભવ નથી. સંસાર નિત્ય છે માટે આ ગતિઓ પણ નિત્ય માની છે. એ

બંને માર્ગોમાંથી એક માર્ગ (શુક્લમાર્ગ)થી પ્રયાણ કરનારો અનાવૃત્તિ (મોક્ષ) પામે છે અને બીજા માર્ગ(કૃષ્ણમાર્ગ)થી પ્રયાણ કરનારો આવૃત્તિ પામે (ફરી જન્મે) છે

नैते सृती पार्थ ! जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

આ બંને ગતિ જાણનારો કોઈ પણ યોગી, મોહ પામતો નથી, માટે હે અર્જુન! સર્વ કાળે તું યોગયુક્ત થા ૨૭

ભાષ્યાર્થ : હે પાર્થ ! એક માર્ગ સંસાર (જન્મમરણ) આપનાર અને બીજે જન્મમરણમાં(સંસાર)થી મુક્તિ આપનાર છે, એવા ઉપર કહેલા બે માર્ગો જાણનાર કોઈ પણ યોગી મોહ પામતો નથી, માટે, સર્વ સમયે યોગમાં જોડાયેલો સમાહિત ચિત્તવાળો સમાધિસ્થ થા

તે યોગનું માહાત્મ્ય સાંભળ

वेदेषु यज्ञेषु तपःसु चैव, दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा, योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

વેદમાં, યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે પુણ્યફળ કહ્યું છે, તે સર્વને યોગી આ જાણીને ઓળંગી છે અને સર્વથી શ્રેષ્ઠ કારણરૂપ(આદિ સ્વરૂપ રૂપી પરમસ્થાન) પામે છે ૨૮

ભાષ્યાર્થ સારી રીતે અભ્યાસ કરેલા હોય એવા વેદોમાં યથાસાંગ અનુષ્ઠાન કરેલા યજ્ઞોમાં ઉત્તમ પ્રકારે કરેલાં તપાચરણમાં અને યથાવિધિ આપેલાં દાનોમાં—એ સર્વ(કર્માચરણ)માં શાસ્ત્રે જે પુણ્યફળ કહેલું છે, તેને ઉલ્લંઘન કરી જનારું, અર્થાત્ તે સર્વથી ચઢિયાતું (વિશેષ) આ સર્વફળ (ને સંપાદન કરનાર) છે એમ જાણીને એટલે કે સાત પ્રશ્નના નિર્ણય દ્વારા કહેલા તત્ત્વાર્થને સારી રીતે જાણી તથા તેનું અનુષ્ઠાન કરી યોગી આદિસ્થાનને—સર્વના કારણરૂપ પરમ ઐશ્વર્યપદને અર્થાત્ પરબ્રહ્મપદને પામે છે

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના
પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત
શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો તારકબ્રહ્મયોગ
નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ९मो–राजविद्या राजगुह्ययोग

આઠમા અધ્યાયમાં (સુષુમ્ણા) નાડી દ્વારા સગુણ ધારણાયોગ કહ્યો; અર્થાત્ ધારણાયોગનું અંગો સહિત વર્ણન કર્યું છે અને અગ્નિ, જ્યોતિ આદિ પ્રાપ્તિના ક્રમથી કાળાંતરે તેનું ફળ બ્રહ્મપ્રાપ્તિ–એટલે જ અનાવૃત્તિ–જન્મમરણથી મુક્તિ–ફરી ન આવવાની સ્થિતિ–છે, એમ જણાવ્યુ. ત્યાં (આ શંકા થાય છે કે) શું એ પ્રકારે સાધન કરવા થકી જ (ધારણાયોગ વડે જ) મોક્ષપ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે? બીજી રીતે નથી થતુ? આ શંકા દૂર કરવાની ઇચ્છાથી શ્રીભગવાન કહે છે:

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન બોલ્યા:

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥**

વળી અસૂયાવિનાના તને આ અત્યંત ગુહ્ય એવું વિજ્ઞાન સહિત જ્ઞાન કહું છું, કે જેને જાણી તું અશુભથી મુક્ત થશે. ૧

ભાષ્યાર્થ: इदं એટલે આ બ્રહ્મજ્ઞાન, જે પાછળના અધ્યાયોમાં કહ્યું છે, અને હવે પછી (આ તથા બીજા અધ્યાયોમાં) કહેવાનું છે, તેને પોતાની બુદ્ધિમાં સાક્ષાત્ કરીને–તેને પોતાની બુદ્ધિ સામે રાખીને, અહીં 'इद' શબ્દ વાપર્યો છે. 'तु' શબ્દ વિશેષ નિર્ધારણાઅર્થે છે–એટલે કે બીજાં સામાન્ય જ્ઞાન કરતાં આ વિશેષ–આત્મજ્ઞાનને સર્વોત્કૃષ્ટ તરીકે અલગ દર્શાવનાર છે, અર્થાત્–પ્રકૃત (ચાલુ બીજા) જ્ઞાનથી આ તત્ત્વજ્ઞાનને ઉત્તમ–તરીકે અલગ જણાવે છે. અર્થાત્ જ્ઞાનને જુદું પાડી તેની વિશેષતા, શ્રેષ્ઠતા, બતાવવા માટે છે. 'સર્વ કાંઈ (જે છે તે) વાસુદેવ જ છે.' (૭–૧૯) 'આત્મા જ આ સર્વ (જગત) છે.' (બૃ. ઉ. ૨–૪–૬) 'બ્રહ્મ એક જ અદ્વિતીય છે.' (છા. ઉ. ૬–૨–૧) વગેરે શ્રુતિ તથા સ્મૃતિઓથી કહેવાયેલુ આ જ યથાર્થ–સમ્યક્–ઉત્કૃષ્ટ જ્ઞાન, મોક્ષપ્રાપ્તિનું સાક્ષાત્–પ્રત્યક્ષ સાધન છે; (તે સિવાય) મોક્ષનું બીજુ કોઈ સાધન નથી; વળી 'જે એનાથી ઊલટું જાણે છે, જે પોતાના રાજા કે માલિકને પોતાનાથી જુદો જાણે છે, તે મનુષ્યો ક્ષયલોક–વિનાશ પામનાર લોકવાળા થાય છે.' વગેરે શ્રુતિઓથી પણ આ જ સિદ્ધ થાય છે. અસૂયા(ઈર્ષા)વિનાના તને ગુપ્તમાં ગુપ્ત–અતિગુપ્ત વાત હું કહીશ; તે શી બાબત? કેવુ જ્ઞાન? વિજ્ઞાન સહિત એટલે અનુભવ સહિત (અનુભવસિદ્ધ) જ્ઞાન; જે જ્ઞાનને જાણીને–એટલે પ્રાપ્ત કરીને તુ સંસારરૂપ બંધનથી મુક્ત થઈ જઈશ.

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

એ ઉત્તમ જ્ઞાન રાજવિદ્યા, રાજગુહ્ય, પવિત્ર; પ્રત્યક્ષ બોધવાળું, ધર્મયુક્ત, કરવાને (આચરવાને) સુખરૂપ અને નાશરહિત (અવ્યય) છે.૨

ભાષ્યાર્થ : આ બ્રહ્મજ્ઞાન સર્વ વિદ્યાઓનો રાજા છે; કારણકે એ અતિશય પ્રકાશમાન છે; બ્રહ્મવિદ્યા સર્વ વિદ્યાઓમાં અતિશય દેદીપ્યમાન (તેજસ્વી) છે. એ પ્રસિદ્ધ છે; (જે પ્રકારે આ બ્રહ્મજ્ઞાન સર્વ વિદ્યાઓનો રાજા હોવાથી રાજવિદ્યા છે) તે જ પ્રમાણે આ બ્રહ્મજ્ઞાન સર્વ ગુપ્ત રાખવાયોગ્ય ભાવોનો પણ રાજા છે; વળી આ ઉત્તમ જ્ઞાન પવિત્ર એટલે પાવન કરવાવાળું છે; સર્વ શુદ્ધિ કરનારાઓમાં શુદ્ધ કરનાર આ બ્રહ્મજ્ઞાન સર્વથી ઉત્તમ છે. અનેક હજારો જન્મોમાં ધર્મ–અધર્મ–પુણ્ય-પાપ વગેરેથી ભેગાં થયેલાં કર્મોને ક્ષણમાત્રમાં મૂળ સહિત બાળીને ખાખ કરી નાખે છે, તો એની પવિત્રતાનું (વધુ) શું કહેવું? વળી આ બ્રહ્મજ્ઞાન પ્રત્યક્ષ અનુભવમાં આવવાવાળું છે–મનલક્ષ્ય કે સુખ વગેરેની પેઠે જેનો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવું છે; અનેક ગુણવાળી વસ્તુમાં પણ ધર્મવિરોધ જોવામાં આવે છે; પરંતુ આત્મજ્ઞાનમાં તે ગુણની પેઠે ધર્મવિરોધ નથી; પરંતુ તે તો ધર્મમય છે–અર્થાત્ ધર્મને ત્યજી રહેતું જ નથી; એવું હોય તોપણ તે કદાચ પ્રાપ્ત કરવામાં ઘણું કઠણ હોય–હોઈ શકે, એવી અર્જુનની શંકા કલ્પી કહે છે કે, તે તેવું કઠણ નથી. રત્નની પરીક્ષા–રત્નનો વિવેક કરવાનું જ્ઞાન, જેમ તેનો અનુભવી માણસ જણાવે કે બતાવે એટલે તે સહેલાઈથી આપોઆપ પ્રાપ્ત થાય છે, તેમ આ બ્રહ્મજ્ઞાન પણ સહેલાઈથી આપોઆપ પ્રાપ્ત થાય છે. હવે (અહીં બીજી શંકાની કલ્પના કરવામાં આવે છે) આ જગતમાં થોડી મહેનતથી સુખે સંપાદન કરી શકાય તેવાં કર્મનાં ફળ અલ્પ; અને બહુ કષ્ટથી સાધ્ય કરી શકાય એવા કર્મનાં ફળ મોટાં (મહાન) જોવામા આવે છે, તો (તે ન્યાયે) સહેલાઈથી આપોઆપ આ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે; તેથી તેનું ફળ પણ થોડું હોઈ વિનાશી (ક્ષય પામી જાય એવું) હોય, એવા આક્ષેપની કલ્પના કરી કહે છે: આ બ્રહ્મજ્ઞાન અવ્યય છે–એટલે કે બીજાં કર્મોના ફળનો નાશ થતો હોવાથી નાશ પામે છે, તે કર્મોની પેઠે આ બ્રહ્મજ્ઞાનનો નાશ થતો નથી; માટે આ બ્રહ્મજ્ઞાન–આત્મજ્ઞાન શ્રદ્ધાપૂર્વક સંપાદન કરવા યોગ્ય છે.

પરંતુ જે–

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

હે પરંતપ! આ ધર્મ ઉપર શ્રદ્ધા નહિ રાખનારા પુરુષો, મને ન પામી મૃત્યુવાળા સંસારના માર્ગમાં પાછા ફરે છે–ભટકે છે–આવજા કરે છે. ૩

ભાષ્યાર્થ : આ આત્મજ્ઞાનરૂપ ધર્મની શ્રદ્ધારહિત–એટલે કે આત્માના

સ્વરૂપમા તથા ફળમાં [illegible] છે; જેઓ પાપ કરનારા–અર્થાત્ જેઓ [illegible] ઉપનિષદ્ કે વિદ્યા–(સિદ્ધાંતો)ને અવલંબન કરનારા (અનુસરનારા) છે અને જેઓ પ્રાણ (જીવ)ને જ તૃપ્ત કરનારા (ઇંદ્રિયલોલુપ–પાપી) પુરુષો છે, તેઓ હે પરંતપ ! મને (પરમેશ્વરને) ન પામીને–એટલે કે હું પરમેશ્વરની પ્રાપ્તિ (ની શક્યતા)માં શંકા જ નથી, તોપણ મારી પ્રાપ્તિના ભિન્નભિન્ન માર્ગ છે, તેમાંના ભક્તિમાર્ગને (મારી પ્રાપ્તિના સાધનરૂપ જે ભેદભક્તિ છે તેને) પણ પામ્યા વિના–ન પામી, નક્કી પાછા ફરે છે, ક્યાં પાછા ફરે છે ? મૃત્યુવાળા સંસારના માર્ગમાં,–એટલે કે જે સંસાર મૃત્યુવાળો છે, એ મૃત્યુસંસારના નરક અને પશુપક્ષી આદિ યોનિઓની પ્રાપ્તિનો જે માર્ગ, તેમાં જ વર્તે છે–ભટકે છે.

આ પ્રમાણે સ્તુતિ વડે અર્જુનને સંમુખ કરી, એટલે કે આ રીતે આત્મજ્ઞાનની સ્તુતિ, કરી તેની પ્રશંસા વડે અર્જુનનું મન તે તરફ વાળીને કહે છે:

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

અવ્યક્ત (અગોચર) મૂર્તિ મારા વડે આ આખું જગત વ્યાપ્ત છે; સર્વ ભૂતો મારામાં રહેલાં છે (છતાં) હું તેમનામાં રહેલો નથી. ૪

**ભાષ્યાર્થ:** મારો જે પરમ ભાવ છે, મારું જે ઉત્કૃષ્ટ સ્વરૂપ છે, તે વડે આ સર્વ જગત વ્યાપેલું છે, જેનું સ્વરૂપ વ્યક્ત નથી, તે અવ્યક્ત મૂર્તિ હું છું; તે અવ્યકત મૂર્તિ વડે–અર્થાત્ જે મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોથી અગોચર છે, તે વડે આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું (પરિપૂર્ણ) છે, તે મારા અવ્યકત સ્વરૂપમાં–હું પરમાત્મામાં, બ્રહ્માથી માંડી તૃણ સુધીનાં સમગ્ર પ્રાણી રહેલાં છે. આત્માવિનાનાં નિર્જીવ પ્રાણી વ્યવહાર માટે યોગ્ય નથી ગણવામાં આવતાં; તેથી તે સર્વ મારામાં સ્થિત છે, એમ કહેવાય છે. એનો અર્થ આ છે કે હું પરમાત્મા વડે જ, તે સર્વ આત્મવાન બની રહ્યા છે. એ ભૂતપ્રાણીઓ–સર્વનો આત્મા–વાસ્તવિક સ્વરૂપ–હું જ છું, તેથી અજ્ઞાનીઓને એવી પ્રતીતિ થાય છે, કે હું એ પ્રાણીઓમાં સ્થિત છું; માટે કહું, છું કે હું એ ભૂતોમાં સ્થિત નથી, કારણકે સાકાર વસ્તુઓ–આ પ્રાણીઓની પેઠે મારામાં સંસર્ગદોષ નથી; તેથી હું કોઈ પણ પ્રકારના સંસર્ગ વિના આકાશ કરતાં પણ વધુ અંતર્ગત (અંતર્વ્યાપી) છું. જે વસ્તુ સંસર્ગવિનાની–સંગહીન છે, તે વસ્તુ, પોતાના અસ્તિત્વ માટે બીજી વસ્તુ પર આધાર રાખનારી થઈને આધેયભાવથી કદી નથી રહેતી; એ તો સિદ્ધ જ વાત (પ્રસિદ્ધ–સત્ય બીના) છે.

હું સંસર્ગવિનાનો–સંગહીન છું, (મારું અસંગીસ્વરૂપ છે તેથી)

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

વળી ભૂતો મારામાં રહેલાં યે નથી; મારો ઐશ્વર્યવાળો યોગ તું જો; ભૂતોને ઉત્પન્ન કરતો, પોષણ કરતો તથા ભૂતોને ધારણ કરતો (હોવા) છતાં મારો આત્મા ભૂતોમાં રહેલો નથી. ૫

ભાષ્યાર્થ : વાસ્તવિક તો બ્રહ્મા વગેરે સર્વ પ્રાણીઓ મારામાં સ્થિત (રહેલાં) નથી; એ મારી ઈશ્વરીઘટના–એ મારો ઈશ્વરી યોગ તું જો. 'ઈશ્વરી' –ઐશ્વર્ય એટલે ઈશ્વરતું અને ઐશ્વરયોગ એટલે આત્માનું યથાર્થ સ્વરૂપ; આત્મા જેવો છે તેવો જ બરાબર જાણવાનો યોગ; તેવી જ રીતે આત્મા સંસર્ગરહિત હોવાથી અસંગ છે, એવો 'असंगो नहि सज्जते' (બૃ. ૩–૯–૨૬) બૃહદારણ્યકની શ્રુતિ છે, તે પણ કહે (બતાવે) છે. વળી આ બીજું આશ્ચર્ય પણ જો: મારો આત્મા અસંગ છે, છતાં હું ભૂતોને ધારણ કરું છું, ભૂતોનું ભરણપોષણ કરું છું; પરંતુ હું ભૂતોમાં રહેલો નથી, ઉપર જણાવેલા ન્યાય વડે; અર્થાત્ પરમાત્મા સંસર્ગરહિત–અસંગ છે, એમ કહ્યું છે, તેથી પરમાત્માનું ભૂતોમાં રહેવું સંભવતું નથી. શંકા: જો આત્મા વિના બીજું કાંઈ પણ સંભવતું નથી; (જો આત્મા આપણાથી જુદો નથી, જો સર્વત્ર આત્મા આત્મા જ છે,) તો 'આ મારો આત્મા છે' એમ શા માટે કહેવામાં આવે છે? ઉત્તર: દેહાદિ સંઘાત(શરીર, મન, બુદ્ધિ, ઈંદ્રિયો વગેરેના સમૂહ)ને આત્માથી જુદો પાડી તેમાં અહંકારનો આધ્યારોપ કરી, લોકબુદ્ધિને અનુસરીને, 'આ મારો આત્મા છે,' એમ ભગવાન કહે છે; પરંતુ ન જાણનારા અજ્ઞાની જીવો 'આત્મા પોતાથી કાંઈ જુદો છે' એમ જાણી 'આ મારો આત્મા છે' એમ કહે છે, તેમ અજ્ઞાનપૂર્વક ભગવાન નથી કહેતા. (ભગવાન) ભૂતભાવન છે; તેનો અર્થ ભૂતોને ઉત્પન્ન કરનાર, પોષણ આપનાર (વૃદ્ધિ કરનાર) છે.

ઉપર કહેલા બે શ્લોકો દ્વારા જે અર્થ પ્રતિપાદન કર્યો છે, તે અર્થને દૃષ્ટાંતથી સ્પષ્ટ કરતા ભગવાન કહે છે:

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

જેમ મહાન તથા સર્વગામી–સર્વત્ર વ્યાપેલો, વાયુ આકાશમાં નિત્ય રહેલો છે, તેમ હે કૌંતેય! સર્વ ભૂતો મારામાં છે, એમ સમજ. ૬

ભાષ્યાર્થ: લોક–જગતમાં જેમ સર્વ જગાએ વિચરનારો (જનારો) પરિમાણથી અતિ મહાન વાયુ સદાસર્વદા આકાશમાં સ્થિત રહેલો છે, તેવી જ રીતે આકાશ–ની પેઠે સર્વત્ર રહેનાર–સર્વવ્યાપી હું પરમાત્મામાં, સર્વે ભૂતપ્રાણીઓ, સંસર્ગરહિત નિર્લિપ્ત ભાવ વડે રહેલાં છે.

એ પ્રમાણે, આકાશમાં વાયુ રહે છે, તે રીતે, જગતની સ્થિતિકાળમાં સર્વ ભૂતો મારામાં રહેલાં છે, તે ભૂતો—

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

હે કૌંતેય! કલ્પના અંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિને પામે છે; કલ્પની શરૂઆતમાં ફરી હું તેઓને ઉત્પન્ન કરું છું. ૭

**ભાષ્યાર્થ :** હે કુંતીપુત્ર! સર્વ ભૂતો-પ્રાણીઓ પ્રલયસમયે મારી ત્રિગુણમયી (અપરા), અધમ, નીચી પ્રકૃતિને પામે છે; પછી કલ્પના આરંભમાં એટલે કલ્પના ઉત્પત્તિકાળમાં હું પહેલાની પેઠે એ પ્રાણીઓને ફરી ઉત્પન્ન કરું છું.

એ પ્રકારે અવિદ્યારૂપ—

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

મારી પ્રકૃતિનો આશ્રય કરી(લઈ)ને પ્રકૃતિના સ્વભાવથી હું, વારંવાર આ અવશ બનેલા સમગ્ર ભૂતસમુદાયને ઉત્પન્ન કરું છું. ૮

**ભાષ્યાર્થ :** મારી પોતાની પ્રકૃતિને વશ કરીને, હું પ્રકૃતિથી-અવિદ્યા વગેરે દોષોથી પરવશ (ગુલામ) બનેલા, અસ્વતંત્ર પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા, આ ભૂતસમુદાયને વારંવાર સર્જું છું.

ત્યારે તો ભિન્નભિન્ન પ્રકારના ભૂતસમુદાયને ઉત્પન્ન કરવાવાળા તે તમારા પરમેશ્વરનો, આ જુદાજુદા પ્રકારના ભૂતસમુદાયની રચનાથી ઉત્પન્ન થતાં પુણ્યપાપ સાથે પણ સંબંધ થઈ જાય. આ આક્ષેપ કલ્પી શ્રીભગવાન કહે છે:

न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

હે ધનંજય! તે કર્મોમાં અનાસક્ત તથા ઉદાસીન પેઠે રહેલા મને તે કર્મો બંધન કરતાં નથી. ૯

**ભાષ્યાર્થ :** હે ધનંજય! ભૂતસમુદાયની આ વિષમ પ્રકારની સૃષ્ટિનાં નિમિત્તરૂપે જે કર્મો છે, તે મને ઈશ્વરને બંધન કરતાં નથી; એ કર્મોનો સંબંધ (બંધ) ઈશ્વરને કેમ નથી, તેનું કારણ કહે છે. જે પ્રમાણે ઉદાસીન પુરુષ કોઈ પણ જગ્યાએ લક્ષ ન ચોટાડતાં પોતે જુદો જ રહે છે; તે પ્રમાણે આત્માની અવિક્રિયતાનું જ્ઞાન હોવાથી હું એ રીતે (ઉદાસીન પેઠે) સ્થિત રહું છું; તેમ જ એ કર્મોમાં અનાસક્ત-ફળની ઉપર પ્રીતિવિનાનો તથા 'હું કરું છું' એવા અભિમાનથી પણ હું રહિત છું; આમ છે માટે મારે બીજાઓનાં કર્મોમાં પણ કર્તાપણાના અભિમાનનો અભાવ તથા ફળની આસક્તિનો અભાવ છે; તેથી મારે એ કર્મો સાથે સંબંધ નથી. (કહેવાનું તાત્પર્ય આ છે કે કર્તાપણાના અભિમાનનો અભાવ અને ફળ વિષેની પ્રીતિનો અભાવ બીજાને પણ બંધન-રહિત કરનાર છે) એ સિવાય, આથી બીજી રીતે, કર્મ કરનાર એટલે કે કર્મમાં કર્તાપણાનું અભિમાન તથા ફળમાં પ્રીતિ રાખનાર મૂઢ(મૂર્ખ)લોકો,

રેશમના કીડા પેઠે પોતે જ કાઢેલી જાળજેવા કર્મબંધનના કોકડામાં સપડાય છે.

ઉપર કહ્યું છે: 'આ ભૂતસમુદાયને હું રચું છું' (શ્લો. ૮) અને 'હું ઉદાસીન પેઠે રહું છું' (શ્લો. ૯) એ બંને પરસ્પર વિરુદ્ધ છે, એવી અર્જુનને શંકા થાય તેને દૂરકરવા માટે કહે છે:

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

**મારા અધ્યક્ષ(તટસ્થ–સાક્ષી)પણા વડે પ્રકૃતિ, સચરાચર–સ્થાવર જંગમ ઉપજાવે છે. હે કૌંતેય! આ નિમિત્ત વડે જગત ભમ્યા કરે છે.૧૦**

**ભાષ્યાર્થ:** સર્વત્ર–સર્વવ્યાપી દ્રષ્ટાપણું જ (સર્વત્ર અવલોકન) જેનું સ્વરૂપ છે, એવા મારા નિર્વિકાર સ્વરૂપના અધ્યક્ષપણાથી (પ્રેરિત બની) અવિદ્યારૂપ મારી ત્રિગુણમયી માયા એટલે પ્રકૃતિ, સચરાચર–સ્થાવરજંગમ સર્વ જગતને સર્વ અવસ્થામાં ઉત્પન્ન કરે છે. વેદમંત્ર પણ એ જ વાત કહે છે: 'સર્વ ભૂતોમાં ગૂઢ–અદૃશ્યભાવથી રહેનારો, સર્વવ્યાપી, સર્વભૂતોનો અંતરાત્મા, સર્વ કર્મના અધ્યક્ષપણા વડે જોનારો; સર્વ ભૂતોનો આધાર–નિવાસસ્થાન, સાક્ષી, ચેતનરૂપ–કેવળ (પોતે જ) નિર્ગુણ કર્મમાત્રમાં કેવળ અધ્યક્ષ એવો એક જ દેવ છે.' (શ્વે. ઉ. ૬–૧૧) હે કૌંતેય! આ કારણથી–અર્થાત્ સાક્ષીમાત્રરૂપ કારણ વડે એટલે કે મારા અધ્યક્ષપણા વડે, સચરાચર–સ્થાવરજંગમ સહિત જગત, સર્વ અવસ્થામાં પરિવર્તિત થયાં કરે છે–ભમણ કર્યાં કરે છે. 'હું આ ખાઉં છું, હું આ જોઉં છું, આ સાંભળું છું, આ સુખ અનુભવું છું, આ દુઃખ અનુભવું છું, એને માટે હું આ કરીશ તથા આ ઉદ્દેશથી હું આ કરીશ, તથા આને હું જાણીશ' વગેરે સર્વ પ્રકારની જગતની પ્રવૃત્તિ, દૃશિ (જોવાની) ક્રિયાના નિમિત્તવાળી હોઈ, સાક્ષીરૂપ ચેતનને લીધે જ થાય છે અને તેનો અંત (પર્યવસાન) પણ જ્ઞાનમાં જ છે. 'આ જગતનો અધ્યક્ષ–સાક્ષી ચેતન છે, તે પરમ વ્યોમ(આકાશ)માં છે' (તૈ. આ. ૨–૮) વગેરે મંત્રો પણ એ જ અર્થ બતાવે છે, તેથી આના અધ્યક્ષભૂત અથવા સાક્ષીભૂત કેવળ ચૈતન્યસ્વરૂપ એવો જે એક દેવ છે, તેને વાસ્તવિક તો કોઈ પણ જાતના ભોગનો સંબંધ ન હોવાથી તથા એ ચેતનરૂપ પરમાત્મા સિવાય બીજી ચેતન વસ્તુનો અભાવ હોવાથી બીજા ભોક્તાનો પણ અભાવ છે; તેથી આ સૃષ્ટિ શા નિમિત્તવાળી છે? એવો પ્રશ્ન તથા તેનો ઉત્તર આપવો, એ બેમાંથી એકેય અયોગ્ય છે–ઉપપન્ન થઈ શકતાં નથી. '(આ.ને) કોણ યથાર્થ–અપરોક્ષ–સાક્ષાત્ જાણે છે? આ વિષયમાં કોણ આને બોલી શકે (વર્ણવી શકે), આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ અને શા માટે એની રચના થઈ?' (તૈ. આ. ૨–૮–૯) વગેરે મંત્રોથી પણ આ જ સત્ય કહેવામાં આવ્યું છે. વળી ભગવાને (અ. ૫. શ્લો. ૧૫) 'अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः (જ્ઞાન અજ્ઞાનથી ઢંકાઈ ગયેલું છે તેથી જંતુઓ–પ્રાણીઓ મોહ પામે છે)' એમ પણ કહેલું છે.

આ પ્રકારે હું નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો, સર્વજ્ઞ તથા સર્વ જંતુઓ(પ્રાણીઓ)નો આત્મા છુ, તોપણ–

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

**ભૂતોના મહાન ઈશ્વર મારા પરમ ઉત્કૃષ્ટ ભાવને ન જાણતા, મૂઢ લોકો મનુષ્યશરીરનો આશ્રય કરી રહેલા મારી અવગણના કરે છે. ૧૧**

**ભાષ્યાર્થ:** મૂઢ, અવિવેકી લોકો, મનુષ્યદેહનો આશ્રય કરી રહેના-અર્થાત્ દેહધારી મને–એટલે કે મનુષ્યદેહ વડે વ્યવહાર કરતા મને, અવગણે છે; મારો અનાદર કરે છે. વળી સર્વ લોકોના મહાન ઈશ્વરરૂપ મારા પરમભાવને એટલે કે સર્વનો આત્મા–હુ–પરમાત્મા, સર્વ પ્રાણીઓનો મહાન ઈશ્વર છુ તથા (એ રીતે) આકાશની પેઠે કે આકાશથી પણ વધુ સૂક્ષ્મભાવે વ્યાપક છુ–એ મારા પરમતત્ત્વ ઉત્કૃષ્ટ ભાવને ન જાણતા હોવાથી મને–સર્વ ભૂતોના મહેશ્વર પોતાના આત્માને–હુ–પરમેશ્વરને, તુચ્છ સમજે છે; તેથી તેઓ મારી અવગણનાના ભાવ વડે હણાયેલા–નષ્ટ બુદ્ધિ થઈ ગયેલા–પામર જીવો શોચ્ય (શોકને પાત્ર) છે.

કેવી રીતે (એ મૂઢ લોકો અધમતા પામે છે, તે વર્ણવે છે)-

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

**વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મવાળા અને વ્યર્થ જ્ઞાનવાળા એ મૂર્ખ લોકો મોહ પમાડનારી એવી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો જ આશ્રય કરી રહેલા છે. ૧૨**

**ભાષ્યાર્થ:** જેમની આશા–પોતાના ભલા માટેની પ્રેચ્છા વ્યર્થ થઈ 'मोघाशा' કહેવાય, એમ વ્યર્થ કામના કરનારા અને વ્યર્થ કર્મ કરવાવાળા તેઓ હોય છે, કારણકે જે કાંઈ અગ્નિહોત્ર વગેરે કર્મો તેમનાથી આચરવામાં આવે છે એ સર્વે પોતાના અંતરાત્મારૂપ ભગવાનની અવગણના કરનારા હોવાથી તેમનાં નિષ્ફળ બની જાય છે, માટે તેઓ વ્યર્થ (મિથ્યા) કર્મ કરનારા છે, વળી તે જ પ્રમાણે તેમનુ જ્ઞાન પણ નિષ્ફળ જ થાય છે, તેથી તેઓ વ્યર્થ કે મિથ્યા જ્ઞાનવાળા છે, ઉપરાત એ લોકો જેનો વિવેક જતો રહ્યો હોય એવા–વિચેતસ બને છે; તથા તેઓ મોહ ઉત્પન્ન કરનારી, દેહને જ આત્મા માનવાવાળા વાદની રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો અર્થાત્ રાક્ષસોના અને અસુરોના સ્વભાવનો આશ્રય કરી લે છે- તાત્પર્ય આ છે, કે તોડો, ફોડો, પીઓ, ખાઓ, પારકું ધન લૂટી લો, એવાએવા વચન બોલવાવાળા અને મહાન ક્રૂર કર્મ કરનારા બની જાય છે. [શ્રુતિ પણ કહે છે · 'असुर्यानाम ते लोका' (ઈ. ઉ. ૩) અસુરોને રહેવા યોગ્ય સૃષ્ટિ પ્રકાશહીન છે.]

પરંતુ જે શ્રદ્ધાળુ પુરુષો ભગવદ્ભક્તિરૂપ મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત થયેલા છે,

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

પણ હે પાર્થ ! મહાત્માઓ તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરી, મને ભૂતમાત્રના કારણરૂપ તથા અવિનાશી જાણીને અનન્ય મનથી ભજે છે. ૧૩

**ભાષ્યાર્થ :** હે પાર્થ ! અક્ષુદ્ર (ઉદાર) ચિત્તવાળા મહાત્માઓ તો મને-ઈશ્વરને ભજે છે-સેવે છે. શમ, દમ, દયા, શ્રદ્ધા આદિ સદ્ગુણરૂપ દેવોના સ્વભાવનો આશ્રય કરવાવાળા તે મહાત્માઓ, મને સર્વ ભૂતોનું (એટલે કે આકાશાદિ પંચમહાભૂતો તથા સમસ્ત પ્રાણીઓનું પણ) આદિ કારણ અવિનાશી જાણીને અનન્ય મનવાળા બની મને ભજે છે-અર્થાત્ સેવે છે કે મારું ચિંતન કર્યા કરે છે.

કઈ રીતે (ભજે છે)—

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

નિરંતર મારું કીર્તન કરતા, પ્રયત્ન કરતા, દૃઢવ્રતવાળા અને મને ભક્તિથી નમતા તેઓ નિત્યયુક્ત તથા સદા સમાહિત ચિત્તવાળા-બ્રહ્મસ્થ હોઈ, મને ઉપાસે છે. ૧૪

**ભાષ્યાર્થ :** સદા-નિરંતર, હું-બ્રહ્મરૂપ ભગવાન (છુ તે)નુ કીર્તન કરતા, તથા ઇંદ્રિયોના નિગ્રહ, શમ, દમ, દયા અને અહિંસા વગેરે ધર્મ વડે (મને પામવા) પ્રયત્ન કરતા, દૃઢવ્રતધારી અર્થાત્ સ્થિરતા-અચળતા-રૂપ વ્રત પાળનારા ભક્તજનો હું હૃદયસ્થ પરમાત્માને ભક્તિપૂર્વક નમસ્કાર કરતા અને, નિત્ય મારા ચિંતનમાં યુક્ત રહી મને ઉપાસે છે-મારી સેવા કરે છે.

તેઓ કયે કયે પ્રકારે મને ઉપાસે છે-મારી ઉપાસના કરે છે? તેનો ઉત્તર આપવામાં આવે છે :

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

બીજા પુરુષો જ્ઞાન વડે યજન (પૂજન) કરતા મને ઉપાસે છે, તેઓ એકત્વથી તથા પૃથક્ત્વ(ભેદપણા)થી મને-વિશ્વરૂપને અનેક પ્રકારે ઉપાસે છે. ૧૫

**ભાષ્યાર્થ :** બીજા પુરુષો બીજી ઉપાસનાઓ છોડી ભગવદ્વિષયક જ્ઞાનરૂપ યજ્ઞથી મને ઈશ્વરને પૂજતા બ્રહ્મનિષ્ઠ પુરુષો, મારી-ઈશ્વરની ઉપાસના કરે છે, તે જ્ઞાન (આ પ્રકારનું છે) 'પરબ્રહ્મ એક જ છે' એવા એકત્વરૂપ પરમાર્થના અનુભવજન્ય જ્ઞાનથી પૂજન કરનારા મને ઉપાસે છે, અને

કેટલાક (મધ્યમાધિકારી) લોકો, પૃથક્પણાથી એટલે સૂર્ય, ચંદ્ર ઇત્યાદિના ભેદ વડે–તે જ ભગવાન વિષ્ણુ, સૂર્યચંદ્રાદિ (અનેક)રૂપે સ્થિત છે, એમ સમજી ઉપાસના કરે છે; અને કેટલાક એમ સમજે છે, કે એ જ સર્વ બાજુએ મુખવાળા ભગવાન અનેકરૂપે (વિશ્વરૂપે) રહેલા છે અને એ રીતે વિશ્વરૂપ-વિરાટ્, સર્વતોમુખ, ભગવાનની જ વિવિધ પ્રકારે ઉપાસના કરે છે.

જો (એ ભક્તો–ઉપાસકો) આપને બહુ પ્રકારો વડે ઉપાસે છે, તો તે (સર્વ) આપની જ ઉપાસના કરે છે–આપને જ ઉપાસે છે, એમ કેમ કહેવાય? એવા પ્રશ્નનો ઉત્તર આપે છે :

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।**
**मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥**

હું ક્રતુ છું, હું યજ્ઞ છું, હું સ્વધા છું, હું મંત્ર છું, હું ઘી છું, હું અગ્નિ છું અને હું હુત છું. ૧૬

**ભાષ્યાર્થ:** શ્રુતિવિહિત (અગ્નિષ્ટોમાદિ) કર્મભેદ, (કર્મપ્રકાર) હું જ છું, સ્મૃતિવિહિત (વૈશ્વદેવાદિ) યજ્ઞ હું જ છું; વળી પિતૃઓને જે આપવામાં આવે છે, તે સ્વધા નામનું અન્ન હું જ છું; સર્વ પ્રાણીઓથી જે ખાવામાં આવે છે, તે ઔષધ શબ્દથી કહેવામાં આવતાં ડાંગર, જવ વગેરે સાધારણ અન્ન છે (તે હું જ છું); અથવા એમ સમજો કે સર્વ પ્રાણીઓનું સાધારણ અન્ન તે સ્વધા છે અને વ્યાધિનો નાશ કરવા માટે ઉપયોગમાં લેવાતું આવતું ઔષધ છે (તે હું જ છું); જેનાથી પિતૃઓને તથા દેવોને હવિ (આહુતિ)અપાય છે, તે મંત્ર પણ હું છું, હું જ આજ્ય (હવિ) ઘી છું તથા જેમાં હવિ હોમવામાં આવે છે, તે પણ છું અને હવનકર્મ પણ હું જ છું.

વળી,

**पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक्साम यजुरेव च ॥ १७ ॥**

આ જગતનો હું પિતા, માતા, ધાતા, પિતામહ છું અને હું જાણવા યોગ્ય છું, ઓંકાર છું, ઋક્,સામ (તથા) યજુર્વેદ છું.૧૭

**ભાષ્યાર્થ:** આ જગતનો ઉત્પન્ન કરનાર પિતા હું જ છું, આ જગતની જન્મદાત્રી માતા હું જ છું તથા પ્રાણીઓનાં કર્મફળ આપવાવાળો વિધાતા હું જ છું; અને પિતાનો પિતા–પિતામહ, તેમ જ જાણવા યોગ્ય, પવિત્ર કરનાર, ઓંકાર, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ પણ હું જ છું.

વળી,

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥**

ગતિ છું (તેમ જ) ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ,

મિત્ર, પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન અને નિત્ય બીજ (હું) છું.૧૮

ભાષ્યાર્થ: ગતિ–(કર્મ પ્રમાણે મનુષ્યની ગતિ થાય છે, તેથી ગતિ એટલે)–કર્મફળ, સર્વનું પોષણ કરવાવાળો, પ્રભુ–સર્વનો સ્વામી, પ્રાણીઓએ કરેલાં અને ન કરેલાં (સર્વ કર્મ, અકર્મ)નો સાક્ષી, જેમાં પ્રાણીઓ વસે છે તે નિવાસસ્થાન, શરણ અર્થાત્ શરણે આવેલાં દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવાવાળો, પ્રત્યુપકાર(બદલામાં ઉપકાર)ની ઈચ્છા રાખ્યા વિના ઉપકાર કરનાર સુહૃદ, જગતની ઉત્પત્તિ એટલે પ્રભવ, તથા જેમાં જગત લીન થાય છે, તે પ્રલય (પણ હું જ છું); તેજ પ્રમાણે જેમાં સર્વ સ્થિત થાય છે, તે સ્થાન; જુદાજુદા સમયે પ્રાણીઓને ભોગ્ય થાય તેવાં સંચિત કર્મોના ભંડારરૂપ નિધાન; ઉત્પત્તિશીલ વસ્તુઓની ઉત્પત્તિનું અવિનાશી કારણ (બીજ), જ્યાંસુધી સંસાર છે, ત્યાંસુધી એનું બીજ પણ અવશ્ય રહે છે. માટે બીજ અવ્યય છે. કારણકે બીજ વિના કાંઈ પણ ઉત્પન્ન નથી થતું; અને ઉત્પત્તિ તો નિત્ય જોવામાં આવે છે, જેથી એમ સમજાય છે, કે બીજસંતતિ–(સંતતિ=સતતપણુ–એકસરખું હોવાપણુ–કાયમપણુ)–બીજપરંપરાનો નાશ નથી થતો (એ અવ્યય બીજ પણ હું છું).

વળી,

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

હે અર્જુન! હું તપું છું, હું જળ (વર્ષા માટે) ગ્રહણ કરું છું અને વરસાવું છું. અમૃત તથા મૃત્યુ, સત્ તથા અસત્ હું છું. ૧૯

ભાષ્યાર્થ: હું સૂર્ય થઈ કેટલાક (પ્રખર) કિરણો વડે તપું છું, ઉષ્ણતા ઉપજાવું છું, સર્વને તાપ આપું છું. અને કેટલાક કિરણોથી વરસાદ વરસાવું છું; પછી ફરી કિરણો દ્વારા આઠ મહિના સુધી જળનું શોષણ કર્યા કરું છું અને વર્ષાસમયે ફરી પાછો વરસાવુ છું. હે અર્જુન! દેવોનું અમૃત અને મર્ત્યો–(મૃત્યુલોકનાં માનવી)નું મરણ પણ હું જ છું; તથા સત્ અને અસત્ સર્વ હું જ છું–અર્થાત્ જેના સંબંધ વડે (આ સર્વ) વિદ્યમાન છે તથા જે એથી વિપરીત (ઊલટું) અસત્ છે, તે પણ હું જ છું; પરંતુ આથી એમ ન સમજવું, કે ભગવાન પોતે અત્યંત અસત્ છે, અથવા તો કાર્યકારણ અત્યંત સત્ અથવા અસત્ છે, એમ નથી. (અહીં સત્ અને અસત્નો અર્થ કાર્ય અને કારણ સમજવો.)

જે જ્ઞાની પહેલાં કહ્યા પ્રમાણેના ક્રમાનુસાર–(અનુવૃત્તિપ્રકાર) એટલે કે એકત્વ અને પૃથક્ત્વ વગેરે વિજ્ઞાનરૂપ યજ્ઞોથી પૂજન કરતાંકરતાં મારી ઉપાસના કરે છે, તે જ્ઞાનવિદો પોતપોતાના વિજ્ઞાન(અનુભવસિદ્ધ–પ્રાપ્ત કરેલા જ્ઞાન)ને અનુસરી મને પામે છે, પરંતુ જે વિષયવાસનાવાળા અજ્ઞાની છે, તેઓ–

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

ત્રણ વેદ જાણનારા, સોમ પીનારા અને પાપરહિત–નિષ્પાપ બનેલા પુરુષો, મને યજ્ઞો વડે પૂજી સ્વર્ગપ્રાપ્તિ ઇચ્છે છે અને તે પુણ્યફળરૂપ સુરેન્દ્ર (સ્વર્ગલોક) પામી સ્વર્ગમાં દિવ્ય (દેવોને યોગ્ય એવા) ભોગ ભોગવે છે. ૨૦

**ભાષ્યાર્થ :** ઋક્, યજુ અને સામ, એ ત્રણ વેદો જાણવાવાળા, સોમરસનું પાન કરવાવાળા–સોમપા અને તે જ સોમપાન વડે જેના પાપોની શુદ્ધિ થઈ છે (જેના પાપ નાશ પામી ગયા છે), એવા (સકામ) પુરુષો વસુ આદિ દેવોનારૂપમાં સ્થિત હું–પરમાત્માને અગ્નિષ્ટોમાદિ યજ્ઞો વડે પૂજી સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા કરે છે, તેઓ પોતાના પુણ્યના ફળસ્વરૂપ શતક્રતુ(ઇંદ્ર)ના સ્થાનને પ્રાપ્ત કરી સ્વર્ગમાં દેવોના દિવ્ય ભોગો ભોગવે છે–એટલે કે દેવોના જે અપ્રાકૃત ભોગો સ્વર્ગમાં હોય છે, તે ભોગવે છે.

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥

કામની ઇચ્છાવાળા (સકામ) પુરુષો, એ વિશાળ સ્વર્ગલોકને ભોગવી, પુણ્યક્ષય થયે મર્ત્યલોકને પામે છે (મૃત્યુલોકમાં પેસે છે), આમ ત્રયી(વેદ) ધર્મને અનુસરનારા–ત્રયીધર્મનો આશ્રય કરનારા (ભોગોની ઇચ્છાવાળા) પુરુષો, ગતાગત–જવરઅવર(ગમન આગમન જન્મમરણ)ને પામે છે ૨૧

**ભાષ્યાર્થ :** તેઓ એ વિશાળ (વિસ્તૃત) સ્વર્ગલોકના ભોગ ભોગવી (એની પ્રાપ્તિના કારણરૂપ) પુણ્યનો ક્ષય થઈ જવાથી આ મૃત્યુલોકમાં પાછા આવે છે, ઉપર કહેના કેવળ વૈદિક કર્મોનો આશ્રય લેવાવાળા, ભોગની ઇચ્છાવાળા (વિષયવાસનાવાળા) મનુષ્યો, ફરીફરી ગમન–આગમન (અવરજવર–જન્મમરણ) જ પામે છે, પણ (ક્યાંય) કદાપિ સ્વતંત્રતા મેળવતા નથી, એવો અર્થ છે.

પરંતુ જેઓ નિષ્કામ અને સમ્યક્, યથાર્થ, ઉત્કૃષ્ટ જ્ઞાન પામેલા છે–

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

જેઓ અનન્ય હોઈ (બની) મારું જ ચિંતન કરતા, મને જ સર્વ પ્રકારે ભજે છે, તેવા નિત્ય અભિયુક્ત (સમાહિત ચિત્તવાળા) હું યોગક્ષેમ પમાડું છું. ૨૨

**ભાષ્યાર્થ :** અનન્યભાવથી યુક્ત એટલે પરમદેવ હું નારાયણને પોતાનાથી પૃથક્(જુદા)પણાના ભાવે નહિ પણ એક–આત્મરૂપ (તાદાત્મ્ય)ભાવને પામેલા, મારું ચિંતન કરનારા જે સંન્યાસીઓ, મને બધી તરફથી ઉપાસે છે, તે પરમાર્થદર્શી નિત્ય ધ્યાનસ્થદશામાં સદા મારામાં જ વાસ કરનારાના યોગ–

ક્ષેમને હું વહું છું: અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ (ન મળેલી ચીજ મળવી), તે 'યોગ' અને પ્રાપ્ત( મળેલી વસ્તુની રક્ષા )નું રક્ષણ, તે 'ક્ષેમ' છે, તે બંને હુ વહું છુ, ચલાવું છુ, કારણકે 'જ્ઞાની તો મારો આત્મા છે' અને 'તે તો (મારો પ્યારો) મને પ્રિય છે.' (૭–૧૮, ૭–૧૭) તેથી જ્ઞાનીઓ તો મારા આત્મરૂપ–સ્વરૂપભૂત અને પ્રિય છે. (આથી જ હું તેમનો યોગક્ષેમ ચલાવું છુ.)

શંકા–પૂર્વપક્ષ: બીજા (બધા) ભક્તોના યોગક્ષેમને પણ ભગવાન જ ચલાવે છે ને? ઉત્તર: એ જ (ભગવાન) ચલાવે છે એ વાત ખરી. પરંતુ આ વિશેષ–ભેદ અથવા તફાવત છે, કે બીજા ભક્ત છે તે તો પોને પોતાને માટે યોગક્ષેમ ... બીજું દર્શન ન કરનારા) તે ... તેઓ તો પોતાના જીવન માટે ... કેવળ ભગવાનના જ શરણવાળા છે, તેમનો આધાર તો કેવળ ભગવાન જ છે, તેથી એમનો યોગક્ષેમ ભગવાન જ વડે (ચલાવે) છે.

જો બીજા દેવો પણ તમો જ છો અને તેથી તે દેવના ભક્ત પણ તમને જ ભજે છે, એમ કહો તો તે સત્ય છે

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥

બીજા દેવોના જે ભક્તો, શ્રદ્ધાયુક્ત થઈ તે દેવોને ભજે છે, તેઓ પણ હે કૌંતેય ! અવિધિ (અજ્ઞાન)પૂર્વક મને જ ભજે છે ૨૩

ભાષ્યાર્થ: જે કોઈ બીજા દેવોના ભક્ત, બીજા દેવોમાં ભક્તિ રાખવા વાળા હોઈ, શ્રદ્ધાપૂર્વક–આસ્તિક ભાવ વડે યુક્ત થઈ, તેઓ ખરેખર છે જ એવા ભાવ વડે, એ દેવોનું પૂજન કરે છે, તેઓ પણ હે કુંતીપુત્ર! મારું જ પૂજન કરે છે, પરંતુ તે અવિધિપૂર્વક પૂજન કરે છે, અવિધિનો અર્થ અજ્ઞાન છે, તેથી તે ભક્તો અજ્ઞાનપૂર્વક મારું પૂજન કરે છે.

એ ભક્તોનું તે પૂજન અવિધિપૂર્વકનું કેમ કહો છો? એ પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવે છે:

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥

હું જ સર્વ યજ્ઞોનો ભોક્તા અને પ્રભુ છું, તોપણ તે લોકો મને તત્ત્વથી (વાસ્તવિક રીતે) જાણતા નથી, તેથી તેઓનું પતન થાય છે.

ભાષ્યાર્થ: શ્રૌત અને સ્માર્ત સર્વ યજ્ઞોના દેવરૂપે હું જ ભોક્તા છુ અને હું જ એનો સ્વામી છું, હું જ સર્વનો સ્વામી છું, એ વાત અધિયજ્ઞોઽહમેવાત્ર (હુ જેનો સ્વામી છું એ યજ્ઞ છે–૮–૪) એ શ્લોકમાં પણ કહેવાઈ ગઈ છે,

પરંતુ એ પ્રમાણે તત્ત્વજ્ઞાનથી હું જેવો છું તેવો તેઓ મને જાણતા નથી; માટે અવિધિપૂર્વક મને પૂજીને યજ્ઞના (ખરા)ફળથી તેઓ ભ્રષ્ટ થાય છે.

છતાં જે ભક્ત બીજા દેવોની ભક્તિરૂપે પણ અવિધિપૂર્વક મારું પૂજન કરે છે, તેમને પણ (તેમની દૃષ્ટિ પ્રમાણેનું) યજ્ઞનું ફળ તો અવશ્ય મળે છે; કેવી રીતે મળે છે, તે કહેવામાં આવે છે :

यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ २५॥

દેવોના વ્રતવાળા દેવને પામે છે, પિતૃઓના વ્રતવાળા (પૂજનારા) પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે અને મને પૂજનારા મને પામે છે. ૨૫

ભાષ્યાર્થ : જેમનું વ્રત દેવો માટે (દેવોમાં) છે-જેમના નિયમ અને ભક્તિ દેવોમાં છે, તે દેવવ્રતો-દેવોના ઉપાસકો, દેવોને પામે છે. શ્રાદ્ધ વગેરે કર્મ-ક્રિયાપરાયણ બનેલા પિતૃભક્તો, અગ્નિષ્વાત્તાદિ પિતરોને પામે છે. ભૂતોની પૂજા કરવાવાળા એટલે વિનાયક, માતૃગણ, ચતુર્ભગિની આદિ ભૂતોના પૂજકો, ભૂતોને પામે છે અને મારું પૂજન કરવાવાળા વૈષ્ણવો મને જ પામે છે; આમ (પ્રત્યેક) પૂજનમાં શ્રમ સરખો હોય છે; તોપણ એ (બીજા દેવોના ઉપાસકો) અજ્ઞાનને લીધે કેવળ મને–પરમેશ્વરને નથી ભજતા; તેથી તેઓ અલ્પ ફળ ભોગવનારા થાય છે, એવો અર્થ છે.

મારા ભકતોને કેવળ અનાવૃત્તિરૂપ–અજરઅમરથી છૂટવારૂપ–અનંત ફળ મળે છે; એટલું જ નહિ પણ હું તેમને આરાધવા માટે બહુ સુખપૂર્વક–સહેલાઈથી શક્ય બની જાઉં છું; તે કેવી રીતે એ પ્રશ્નનો ઉત્તર કહે છે :

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६॥

જે મને પત્ર, પુષ્પ કે જળ ભક્તિથી અર્પે છે, તે પ્રયત આત્મા–શુદ્ધ બુદ્ધિવાળાએ, ભક્તિ વડે અર્પણ કરેલાં તે (પત્રાદિ)ને હું ગ્રહણ કરું છું–પત્રાદિનો હું ઉપભોગ લઉં છું. ૨૬

ભાષ્યાર્થ : પત્ર, પુષ્પ, ફળ કે જળ જે મને ભક્તિ વડે આપે છે, તે શુદ્ધ બુદ્ધિવાળા ભક્તે અર્પણ કરેલાં એ પત્ર, પુષ્પ વગેરેને હું (પોતે) ખાઉં છું–અર્થાત્ ગ્રહણ કરું છું.

આમ (વસ્તુસ્થિતિ) છે, તેથી—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय! तत्कुरुष्व मदर्पणम् ॥ २७॥

હે કૌંતેય ! તું જે કરે, જે ભોગવે, જે હોમે, જે દાન કરે અને જે તપ કરે, તે મને અર્પણ કર. ૨૭

**ભાષ્યાર્થ:** હે કુંતીપુત્ર ' આપોઆપ પ્રાપ્ત થયેલું જે કાંઈ તું કર્મ કરે છે, જે ખાય છે, જે કાંઈ શ્રુતિ–સ્મૃતિમાં કહેલા યજ્ઞમાં તું હોમે છે, જે કાંઈ સુવર્ણ, અન્ન, ઘી વગેરે વસ્તુનું બ્રાહ્મણાદિને દાન કરે છે અને જે કાંઈ તપ કરે છે, તે મને અર્પણ કર.

એ પ્રમાણે કરતાં તને જે લાભ થશે, તે સાંભળ–

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એ રીતે (અર્પણ કર્યાથી) શુભ અને અશુભ ફળરૂપી કર્મ-બંધનથી તું મુક્ત થઈશ અને (એ પ્રકારના) સંન્યાસયોગથી યુક્ત થઈ તું વિમુક્ત થઈ મને પામીશ. ૨૮

**ભાષ્યાર્થ:** એ પ્રમાણે કર્મો મને અર્પણ કર્યાથી તુ શુભ અને અશુભ ફળવાળાં કર્મબંધન એટલે સારાં અને નરસાં ફળવાળાં કર્મરૂપ બંધનથી તુ મુક્ત થઈ જઈશ. તે આ સંન્યાસયોગ છે, કેમકે તેમાં મને અર્પણ કરી કર્મ કર્યાથી 'સન્યાસ' છે અને તે સન્યાસ કર્મરૂપ હોવાને લીધે 'યોગ' છે; આ સંન્યાસરૂપ યોગ વડે જેનું અંતઃકરણ યુક્ત છે, તેનું નામ સંન્યાસયોગયુક્તાત્મા છે, તેવો સંન્યાસયોગયુક્તાત્મા બની તું આ જીવિત અવસ્થામા–જીવતાં છતાં જ કર્મબંધનથી મુક્ત થશ અને આ શરીર પડ્યા પછી (મૃત્યુ પછી) મને પામીશ– એટલે તુ મને આવી મળીશ.

(જો આથી એમ કહો કે) ત્યારે તો ભગવાન રાગદ્વેષવાળા છે, કારણકે ભક્તો પર તે અનુગ્રહ કરે છે અને બીજા પર અનુગ્રહ નથી કરતા; તો તેમ નથી–

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥

હું સર્વ ભૂતોમાં સમાન છું; મારે દ્વેષ્ય નથી કે પ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિ વડે ભજે છે, તેઓ મારામાં છે અને હું પણ તેમનામાં છું. ૨૯

**ભાષ્યાર્થ:** સર્વ ભૂતોમાં હું સરખો છુ. મારે નથી (કોઈ) દ્વેષ્ય અને નથી (કોઈ) પ્રિય, હું અગ્નિ જેવો છુ; જેમ અગ્નિ પોતાનાથી દૂર રહેનારની ટાઢીનો નાશ કરતો નથી, પણ પાસે આવનારની જ ટાઢ દૂર કરે છે; તે પ્રમાણે હું ભક્તો પર અનુગ્રહ કરું છુ, બીજા પર અનુગ્રહ નથી કરતો. જેઓ મને–ઈશ્વરને ભક્તિ વડે ભજે છે, તેઓ સ્વભાવથી જ મારામાં સ્થિત છે, તેમાં મારી આસક્તિ

એમના પર છે–અર્થાત્ મારો એમની ઉપર રાગ–પ્રેમ છે, એ કારણે તેઓ મારામાં રહેલા છે. એમ નથી; તે જ રીતે હું પણ સ્વભાવથી જ તેઓમાં છું, પરંતુ બીજાઓમાં હું (સ્થિત) નથી; એઉપરથી તેઓપર મારો કાંઈ દ્વેષ નથી.

મારી ભક્તિનું માહાત્મ્ય સાંભળ–

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

અત્યંત દુરાચારી પણ જો અનન્ય ચિત્તવાળો થઈ મને ભજે છે, તો તેને સાધુ જ જાણવો જોઈએ; કારણકે તે સારા નિશ્ચયવાળો છે. ૩૦

**ભાષ્યાર્થ :** જો કોઈ અત્યંત ખરાબ આચરણવાળો (મનુષ્ય) પણ અનન્ય પ્રેમ વડે–અર્થાત્ બીજા કોઈની ભક્તિનું અવલંબન કર્યા વિના મને જ એ અનન્ય ભક્તિ વડે ભજે, તો તેને સાધુ જ–સારાં આચરણવાળો માનવો યોગ્ય છે; કારણકે તે યથાર્થ–જોઈએ તેવા યોગ્ય નિશ્ચયવાળો છે–એટલે કે તે ઉત્તમ નિશ્ચયવાળો થઈ ચૂક્યો છે.

અને બહારના દુરાચારને છોડી દઈ અંતરના સમ્યક્–યથાયોગ્ય, ઉત્તમ પ્રકારના વ્યવસાય(પ્રવૃત્તિ)સામર્થ્યથી તે—

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

તત્કાળ તે ધર્માત્મા થાય છે અને કાયમની શાંતિ પામે છે. હે કૌંતેય! તું ચોક્કસ પ્રતિજ્ઞા કર, (કે) મારો ભક્ત નાશ પામતો નથી. ૩૧

**ભાષ્યાર્થ :** તે તત્કાળ (તુરત) જ ધર્માત્મા થાય છે–એટલે કે ધર્મમાં ચિત્તવાળો બની જાય છે અને કાયમ ટકવાવાળી–નિત્યની શાંતિ–ઉપરતિને તે પામે (મેળવે) છે. હે કુંતીપુત્ર! તુ આ ખરેખરી વાત સાંભળ, તું આ નિશ્ચય પ્રતિજ્ઞા કર–તું આ દઢપણે નિશ્ચયપૂર્વક માન (સમજ), કે જેણે હુ–પરમાત્મામાં પોતાનું અંતઃકરણ અર્પણ કરી દીધુ છે, તે મારો ભક્ત નાશ પામતો નથી.

વળી,

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ३२ ॥

હે પાર્થ ! જેઓ પાપયોનિવાળા હોય તથા સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો હોય, તેઓ પણ મારો, આશ્રય કરીને, ઉત્તમ ગતિને પામે છે. ૩૨

**ભાષ્યાર્થ :** કારણકે હે પાર્થ ! જે કોઈ પાપયોનિ–એટલે જેનાં જન્મનું કારણ પાપ છે, એવાં પ્રાણીઓ છે, તે કોણ કોણ? એ પ્રશ્ન થતાં કહે છે: સ્ત્રીઓ,

વૈશ્યો અને શૂદ્રો પાપયોનિ છે—એ પાપયોનિઓ પણ મારું જ શરણ લઈ–મને જ પોતાનું અવલંબન (આધાર) બનાવી પરમ ઉત્તમ ગતિ પામે છે.

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

તો પવિત્ર બ્રાહ્મણો, ભક્તો અને રાજર્ષિઓનું તો કહેવું જ શું? (માટે) આ અનિત્ય અને દુઃખરૂપ લોક પામી (લોકમાં જન્મ લઈ) તું મને ભજ. ૩૩

**ભાષ્યાર્થ :** તો પછી પુણ્યયોનિમાં જન્મેલા ભક્તો, બ્રાહ્મણો અને રાજર્ષિઓ–અર્થાત્ રાજા હોઈને ઋષિઓ છે, એમને માટે તો શું કહેવું? માટે (આ વસ્તુસ્થિતિ છે તેથી) અનિત્ય, ક્ષણભંગુર અને સુખવિનાના મનુષ્યલોકને પામી, પરમપુરુષાર્થના સાધનરૂપ દુર્લભ મનુષ્યત્વને પ્રાપ્ત કર્યું છે, તો મને ભજ–મારી સેવા કર.

કેવી રીતે (ભજન–સેવા કરવી? એ પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવે છે:)–

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

મારામાં મનવાળો થા મારો ભક્ત થા, મને પૂજનારો બન, અને મને નમન કર; એ પ્રમાણે મત્પરાયણ–મારે શરણ રહી, તું આત્માને મારામાં જોડી મને જ પામીશ (મારી જ પાસે આવીશ). ૩૪

**ભાષ્યાર્થ :** તું મન્મના–મારામાં–હું વાસુદેવમાં જેનું મન છે, એવો મન તથા મારો ભક્ત થા; મારું યજન–પૂજન–ભજન કરવાવાળો થા; મને જ નમન (નમસ્કાર) કર. એ પ્રકારે ચિત્તને મારામાં લગાડી, મારે શરણ થયેલો તું, મને–પરમેશ્વરને જ પામીશ. કહેવાનું તાત્પર્ય આ છે, કે હું સર્વ ભૂતોનો આત્મા અને પરમગતિ–પરમસ્થાન છું, તેને તું પામીશ, તે સ્થાન તું પ્રાપ્ત કરીશ, તે સ્થાનમાં તું આવી પહોંચીશ. આ રીતે દ્વિતીય પંક્તિના પ્રથમ 'મામ્' શબ્દનો એ જ પંક્તિના 'આત્માનમ્' શબ્દ સાથે સંબંધ છે.

ઇતિ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ
શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો
રાજવિદ્યારાજગુહ્યયોગ નામનો નવમો અધ્યાય સમાપ્ત

# अध्याय १० मो–विभूतियोग

સાતમા અને નવમા અધ્યાયમાં ભગવાનનું તત્ત્વ અને તેમની વિભૂતિઓ બતાવ્યા–વર્ણવ્યાં છે, હવે અહીં જે જે ભાવોમાં ભગવાન ચિંતન, કરવા યોગ્ય છે, જે જે ભાવે ભગવાનનું ચિંતન થઈ શકે, તે તે ભાવો કહેવા જોઈએ; જો કે ભગવાનનું તત્ત્વ કહ્યું છે, છતાં તે દુર્વિજ્ઞેય (સમજવું કઠિન) હોવાથી તે ફરી કહેવું જોઈએ, તેથી—

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

વળી ફરીથી હે મહાબાહો ! મારું શ્રેષ્ઠ વચન તું સાંભળ, જે વચન, હું તને (મારામાં) પ્રીતિવાળાને હિતની ઇચ્છાથી કહીશ. ૧

**ભાષ્યાર્થ :** હે મહાબાહો ! ફરીને પણ પરમ–ઉત્તમ–નિરતિશય વસ્તુને પ્રકટ કરનારું વચન સાંભળ, જે મારું ઉત્તમ વચન છે, તેને સાંભળી તું અમૃતપાન કરતો હોય, તેમ અતિ પ્રસન્ન થઈશ, માટે તે તને–પ્રીયમાણને–મારા વચનથી પ્રસન્ન થનારને હું કહીશ

'હું શા માટે કહું છું?' એ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કહે છે

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

સુરગણો કે મહર્ષિઓ, મારા પ્રભવ–મહાન–અતિશય સામર્થ્યની–શક્તિની વાત જાણતા નથી, કેમકે હું દેવો અને મહર્ષિઓનો સર્વ પ્રકારે આદિ–કારણ છું. ૨

**ભાષ્યાર્થ :** સુરગણો (બ્રહ્માદિ દેવો) મને જાણતા નથી, તેઓ (મારું) શું નથી જાણતા? મારા પ્રભવને એટલે પ્રભાવને–અર્થાત્ મહાન પ્રભુત્વશક્તિને અથવા ઉત્પત્તિને, ભૃગુ વગેરે મોટા ઋષિઓ પણ (મારા એ પ્રભાવને) નથી જાણતા, તે શા કારણથી નથી જાણતા? તે કહે છે કારણ આ છે, કે એ દેવો અને મહર્ષિઓનું આદિ કારણ સર્વ પ્રકારે હું છું.

વળી,

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

જે અજન્મા, અનાદિ અને લોકના મહેશ્વર રૂપે મને જાણે છે, તે મનુષ્યોમાં મૂઢતાવિનાનો હોઈ સર્વ પાપથી મુક્ત થાય છે. ૩

**ભાષ્યાર્થ :** હું દેવોનું તેમ જ મહર્ષિઓનું પણ આદિ કારણ છું.

તેથી મારું કોઈ બીજું આદિ નથી; આ કારણથી જ હું અજન્મા—જન્મરહિત તથા અનાદિ જેવું બીજું કોઈ આદિ નથી એવો છું; અનાદિ છું, માટે અજ—જન્મરહિત છું; તે હું અજ અને અનાદિને તથા લોકના મહેશ્વરને, અજ્ઞાન અને તેનાં કાર્યથી રહિત (તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ—એ ત્રણ અવસ્થાથી પર—તુરીય—ચોથી અવસ્થા છે, તે) તુરીયરૂપે જે જાણે છે, તે મનુષ્યોમાં—આ મૃત્યુલોકમાં જ્ઞાની—અર્થાત્ મોહથી રહિત છે તથા તે બુદ્ધિપૂર્વક તથા અબુદ્ધિપૂર્વક—જાણનાં—અજાણનાં કરેલાં સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.

હું આથી જ લોકોનો મહાન ઈશ્વર છું:

બુદ્ધિર્જ્ઞાનમસંમોહઃ ક્ષમા સત્યં દમઃ શમઃ ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥

બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ભવ (ઉત્પત્તિ), અભાવ, ભય તથા અભય અને વળી—૪

ભાષ્યાર્થ : સૂક્ષ્મ—સૂક્ષ્મથી પણ વધુ સૂક્ષ્મ વગેરે પદાર્થો સમજવાનું, ગ્રહણ કરવાનું અંતઃકરણનું જે સામર્થ્ય—અંતઃકરણની જે જ્ઞાનશક્તિ, તેનું નામ બુદ્ધિ છે અને એ બુદ્ધિવાળો મનુષ્ય હોય તેને બુદ્ધિમાન કહે છે. આત્માદિ પદાર્થોનો બોધ તે જ્ઞાન. જાણવા યોગ્ય—પ્રાપ્ત કરેલું બોદ્ધવ્ય (જ્ઞાન કે કર્તવ્ય) હોય, તેમાં વિવેકપૂર્વક પ્રવૃત્તિ તે અસંમોહ. કોઈ ચીડવે, દૂભવે અથવા મારે છતાં ચિત્તમાં કોઈ પણ પ્રકારનો વિકાર ન થવો તે ક્ષમા. જોયા અથવા સાંભળ્યા પ્રમાણેના પોતાના અનુભવને બીજાની બુદ્ધિમાં ઉતારવાને (જે પ્રમાણે જોયા—સાંભળ્યાનો અનુભવ થયો હોય તેમ ને તેમ) યથાર્થ રીતે વર્ણન કરવાને બોલવામાં આવતી વાણી તે સત્ય કહેવાય છે. બાહ્ય ઇંદ્રિયોને વશ કરી લેવી—કબજે રાખવી, તે દમ અને અંતઃકરણને કબજે રાખવું તે શમ. સુખ એટલે આહ્લાદ—આનંદ. દુઃખ એટલે સંતાપ. ભવ એટલે ઉત્પત્તિ અને ઉત્પત્તિથી વિપરીત (ઊલટું) તે અભાવ—અર્થાત્ મૃત્યુ. ભય એટલે ત્રાસ અને અભય એથી ઊલટું છે.

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

અહિંસા, સમતા, તુષ્ટિ—સંતોષ, તપ, દાન, યશ અને અયશ; એ સર્વ જુદાજુદા પ્રકારનાં ભૂતો(પ્રાણીઓ)ના ભાવો, મારાથી જ થાય છે. ૫

ભાષ્યાર્થ : પ્રાણીઓને પીડા ન કરવી—દુઃખ ન દેવું, તે અહિંસા; ચિત્તની સમાનતા તે સમતા. જે કાંઈ મળે તે પૂરતું સમજવું તે સંતોષ. સંયમ(ના નિયમ)પૂર્વક શરીરને પીડવું તે તપ. પોતાની શક્તિ અનુસાર જે પોતાની પાસે હોય તેનો વિભાગ કરવો—બીજાને આપવું તે દાન છે. ધર્મના નિમિત્તને લીધે

થતી કીર્તિ તે યશ. અધર્મનિમિત્તે થનારી અપકીર્તિ તે-અયશ-અપયશ. આ ઉપર કહ્યા, તે પ્રાણીઓના પોતપોતાનાં કર્મોને અનુસરી, બુદ્ધિ આદિ જુદાજુદા પ્રકારના ભાવો છે; તે સર્વ હું-ઈશ્વરથી જ થાય છે.

વળી,

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

પૂર્વના સપ્ત મહર્ષિ અને ચાર મનુ, જે મારામાં જ ભાવનાવાળા અને મારા સંકલ્પથી થયેલા હતા, તેમની જ લોકમાં આ પ્રજા છે. ૬

**ભાષ્યાર્થ**: ભૂતકાળ સાથે સંબંધ-ધરાવનારા પહેલાનાં ભૃગુ (મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ) આદિ મહર્ષિઓ અને ચાર મનુઓ, જે સાવર્ણીદિ નામથી (ચાર-સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર છે; મનુઓ ૧૪ છે: તેમનાં નામ સ્વાયંભુવ, સ્વારોચિષ, ઔતમી, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, દેવસાવર્ણિ અને ઇન્દ્રસાવર્ણિ) પુરાણોમાં પ્રસિદ્ધ છે, તેઓ મારામાં ભાવનાવાળા એટલે કે વિષ્ણુના ઈશ્વરીય સામર્થ્યવાળા અને મન વડે જ મેં ઉત્પન્ન કરેલા હોઈ મારાથી જ થયેલા હતા, કે જે (એ જ) મનુ અને મહર્ષિઓની રચેલી સૃષ્ટિરૂપે ઉત્પન્ન થયેલી ચરઅચર-સ્થાવરજંગમ રૂપ આ પ્રજા લોકમાં પ્રસિદ્ધ છે.

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

મારી આ વિભૂતિ અને મારો યોગ જે તત્ત્વપૂર્વક જાણે છે, તે અચળ (નિશ્ચળ) યોગ સાથે જોડાય છે, એમાં સંશય નથી. ૭

**ભાષ્યાર્થ**: ઉપર કહેલી (મારી) આ વિભૂતિઓ એટલે મારા વિસ્તારને અને યોગ એટલે વસ્તુ ઉત્પન્ન કરવાનું આત્માનું-ઈશ્વરનું સામર્થ્ય (મારી માયિક ઘટના-યુક્તિ) છે તેને અથવા યોગનું ઐશ્વર્ય, સામર્થ્ય તથા સર્વજ્ઞત્વ એ યોગથી ઉત્પન્ન થાય છે, માટે પણ એને યોગ કહેવામાં આવે છે, તે મારા યોગને તત્ત્વથી એટલે યથાર્થ (જેવો છે તેવો) જે જાણે છે, તે સમ્યક્દર્શનમાં સ્થિરતારૂપ લક્ષણવાળા અચળ યોગ સાથે જોડાય છે, એ(બાબત)માં સંશય નથી.

કયા પ્રકારના અવિચલ (સ્થિર) યોગ વડે તે જોડાય છે? આ પ્રશ્નનો ઉત્તર કહેવામાં આવે છે:

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

હું સર્વનો પ્રભવ (ઉત્પત્તિકારણ) છું; મારાથી જ સર્વ પ્રવર્તે છે, એમ માનીને બુદ્ધિમાન લોકો ભાવયુક્ત થઈ-ભાવ(પ્રેમ) રાખી મને ભજે છે. ૮

ભાષ્યાર્થ : હું એટલે વાસુદેવ નામનું પરબ્રહ્મ, સર્વ જગતની ઉત્પત્તિ કારણ અથવા સ્થાન છું અને આ સ્થિતિ, નાશ, ક્રિયાફળ અને ઉપભોગવાળું વિકારમય સર્વ (આખું) જગત મારાથી જ પ્રવર્તી (ચાલી) રહ્યું છે; એમ જાણી પરમાર્થતત્ત્વ જાણી ચૂકેલા બુદ્ધિમાન પુરુષો તત્ત્વાનુસંધાન રાખી ભાવવાળા થઈને મને ભજે છે. 'ભાવવાળા' એટલે ભાવના કે પરમાર્થમાં પ્રીતિવાળા, એવો અર્થ છે.

વળી,

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણવાળા, પરસ્પર મારો બોધ કરતા તથા નિત્ય મારી કથા કરતાં (તેઓ) સંતોષ પામે છે અને અતિશય આનંદ પામે છે. ૯

ભાષ્યાર્થ : મારામાં જ જેમનું ચિત્ત છે એ મચ્ચિત્ત છે; જેના ચક્ષુરાદિ પ્રાણો મારામાં આવી પહોંચેલા છે (ચોંટી રહેલાં છે)–અર્થાત્ મારામાં જ જેમણે સર્વ ઇંદ્રિયો કેન્દ્રિત કરી છે (જોડેલી છે) અથવા જેમણે પોતાનું જીવન મારે માટે જ–મને અર્પણ કરેલું છે, એવા (એ મારા ભક્તો છે,) એ મારા ભક્તો પરસ્પર મારું તત્ત્વ અંદરઅંદર એકેકને બોધતા–સમજાવતા તથા જ્ઞાન, બળ, સામર્થ્ય વગેરે ગુણોવાળા મારા–પરમેશ્વરના સ્વરૂપનું વર્ણન કરતા અંદરઅંદર કથન કરતા સદા સંતુષ્ટ થાય છે (સંતોષ પ્રાપ્ત કરે છે) અને જાણે કોઈ પોતાનો અત્યંત પ્યારો મળી ગયો હોય, તેમ રતિ (અતિશય આનંદ) મેળવે છે.

એવા ભક્ત હોઈ જેઓ ઉપર કહ્યા પ્રમાણે મારું ભજન કરે છે–

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥

તે મારામાં સતત જોડાયેલા અને (મને) પ્રીતિપૂર્વક ભજનારાઓને હું એવો બુદ્ધિયોગ આપું છું, જે(બુદ્ધિયોગ)વડે તેઓ મને પામે છે. ૧૦

ભાષ્યાર્થ : સતત (નિરંતર) ભજન–સેવા કરનારાઓ (સર્વ બાહ્ય એષણા–તૃષ્ણા જેમની વિરામ પામી–શાંત પડી ગઈ છે,) અને, પ્રીતિપૂર્વક ભજનારા–પ્રેમપૂર્વક મારું ભજન કરનારાઓને; એટલે શું કોઈ વસ્તુની ઇચ્છા રાખીને ભજનાર એ છે કે? ના, ના; કેવળ પ્રેમ–સ્નેહપૂર્વક ભજન કરનારને હું એ બુદ્ધિયોગ આપું છું; મારા તત્ત્વનું યથાર્થ–સમ્યક્જ્ઞાનનું નામ બુદ્ધિ છે; એની સાથે યુક્ત થવું (જોડાવું) તે બુદ્ધિયોગ કહેવાય; તે બુદ્ધિયોગ (હું આપું છું તે) પૂર્ણજ્ઞાન–યથાર્થ સમ્યક્જ્ઞાન–રૂપ બુદ્ધિયોગ વડે હું આત્મભૂત

પરમેશ્વરને આત્મરૂપે-આત્મપણા વડે તે પામે છે, એવા મને આત્મભૂત પરમેશ્વરને પામનારા કોણ છે? જેઓ મચ્ચિત્તાદિ-મારામય ચિત્તવાળા વગેરે પ્રકારે મને ભજે છે, તેઓ (મને પામે છે).

તમારી પ્રાપ્તિને અટકાવનાર કયા કારણનો નાશ કરનાર બુદ્ધિયોગ, તમો ભક્તોને આપો છો? અને શા માટે એ બુદ્ધિયોગ તમારા તે ભક્તોને આપો છો? એ જાણવાની ઇચ્છા થાય, તે માટે કહે છે:

**तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

**તેમની જ ઉપર દયા કે અનુગ્રહ કરવાના હેતુથી અંતઃકરણની વૃત્તિમાં રહેલો હું, તેજોમય જ્ઞાનદીપથી (તેમના) અજ્ઞાનથી ઉત્પન્ન થતાં અંધારાંનો નાશ કરું છું. ૧૧**

**ભાષ્યાર્થ :** તે ભક્તોનું જ કલ્યાણ, કોઈ પણ રીતે થાય, એવી દયામય ભાવનાથી કે એવા અનુગ્રહ કરવાના હેતુથી હુ (તેમના) આત્મા-અંતઃકરણના ભાવ-આશય-એટલે વૃત્તિવિશેષમાં રહીને, એમના અવિવેકથી ઉત્પન્ન થયેલા મિથ્યા પ્રતીતિ કરાવનાર મોહમય અંધકારને પ્રકાશમય વિવેક-બુદ્ધિરૂપ જ્ઞાનદીપ વડે નષ્ટ કરી નાખું છું. (તાત્પર્ય આ છે કે આત્મા-અનાત્માનો વિવેક ચિત્તમા થાય તે જ્ઞાનદીપ છે;) તે જ્ઞાનદીપ, ભક્તિના પ્રસાદરૂપ સ્નેહ(ઘી)થી સિંચાયેલ-પરિપૂર્ણ છે-એટલે કે સર્વદા ઈશ્વરની ભક્તિ કરવાથી ઈશ્વરનો જે અનુગ્રહ થાય છે, તે અનુગ્રહરૂપી ઘી, તેલ કે સ્નિગ્ધ પદાર્થથી તે જ્ઞાનદીપ પરિપૂર્ણ છે, મારા સ્વરૂપની ભાવનાના અભિનિવેશરૂપી વાયુ(હવા)થી તે પ્રજ્વલિત થઈ (બળી) રહ્યો છે, બ્રહ્મચર્યાદિ સાધનોના સંસ્કારવાળી બુદ્ધિ, એ જ્ઞાનદીપની બત્તી (વાટ) છે, વિરક્ત (આસક્તિ-પ્રીતિ-રહિત) અંતઃકરણ એ જ્ઞાનદીપનું આધાર-પાત્ર કોડિયું છે, વિષયોથી પરાવૃત્ત થયેલાં-પાછા હઠી ગયેલા અને રાગદ્વેષથી કલુષિત (મલિન) નહિ થયેલા ચિત્તના પડદાવાળા, હવા-પવન વિનાના, શાંત નિર્વાણ સ્થાનરૂપી ઢાંકણામા તે જ્ઞાનદીપ સુરક્ષિત છે, અને સર્વદા અભ્યાસ કરવાથી થયેની એકાગ્રતારૂપ ધ્યાનથી ઉત્પન્ન થયેલ પૂર્ણ જ્ઞાનસ્વરૂપ પ્રકાશથી તે જ્ઞાનદીપયુક્ત છે; આવા જ્ઞાનદીપ વડે હુ તેમના અજ્ઞાનજનિત મોહનો નાશ કરુ છુ.

ઉપર કહેલી ભગવાનની વિભૂતિને અને યોગને સાભળી-

**अर्जुन उवाच ।** અર્જુને કહ્યુ

**परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥**

**આપ પરબ્રહ્મ, પરમધામ અને પરમ પવિત્ર છો. (આથી આપને) પુરુષ, નિત્ય, દિવ્ય, આદિદેવ, જન્મવિનાના, વિભુ—સર્વવ્યાપક (કહે છે). ૧૨**

ભાષ્યાર્થ: આપ પરમબ્રહ્મ, પરમાત્મા, પરમધામ—પરમ તેજ—અર્થાત્ સર્વના આશ્રયરૂપ અને ઉત્કૃષ્ટ તેજરૂપ—અને પરમપાવન—અત્યંત શુદ્ધ એવા પરમાત્મા આપ જ છો. આપ નિત્ય તથા દિવ્ય પુરુષ છો—અર્થાત્ (હૃદયરૂપ) આકાશમાં કે દેવલોકમાં રહેવાવાળા, અલૌકિક પુરુષ છો. સર્વ દેવોની પહેલાં હોનાર અજન્મા અને વ્યાપક છો.

એવા (આપ)ને—

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

સર્વ ઋષિઓ તેમ જ દેવર્ષિ નારદ તથા અસિત, દેવલ અને વ્યાસ આપને (એવા) કહે છે; અને આપ પોતે પણ મને કહો છો. ૧૩

ભાષ્યાર્થ: (ઉપર શ્લો. ૧૨ પ્રમાણે) વસિષ્ઠાદિ સર્વ ઋષિઓ આપનું વર્ણન કરે છે; તે જ રીતે અસિત, દેવલ, વ્યાસ અને દેવર્ષિ નારદ પણ એ જ પ્રકારે કહે છે—વર્ણવે છે; વળી આપ પણ મને એમ જ કહી રહ્યા છો.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

હે કેશવ! આ સર્વ જે મને તમો કહો છો, તે હું સત્ય માનું છું; કારણકે હે ભગવન્! તમારી વ્યક્તિને દેવો કે દાનવો જાણતા નથી. ૧૪

ભાષ્યાર્થ: હે કેશવ! ઉપર કહ્યા પ્રમાણે જે કાંઈ ઋષિઓથી તથા આપનાથી કહેવામાં આવ્યું છે, તે હું સત્ય માનું છું; કારણકે હે ભગવન્! આપની વ્યક્તિ—પ્રભવ—એટલે પ્રભાવને દેવો જાણતા નથી કે દાનવો જાણતા નથી. આપ દેવાદિના આદિ કારણ છો, તેથી—

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

હે પુરુષોત્તમ! હે ભૂતભાવન! હે ભૂતેશ! હે દેવદેવ! હે જગત્પતિ! તમે પોતે જ આત્મરૂપ પોતાને આત્મરૂપ પોતાનાથી જાણો છો. ૧૫

ભાષ્યાર્થ: હે પુરુષોત્તમ! હે ભૂતપ્રાણીઓને ઉત્પન્ન કરવાવાળા—ભૂતભાવન! હે ભૂતોના ઈશ્વર—ભૂતેશ! હે દેવોના દેવ! હે જગતના પતિ! આપ પોતે જ આત્મરૂપ પોતાનાથી આત્મરૂપ પોતાને નિરતિશય, જ્ઞાન, ઐશ્વર્ય—સામર્થ્ય આદિ શક્તિયુક્ત ઈશ્વરસ્વરૂપે જાણો છો.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

આપની વિભૂતિઓ દિવ્ય છે, જેના વડે આપ આ લોકમાત્રમાં

વ્યાપી રહેલા છો; માટે આપજ એ વિભૂતિઓ સંપૂર્ણપણે કહેવા યોગ્ય છો. ૧૬

**ભાષ્યાર્થ :** આપની જે દિવ્ય વિભૂતિઓ છે અને જે વિભૂતિઓથી એટલે કે આપના મહિમા–માહાત્મ્યવિસ્તારથી આપ આ લોકને વ્યાપી રહ્યા છો, તેનું સમગ્રપણે–સંપૂર્ણતાથી કથન–વર્ણન કરવાને આપ યોગ્ય છો.

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥

આપનું નિરંતર ધ્યાન કરતો હું હે યોગિન્! હું શી રીતે આપને જાણી શકું? અને હે ભગવન્! કયાકયા ભાવ-વસ્તુને વિષે મારે આપનું ધ્યાન કરવું જોઈએ? ૧૭

**ભાષ્યાર્થ :** હે યોગી! આપને નિરંતર ચિંતતો–ધ્યાન કરતો હું આપને કેવી રીતે (કયે પ્રકારે) જાણું–પારખું? હે ભગવન્! કયેકયે ભાવે–કઈકઈ વસ્તુઓમાં આપ મારે ચિંતન કરવા યોગ્ય છો?

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

હે જનાર્દન! આપનો યોગ અને આપની વિભૂતિ વિસ્તારથી આપ ફરી કહો; કેમકે આપનાં વચનરૂપી અમૃત (કાન વડે પીતાં) સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ૧૮

**ભાષ્યાર્થ :** હે જનાર્દન! આપના યોગને–ઐશ્વર્યરૂપ વિશેષ શકિતને અને આપની વિભૂતિને એટલે ધ્યાન કરવા યોગ્ય પદાર્થોને વિસ્તારથી કહો. જો કે આપે પહેલાં એ વિભૂતિયોગ કહ્યો છે, છતાં ફરીથી વિસ્તારથી કહો; કારણકે આપના મુખથી ઝરતાં (નીકળતાં) અમૃતરૂપ વાકયો સાંભળતાં મને તૃપ્તિ નથી થતી. (હું ધરાતો નથી.) 'અર્દ' ગતિવાચક, ગતિનું કર્મ, ગતિક્રિયા સૂચવનારો ધાતુ છે; એ ધાતુ વડે 'જનાર્દન' શબ્દ થયો છે; દેવોના શત્રુલોક–અસુરોને નરકાદિમાં મોકલનાર–ગમન કરાવવાના કારણરૂપ હોવાથી એ ભગવાન જનાર્દન કહેવાય છે; અથવા તો સર્વ લોકો વડે પોતાની પ્રગતિ, અભ્યુદય અને નિઃશ્રેયસ (કલ્યાણ) મેળવવાના હેતુથી જેની પ્રાર્થના (યાચના) કરવામાં આવે છે, તે જનાર્દન કહેવાય છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યાઃ

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ ! नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥

હું તને મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યમુખ્ય કહીશ; કેમકે મારા (મારી વિભૂતિઓના) વિસ્તારનો પાર નથી. ૧૯

ભાષ્યાર્થ : હે કુરુવંશમાં શ્રેષ્ઠ! હવે હું તને મારી દિવ્ય–દેવલોકમાં, સ્વર્ગલોકમાં–ઉત્પન્ન થતી વિભૂતિઓ (લોકોત્તર અસાધારણ હોઈ મૂર્તરૂપે) છે, તે કહીશ. જ્યાંજ્યાં જેજે પ્રધાન–મુખ્યમુખ્ય વિભૂતિઓ છે, તે મુખ્યત્વે કહીશ. સંપૂર્ણતાથી—પૂરેપૂરી મારી વિભૂતિઓ તો સેંકડો વર્ષે પણ કહી શકાય તેમ નથી; કારણ કે મારા વિસ્તારનો અર્થાત્ મારી વિભૂતિઓનો અંત નથી.

આ વિભૂતિઓમાં પ્રથમ જ તું સાંભળ:

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यश्च भूतानामन्त एव च ॥ २० ॥

હે ગુડાકેશ અર્જુન! સર્વભૂતોનાં હૃદયમાં રહેલો હું આત્મા છું અને હું જ ભૂતોનો આદિ, મધ્ય અને અંત છું. ૨૦

ભાષ્યાર્થ : 'ગુડાકા' એટલે નિદ્રા તેના ઈશ (સ્વામી)-તેને વશ રાખનાર—જીતનિદ્ર–નિદ્રાને જેણે જીતી છે તે ગુડાકેશ–અર્જુન; અથવા ગુડા–ઘટ્ટ ઘન છે કેશ જેના–વાંકડિયાવાળા અર્જુન! સર્વભૂતોના આશય એટલે અંતર-(હૃદય)માં, સર્વ ભૂતોના અંતરાત્મામાં (અંતઃકરણમાં) રહેલો–નિત્ય ધ્યાન કરવા યોગ્ય પ્રત્યગાત્મા–સર્વનો આત્મા હું છું; (અર્થાત્ તેનું ધ્યાન કરવું જોઈએ) પરંતુ એ પ્રકારે ધ્યાન કરવાને જે અશક્ત હોય તેમણે હવે પછી કહેવા છે તે તે ભાવો–પદાર્થોમાં મારું ચિંતન કરવું જોઈએ; એટલે કે એ ભાવો–પદાર્થો દ્વારા મારું ચિંતન કરી શકાય છે; કારણકે હું સર્વ ભૂતોનો આદિ, મધ્ય અને અંત છું—અર્થાત્ એમની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય પણ હું જ છું.

એ રીતે પણ હું ધ્યેય છું–મારું ધ્યાન કરવા યોગ્ય ધ્યાન કરી શકાય એવો છું.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

આદિત્યોમાં હું વિષ્ણુ છું, પ્રકાશ ફેલાવનારાઓમાં કિરણોવાળો સૂર્ય હું છું, મરુત દેવોમાં મરીચિ હું છું, નક્ષત્રોમાં ચંદ્ર હું છું. ૨૧

ભાષ્યાર્થ : બાર આદિત્યોમાં વિષ્ણુ નામનો આદિત્ય હું છું, પ્રકાશ આપનારાઓ જ્યોતિમાં કિરણોવાળો સૂર્ય હું છું, વાયુ સંબંધી દેવોના ભેદો છે તેમાં મરીચિ નામનો દેવ હું છું અને નક્ષત્રોમાં ચંદ્ર હું છું.

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

વેદોમાં સામવેદ હું છું, દેવોમાં વાસવ (ઇંદ્ર) હું છું, ઇંદ્રિયોમાં મન હું છું અને ભૂતો(પ્રાણીઓ)માં ચેતના હું છું. ૨૨

ભાષ્યાર્થ : વેદોમાં હું સામવેદ છું; રુદ્ર, આદિત્ય વગેરે દેવોમાં ઇંદ્ર હું છું, અગિયાર ઇંદ્રિયોમાં સંકલ્પ–વિકલ્પાત્મક મન હું છું, ભૂતો(પ્રાણીઓ)માં

ચેતના હું છું, કાર્યકારણના સમુદાયરૂપ શરીરમાં સદા અભિવ્યક્ત થનારી-પ્રકાશિત (જાગ્રત) રહે છે, તે બુદ્ધિવૃત્તિ જેને ચેતના કહે છે, તે હું છું.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

રુદ્રોમાં શંકર હું છું, યક્ષરાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં પાવક (અગ્નિ) હું છું અને પર્વતોમાં મેરુ હું છું. ૨૩

ભાષ્યાર્થ: અગિયાર રુદ્રોમાં શંકર હું છું, યક્ષો તથા રાક્ષસોમાં ધનેશ્વર-કુબેર હું છું, આઠ પ્રકારના વસુઓ(ગણદેવતા)માં પાવક (અગ્નિ) હું છું; શિખરવાળા-પર્વતોમાં હું મેરુ પર્વત છું.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥

હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય (સૌથી શ્રેષ્ઠ) બૃહસ્પતિ મને જાણ, સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું તથા સરોવરોમાં સાગર હું છું. ૨૪

ભાષ્યાર્થ: હે પાર્થ! પુરોહિતો એટલે( રાજપુરોહિતો-રાજગુરુઓ)માં મુખ્ય (સર્વથી શ્રેષ્ઠ) બૃહસ્પતિ (છે તે) મને જાણ, કારણકે તે જ ઇંદ્રના મુખ્ય પુરોહિત છે (અને ઇંદ્ર દેવોમાં મુખ્ય છે) સેનાપતિઓમાં દેવોના સેનાપતિ કાર્તિકેય હું છું અને સરોવરોમાં એટલે કે દેવોએ ખોદેલાં જે સરોવરો છે, તેમાં સમુદ્ર હું છું.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

મહર્ષિઓમાં ભૃગુ હું છું, વાણીઓમાં ૐકારરૂપ એક અક્ષર હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને સ્થાવરોમાં હિમાલય હું છું. ૨૫

ભાષ્યાર્થ: મહર્ષિઓમાં હું ભૃગુ છું, પદ એટલે શબ્દરૂપ લક્ષણવાણીઃ વાણીઓમાં એક અક્ષર-ૐકાર હું છું, યજ્ઞોમાં જપયજ્ઞ હું છું અને સ્થાવરોમાં હિમાલય હું છું.

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

સર્વે વૃક્ષોમાં અશ્વત્થ, દેવર્ષિઓમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ, અને સિદ્ધોમાં કપિલ મુનિ હું છું. ૨૬

ભાષ્યાર્થ: સર્વ વૃક્ષોમાં અશ્વત્થ( પીપળા)નું વૃક્ષ અને દેવર્ષિઓમાં નારદ હું છું, દેવો હોવા છતાં જે દેવો કોઈને પણ જે મંત્રોના દ્રષ્ટા થયાથી

ઋષિપણું પામ્યા છે, તેવા દેવર્ષિઓમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ નામનો હું ગંધર્વ છું, સિદ્ધો, અર્થાત્ જન્મથી જ જેમણે અતિશય ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય પ્રાપ્ત કર્યાં છે, એવા પુરુષોમાં કપિલમુનિ હું છું.

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

અશ્વોમાં અમૃત માટે સમુદ્રમંથન કરતાં ઉત્પન્ન થયેલ ઉચ્ચૈઃશ્રવા (નામનો ઘોડો)નું મને જાણ, ગજેંદ્રોમાં ઐરાવત અને નરોમાં નરાધિપ (પણ મને જાણ.) ૨૭

**ભાષ્યાર્થ :** ઘોડાઓમાં ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો શ્રેષ્ઠ છે તે મને જાણ, તે અમૃતોદ્‌ભવ–એટલે અમૃત માટે સમુદ્રમંથન કરતાં ઉત્પન્ન થયેલો છે. ગજેંદ્રો(મુખ્ય હાથીઓ)માં ઇરાવતીનો પુત્ર–ઐરાવત નામનો હાથીનો રાજા મને (મારું સ્વરૂપ છે, એમ) જાણ, (તેમ જ) મનુષ્યોમાં રાજા હું છું, એમ જાણ.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

આયુધો(શસ્ત્રો)માં વજ્ર, ધેનુઓ (ગાયો)માં કામધેનુ, પ્રજન–પ્રજા ઉત્પન્ન કરનાર કામ અને સર્પોમાં વાસુકિ હું છું. ૨૮

**ભાષ્યાર્થ :** શસ્ત્રોમાં દધીચિઋષિનાં અસ્થિ(હાડકાં)નું બનેલું વજ્ર હું છું. દૂધ આપનારી ગાયોમાં, સર્વકામનારૂપ દૂધ આપનારી વસિષ્ઠની ગાય અથવા સર્વ લોકોની કામના પૂર્ણ કરનારી કામધેનુ હું છું, પ્રજા ઉત્પન્ન કરવાવાળો કામદેવ હું છું અને સર્પોમાં જે અનેક પ્રકારના સર્પો છે, તેમાં વાસુકિ નામનો સર્પરાજ હું છું.

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

નાગોમાં અનંત હું છું, જલદેવતાઓમાં વરુણ હું છું, પિતૃઓમાં અર્યમા (અને) સંયમન કરનાર અર્થાત્ શાસન કરનારાઓમાં યમ હું છું. ૨૯

**ભાષ્યાર્થ :** નાગોના જે ભેદ (પ્રકારો) છે, તેમાં અનંત એટલે નાગરાજ શેષ હું છું, જલદેવતાઓમાં વરુણ નામે જલદેવોનો રાજા હું છું, પિતૃઓમાં અર્યમા નામનો પિતૃરાજ હું છું અને સંયમન કરનારા–શાસન કરનારામાં યમ હું છું.

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, ગણતરી કરનારાઓમાં કાળ હું છું; મૃગોમાં મૃગેન્દ્ર (સિંહ) હું છું અને પક્ષીઓમાં વૈનતેય (ગરુડ) હું છું.

**ભાષ્યાર્થ :** દિતિવંશમાં ઉત્પન્ન થયેલા દૈત્યોમાં પ્રહ્લાદ નામનો દૈત્ય હું છું અને ગણતરી કરનારાઓમાં કાળ હું છું; પશુઓમાં પશુઓનો રાજા સિંહ કે વાઘ હું છું અને પક્ષીઓમાં વિનતાનો પુત્ર ગરુડ હું છું.

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ॥ ३१ ॥**

પવિત્ર કરનારાઓમાં પવન હું છું, શસ્ત્રધારીમાં રામ હું છું, જળચરો (મત્સ્યો)માં મગર હું છું અને નદીઓમાં ગંગા હું છું. ૩૧

**ભાષ્યાર્થ :** પવિત્ર કરવાવાળાઓમાં વાયુ અને શસ્ત્રધારીઓમાં દશરથપુત્ર શ્રીરામ હું છું, માછલી વગેરે જળચર પ્રાણીઓમાં મકર (મગર) નામની (માછલીની એક જાત છે તે) હું છું અને નદીઓમાં જાહ્નવી (ગંગા) હું છું.

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥**

હે અર્જુન ! સૃષ્ટિમાત્રનો આદિ, મધ્ય અને અંત હું જ છું, (તેમ) વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વાદ કરનારાઓમાં વાદ (નામની જે તત્ત્વનિર્ણયની યુક્તિ) હું છું ૩૨

**ભાષ્યાર્થ :** હે અર્જુન ! સૃષ્ટિઓના આદિ, મધ્ય અને અંત હું છું: અર્થાત્ સર્વસૃષ્ટિના ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય હું જ છું; શરૂઆતમાં (શ્લો. ૨૦મે) તો ભગવાને પોતાને ફક્ત ચેતનવાળા પ્રાણીઓનો જ આદિ, મધ્ય અને અંત પોતે છે, એમ કહેલું છે, પરંતુ અહીં તો હવે બધાંના (સર્વ સૃષ્ટિના) આદિ, મધ્ય અને અંત પોતે છે, એમ વધારામાં કહે છે; મોક્ષ આપવાવાળી અધ્યાત્મવિદ્યા હોવાથી સર્વ વિદ્યાઓમાં તે મુખ્ય છે, (તેથી) તે વિદ્યા હું છું; વાદ, જલ્પ અને વિતંડા એ ત્રણ પ્રકારની–ભાષણ કરનારા (બોલનારાઓ)ની રીત છે, તેમાં વાદ નામનો પ્રકાર અર્થનો નિર્ણય કરવામાં હેતુ હોવાથી તે પ્રધાન–મુખ્ય છે, માટે તે વાદ હું છુ. ભાષણ કરનાર દ્વારા વાદ, જલ્પ અને વિતંડા એ ત્રણ પ્રકારનાં જે જુદાંજુદાં વચનો બોલવામા આવે છે. તે અર્થ અહીં 'પ્રવદતાં' શબ્દમા સમાવેલો છે, એમ સમજવું. (જલ્પ, વિતંડા, છળ, જાતિ અને નિગ્રહ એ સ્વપક્ષના જય તથા પરપક્ષના પરાજય માટેની યુક્તિઓ છે; પરંતુ તત્ત્વનિર્ણય તો 'વાદ' નામની યુક્તિ–બોલવાની એક રીતથી જ થાય છે.)

**अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥**

અક્ષરોમાં અકાર હું છું અને સમાસસમૂહમાં દ્વંદ્વસમાસ પણ હું છું; તેમ જ અક્ષય કાળ હું છું અને વિશ્વતોમુખ ધાતા (પણ) હું છું. ૩૩

ભાષ્યાર્થ: અક્ષરો(વર્ણો)માં અકાર વર્ણ હું છું; સમાસ-સમૂહ(અનેક પ્રકારના સમાસો)માં દ્વંદ્વ સમાસ હું છું; વળી હું જ અક્ષય-અવિનાશી કાળ છું, જે ક્ષણ-ઘડી વગેરે નામોથી પ્રસિદ્ધ છે; અથવા તો કાળનો પણ કાળ પરમેશ્વર હું જ છું; તથા સર્વ બાજુ મુખવાળા પરમાત્મા (સર્વ જગતના કર્મફળનું વિધાન કરવાવાળા-વિધાતા) હું જ છું.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

અને સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું અને ભવિષ્યમાં થનાર વસ્તુઓમાં ઉદ્ભવ(ઉત્કર્ષ) હું છું; સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા (હું છું.) ૩૪

ભાષ્યાર્થ: મૃત્યુ બે પ્રકારનું છે: ધન હરનારું અને પ્રાણ હરનારું; તેમાં પ્રાણ હરનારું જે છે તે સર્વહર છે; આ સર્વહર મૃત્યુ હું છું (એવો આ પંક્તિના પ્રથમ ચરણનો અર્થ છે) અથવા તો પરમેશ્વર-પરમ ઈશ્વર પ્રલયકાળમાં સર્વનો નાશ કરે છે (સર્વને હરણ કરનાર છે), તેથી તે સર્વહર (કહેવાય) છે; તે સર્વહર હું છું; ઉદ્ભવ એટલે ઉત્કર્ષ; ભવિષ્યમાં જેમનું કલ્યાણ થવાનું છે; અર્થાત્ જે ઉત્કર્ષપ્રાપ્તિને યોગ્ય થયેલા છે તેનો ઉદ્ભવ (ઉત્કર્ષ)-તેમની ઉન્નતિની પ્રાપ્તિનું સાધન (કારણ) હું છું; સ્ત્રીઓમાં કીર્તિ, શ્રી, વાણી; સ્મૃતિ, બુદ્ધિ, ધૃતિ અને ક્ષમા-એ ઉત્તમ સ્ત્રીઓ છે; જેના કેવળ આભાસ (લેશ) માત્ર સંબંધ-(સંકેતસાજ-નહિ જેવા સંબંધ)થી લોકો પોતાને કૃતાર્થ માને છે, તે હું છું.

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

સામ મંત્રોમાં બૃહત્સામ અને છંદોમાં ગાયત્રી હું છું; મહિનાઓમાં માર્ગશીર્ષ (મહિનો) તથા ઋતુઓમાં વસંત હું છું. ૩૫

ભાષ્યાર્થ: સામ(વેદ)માં બૃહત્સામ (નામનું) પ્રધાન (પ્રકરણ) છે, તે હું છું; ગાયત્રી આદિ છંદવાળી ઋચાઓ છે તેમાં ગાયત્રી નામની ઋચા હું છું, એ અર્થ 'ગાયત્રી છંદ હું છું' નો છે; મહિનાઓમાં માર્ગશીર્ષ (માર્ગશિર) નામનો મહિનો તથા ઋતુઓમાં વસંતઋતુ હું છું.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

છળ કરનારામાં દ્યૂત (જુગટું) હું છું, તેજસ્વીઓમાં તેજ હું છું, જય હું છું, વ્યવસાય હું છું, સત્ત્વવાળાઓનું સત્ત્વ હું છું. ૩૬

**ભાષ્યાર્થ :** છળ કરવાવાળાઓમાં પાસા ખેલવા વગેરે લક્ષણવાળું દ્યૂત (જૂગટું) છે તે હું છું, તેજસ્વીઓનું તેજ હું છું, જીતવાવાળાઓનો જય હું છું, વ્યવસાય એટલે ઉદ્યમીઓનો ઉદ્યમ હું છું; તથા સાત્ત્વિકો (સત્ત્વવાળા)નું સત્ત્વ હું છું.

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

વૃષ્ણીઓ(યાદવો)માં વાસુદેવ હું છું, પાંડવોમાં ધનંજય-તું-અર્જુન હું છું, મુનિઓમાં વ્યાસ હું છું અને કવિઓમાં ઉશના (શુક્ર) કવિ હું છું. ૩૭

**ભાષ્યાર્થ :** વૃષ્ણીવંશીઓ(યાદવો)માં હું વાસુદેવ છું, આ વાસુદેવ જ હું તારો મિત્ર છું. પાંડવોમાં ધનંજય તું જ (પોતે) હું છું. મનન કરવાના સ્વભાવવાળા તથા સર્વ પદાર્થોને જાણવાવાળાઓમાં વ્યાસ પણ હું છું; (અને) ક્રાંતદર્શી-અર્થાત્ સૂક્ષ્મ વિષયોને જાણવાવાળાઓમાં હું શુક્રાચાર્ય છું.

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

શિક્ષા કરનારાઓમાં દંડ (શિક્ષા) હું છું, જીતવાની ઇચ્છા કરનારાઓમાં નીતિ હું છું, ગુહ્યોનું મૌન હું છું અને જ્ઞાનીઓનું જ્ઞાન હું જ છું. ૩૮

**ભાષ્યાર્થ :** અવળે માર્ગે જનારાઓના દમનનું કારણ-દમન કરનારી શક્તિ (તેમ જ) દમન કરનારાઓનો દંડ (શિક્ષા) તે હું છું, વિજયની ઇચ્છા કરવાવાળાઓની નીતિ (ન્યાય) હું છું, ગુપ્ત રાખવા યોગ્ય ભાવો(વસ્તુઓ)માં મૌન હું છું અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું.

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

હે અર્જુન! સર્વ ભૂતોનું જે કાંઈ બીજ છે તે હું છું; એવું કોઈ ચર કે અચર ભૂત નથી, કે જે મારા વિના હોઈ શકે. ૩૯

**ભાષ્યાર્થ :** હે અર્જુન! સર્વ ભૂતોનું જે બીજ એટલે ઉત્પન્ન થઈ વર્ધવાનું જે કારણ છે તે હું છું. પ્રકરણનો ઉપસંહાર કરવાને શ્લોકના ઉત્તરાર્ધમાં વિભૂતિઓનો સંક્ષેપ (ટૂંકમાં સાર) કહે છે : ચર કે અચર એવું કોઈ પણ ભૂત (પ્રાણી-પદાર્થ) નથી; કે જે મારા વિના હોય (હોઈ શકે), કારણકે જે મારા વિનાનું હોય-અર્થાત્ હું જેમાં પ્રવિષ્ટ નથી થયેલો તે-સત્તારહિત-નિરાત્મક-શૂન્ય જ હોય; માટે સર્વ હું રૂપ છે એટલે કે સર્વ મારું જ સ્વરૂપ છે, એવો ભાવાર્થ છે.

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી, માટે આ વિભૂતિઓનો આખો વિસ્તાર સંક્ષેપથી–એક અંશથી કહ્યો છે. ૪૦

ભાષ્યાર્થ: હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; સર્વાત્મા ઈશ્વરની દિવ્ય વિભૂતિઓની આટલી જ હદ છે, દિવ્ય વિભૂતિઓ આટલી જ છે, એમ કહી શકાય નહિ; તેમ જ તે (સર્વ) વિભૂતિઓ જાણવાનું પણ શક્ય નથી; આ તો વિભૂતિઓનો વિસ્તાર, અંશમાત્ર–સંક્ષેપથી મેં કહ્યો છે.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

જે જે પ્રાણી–પદાર્થ વિભૂતિમાન (ઐશ્વર્યવાળો) શ્રીમાન–લક્ષ્મીવાળો અથવા ઉચ્ચ ઉત્સાહ કે બળવાળો છે, તે તે મારા જ તેજના અંશથી ઉત્પન્ન થયેલ તું જાણ. ૪૧

ભાષ્યાર્થ: જગતમાં જે જે વસ્તુ વિભૂતિ–ઐશ્વર્યવાળી છે તથા શ્રીમાન (લક્ષ્મીવાળી) તથા ઉર્જિત (શક્તિમાન) ઉત્સાહવાળી છે–તેને તેને હું–ઈશ્વરના તેજોમય અંશથી ઉત્પન્ન થયેલી તું જાણ

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અથવા હે અર્જુન! આવું બહુ જાણવાથી તારે શું પ્રયોજન (શો લાભ) છે? આ આખા જગતને હું એક જ અંશથી ધારણ કરી રહેલો છું. ૪૨

ભાષ્યાર્થ: અથવા હે અર્જુન! આ ઉપર કહ્યા પ્રમાણેના મોટા વિભૂતિ–વિસ્તારને અધૂરો જાણવાથી તને શો લાભ છે? તેથી તારું કયું પ્રયોજન સિદ્ધ થશે? કાંઈ પણ બાકી રાખ્યા વિના સંપૂર્ણપણે હવે કહેવામાં આવે છે તે (જ) તું સાંભળ: હું આ આખા જગતને એક અંશ વડે એટલે સર્વ ભૂતોનો આત્મા, જે મારો સર્વવ્યાપી એક અવયવ–નિર્વિકાર, નિષ્ક્રિય છે, તે વડે અર્થાત્ સર્વ ભૂતરૂપ એક પાદ વડે આ આખા જગતને વિશેષણે ખાસ પ્રકારે દઢતાપૂર્વક ધારણ કરીને રહેલો છું. पादोऽस्य विश्वाभूतानि (પુરુષસૂક્ત–તૈ. આર. ૩. ૧૨) આનો (પરમેશ્વરનો) એક પાદ–અંશ સર્વ ભૂતો છે, એવી શ્રુતિ છે.

ઇતિ શ્રીમદ્પરમહંસપરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો વિભૂતિયોગ નામનો દશમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय ११ मो-विश्वरूपदर्शनयोग

(પાછળ દશમા અધ્યાયમાં) ભગવાનની વિભૂતિઓનું વર્ણન કર્યું છે અને ત્યાં 'विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्' (१०-४२ હું એક અંશ વડે સમગ્ર જગતને વ્યાપી રહેલો છું.) એ ભગવાનનું કથન સાંભળી ઇશ્વરનું જે આદિ જગદાત્મક સ્વરૂપ છે, તેનો સાક્ષાત્કાર કરવાને—તેને પ્રત્યક્ષ જોવાને ઇચ્છતા–

अर्जुन उवाच । અર્જુને કહ્યું:

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

મારા પર અનુગ્રહ (કૃપા કરવા) માટે આપે અધ્યાત્મ નામનુ જે પરમ, ગુહ્ય વચન કહ્યું તેથી મારો આ મોહ વિશેષપણે નાશ પામ્યો. ૧

**ભાષ્યાર્થ :** મારા પર અનુગ્રહ–કૃપા કરવા માટે આપે જે પરમ–નિરતિશય (અત્યંત) શ્રેષ્ઠ અને ગુહ્ય–આત્મા–અનાત્માના વિષયવાળું (વિવેચન કરતું) વચન–વાક્ય આપે જે કહ્યું, તે આપનાં વચનોથી મારો આ મોહ નાશ પામ્યો છે એટલે કે મારી અવિવેકબુદ્ધિ જતી રહી છે.

વળી,

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

હે કમળપત્રાક્ષ—કમલની પાંખડી જેવી સુંદર આંખવાળા ! મેં ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય એ બંને તમારી પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યાં તેમ જ અવ્યય માહાત્મ્ય પણ સાંભળ્યું. ૨

**ભાષ્યાર્થ :** ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય બન્ને મેં આપની પાસેથી સંક્ષેપથી નહીં પણ વિસ્તારપૂર્વક સાંભળ્યા છે અને હે કમળની પાંખડી જેવા સુંદર નેત્રોવાળા કૃષ્ણ ! આપનું અવિનાશી–અક્ષય માહાત્મ્ય પણ હું સાંભળી ચૂક્યો છું. પ્રથમ પંક્તિમાં 'श्रुतौ' શબ્દ ક્રિયાપદ છે, તે બીજી પંક્તિમાં અધ્યાહાર લેવામાં આવ્યું છે.

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

હે પરમેશ્વર ! જેવી રીતે આપ આત્માને (અર્થાત્ આપને) કહો છો તેવા જ બરોબર આપ છો. હે પુરુષોત્તમ ! તે ઐશ્વર્યરૂપ (પરમેશ્વરરૂપ) જોવા હું ઇચ્છું છું. ૩

ભાષ્યાર્થ : હે પરમેશ્વર ! જે પ્રકારે આપ આપનું સ્વરૂપ કહો છો, તેવું જ તે છે, બીજા કોઈ પણ પ્રકારનું નથી; છતાં હે પુરુષોત્તમ! તે આપનું જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય અને તેજથી સંપન્ન આપના ઐશ્વર્ય—વૈષ્ણવરૂપને હું જોવા ચાહું છું.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

હે પ્રભો ! તે મારાથી જોઈ શકાય એવું છે, એમ જો આપ માનતા હો, તો હે યોગેશ્વર! આપ મને અવ્યય આત્માનું દર્શન કરાવો. ૪

ભાષ્યાર્થ : હે પ્રભો –હે સ્વામિન્ ! (મારાથી–અર્જુનથી) આપ આપના તે સ્વરૂપને જોવું શક્ય માનતા હો, તો હે યોગીઓના ઈશ્વર–યોગેશ્વર ! હું આપના એ રૂપનાં દર્શન કરવાની અતિશય ઇચ્છા રાખું છું, માટે આપ મારે માટે આપનું તે અક્ષય–અવિનાશી રૂપ પ્રકટ કરો.

અર્જુનથી એ પ્રમાણે પ્રેરણા કરેલા—

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

હે પાર્થ ! મારાં જુદીજુદી જાતનાં, દિવ્ય, અનેક પ્રકારના વર્ણ તથા આકૃતિવાળાં, સેંકડો અને હજારો રૂપો તું જો. ૫

ભાષ્યાર્થ : હે પાર્થ! તું મારાં સેંકડો તથા હજારો રૂપો જો; એનો અર્થ આ છે, કે તે રૂપો અનેક પ્રકારનાં (અનંત) છે; તે દિવ્ય–દેવલોકમાં ઉત્પન્ન થનારાં–અલૌકિક છે; (આ લોકનાં પ્રાકૃત રૂપ છે તેવાં નથી) તે અનેક પ્રકારના વર્ણ–રંગ અને આકૃતિ (આકારવાળા) છે એટલે નીલ, પીત (લીલાં, પીળાં જાંબુડાં) વગેરે અનેક પ્રકારના રંગવાળાં તથા અનેક પ્રકારની આકૃતિ–અવયવ-રચનાવાળાં તે છે, તે તે જો.

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

આદિત્યો, વસુઓ, રુદ્રો, બે અશ્વિનીકુમારો અને મરુતોને તથા પહેલાં ન જોયેલાં ઘણાં આશ્ચર્યોને. હે ભારત! તું જો. ૬

ભાષ્યાર્થ : હે ભારત! બાર આદિત્યોને, આઠ વસુઓને, અગિયાર રુદ્રોને. બે અશ્વિનીકુમારોને અને ઓગણપચાસ મરુતોને તું જો; તથા બીજું પણ તેં અથવા બીજા કોઈએ મનુષ્યલોકમાં કદી ન જોયેલાં હોય, એવાં આશ્ચર્યોને–અદ્‌ભુત દૃશ્યોને જો.

કેવળ આટલું જ નહિ પણ–

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७॥

અહીં (મારા શરીરમાં) એકસ્થ (એકત્રિત) થયેલું સચરાચર સમગ્ર જગત હમણાં તું જો; અને બીજું જે જે જોવા તું ઇચ્છે છે, તે પણ હે ગુડાકેશ ! મારા દેહમાં જો. ૭

**ભાષ્યાર્થ :** હે ગુડાકેશ ! અહીં–મારા આ શરીરમાં, આ એક જ સ્થાનમાં સ્થિતિ કરી રહેલાં ચર–અચર આખા જગતને હમણા જ તું જો; અને વળી જે કાંઈ જય–પરાજય આદિ દશ્ય, જેને વિષે તે પહેલાં (અ. ૨ શ્લો. ૬મા) 'અમો એમને જીતીશું કે એઓ અમને જીતશે' એમ કહી શંકા કરી હતી, તે પણ જોવા તું ઇચ્છતો હોય તો જો.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

પરંતુ તું આ જ પોતાના—માનવ ચક્ષુવડે મને જોઈ શકશે નહિ; માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું; તે વડે તું મારો ઐશ્વર્યરૂપ (ઐશ્વર્યવાળા રૂપનો) યોગ તું જો. ૮

**ભાષ્યાર્થ :** પરંતુ વિશ્વરૂપધારી મને પરમેશ્વરને તું તારા આ પ્રાકૃત (બાહ્ય) ચક્ષુવડે જોઈ નહિ શકે, જે દિવ્ય નેત્રો વડે તું મને દેખી શકશે, તે દિવ્ય નેત્ર હું તને આપુ છું, તે વડે તું મારો ઐશ્વર્ય—ઈશ્વરનો યોગ એટલે યોગસામર્થ્યની પરાકાષ્ઠા તું જો.

संजय उवाच । સંજય બોલ્યા

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

હે રાજન્! એમ કહી મહાયોગેશ્વર શ્રીહરિએ અર્જુનને પરમ ઐશ્વર્યરૂપ–વિશ્વરૂપ બતાવ્યું. ૯

**ભાષ્યાર્થ :** હે રાજા ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે કહીને, પછી મહાયોગેશ્વર–અથવા મહાયોગના ઈશ્વર મહાન અને યોગેશ્વર શ્રીહરિએ–શ્રીનારાયણે, પૃથાપુત્ર અર્જુનને પોતાનુ પરમ ઐશ્વર્યરૂપ–ઈશ્વરીય પરમરૂપ, વિશ્વરૂપ–વિરાટ સ્વરૂપ બતાવ્યું.

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

અનેક મુખ અને નેત્રોવાળું, અનેક પ્રકારનાં અદ્‌ભુત દર્શનવાળું, અનેક દિવ્ય અલંકાર(ઘરેણા)વાળું, અનેક દિવ્ય આયુધવાળું–૧૦

**ભાષ્યાર્થ :** જે અનેક મુખ અને નેત્રોવાળું છે એટલે જે રૂપમા અનેક મુખ અને નેત્ર છે, અનેક અદ્‌ભુત દર્શનવાળું—અર્થાત્ જે રૂપમાં જોતાં

વિસ્મય કરી નાખે એવા અનેક દર્શનો છે તે અનેક દિવ્ય આભૂષણોવાળુ એટલે જે રૂપમા અનેક ઘરેણા (પહેરેના જોવામાં આવે) છે, અનેક દિવ્ય શસ્ત્રો (આયુધો–હથિયાર) વાળુ એટલે જે રૂપમા અનેક દિવ્ય શસ્ત્રો તરવાર આદિ ઉગામેના છે એવુ રૂપ ભગવાને અર્જુનને દેખાડ્યુ દર્શયામાસ–દેખાડ્યુ એમ જે ગયા નવમા શ્લોકમા છે, તેનો અહી સબધ છે એટને અધ્યાહાર છે

વળી

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

દિવ્ય માળા તથા દિવ્ય વસ્ત્ર ધારણ કરેલુ, દિવ્ય ગધનુ લેપન કરેલુ, સર્વ આશ્ચર્યથી ભરપૂર, પ્રકાશરૂપ, અનત અને સર્વ તરફ મુખવાળુ (એ સ્વરૂપ હતુ) ૧૧

ભાવાર્થ : જે ઈશ્વરે દિવ્ય પુષ્પમાળા તથા દિવ્ય વસ્ત્રો ધારણ કર્યા છે, જેમણે દિવ્ય ગધ (ચદન) વગેરે અગરગધ અનુલેપન કરેલું છે, જે સર્વ આશ્ચર્યોથી ભરપૂર છે, જે પ્રકાશરૂપ—તેજોમય છે જેનો અત નથી એવા અનત છે, જે સર્વ ભૂતોના આત્મા હોવાથી સર્વે દિશાઓમા મુખવાળા છે તેવા દિવ્યરૂપનુ દર્શન ભગવાને અર્જુનને કરાવ્યુ અથવા એ દિવ્ય સ્વરૂપને અર્જુન જોવા લાગ્યો એ પ્રમાણે અહીં અધ્યાહાર છે

હવે વિશ્વરૂપ ભગવાનની—ભગવાનના વિરાટ સ્વરૂપની જે પ્રભા (પ્રકાશ) છે તેની ઉપમા કહે છે

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्यात् भासस्तस्य महात्मनः ॥ १२ ॥

જો આકાશમા એક જ વખતે હજાર સૂર્યની ઉદય પામેલી પ્રભા પ્રકટે, તો તે પ્રભા તે મહાત્મા—વિશ્વરૂપની પ્રભા જેવી થાય ૧૨

દ્યુલોકમા એટલે અતરિક્ષ–આકાશમા અથવા ત્રીજા સ્વર્ગમા એકીસાથે ઊગેલા (પ્રકટ થયેલા) હજાર સૂર્યની જે પ્રભા (તે સૂર્યોનુ જે તેજ) હોય તેટલુ તેજ–તેનો પ્રકાશ એ મહાત્માના વિશ્વરૂપના પ્રકાશ જેવો (જેટલો) થાય અથવા કદાચ એ હજાર સૂર્યોનો પ્રકાશ એટલો ન પણ થાય અર્થાત્ એ હજાર સૂર્યોના પ્રકાશ કરતા પણ વિશ્વરૂપનો પ્રકાશ અધિક છે

વળી

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥

તે સમયે પાડવ–અર્જુને ત્યા દેવોના દેવ–શ્રીહરિના શરીરમા અનેક પ્રકારના વિભાગવાળુ સમગ્ર જગત એક જ સ્થાનમા રહેલુ જોયુ ૧૩

**ભાષ્યાર્થ :** તે વખતે પાંડુપુત્ર અર્જુને તે સ્વરૂપમાં એક જ જગ્યામાં સ્થિત થયેલું (રહેલું), દેવ, પિતૃ, મનુષ્ય વગેરે ભેદો વડે અનેક પ્રકારે વિભક્ત થયેલું આખું જગત, દેવોના દેવ શ્રીહરિના શરીરમાં જોયું.

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

તે પછી વિસ્મય પામી, હર્ષથી રોમાંચિત થયેલો ધનંજય–અર્જુન, (એ) દેવને મસ્તક વડે પ્રણામ કરી બદ્ધાંજલિ (હાથ જોડેલો) થઈ બોલ્યો. ૧૪

**ભાષ્યાર્થ :** ત્યારપછી તે જોઈ તે ધનંજય (અર્જુન) આશ્ચર્યયુક્ત થઈ અને હર્ષ પામી રોમાંચિત બન્યો; હર્ષથી એનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં, પછી તે વિશ્વરૂપધારી–પરમાત્મદેવને નમ્રતાપૂર્વક સાદર નમસ્કાર કરી, ફરી નમસ્કાર માટે બે હાથ જોડી બોલ્યો :

'જે વિશ્વરૂપ આપે મને દેખાડ્યું છે, તે હું કઈ રીતે–કયે પ્રકારે અથવા કયા ભાવથી જોઈ રહ્યો છું' પોતાનો તે અનુભવ પ્રકટ કરતા તે–

अर्जुन उवाच । અર્જુને કહ્યું

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

હે દેવ ! આપના દેહમાં સર્વ દેવોને તથા ભૂતવિશેષસંઘ–સ્થાવર-જંગમરૂપ ભૂતોના સમૂહને, કમલાસન પર બેઠેલા ઈશ–સર્વના નિયંતા બ્રહ્માને તથા સર્વે ઋષિઓને તેમ જ દિવ્ય સર્પોને હું જોઉં છું ૧૫

**ભાષ્યાર્થ :** હે દેવ ! હું આપના શરીરમાં સર્વે દેવોને તથા સ્થાવર-જંગમરૂપ અનેક પ્રકારની જુદીજુદી આકૃતિવાળા સર્વ ભૂતોના સમુદાયને તથા સર્વેના નિયંતા (પ્રજાના શાસનકર્તા) તથા પૃથ્વીરૂપ કમળની મેરુરૂપ કર્ણિકામાં બેઠેલા ચતુર્મુખ–બ્રહ્માને, વસિષ્ઠ વગેરે સર્વે ઋષિઓને અને વાસુકિ વગેરે સર્વે દિવ્ય સર્પોને હું જોઉં છું.

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वा सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ १६ ॥

હું આપને અનેક બાહુ, અનેક પેટ અનેક મુખ અને અનેક નેત્રવાળા જોઉં છું, હે વિશ્વેશ્વર ! વિશ્વરૂપ ! આપનો અંત, મધ્ય કે આદિ હું જોઈ શકતો નથી. ૧૬

**ભાષ્યાર્થ :** હું આપને અનેક ભુજા (હાથ), ઉદર (પેટ), મુખ અને નેત્રોવાળા એટલે આપના જે સ્વરૂપમાં અનેક ભુજા, પેટ, મુખ અને નેત્ર છે એવા રૂપવાળાં તથા ચારે દિશામાં અનંત રૂપવાળા–અર્થાત્ જેના સર્વત્ર અનંત રૂપો છે એવા જોઉં છું હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! હું આપનો છેડો,

મધ્ય ( અંત–આરંભની વચ્ચેની અવસ્થા ) કે આદિ (આરંભ) દેખતો નથી, અર્થાત્ હું આપ પરમાત્માનાં અંત, મધ્ય કે આદિ કશાને પણ જોતો ( જોઈ શકતો ) નથી.

વળી,

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

આપને કિરીટ(મુગટ)વાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજોના ઢગલા-રૂપ, સર્વ બાજુએ પ્રકાશમાન, સર્વ પ્રકારે સંપૂર્ણપણે ન જોઈ શકાય ( અવલોકન કરવાને કઠણ ) એવા, સળગતા–પ્રકાશમાન અગ્નિ અને સૂર્યના જેવા પ્રકાશ (તેજ)વાળા અને અમાપ જોઉં છું. ૧૭

ભાષ્યાર્થ : કિરીટ એ માથા પર પહેરવાનું એક વિશિષ્ટ આભૂષણ છે; એ જેના માથા ઉપર હોય તેને કિરીટ એટલે મુગટવાળા કહે છે; તે કિરીટીને તથા એમની પાસે ગદા છે માટે એ ગદી કહેવાય છે; તે ગદીને તથા એમને ચક્ર છે માટે ચક્રી કહેવાય છે; તે ચક્રીને તથા તેજોરાશિ તેજના ઢગલારૂપ, સર્વ તરફ સર્વ દિશાઓમાં જેમની દીપ્તિ પ્રકાશે છે તે સર્વતઃ પ્રકાશમાન એવા આપને હું જોઉં છું; તથા આપ મહામુશ્કેલીએ દેખાઈ શકો એવા દુર્નિરીક્ષ્ય તથા સર્વ બાજુ પર પ્રજ્વલિત થયેલા અગ્નિ તથા સૂર્યના જેવા પ્રકાશમાન તથા જેનું માપ નથી એટલે કે જેનો પરિચ્છેદ–મર્યાદા જાણવી અશક્ય છે, એવા 'અપ્રમેય' આપને હું જોઉં છું.

આમ છે, તેથી આપની (આવી) યોગશક્તિ જોઈ હું અનુમાન કરું છું

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

આપ જાણવા યોગ્ય અક્ષર બ્રહ્મ છો; આપ આ વિશ્વનો પરમ આશ્રય છો; આપ (અવ્યય નાશરહિત) છો; શાશ્વત (સનાતન) ધર્મના રક્ષક છો અને આપ સનાતન પુરુષ છો, એવો મારો મત છે. ૧૮

ભાષ્યાર્થ : મુમુક્ષુઓએ જાણવા યોગ્ય પરમ અક્ષર એટલે જેનો કદી નાશ નથી એવા પરબ્રહ્મ પરમાત્મા આપ છો; આપ જ આ આખા જગતના પરમનિધાન, ઉત્તમ સ્થાન છો–(જેમાં કોઈ વસ્તુ રાખવામાં આવે તેને 'નિધાન' કહે છે–આપનામાં જ આ સંસાર રહ્યો છે–રાખવામાં આવ્યો છે, ) તેથી આપ આ સંસારના પરમ આશ્રય છો, એવો અર્થ છે; વળી આપ અવિનાશી છો. અર્થાત્ આપનો વ્યય અથવા નાશ કદી થતો નથી, માટે આપ નાશરહિત છો અને જે સદા (નિત્ય)નો ધર્મ છે તેના રક્ષણ કરનારા આપ છો. તથા આપ જ સનાતન પરમપુરુષ છો, એવો મારો મત ( અભિપ્રાય ) છે.

વળી,

अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥

આદિ, મધ્ય કે અંત વિનાના, અનંત વીર્યવાળા, અનંત બાહુવાળા, ચંદ્ર-સૂર્ય જેનાં નેત્ર છે એવા, પ્રજ્વલિત અગ્નિરૂપ મુખવાળા અને પોતાના તેજ વડે આ વિશ્વને તપાવનારા આપને હું જોઉં છું. ૧૯

ભાષ્યાર્થ : આદિ, મધ્ય તથા અંતથી રહિત એટલે કે જેનો આદિ નથી, મધ્ય નથી, અને અંત નથી એવા( રૂપવાળા ) તથા જેનાં પરાક્રમનો પાર નથી એવા આપ અનંતવીર્ય(સામર્થ્ય)વાળાને, જેને અનંત ભુજા છે એવા આપ અનંતબાહુવાળાને તથા ચંદ્ર અને સૂર્ય જેના નેત્રો છે એવા આપ ચંદ્ર-સૂર્યનેત્રવાળાને, પ્રકાશમય અગ્નિ જેવું મુખ છે એવા આપ-દીપ્તહુતાશવક્ત્રવાળાને અને પોતાના તેજ વડે આ સમસ્ત વિશ્વને તપાવતા એવા આપને હું જોઉં છું.

द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमिदं तवोग्रं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

સ્વર્ગ, આકાશ અને પૃથ્વીની વચ્ચેનું આ અંતર અથવા આકાશ અને પૃથ્વીની વચ્ચેનું આ અંતરિક્ષ; તેમ જ આ સર્વ દિશાઓ પણ આપ એકલાથી જ વ્યાપ્ત છે; આપનું આ અદ્ભુત ઉગ્રરૂપ જોઈને, હે મહાત્મન્! ત્રણે લોક વ્યથા ( દુઃખ ) પામેલા છે. ૨૦

ભાષ્યાર્થ : સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનું બધું આકાશ એટલે અંતરિક્ષ તેમ જ સર્વ દિશાઓ આપ વિશ્વરૂપ ધરનાર એકલા પરમેશ્વરથી જ વ્યાપ્ત (ભરેલું) છે; હે મહાત્મન્ ! અર્થાત્ ક્ષુદ્ર સ્વભાવ વિનાના હે શ્રીકૃષ્ણ ! આપનાં આ અદ્ભુત ( આશ્ચર્યજનક ), ભયંકર-ક્રૂર રૂપને જોઈ ત્રણે લોકો વ્યથિત થયા (ભય પામ્યા) છે ડગમગી ગયા છે.

હવે અહીં, 'અમે એમને જીતીશું કે એઓ અમને જીતશે' એવો અર્જુનના મનમાં જે પહેલા સંશય હતો, તેનો નિર્ણય ( અર્જુનના મનમાં ) થાય, તે માટે 'પાંડવોનો જ વિજય થવાનો છે' એમ હું નિશ્ચિતપણે બરાબર બતાવું, એવો ઉદ્દેશ મનમાં લાવી ભગવાન ( પોતાનું તે નિશ્ચિત નિર્ણયરૂપ દર્શન દેખાડવામાં ) પ્રવૃત્ત થયા; એ ( રૂપ ) જોઈ અર્જુન બોલ્યો :

अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥

આ દેવોના સંઘો આપમાં જ પેસે છે, કેટલાક ભય પામી હાથ જોડી પ્રાર્થના કરે છે અને મહર્ષિ તથા સિદ્ધના સંઘો ( સમુદાયો )

'સ્વસ્તિ '–( કલ્યાણ થાઓ ) કહી પુષ્કળ સ્તુતિ વડે આપને સ્તવે છે. ૨૧

ભાષ્યાર્થ : આ દેવોના સંઘો (સમુદાય) જે યુદ્ધ કરવાવાળા યોદ્ધા છે અને જે અહીં પૃથ્વીનો ભાર ઉતારવા માટે વસુ આદિ દેવગણ ( દેવસંઘ ) મનુષ્યશરીર( ધારણ કરી તે રૂપ )માં અવતર્યાં છે, તે આપ(ના)માં પ્રવેશ કરી રહ્યા છે, એમ દેખાય છે; તેમાંના કેટલાક તો દોડી –નાસી જવાને પણ અશક્ત છે, તેથી તેઓ ભયભીત બની હાથ જોડી આપની સ્તુતિ કરી રહ્યા છે; તથા મહર્ષિ અને સિદ્ધોના સંઘો ( સમુદાયો ), યુદ્ધ શરૂ થતાં જ ઉત્પાત વગેરે અશુભ ચિહ્નોને જોઈ, 'જગતનું કલ્યાણ થાવ,' એમ કહી અનેક સંપૂર્ણ (આખાં ને આખાં) સ્તોત્રો વડે આપની સ્તુતિ કરી રહ્યા છે.

અને વળી,

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।
गन्धर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

જે રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યદેવો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો તથા મરુતો તથા ઉષ્મપા(પિતૃઓ); વળી ગંધર્વ, યક્ષ અને સિદ્ધો (છે), એ સર્વના બધા સંઘો વિસ્મિત થયેલા–વિસ્મય પામીને તમને જોઈ રહ્યા છે. ૨૨

ભાષ્યાર્થ : જેઓ (૧૧) રુદ્રો, (૧૨) આદિત્યો, (૮) વસુઓ, (૧૨) સાધ્યદેવતાઓ, (૧૦) વિશ્વેદેવો, (૨) અશ્વિનીકુમારો (૪૯) મરુતગણ છે, ઉષ્મપા નામના પિતૃઓ છે તથા જે ગંધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધો–એમના સમુદાય છે, તેઓ સર્વે અને હાહા–હૂહૂ આદિ ગંધર્વો, કુબેર વગેરે યક્ષો, વિરોચન વગેરે અસુરો અને કપિલ વગેરે સિદ્ધો; એ સર્વના સમુદાયો છે, તે સર્વે આશ્ચર્ય પામીને આપને જોઈ રહ્યા છે.

આ કારણથી–( આપનું આવું પ્રચંડ રૂપ છે તે કારણ )—

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥

હે મહાબાહો ! બહુ મુખ અને નેત્રવાળાં; ઘણા હાથ, જાંઘ અને પગવાળાં, ઘણાં પેટવાળાં, ઘણી દાઢોથી ભયંકર દેખાતાં આપના મહાન રૂપને જોઈ લોકો તથા હું (બહુ) વ્યથા પામ્યા છીએ. ૨૩

ભાષ્યાર્થ : હે મહાબાહો! આપનું આ રૂપ અતિ પ્રમાણવાળું–અતિશય લાંબુંપહોળું ( છે ), જેમાં અનેક મુખો અને નેત્રો છે, જેમાં અનેક બાહુઓ, જાંઘો અને પગો છે તથા જેમાં અનેક પેટ છે તથા જે અનેક દાઢો વડે અતિશય વિકરાળ છે; અર્થાત્ બહુ દાઢોને લીધે જેની આકૃતિ અતિ ભયંકર

થઈ ગઈ છે એવુ આપનુ (વિકરાળ) રૂપ જોઈ આ લોકો (પ્રાણીઓ) તથા હુ પણ ભયથી થરથરી ગયા છીએ

તેમા કારણ આ છે, કે–

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥

આકાશને અડકેલા, પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, પહોળા મુખવાળા, પ્રજ્વલિત (તેજસ્વી) વિશાળ નેત્રવાળા, આપને જોઈ, મારો અતરાત્મા અતિશય ગભરાઈ ગયો છે, હે વિષ્ણુ ! હુ ધીરજ કે શાતિ પામતો નથી ૨૪

**ભાષ્યાર્થ :** આપને આકાશ(દ્યુલોક)નો સ્પર્શ કરેના અર્થાત્ આપને સ્વર્ગ સુધી વ્યાપેના, પ્રદીપ્ત (પ્રજ્વલિત)–ભડભડાટ બળતા–અનેક વર્ણો–અનેક ભયકર આકૃતિઓવાળા, તથા ઉઘાડેલા (પહોળા કરેના–ફાડેલા) મુખોવાળા અને પ્રજ્વલિત (જ્વલત અગાર જેવા) વિશાળ–મોટામોટા નેત્રોવાળા જોઈને હે વિષ્ણુ ! જેનુ મન ભયથી વ્યાકુળ થઈ રહ્યુ (ખળભળી ઊઠ્યુ) છે, એવો હુ ધૈર્ય અને શમ–અર્થાત્ મનની શાતિ પામતો નથી

શાથી (ધૃતિ અને શાતિ નથી પામતો) ?

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

દાઢો વડે વિકરાળ અને પ્રલયકાળના અગ્નિ સમાન આપના મુખને જોઈને જ મને દિશા સૂઝતી નથી—દિશાઓને હુ જાણી શકતો નથી અને સુખ પામતો નથી, હે જગન્નિવાસ ! હે દેવેશ ! પ્રસન્ન થાઓ ૨૫

**ભાષ્યાર્થ :** દાઢોને લીધે અતિ ભયકર, વિકરાળ આકૃતિવાળો અને પ્રલયકાળમા લોકોને ભસ્મીભૂત કરવાવાળો જે કાળાગ્નિ છે, તેના જેવા આપના મુખો જોઈ હુ દિશાઓને નથી જાણતો—આ પૂર્વ દિશા છે કે આ પશ્ચિમ દિશા છે, એમ વિવેકપૂર્વક નથી જાણતો હુ દિઙ્મૂઢ થઈ ગયો છુ, તેથી (જો કે આપના સ્વરૂપનુ દર્શન કરુ છુ છતા) મને સુખ નથી મળતુ માટે હે દેવેશ ! હે જગન્નિવાસ ! આપ પ્રસન્ન થાઓ

મને પહેલા જે યોદ્ધાઓથી પરાજયની શકા હતી, તે પણ હવે જતી રહી છે, કારણકે—

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

ધૃતરાષ્ટ્રના આ સર્વ પુત્રો, પૃથ્વીપાલકો(રાજાઓ)ના સમૂહો

સહિત તેમ જ ભીષ્મ, દ્રોણ તથા સૂતપુત્ર કર્ણ (એ બધા), આપણા મુખ્ય યોદ્ધાઓ સહિત (આપના મુખમાં દોડતા પેસે છે.) ૨૬

ભાષ્યાર્થ : વળી દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો, સર્વ રાજાઓના દળ—સમુદાય સહિત—બધા ભેગા થઈ સામટા ઉતાવળે દોડતા આપના મુખમાં પેસે છે, એવો આ પછીના શ્લોક સાથે અન્વય (સંબંધ) છે. અવનિ એટલે પૃથ્વી; તેનું પાલન કરે તે અવનિપાલ (રાજા); તેઓનો સંઘ એટલે સમૂહ તે અવનિપાલસંઘ (રાજાઓના દળ–સમુદાય); આ ઉપરાંત ભીષ્મ, દ્રોણ અને આ સૂતપુત્ર કર્ણ (બધા) જ અમારા ધૃષ્ટદ્યુમ્ન વગેરે મુખ્ય યોદ્ધાઓ સાથે એકદમ આપના મુખમાં ત્વરાથી પ્રવેશ કરે છે.

વળી,

वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥ २७ ॥

દાઢો થકી વિકરાળ અને ભયાનક એવાં આપના મુખોમાં ત્વરા-(ઝડપી વેગ)થી તેઓ પેસે છે; કેટલાક ચૂરો (ભુરદો) થઈ ગયેલાં માથાં સાથે, દાંતોની વચ્ચેના ભાગમાં જ ભરાઈ રહેલા દેખાય છે. ૨૭

ભાષ્યાર્થ : ત્વરાથી (ખૂબ ઉતાવળા બની તે) આપનાં મુખોમાં પ્રવેશ કરી રહ્યા છે; આ મુખો કયા પ્રકારનાં છે? તે દાઢોવાળાં વિકરાળ મુખો છે; વળી એ મુખોમાં પેઠેલા પુરુષોમાંથી કેટલાક દાંતોની વચ્ચેના ભાગમાં ચૂરો થઈ ગયેલાં માથાં સહિત ખાધેલા માંસની પેઠે ચોટી રહેલા છે–જોવામાં આવે છે.

એ કઈ રીતે (કયે પ્રકારે) મુખોમાં પ્રવેશે છે? એ પ્રશ્નનો ઉત્તર કહે છે:

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥ २८ ॥

જેમ નદીઓના ઘણા જળપ્રવાહો સમુદ્ર તરફ જ દોડે છે, તેમ આ નરલોકના વીરો આપનાં અતિ જ્વલંત–સર્વ તરફથી અતિ પ્રકાશમાન મુખોમાં પેસે છે. ૨૮

ભાષ્યાર્થ : જેમ વહેતી નદીઓના અનેક જળપ્રવાહો, ખૂબ વેગથી સમુદ્ર સન્મુખ બની, (સમુદ્ર તરફ જ) દોડે છે, સમુદ્રમાં જ પ્રવેશ કરે છે, તેમ જ આ મનુષ્યલોકના શૂરવીરો–ભીષ્મ વગેરે, આપનાં પ્રજ્વલિત (પ્રકાશમાન) મુખોમાં પ્રવેશ કરે છે.

તેઓ શા માટે અને કેવી રીતે (મુખોમાં) પ્રવેશ કરે છે? એવા પ્રશ્નનો ઉત્તર કહે છે:

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

જેમ અતિવેગવાળા (બની) પતંગિયાં, પ્રદીપ્ત અગ્નિ(બળતાં)માં પોતાના નાશ માટે પેસે છે, તેમ જ અતિવેગવાળા (બની) લોકો પણ પોતાના નાશ માટે આપના મુખમાં પેસે છે. ૨૯

**ભાષ્યાર્થ :** અતિશય વેગવાળા એટલે જેમની ગતિ અત્યંત વધી ગઈ છે, એવાં પતંગ નામનાં પક્ષી(જંતુ)ઓ, પોતાના નાશ માટે પ્રદીપ્ત (બળતા) અગ્નિમાં પેસે છે; તેમ જ આ સર્વ પ્રાણીઓ પણ નાશ પામવા માટે જ દોડીદોડી અત્યંત વેગ સાથે આપનાં મુખોમાં પ્રવેશ કરી રહ્યાં છે. સમૃદ્ધવેગનો અર્થ, (ઉપર કહ્યો તેમ) જેની ગતિ અત્યંત વધી ગઈ છે, તે છે.

અને વળી આપ તો—

लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥ ३० ॥

સમગ્ર લોકને સર્વ તરફથી પ્રજ્વલિત મુખો વડે ગળી જતા આપ ચાટો છો અને તેજ થકી આખા જગતને પૂરી (ભરી) દઈને આપની ઉગ્ર પ્રભા(કાંતિ)ઓ, હે વિષ્ણુ! સંતાપ ઉત્પન્ન કરે છે. ૩૦

**ભાષ્યાર્થ :** સમસ્ત લોકોને પ્રદીપ્ત (દેદીપ્યમાન) મુખો વડે સર્વ તરફથી ગળી જતા આપ ચાટો છો; અર્થાત્ તેનો સ્વાદ લઈ રહ્યા છો; તથા હે વ્યાપન સ્વભાવવાળા-વિષ્ણુ પરમાત્મા! આપની ક્રૂર પ્રભા(કાંતિઓ-જ્વાળા)ઓ, સમગ્ર જગતને આપના તેજથી વ્યાપ્ત કરી (ઢાંકી દઈ) તપ્ત (સંતપ્ત) કરી રહી છે. સમગ્ર એટલે અગ્ર સહિત અર્થાત્ બન્ને છેડાઓ-પ્રારંભ અને અંતના છેડા સુધી (આખું).

આપ આવા ઉગ્ર સ્વભાવવાળા છો, તેથી—

आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

મને કહો, કે આવા ઉગ્રરૂપવાળા આપ કોણ છો? હે દેવવર! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ; આપને-આદ્યને જાણવા હું ઇચ્છું છું; કેમકે આપની પ્રવૃત્તિ હું જાણતો નથી. ૩૧

**ભાષ્યાર્થ :** આ ઉગ્ર (ભયંકર) આકારવાળા આપ કોણ છો તે કહો. હે દેવોમાં પ્રધાન-દેવવર! આપને નમસ્કાર હો, આપ પ્રસન્ન થાઓ (કૃપા કરો); સૃષ્ટિથી પણ પ્રથમ ઉત્પન્ન થયેલા આપ પરમેશ્વરને હું વિશેષપણે જાણવા ઇચ્છું છું; કારણકે આપની પ્રવૃત્તિ અથવા ચેષ્ટાને હું નથી જાણતો, નથી સમજી શકતો.

श्रीभगवानुवाच । ભગવાન બોલ્યા:

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

હું લોકોનો સંહાર કરનારો અને અતિશય વૃદ્ધિ પામેલો કાળ છું, અહીં લોકોને સંહારવા તૈયાર થયેલો છું, શત્રુઓની સેનામાં જે સર્વ યોદ્ધાઓ સામે ઊભેલા રહેલા છે, તે (બધા) તારા વિના પણ રહેનાર નથી. ૩૨

ભાષ્યાર્થ: હું લોકોનો નાશ કરવાવાળો, વૃદ્ધિ પામેલો કાળ છું, જે કારણે હું વૃદ્ધિ પામ્યો છું, તે (કારણ) તું સાંભળ. આ સમયે સંહાર કરવા હું તૈયાર થયો છું. શત્રુઓની પ્રત્યેક સેનામાં જે જે (લડવા માટે) ઊભા રહેલા છે તે ભીષ્મ, દ્રોણ અને કર્ણ વગેરે સર્વ યોદ્ધાઓ, કે જેમના તરફથી તને આશંકા (જીતવાની શંકા કે પરાજયની ભીતિ) છે, તે (બધા) તારા વિના પણ (એટલે કે તું યુદ્ધ નહિ કરે તોપણ) રહેવાના નથી.

આમ જ છે, તેથી—

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

માટે તું ઊઠ, યશ પ્રાપ્ત કર અને શત્રુઓને જીતી, સમૃદ્ધ રાજ્ય ભોગવ, પહેલેથી જ મેં એમને હણી નાખેલા છે, માટે હે અર્જુન! તું કેવળ નિમિત્તમાત્ર થા. ૩૩

ભાષ્યાર્થ: માટે તું ઊઠ-ઊભો થા, 'દેવોથી પણ ન જીતી શકાય એવા ભીષ્મ, દ્રોણ વગેરે મહારથીઓને અર્જુને જીતી લીધા' એવો (નિર્મળ) યશ તું મેળવ, કેવળ તારા પુણ્ય વડે જ તે (યશ) તને મળે છે. દુર્યોધન વગેરે શત્રુઓને જીતી સમૃદ્ધિસંપન્ન નિષ્કંટક રાજ્ય તું ભોગવ. એ બધા (શરીરો) મારા વડે (મારે હાથે) પહેલેથી જ અવશ્ય મરેલા જેવા છે. હે સવ્યસાચી અર્જુન! તું કેવળ નિમિત્તમાત્ર થા. અર્જુન ડાબા હાથે પણ બાણોને ફેંકનારો છે, તેથી તે 'સવ્યસાચી' કહેવાય છે.

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान् ॥ ३४ ॥

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ તથા કર્ણને તેમ જ બીજા પણ યુદ્ધવીરોને મેં હણેલા છે, તેઓને તું હણ, વ્યથા ન પામ, યુદ્ધ કર, રણમાં તું શત્રુઓને જીતીશ. ૩૪

ભાષ્યાર્થ: અર્જુનને જે જે યોદ્ધાઓ માટે આશંકા છે (જેને લીધે પરાજય પામવાનો ભય છે), તેમનાં નામ લઈ ભગવાન કહે છે, કે 'તેઓને મેં મારી નાખેલા (જ) છે.' એમાં દ્રોણ અને ભીષ્મ (તરફથી પરાજય મળવાની) ભીતિ હોવાનું કારણ પ્રસિદ્ધ જ છે. કારણ કે દ્રોણ તો ધનુર્વેદના આચાર્ય, દિવ્ય અસ્ત્રોથી સંપન્ન અને વળી વિશેષે કરી મારા પોતાના ગુરુ હોઈ ઈષ્ટ-દેવવત્ પૂજ્ય છે. તથા ભીષ્મ એ સ્વચ્છંદમૃત્યુ-અર્થાત્ તેમની ઇચ્છાનુસાર સમયે તેમનું

મૃત્યુ થાય એવા, દિવ્ય અસ્ત્રોથી (સંપન્ન) દિવ્યઅસ્ત્રો ધરાવવાવાળા) તથા પરશુરામ સાથે દ્વંદ્વયુદ્ધ કરીને પણ પરાજય નહિ પામેલા એવા છે; તેવા જ જયદ્રથ પણ છે, કે જેમના પિતા એવા હેતુથી તપ કરી રહ્યા છે, કે 'જે જે' કોઈ મારા પુત્રનું માથું પૃથ્વી પર પાડશે તેનું પણ શિર પૃથ્વી પર પડે (પડશે); કર્ણ પણ ઇંદ્રે આપેલ અમોઘ શક્તિથી યુક્ત છે અને (એની મા કુંતીજીની) કન્યાવસ્થામાં જ (મંત્રસામર્થ્ય વડે) ઉત્પન્ન થયેલો સૂર્યપુત્ર છે; આમ છે માટે જ તેનો તે નામથી (કર્ણના નામથી), નિર્દેશ કર્યો છે; તાત્પર્ય આ છે, કે (દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તથા બીજા શૂરવીર યોદ્ધા) જે મારાથી હણાઈ ચૂકેલા છે, તેમને તું નિમિત્તમાત્રથી હવે માર; તેમનાથી વ્યથા ન પામ. (ભય ન પામ); યુદ્ધ કર; સંગ્રામમાં તું દુર્યોધન વગેરે શત્રુઓને જીતીશ.

संजय उवाच । સંજયે કહ્યું:

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

કેશવનું એ વચન સાંભળી હાથ જોડેલો અને કંપતો અર્જુન, શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, અત્યંત નમ્ર થઈ, બીતોબીતો ગળગળા કંઠ સહિત ફરી બોલ્યો. ૩૫

**ભાષ્યાર્થ:** ઉપર કહેલાં એ કેશવનાં વચન સાંભળી ધ્રૂજતાધ્રૂજતા અર્જુન, નમસ્કાર કરી ફરી શ્રીકૃષ્ણ પ્રતિ ગળગળા કંઠે બોલ્યા. દુઃખના આઘાતને લીધે ભયભીત થયેલાને અને સ્નેહવશ થયેલાને હર્ષનો ઉદ્ભવ થવાથી આંખો આંસુથી ભરાઈ જઈ, કફથી ગળું રૂંધાઈ જાય છે, ત્યારે વાણીમાં ગફલત તથા શબ્દના ઉચ્ચારમાં મંદતા આવી જાય છે, તેને ગદ્ગદ કહેવાય છે અને એ ગદ્ગદ સ્થિતિવાળું જે સગદ્ગદ વચન તે, તે બોલ્યો. સગદ્ગદ એ વચનક્રિયાનું વિશેષણ છે (વચન કેવી રીતે બોલાયું છે, તે જણાવે છે, તેથી). એ પ્રકારે ફરીફરીને વારંવાર જેનું ચિત્ત ભયવાળું થયું છે, તેવો અર્જુન પ્રણામ કરી, અત્યંત નમ્ર થઈ બોલ્યો; એવો અર્થ પૂર્વાપર સંબંધથી છે.

અહીં આ પ્રસંગમાં (શ્રીકૃષ્ણ–અર્જુનના સંવાદની વચ્ચે) સંજયનાં આ વચનો અર્થગર્ભિત છે. તે કેવી રીતે? શો અર્થ અંદર ગુપ્તપણે છે? તો તેના ઉત્તરમાં કહે છે, કે દ્રોણ, ભીષ્મ, જયદ્રથ અને કર્ણ, એ ચાર અજેય યોદ્ધાઓનો અર્જુને વધ કર્યો, એટલે આશ્રયવિનાનો થઈ પડેલો દુર્યોધન તો મર્યો જેવો જ થયો, એમ માની પોતાના વિજય માટે નિરાશ થયેલો ધૃતરાષ્ટ્ર, સંધિ કરી લેશે અને એ બંને પક્ષોમાં (કૌરવ-પાંડવોમાં) શાંતિ થશે; પરંતુ ભવિતવ્યતા (પ્રારબ્ધ)ને વશ હોવાથી ધૃતરાષ્ટ્રે તે વચન પણ સાંભળ્યું નહિ.

अर्जुन उवाच । અર્જુને કહ્યું:

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥ ३६ ॥

હે હૃષીકેશ! આપના અત્યંત કીર્તનથી જગત અતિ હર્ષ પામે છે અને પ્રીતિ (આનંદ) પામે છે; તેમજ રાક્ષસો ભય પામી દિશાઓમાં નાસી જાય છે અને સિદ્ધોના સર્વ સંઘો (આપને) નમસ્કાર કરે છે, એ યોગ્ય જ છે. ૩૬

ભાષ્યાર્થ: એ યોગ્ય જ છે; એ શું? કે આપના અત્યંત કીર્તનથી એટલે આપના માહાત્મ્યના કીર્તનનું શ્રવણ કરવાથી જગત જે અતિ હર્ષ પામે છે તે, હે હૃષીકેશ! યોગ્ય છે. અથવા 'સ્થાને' (યોગ્ય) શબ્દ, વિષયના વિશેષણ તરીકે પણ સમજી શકાય; એટલે કે ભગવાન હર્ષાદિના વિષય છે તે યોગ્ય છે; કેમકે ઈશ્વર સર્વના આત્મા તથા સર્વ ભૂતોના સુહૃદ છે. તે જ પ્રમાણે તેમાં (ભગવાનમાં) જગત અનુરાગ રાખે છે, પ્રીતિ પામે છે, તે પણ તે ભગવાન અનુરાગ અથવા પ્રીતિના જે વિષય છે, તે યોગ્ય જ છે, એવું વ્યાખ્યાન કરવું. (કેમકે ઈશ્વર પ્રેમનો વિષય છે વળી ભયભીત થયેલા રાક્ષસો દિશાઓ તરફ દોડી જાય છે, તે પણ બરોબર જ યોગ્ય જ છે; અને કપિલાદિ સિદ્ધોના સર્વ સમૂહો આપને જે નમસ્કાર કરે છે, તે પણ યોગ્ય જ (સ્થાને) છે. (કારણકે દુર્જનો-ની ભીતિનું મુખ્ય સ્થાન અને સજ્જનોને નમન કરવાનું યોગ્ય સ્થાન આપ જ છો.)

ભગવાનનું હર્ષ વગેરે ભાવોમાં વિષયપણું, છે, તેમાં કારણ બતાવે છે:

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

હે મહાત્મન્! હે અનંત! હે દેવોના ઈશ! હે જગન્નિવાસ! બ્રહ્માના પણ આદિકર્તા તથા અતિશય મહાન એવા આપને તેઓ શા માટે ન નમે? આપ સત્ તથા અસત્થી પર જે અક્ષર છે, તે છો. ૩૭

ભાષ્યાર્થ: હે મહાત્મન્! આપ અતિશય મહાન—સર્વથી મોટા છો, તો આપને એ બધા શા માટે નમસ્કાર ન કરે? આપ હિરણ્યગર્ભ બ્રહ્માના પણ આદિકર્તા કારણ છો, તેથી આપ આદિકર્તાને શા માટે તેઓ નમસ્કાર ન કરે? ભાવાર્થ આ છે, કે એ કારણથી આપ હર્ષાદિનું તથા નમસ્કારનું યોગ્ય સ્થાન છો. હે અનંત! હે દેવેશ! હે જગન્નિવાસ! વેદાંતોમાં જેનું શ્રવણ થાય છે, તે પરમ અક્ષરબ્રહ્મ આપ જ છો. તે (અક્ષરબ્રહ્મ) કોણ (શું) છે? ઉત્તર: સત્ એટલે જે વિદ્યમાન છે તે; અને જેને વિષે 'નથી' એવી બુદ્ધિ થાય તે અસત્ છે; એ બેય 'સત્' અને 'અસત્' જે 'અક્ષર'ની ઉપાધિઓ છે; જેને લીધે (વાસ્તવિક રીતે નહિ પણ) ઔપચારિક રીતે તે અક્ષરબ્રહ્મને 'સત્' અને 'અસત્' કહેવામાં આવે છે; પરંતુ વાસ્તવિક (પરમાર્થદૃષ્ટિએ) તો 'સત્ અને અસત્' એ બંનેથી જે પર છે, જેને વેદવેત્તાઓ 'અક્ષર' કહે છે, તે અક્ષર-'બ્રહ્મ' આપ જ છો; આપનાથી બીજું જુદું અક્ષર-બ્રહ્મ કોઈ નથી; એમ કહેવાનું તાત્પર્ય છે.

ફરીથી પણ (અર્જુન) સ્તુતિ કરે છેઃ

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥**

આપ આદિદેવ પુરાણપુરુષ છો, આપ આ વિશ્વના પરમ નિધાન છો, વેત્તા અને વેદ્ય (તત્ત્વવેત્તા અને તત્ત્વ) આપ છો તથા આપ પરમધામ છોઃ હે અનંતરૂપ! આપનાથી આ વિશ્વ વિસ્તરેલું (વ્યાપેલું) છે. ૩૮

**ભાષ્યાર્થ:** આપ જગતના સ્રષ્ટા (રચનાર) હોવાથી આદિદેવ છો; શરીરપુરી(શરીરનગરી)માં શયન કરવાથી પુરુષ છો; આપ પુરાતન-સનાતન છો; આપ જ વિશ્વના પરમ ઉત્કૃષ્ટ નિધાન (ભંડાર) છો, કે જેમા મહાપ્રલય વગેરે પ્રસંગોમા સર્વ જગત સ્થિત થાય છે; એ જગતના આશ્રય (નિધાન) આપ જ છો; એવો અર્થ છે, વળી તે ઉપરાંત જે જાણવા યોગ્ય છે, તે પણ આપ છો, અને (વળી) પરમધામ વૈષ્ણવપદ આપ છો. હે અનંતરૂપ! સમસ્ત વિશ્વ આપનાથી વ્યાપેલું (પરિપૂર્ણ) છે. (આપના રૂપોનો અંત નથી.)

વળી,

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

આપ વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ અને પ્રપિતામહ છો, આપને હજારોવાર નમસ્કાર નમસ્કાર હો; અને આપને ફરીને પણ વારંવાર નમસ્કાર, નમસ્કાર હો. ૩૯

**ભાષ્યાર્થ:** વાયુ, યમ, અગ્નિ, જળનો અધિપતિ (રાજા) વરુણ, ચંદ્રમા અને કશ્યપાદિ પ્રજાપતિ આપ (પોતે) છો; તથા આપ જ પિતામહના અર્થાત્ બ્રહ્મદેવના પણ પિતા છો આપને હજારો વખત નમસ્કાર હો, નમસ્કાર હો. 'સહસ્ર' શબ્દને 'કૃત્વસુચ્' પ્રત્યય લગાડ્યો હોવાથી, નમસ્કારની ક્રિયાનો અભ્યાસ તથા આવૃત્તિની ગણના ઘણે પ્રકારે થઈ, અથવા નમસ્કારની ક્રિયાનો અનેક પ્રકારે વારંવાર થઈ, એવો અર્થ થાય છે, તે છતાં પુનશ્ચ અને ભૂયોઽપિ એ શબ્દો વડે અર્જુન, અતિશય શ્રદ્ધા અને ભક્તિને લીધે, નમસ્કાર કરતાંકરતાં 'હું તૃપ્ત નથી થયો' એવો પોતાનો (નમસ્કાર કરવામાં) અસંતોષ દેખાડે છે.

તથા—

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥**

આપને (આગળ) નમસ્કાર અને પાછળ નમસ્કાર હો; હે સર્વરૂપ! આપને સર્વ તરફ પણ નમસ્કાર હો. આપ અનંતવીર્ય અને અમિત

પરાક્રમવાળા હોઈ સર્વમાં વ્યાપ્ત છો, માટે જ આપ સર્વ છો. ૪૦

ભાષ્યાર્થ : આપને આગળ–પૂર્વ દિશાએ અને પાછળ–પશ્ચિમ દિશામાં હો; પણ નમસ્કાર વળી બધે સર્વ દિશામાં રહેલા હે સર્વરૂપ! આપને સર્વ દિશામાં નમસ્કાર હો. વીર્ય એટલે જેનું સામર્થ્ય અનંત છે એવાને તથા વિક્રમ એટલે જેનું પરાક્રમ અંતવિનાનું (અપાર–અનહદ) છે, એવા આપને નમસ્કાર હો. કોઈ વીર્યવાળો સામર્થ્યવાન હોય, છતાં તે શસ્ત્રો વગેરે ચલાવવામાં પરાક્રમ નથી દેખાડી શકતો (કોઈ સામર્થ્યવાન હોય છતાં શત્રુનો વધ વગેરે કરવામાં તેનું પરાક્રમ ચાલતું નથી); માટે તે મંદપરાક્રમી કહેવાય છે. પરંતુ આપ તો અનંત વીર્યવાન છો, (એટલું જ નહિ પણ) તેજ પ્રમાણે અમિત–અનહદ પરાક્રમી છો. આપ સમસ્ત જગતમાં આપના એક જ આત્મા વડે વ્યાપી રહ્યા છો, તેથી આપ સર્વ છો–સર્વરૂપ છો; એટલે કે આપના વિના અથવા આપનાથી અલગ એવું બીજું કાંઈ પણ નથી.

આપના મહિમાથી અજાન રહ્યાનો–આપનું માહાત્મ્ય ન જાણ્યાનો હું અપરાધી છું; તેથી—

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

આપના આ મહિમાને ન જાણતાં મેં પ્રમાદથી તથા સ્નેહથી સખા છો, એમ માની, અપમાન કરીને હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એવું જે કહ્યું છે, (તે સર્વ આપ ક્ષમા કરો.) ૪૧

ભાષ્યાર્થ : આપ સખા–સમાનવયના–બરોબરિયા (સમાન અવસ્થાવાળા મિત્ર) છો, એમ માની(સમજી)ને વિપરીત બુદ્ધિ વડે અવગણના (અપમાન) કરીને–ઉતાવળથી–અજાણતાં મેં મૂઢ અજ્ઞાનીએ 'હે કૃષ્ણ! હે યાદવ! હે સખા!' એમ જે કહેલું છે; શું ન જાણતાં (જાણ્યા વિના મેં એમ કહેલું છે)? આપના મહિમાને એટલે કે માહાત્મ્યને 'तवइदं–विश्वरूपम्–આપ ઈશ્વરના આ વિશ્વરૂપને ન જાણતાં (મેં આપને આ વચનો કહ્યાં છે.) 'तवइदं महिमानम् अजानता' એ અન્વયમાં 'इदम्' શબ્દ નપુંસકલિંગ છે અને महिमानम् શબ્દ પુલ્લિંગ છે; તેથી એ બેનો અહીં વૈયધિકરણ્યથી સંબંધ અર્થાત્ વિશેષ્ય-વિશેષણભાવ-સંબંધ ન કોઈ અન્વય છે. જો 'इदम्'ની જગ્યા પર इमम् પાઠ હોત તો સામાનાધિકરણ્યને સંબંધ–વિશેષણવિશેષ્ય ભાવ જ થાત. (અર્થાત્ 'इदम्' શબ્દનો અર્થ 'વિશ્વરૂપ' કરવો; કેમકે 'इदंमहिमानम्' એમ વિશેષણ–વિશેષ્ય તરીકે સંબંધ થઈ શકે નહિ; કારણકે બંનેનાં લિંગ જુદાં છે. જો 'इद' ને બદલે 'इमं' એવો જુદો પાઠ હોય તો 'इमं महिमानम्' એવો સંબંધ થઈ શકે) સામાનાધિકરણ્ય–વિશેષણવિશેષ્ય–પ્રમાદ એટલે ચિત્તની વિક્ષિપ્તતા અને પ્રણય એટલે સ્નેહના નિમિત્તથી ઉત્પન્ન થતો વિશ્વાસ; એ બેય કારણથી પણ હું જે (એવું અયોગ્ય) બોલ્યો છું, (તે ક્ષમા કરો.)

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

વળી જે ઉપહાસાર્થે વિહાર, શય્યા, આસન, ભોજનને વિષે, એકલા અથવા (સર્વની) સમક્ષ જે આપ અનાદર કરાયા છો–મારાથી આપનું જે અપમાન કરાયું છે, તેની હે અચ્યુત! અપ્રમેય એવા તમારી પાસે હું ક્ષમા યાચું છું. ૪૨

**ભાષ્યાર્થ :** ઉપહાસ અર્થે–મશ્કરી માટે, પણ મારાથી આપની અવજ્ઞા થઈ હોય (આપ અપમાનિત થયા હો); ક્યાં? વિહાર (રમતગમત) શય્યા, આસન અને ભોજનના પ્રસંગોમાં, હરફર, દોડાદોડી, મોજમઝા, રમતગમત (પગની હરફરરૂપી કસરત) ની ક્રિયાનું નામ 'વિહાર' છે, સૂવું (શયન કરવું) એ શય્યા છે, બેસવું એ 'આસન' છે અને ખાવું એટલે 'ભોજન' કરવું છે; એ સર્વ ક્રિયાઓ કરતી વખતે આપ એકલા–પરોક્ષ હતા, એટલે જ્યારે આપની પાસે કોઈ ન હતું અને આપ એકલા જ હતા ને હું જ એકલો આપની પાસે હતો ત્યારે અર્થાત્ આપણે બે જ હતા ત્યારે એકાંતમાં, કે કોઈ બીજું હોય ત્યારે તેની સમક્ષ હે અચ્યુત! આપનો મારાથી તિરસ્કાર, અપમાન કે અનાદર થયો છે, તે સર્વ અપરાધો, આપ અપ્રમેય પ્રમાણાતીત પરમેશ્વર પ્રતિ હું ક્ષમા કરાવું છું–એટલે કે મારા તે સર્વે અપરાધો ક્ષમા કરવા માટે હું આપની પ્રાર્થના કરું છું. (આપ કેવા છો? અપ્રમેય (પ્રમાણની બહાર ગયેલા) એટલે જેને કોઈ પ્રમાણ વિષય નથી બનાવી શકતું એવા) તત્ સમક્ષમાં તત્ ક્રિયાવિશેષણ છે, એ અપમાન–અનાદરની ક્રિયા સાથે સંબંધ ધરાવતું હોઈ તેનું વિશેષણ છે. આપ આથી જ—

पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ ४३ ॥

ચરાચર લોકના આપ પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો અને અતિશય મહાન છો. ત્રણે લોકમાં આપના સમાન જ કોઈ નથી, તો હે અપ્રતિમ (અતુલ) પ્રભાવવાળા! આપનાથી અધિક બીજો હોય જ ક્યાંથી? ૪૩

**ભાષ્યાર્થ :** પ્રાણીમાત્રના–સ્થાવરજંગમરૂપ આ સમસ્ત જગતના ઉત્પન્ન કરવાવાળા આપ પિતા છો. કેવળ પિતા જ નહિ, પણ આપ પૂજ્ય (પૂજનીય) પણ છો, કારણકે આપ ગુરુ છો, એટલું જ નહિ પણ આપ ગુરુઓમાં યે મોટી શ્રેષ્ઠ છો. આપ શા રીતે શ્રેષ્ઠ છો? (એમ પૂછો તો અર્જુન) કહે છે: હે અપ્રતિમપ્રભાવ–હે અતુલ પ્રભાવવાળા! આપની બરોબરી કરનારો આપનો બરાબરિયો (સમાન) બીજો કોઈ નથી, કારણકે ઈશ્વર અનેક હોવાનું માનીએ તો વ્યવહાર નથી સિદ્ધ થઈ શકતો, માટે ઈશ્વર બે હોવાનું અશક્ય,

મુગટવાળા, ગદાવાળા અને હાથમાં ચક્રવાળા, (પ્રથમ) જેવા હતા તેવા જ આપને જોવા હું ઇચ્છું છું; (માટે) તે જ ચતુર્ભુજ રૂપે હે હજારો ભુજાવાળા! આપ થાવ. ૪૬

**ભાષ્યાર્થ :** હું આપને એવા જ અર્થાત્ પહેલાં જે સ્વરૂપે હતા તેવા જ મસ્તક પર મુગટવાળા, ગદાવાળા તથા હાથમાં ચક્રવાળા જોવાને ઇચ્છું (પ્રાર્થું) છુ; માટે હે સહસ્રબાહો! હે વિશ્વમૂર્તે! એટલે વર્તમાન-હાલ વિશ્વરૂપ જેમણે પ્રકટ કર્યું છે તે રૂપવાળા આપ એ જ રૂપે-આપનાં વસુદેવ-પુત્રરૂપે ચતુર્ભુજ શ્રીકૃષ્ણરૂપે, આ વિશ્વરૂપનો સંહાર કરી આ વિશ્વરૂપ સંકેલી લઈ, પ્રકટ થાવ.

અર્જુનને ભયભીત થયેલો જોઈ, વિશ્વરૂપને સંકેલી લઈ પ્રિય વચનોથી આશ્વાસન (ધૈર્ય) આપતા—

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા:

**मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।**
**तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

હે અર્જુન! પ્રસન્ન થયેલા મેં તને આત્મયોગથી આ પર (શ્રેષ્ઠ) રૂપ દેખાડ્યું છે; તે તેજોમય, વિશ્વ, અનંત, આદ્ય, (એવું રૂપ) તારા વિના બીજાએ પહેલાં કદી જોયેલું નથી ૪૭

**ભાષ્યાર્થ :** હે અર્જુન! પ્રસન્ન થયેલા મેં-પરમાત્માએ, એટલે કે પ્રસાદ અર્થાત્ તારામા અનુગ્રહ બુદ્ધિવાળા બની, પ્રસન્ન થઈ મેં મારુ આ પરમ (શ્રેષ્ઠ), તેજોમય (તેજથી પરિપૂર્ણ), અનંત (અંતરહિત), આદ્ય (સર્વથી પ્રથમ હોવાવાળું) ને અનાદિ વિશ્વરૂપ તને દેખાડ્યું છે; જે મારુ આ રૂપ છે, તે તારા સિવાય બીજા કોઈએ આજ સુધી નથી જોયુ (તે આ રૂપ છે).

મારા (વિશ્વ) રૂપના દર્શન કરી તુ અવશ્ય કૃતાર્થ થઈ ગયેલો છે, એમ કહી એ વિશ્વરૂપના દર્શનની સ્તુતિ કરે છે:

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।**
**एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

વેદોના તથા યજ્ઞોના અધ્યયનથી, દાનથી, ક્રિયાથી કે ઉગ્ર તપથી હે કુરુપ્રવીર! તારા વિના બીજાથી મનુષ્યલોકમાં હું આ રૂપવાળો જોવાને શકય નથી. ૪૮

**ભાષ્યાર્થ :** વેદ અથવા તો યજ્ઞોના અધ્યયન મારફતે એટલે કે ચારે વેદોના તથા યજ્ઞોનું યથાવિધિ અધ્યયન (અભ્યાસ) કર્યાથી પણ (મારુ આ રૂપ જોવું) શક્ય નથી. વેદોના અધ્યયનોથી જ યજ્ઞનુ અધ્યયન સિદ્ધ થઈ જાય છે, છતા અહીં જુદું યજ્ઞોનું અધ્યયન કહ્યુ છે, તેથી એ યજ્ઞના અધ્યયનનો અર્થ યજ્ઞવિજ્ઞાન કે યજ્ઞનું વિશેષ જ્ઞાન જણાવવા માટે છે; તેવી જ રીતે તુલા-પુરુષાદિ દાન (મનુષ્યને તોળી તેનાં વજન જેટલાં વજનનું સુવર્ણ વગેરે આપવું તે

દાન ) કરવાથી તે ( મારું આ રૂપ જોવું ) શક્ય નથી; તેમ જ શ્રુતિ–સ્મૃતિ વગેરેનાં અગ્નિહોત્રાદિ કર્મો વડે તે શક્ય નથી કે ચાંદ્રાયણ વગેરે ઘોર તપોથી પણ શક્ય નથી; શું શક્ય નથી ? તો જે પ્રકારે વિશ્વરૂપ તને દેખાડ્યું છે, તે પ્રકારના વિશ્વરૂપવાળો હું જોવાને, હે કુરુપ્રવીર ! તારા વિના બીજાઓથી શક્ય નથી.

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

આ પ્રકારનું મારું ઘોર રૂપ જોઈ તને વ્યથા (દુઃખ) અને વિમૂઢભાવ (અત્યંત મૂઢપણું) ન થાઓ; ભયરહિત બની (ભય દૂર કરી) પ્રસન્ન મનથી તું ફરીથી આ મારું તેનું તે જ (ચતુર્ભુજ) રૂપ બરોબર ( સારી રીતે) જો. ૪૯

ભાષ્યાર્થ : તને વ્યથા ( ભય ) ન ઉત્પન્ન થાઓ; અને જે પ્રકારનું આ ઘોર રૂપનું દર્શન મેં તને કરાવ્યું છે, તેવા ઘોર ( ભયંકર ) રૂપને જોઈ તારામાં વિમૂઢભાવ પણ ન ઉત્પન્ન થાઓ ( તારું ચિત્ત મોહયુક્ત ન થાઓ). તું ભયરહિત અને પ્રસન્ન મનવાળો થઈને મારું જે આ ચતુર્ભુજ–શંખ, ચક્ર, ગદાધારી રૂપ તને પ્રિય છે, તે તું ફરી જો.

संजय उवाच । સંજયે કહ્યું :

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

(હે ધૃતરાષ્ટ્ર !) એ પ્રકારે અર્જુનને કહી વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાને પોતાનું રૂપ ફરી દેખાડયું અને પછી મહાત્મા શ્રીકૃષ્ણે સૌમ્યદેહ ધારણ કરી ભય પામેલા એ અર્જુનને આશ્વાસન આપ્યું. ૫૦

ભાષ્યાર્થ : ભગવાન વાસુદેવે અર્જુનને એ પ્રકારે વચન કહી પોતે વસુદેવના ઘરમાં જે રૂપે ઉત્પન્ન થયેલા, તે રૂપ દેખાડયું. એ રીતે સૌમ્ય( પ્રસન્ન)મૂર્તિ ધારણ કરીને તે મહાત્મા શ્રીકૃષ્ણે, ભય પામેલા અર્જુનને ફરીફરી આશ્વાસન (ધૈર્ય) આપ્યું.

अर्जुन उवाच । અર્જુને કહ્યું :

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

હે જનાર્દન ! તમારું આ સૌમ્ય મનુષ્યરૂપ જોઈને હવે હું સચેત થયો છું અને પ્રકૃતિસ્થ બન્યો છું. (સ્વભાવને પામ્યો છું.) ૫૧

ભાષ્યાર્થ : હે જનાર્દન ! હવે હું આપનું (આ મારા મિત્રનું) પ્રસન્ન માનવ સૌમ્યરૂપ જોઈ થયો છું; શું થયો છું ? સચેત થયો છું–પ્રસન્નચિત્ત થયો છું અને પ્રકૃતિસ્થ બન્યો છું; મારા (નિત્યના) સ્વભાવને પામ્યો છું.

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા:

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ ५२ ॥

મારું જે આ રૂપ તેં જોયું છે, તે જોવું અત્યંત કઠણ છે; દેવો પણ તે રૂપના દર્શનની નિત્ય આકાંક્ષા રાખે છે. ૫૨

**ભાષ્યાર્થ :** મારાં જે રૂપને તેં જોયું છે, તેનું દર્શન થવું ઘણું કઠણ છે—ઘણી મુશ્કેલીથી થાય એવું એ દર્શન છે; દેવો પણ મારાં આ રૂપનાં દર્શન કરવાની સદા ઇચ્છા કરે છે; તેઓ આ ઇચ્છા સેવવાવાળા હોવા છતાં એમણે પણ તારી પેઠે (તેં જોયું છે તેવું) મારું આ રૂપ નથી જોયું; એટલું જ નહિ પણ તેઓ એ રૂપ દેખી પણ શકશે નહિ, એમ કહેવાનો અભિપ્રાય છે.

શાથી (એમ કહો છો)? એ પ્રશ્નનો ભગવાન ઉત્તર આપે છે :

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि यन्मम ॥ ५३ ॥

જે પ્રકારે તેં મારું દર્શન કર્યું (મને જોયો છે), તે પ્રકારે વેદ, તપ, દાન યજ્ઞયાગ, અથવા પૂજાવડે દર્શન થવું (દર્શન કરવું) શક્ય નથી. ૫૩

**ભાષ્યાર્થ :** ઋક્, યજુ, સામ અને અથર્વ—એ ચારે વેદો વડે, કે ચાંદ્રાયણ વગેરે ઉગ્ર તપ વડે, કે ગાય, જમીન તથા સુવર્ણના દાન વડે, કે યજ્ઞયાગ અથવા પૂજા વડે પણ જે પ્રકારે તેં મને દીઠો છે, તે પ્રકારે દર્શન (કરવાનું-જોવાનું) શક્ય નથી.

ત્યારે એ શાથી (કઈ રીતે) શક્ય બને છે? એના જવાબમાં કહે છે

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

પણ હે પરંતપ અર્જુન! એ પ્રકારનો હું અનન્ય ભક્તિ વડે જાણવાને અને જોવાને(સાક્ષાત્કાર કરવાને) તથા (મારામાં) તત્ત્વ વડે પ્રવેશ કરવાને શક્ય છું. ૫૪

**ભાષ્યાર્થ :** ભક્તિથી દર્શન થઈ શકે છે, તે કયા વિશેષણવાળી-કયા પ્રકારની ભક્તિથી? તો કહેવામા આવે છે, કે અનન્ય ભક્તિથી, એટલે ભગવાનને છોડી બીજી કોઈ વસ્તુમાં અથવા કે બીજા કોઈ જુદા સ્થાનમાં કદાપિ જે થતી નથી, એવી ભક્તિ તે અનન્ય ભક્તિ—એ જ રીતે જે ભક્તિને લીધે, એક વાસુદેવ-પરમાત્માના વિના પોતાની સર્વ ઇન્દ્રિયોને બીજું કાંઈ છે, એવું ભાન જ નથી થતું, (નથી જણાતું)—તે અનન્ય ભક્તિ છે; એ અનન્ય ભક્તિ વડે આ પ્રકારના રૂપવાળો (વિશ્વરૂપવાળો) હું પરમેશ્વર, હે પરંતપ અર્જુન!

શાસ્ત્રથી જાણી શકાઉં છું; ફક્ત શાસ્ત્રથી જાણી જ શકાઉં છું એમ નથી, પરંતુ જોઈ પણ શકાઉં છું–સાક્ષાત્કાર પણ કરવા શક્ય બનું છું અને મારામાં તત્ત્વથી પ્રવેશ કરવા એટલે કે મોક્ષ પ્રાપ્ત કરવા પણ શક્ય થાઉં છું.

હવે સર્વ (આખા) ગીતાશાસ્ત્રનો સારભૂત અર્થ કલ્યાણપ્રાપ્તિ અથવા મોક્ષપ્રાપ્તિ માટે અનુષ્ઠાન કરવા(આચારવા)ને યોગ્ય છે, તે એકી વખતે–આમરો સંગ્રહ કરી કહેવામાં આવે છે :

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥**

મારાં (મારે માટે) કર્મ કરનારો, અને હું જેને પરમ (મુખ્ય, શ્રેષ્ઠ) છું, એવો જે મારો ભક્ત સંગવિનાનો અને સર્વ ભૂતોમાં વૈરરહિત હોય છે, તે હે પાંડવ! મને પામે છે. ૫૫

ભાષ્યાર્થ : મારે (પરમેશ્વરને) માટે કર્મ તે મત્કર્મ; એવાં કર્મનો કરનાર તે મત્કર્મકૃત્ છે; સેવક(નોકર) સ્વામી(શેઠ)ને માટે સેવા કે કર્મ તો કરે, પરંતુ મરણ પામીને આત્માને જે ગતિ મેળવવા (પ્રાપ્ત કરવા) યોગ્ય ઉત્કૃષ્ટ છે, તે એ સ્વામી (શેઠ) જ છે, એમ સમજી(જાણી)ને તે સ્વામી(શેઠ)ની સેવા નથી કરતો; પણ આ તો મારે માટે જ કર્મ (સેવા) કરવાવાળો છે અને મને જ પરમગતિ (મરણ પછી પ્રાપ્ત કરવાનું ઉત્કૃષ્ટ સ્થાન–પદ) સમજે છે, એવો તે મત્પરમ–મત્પરાયણ છે. અને તે મારો ભક્ત છે એટલે કે સર્વ પ્રકારે સર્વના આત્મા વડે–સર્વત્ર એક આત્મા છે એવા જ્ઞાન વડે–(અથવા સર્વ ઇંદ્રિયો વડે) સર્વ પ્રકારે (સંપૂર્ણ રીતે) ઉત્સાહિત બની–તેઉત્સાહ વડે મને જ ભજે છે–મારું જ ભજન કરે છે, એવો મારો ભક્ત–મદ્ભક્ત છે; તથા જે ધન, પુત્ર, મિત્ર, સ્ત્રી અને બંધુવર્ગમાં સંગ(પ્રીતિ, સ્નેહ) વિનાનો છે, તે સङ्गवर्जित છે; વળી જે સર્વ ભૂતપ્રાણીઓમાં વૈરભાવથી રહિત છે, એટલે કે પોતાનું અત્યંત અનિષ્ટ કરવાની પ્રવૃત્તિમાં જેઓ જોડાયેલા હોય (છતાં) તેમનામાં પણ જે શત્રુભાવથી રહિત છે; એવો જે મારો ભક્ત છે તે મને પામે છે–હું જ તેની પરમગતિ છું; બીજી કોઈ પણ ગતિ એની નથી (થતી). હે પાંડવ! (જે) આ ઉપદેશ તારે માટે ઇષ્ટ છે, માટે મેં તને આ ઉપદેશ આપ્યો છે.

**ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો વિશ્વરૂપદર્શનયોગ નામનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ**

# अध्याय १२ मो–भक्तियोग

બીજા અધ્યાયથી આરંભી વિભૂતિયોગ સુધી એટલે દશમા અધ્યાયના અંત સુધી સર્વ ઉપાધિવિશેષનો જેમાં નાશ થયો છે–અર્થાત્ સર્વ ઉપાધિ અથવા વિશેષણોથી જે રહિત છે, એવા અક્ષરબ્રહ્મ–પરમાત્માની ઉપાસના કહી છે અને એમાં ઠેકાણેઠેકાણે સર્વ યોગ, ઐશ્વર્ય તથા સર્વ–જ્ઞાનશક્તિથી યુક્ત સત્ત્વગુણરૂપ ઉપાધિવાળા આપ વિશ્વેશ્વર(ઈશ્વર)ની ઉપાસના પણ બતાવી છે; વળી વિશ્વરૂપદર્શન નામના પાછલા અગિયારમા અધ્યાયમાં તો ઉપાસના માટે જ આપનું ઈશ્વરીસ્વરૂપ, જે આદ્ય–સર્વની પહેલાનું તથા સમસ્ત જગતના આત્મારૂપ છે, તે આપનું વિશ્વરૂપ પણ દેખાડ્યું છે અને એ રૂપ દેખાડીને કહ્યું છે, કે मत्कर्मकृत्–મારે માટે જ કર્મ કરવાવાળો–મારો ભક્ત થા; એટલા માટે આ બંને પક્ષોમાંથી કયો પક્ષ ચડિયાતો (શ્રેયસ્કર) છે, તે જાણવાની ઇચ્છાથી હું આપને પૂછું છું, એમ—

**अर्जुन उवाच ।** અર્જુને કહ્યું:

**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥**

એ પ્રકારે નિરંતર યુક્ત થયેલા જે ભક્તો, આપને સર્વથા ઉપાસે છે અને જે (વિરક્ત પુરુષો) અવ્યક્ત અક્ષરને ઉપાસે છે, તેઓમાં કયા અતિશય ચડિયાતા (સર્વથી શ્રેષ્ઠ હોઈ) યોગમાં કુશળ છે? ૧

**ભાષ્યાર્થ:** 'एव – એ પ્રમાણે' એ શબ્દથી પાછળના ૧૧મા અધ્યાયનાં मत्कर्मकृत् પદથી શરૂ થતા છેલ્લા શ્લોકથી જે અર્થ શ્રીભગવાને કહ્યો છે, તેનું અર્જુન સ્મરણ કરે છે. (અને કહે છે.) એ પ્રમાણે નિરંતર (એક જ રીતે) શ્રીભગવાનની ભક્તિ (ભગવાન માટે કર્મ કરવાની) પ્રવૃત્તિ વગેરેમાં ચિત્ત ચોડી, અનન્ય ભાવથી શરણે આવી (શરણ ગ્રહણ કરી), પહેલાં આપે જે પ્રકારનું વિશ્વરૂપ દર્શન બતાવ્યું છે, તેનું ધ્યાન કર્યા કરે છે; તથા વળી (બીજા) જેમણે સર્વ એષણાઓ(વાસનાઓ)નો તથા સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે એવા જ્ઞાનીઓ, પૂર્વે વર્ણવેલા સર્વ ગુણો–ઉપાધિથી રહિત હોવાથી અવ્યક્ત, સર્વ ઇંદ્રિયોથી અગોચર–પર એવા અક્ષર–બ્રહ્મની ઉપાસના કર્યા કરે છે; તે બે એમાં શ્રેષ્ઠતર–અતિશયપણે યોગ જાણનારા કોણ છે? ઇંદ્રિયોથી ગોચર થતી (જાણવામાં આવતી) વસ્તુઓ વ્યક્ત કહેવામાં આવે છે; કારણકે 'अञ्ज्' ધાતુનો અર્થ ઇંદ્રિયગોચર–સ્પષ્ટ થવું (કરવું) થાય છે; તેથી ઇંદ્રિયોને સ્પષ્ટ થાય એવું તે વ્યક્ત; અને આ તો તેથી વિપરીત (ઊલટું) અવ્યક્ત (ઇંદ્રિયોથી સ્પષ્ટ નહિ થયેલું) ઇંદ્રિયોથી અગોચર એવું અક્ષર અને શિષ્ટજનોએ (મહાપુરુષોએ) કહેલાં વિશેષણોથી યુક્ત તે અક્ષરબ્રહ્મ છે; માટે ટૂંકમાં પ્રશ્ન આ છે કે વ્યક્ત અને અવ્યક્તની ઉપાસના કરનારાઓમાં શ્રેષ્ઠ કોણ છે?

શ્રીભગવાન કહે છે: જે અક્ષરબ્રહ્મના ઉપાસક છે અને એષણાઓ(કામનાઓ)થી

રહિત–સમ્યક્(યથાર્થ હોઈ શ્રેષ્ઠ)જ્ઞાનવાળા છે, તેમને હાલ રહેવા દો. તેમને માટે જે કહેવાનું છે તે હવે પછી આગળ કહીશું, પરંતુ હાલ તો તેમનાથી જે બીજા છે (તેમને માટે કહું છું)—

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

જેઓ મારામાં મન અર્પી–એકાગ્ર કરી, નિત્યયુક્ત (થઈ) પરાશ્રદ્ધા–સાત્વિક શ્રદ્ધાવાળા થઈને મને ઉપાસે છે, તેમને હું મારા યુક્ત પુરુષોમાં શ્રેષ્ઠ માનું છું ૨

**ભાષ્યાર્થ :** જે ભક્તો હું (મારા) વિશ્વરૂપ પરમેશ્વરમાં મનને ધારણ કરીને–સમાધિસ્થ કરી સર્વ યોગેશ્વરોનો પણ અધીશ્વર, સર્વજ્ઞ અને રાગાદિ (પાપ) ક્લેશરૂપ અજ્ઞાનદૃષ્ટિથી મુક્ત એવા મને જેઓ નિત્યયુક્ત એટલે પાછળના અધ્યાયના છેલ્લા શ્લોકમાં કહ્યા પ્રમાણેના અર્થાનુસાર નિરંતર તત્પર રહી, ઉત્તમ શ્રદ્ધાવાળા બની ઉપાસે છે, તે સર્વથી ચડિયાતા યોગીઓમાં પણ સર્વથી શ્રેષ્ઠ યુક્તતમ છે (એમ માનવામાં આવ્યું છે), એમ હું માનું છું કારણકે તેઓ મારા અખંડ ચિંતન વડે રાત્રિદિવસો પસાર કરે છે (ગાળે છે) અને તેથી જ તેમને યુક્તતમ, યુક્ત–જોડાયેલા (તમ) શ્રેષ્ઠતાવાળા–છે, એમ કહેવું યોગ્ય છે

બીજા શું 'યુક્તતમ' નથી કે? (એ વાગત નથી,) પરંતુ એમના પ્રતિ જે મારે કહેવાનું છે, તે સાંભળ

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

પરંતુ જેઓ ઇંદ્રિયોના સમૂહનો નિગ્રહ કરીને સર્વત્ર સમબુદ્ધિ રાખનાર હોઈ અક્ષર, અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચલ અને ધ્રુવને ઉપાસે છે, તેઓ સર્વભૂતના હિતમાં પ્રીતિવાળા હોઈ મને જ પામે છે ૩–૪

**ભાષ્યાર્થ :** કોઈ પણ પ્રમાણ વડે જે વ્યક્ત–પ્રત્યક્ષ કરી શકાતું નથી તે અવ્યક્ત એ અવ્યક્ત વસ્તુ વાણીનો વિષય નથી એથી એ અવ્યક્ત છે, વાણીનો વિષય ન હોવાથી કોઈ પણ પ્રકારે તેનો નિર્દેશ નથી કરી શકાતો (તે જણાવી નથી શકાતું) માટે તે અનિર્દેશ્ય છે, આ અવ્યક્ત અને અનિર્દેશ્યને જેઓ નિરંતર ઉપાસે છે, (તેઓ) મને જ પામે છે, એવો અન્વય (સંબંધ) છે, (ઉપાસે છે–ઉપાસના કરે છે) ઉપાસ્ય વસ્તુને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે બુદ્ધિનો વિષય બનાવી તેની પાસે જઈ પહોંચી, ત્યાં તેનની ધાર પર સમાનવૃત્તિઓના

પ્રવાહ વડે દીર્ઘકાળ પર્યંત અતૂટભાવે સ્થિર રહેવું એને 'ઉપાસના' કહે છે. (આ પ્રકારે જેઓ અક્ષરને ઉપાસે છે,) તે અક્ષરનાં વિશેષણો કહે છે: એ આકાશ સમાન સર્વવ્યાપક છે અને અવ્યક્ત હોવાથી અચિન્ત્ય છે; જે વસ્તુ ઇંદ્રિયોથી જાણી શકાય છે-ઇંદ્રિયોને ગોચર છે-તેનું મનથી પણ ચિંતન કરી શકાય છે; પરંતુ આ એનાથી વિપરીત (ઊલટું) હોવાને લીધે અચિન્ત્ય (અક્ષર) છે; કૂટસ્થ છે એટલે જે વસ્તુ ઉપરથી ગુણવાળી દેખાતી હોય પરંતુ અંદર દોષોથી ભરેલી હોય એનું નામ કૂટ છે; લોકોમાં પણ 'કૂટરૂપ'-ખોટો વેષ ધારી (બહુરૂપી)' કૂટસાક્ષી '-ખોટો સાક્ષી, એ શબ્દના પ્રયોગોમાં પણ 'કૂટ' શબ્દ એ અર્થમાં પ્રસિદ્ધ છે; તે જ પ્રમાણે જે અવિદ્યાદિ અનેક સંસારોનાં બીજ રૂપ, અંતર્ દોષોવાળી, માયા, 'અવ્યાકૃત' વગેરે અનેક નામો વડે પ્રસિદ્ધ છે, 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्' (શ્વે. ઉ. ૪-૧૦) પ્રકૃતિને તો માયા અને મહેશ્વરને માયાપતિ સમજવા. 'मम माया दुरत्यया' (મારી માયા દુસ્તર છે. અ. ૭-૧૪.) ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ વચનોમાં જે માયા નામથી પ્રસિદ્ધ છે, તેનું નામ કૂટ છે; એ કૂટમાં એટલે માયામાં જે એના અધિષ્ઠાતારૂપે સ્થિત થઈ રહેલ છે, તે 'કૂટસ્થ' છે; અથવા તો રાશિ(ઢગલા)ની પેઠે (કાંઈ પણ ક્રિયા કર્યા વિના-નિશ્ચેષ્ટ જે પડ્યુ હોય, તેનું નામ કૂટસ્થ છે; એ પ્રકારે અક્ષર કૂટસ્થ હોવાથી અચલ છે અને અચલ હોવાથી ધ્રુવ એટલે કે નિત્ય છે (તે બ્રહ્મની જે ઉપાસના કરે છે, તે મને જ પામે છે).

ઇંદ્રિયોના સમુદાય(સમૂહ)ને સારી રીતે સંયમ કરી (કબજે-વશ કરી)-અર્થાત્ એને વિષયોથી રોકી, સર્વત્ર, સર્વ સમયે, સમબુદ્ધિવાળા હોય, સમબુદ્ધિવાળા એટલે ઇષ્ટ અને અનિષ્ટ બંનેની પ્રાપ્તિમાં જેમની બુદ્ધિ સમાન રહે છે એવા, (અને) જેઓ સર્વ ભૂતપ્રાણીઓના હિતમાં પ્રીતિ રાખનારા છે, તે (અક્ષરોપાસક) મને જ પ્રાપ્ત કરે છે; એ(અક્ષર-ઉપાસકો)ના સંબંધમાં 'તેઓ મને પ્રાપ્ત થાય છે' એમાં કહેવાનું પણ શું છે? કારણ 'ज्ञानी त्वात्मैव मे मतम्' (૭-૧૮ માં-જ્ઞાની તો મારો આત્મા છે) એમ તો કહેલું જ છે; જેઓ ભગવત્સ્વરૂપ જ છે, એવા સંતજનો સંબંધે युक्ततम અથવા તો अयुक्ततम છે, એમ કહેવું અયોગ્ય છે,

પરંતુ—

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા તેઓને ઘણો વધારે ક્લેશ થાય છે, કેમકે અવ્યક્ત (માર્ગની) ગતિ દેહધારીઓથી દુઃખે પમાય છે. ૫

ભાષ્યાર્થ: એમનો ક્લેશ ઘણો વધારે છે; જો કે મારે માટે જ કર્મ વગેરે કરવામાં પ્રવૃત્ત થયેલા સાધકોને પણ બહુ ક્લેશ થાય છે; તોપણ અક્ષર રૂપ પરમાર્થદર્શીઓ, કે જેમનું ચિત્ત અવ્યક્તમાં આસક્ત (ચોટેલું) છે, તેમને તો દેહાભિમાનનો પરિત્યાગ કરવો પડે છે, માટે તેમ (અક્ષરરૂપ પરમાર્થદર્શીઓ)-

ને તો ઘણો વધારે ક્લેશ થાય છે, કેમકે અક્ષરરૂપ અવ્યક્ત ગતિ છે, તે દેહાભિમાનવાળા પુરુષોને મહાકષ્ટે પ્રાપ્ત થાય છે, તેથી તેમને (અક્ષરરૂપ પરમાત્મદર્શીઓને) ઘણો વધારે ક્લેશ થાય છે

અક્ષરબ્રહ્મના ઉપાસકોના જે પ્રકારના વર્તન, આચાર-વિચાર-વ્યવહાર, હોય છે, તે આગળ (अद्वेष्टा सर्वभूतानां । અ ૧૨ (શ્લોક ૧૩ થી ૨૦) કહીશું

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥

પણ જેઓ સર્વ કર્મો મારામા સમર્પણ કરી, મત્પરાયણ–મને જ પર–પરમગતિ–ઉત્કૃષ્ટ સ્થાન સમજનારા–બની અનન્ય યોગ વડેજ ધ્યાન કરતા મને ઉપાસે છે ૬

**ભાષ્યાર્થ :** પરતુ જેઓ સર્વ કર્મ હુ–ઈશ્વરને સમર્પણ કરી, મત્પરાયણ થઈ એટલે કે હુ જ જેની શ્રેષ્ઠ ગતિ છુ એવા બની, કેવળ અનન્યયોગથી અર્થાત્ વિશ્વરૂપ આત્મ-દેવને છોડી જેમા બીજુ આલબન (આધાર) નથી, એવા કેવળ અનન્યયોગથી–અનન્ય સમાધિયોગથી મારુ ધ્યાન (ચિંતન) કરતા-કરતા મારી ઉપાસના કરે છે

તેમનુ શુ થાય છે? તેમને શુ?

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

હે પાર્થ ! તેવા મારામા (વિશ્વરૂપમા) જ જેમણે ચિત્ત પ્રવિષ્ટ કર્યું છે–મારામા જ જેમણે ચિત્ત અર્પેલુ–રોકી રાખેલુ છે, એમનો, હુ મૃત્યુયુક્ત સસારસાગરમાથી તરત જ ઉદ્ધાર કરનારો બનુ છુ ૭

**ભાષ્યાર્થ :** હે પાર્થ ! હું–વિશ્વરૂપ પરમેશ્વરમા જ જેમનુ ચિત્ત લાગેલુ છે–સમાહિત કરેલું–પ્રવેશ કરાવેલુ છે (જે કેવળ એક હુ પરમેશ્વરની જ ઉપાસનામા પ્રવૃત્ત થયેલા છે,) તેવાઓનો (ભક્તોનો) ઉદ્ધાર કરવાવાળો હુ જ ઈશ્વર છુ એમનો ક્યાથી (શેમાથી) ઉદ્ધાર કરુ છુ ? તો (જવાબ આ છે કે) મૃત્યુવાળા સસારસાગરમાથી, મૃત્યુયુક્ત(મૃત્યુ સાથે જોડાયેલો) સસાર તેનુ નામ મૃત્યુસસાર અને તે પાર ઊતરવામા કઠણ હોવાથી તે (અથાગ જળવાળા) સાગર જેવો દુસ્તર સાગર છે, તે(એવા દુસ્તર સાગર)થી હુ તેમનો લાબો કાળે નહિ, પણ તુરત જ વિના વિલબે ઉદ્ધાર કરુ છુ

આમ છે, તેથી (તને કહેવાનુ કે)—

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥

મારામા જ મનને સ્થાપી દે અને મારામા બુદ્ધિને પ્રવેશાવી દે,

એ પછી (મૃત્યુ પામી શરીર છૂટયા બાદ) મારામા જ તુ વાસ કરીશ એમા સશય નથી ૮

**ભાષ્યાર્થ** : હુ વિશ્વરૂપ ઈશ્વરમા જ તુ તારા સકલ્પ–વિકલ્પાત્મક મનને સ્થાપી દે (અને) મારામા જ નિશ્ચય કરનાવાળી બુદ્ધિને પ્રવેશાવી દે એથી તારુ શુ થશે, એથી તને શો લાભ થશે, તે સાભળ આની પછી એટલે આ શરીર પડ્યા પછી તું મારા આત્મા(ના તાદાત્મ્ય) વડે મારામા નિશ્ચય વાસ કરીશ, એમા કાઈ પણ સશય નથી–એમા શકા ન કરવી (સદેહ ન રાખવો)

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तु धनंजय ॥ ९ ॥

પણ જો મારામા ચિત્તને સ્થિર કરવા તુ શક્તિમાન ન હો(ય), તો અભ્યાસયોગ વડે હે ધનજ્ય! મને પામવા ઇચ્છા કર ૯

**ભાષ્યાર્થ** : મે જેમ કહ્યુ તેમ તુ મારામા ચિત્તને અચળ રીતે સ્થાપવા (ધારણ કરવા) જો શક્તિમાન ન હોય, તો પછી હે ધનજ્ય ! તુ અભ્યાસ–યોગ વડે હું વિશ્વરૂપ પરમેશ્વરને પ્રાપ્ત કરવાની ઇચ્છા કર એટલે પ્રાર્થના કર ચિત્તને સર્વ ઠેકાણેથી ખેચી, એક આલબનમા ફરીફરી સ્થાપન (સ્થિર) કરવુ તેનુ નામ અભ્યાસ છે અને તે અભ્યાસપૂર્વક સમાધાન એટલે ચિત્તને એકાગ્રકરવારૂપ જે યોગ તેનુ નામ અભ્યાસયોગ છે

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

જો તુ અભ્યાસમા પણ અશક્ત હોય, તો મત્કર્મપરાયણ થા, મારે માટે કર્મો કરતા પણ તુ સિદ્ધિ પામશે ૧૦

**ભાષ્યાર્થ** : જો તુ અભ્યાસમા પણ અસમર્થ હો, તો મારે માટે કર્મ–મત્કર્મ–તેમા પરાયણ થા અર્થાત્ મારે માટેના કર્મ કરવા, તેને (પ્રધાન) મુખ્ય ગણતો (સમજતો) થા, અભ્યાસ વિના કેવળ મારે માટેના કર્મો કરતા તુ સત્ત્વશુદ્ધિ–અંતઃકરણશુદ્ધિ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાન મારફત (પરમ) સિદ્ધિ પામીશ

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

જો તે કરવાને પણ અશક્ત હો, તો મારા યોગનો આશ્રય કરી, યતાત્મવાન્(સ્વાધીન ચિત્તવાળો) થઈ તું સર્વ કર્મફળોનો ત્યાગ કર ૧૧

**ભાષ્યાર્થ**: પરતુ જો તુ એમ કરવામા એટલે કે જેમ ઉપર કહ્યુ છે, તેમ મારે માટે કર્મ કરવામા–પરાયણ બનવામા પણ અશક્ત હોય, તો મારા યોગનો આશ્રય કરી સયત ચિત્ત વાળો થઈ, એટલે વશ કરેલા મનવાળો થઈ સર્વ કર્મોના ફળનો ત્યાગ કર ('મારા યોગનો આશ્રય કરીને' એટલે

કરવામાં આવતાં સર્વે કર્મો મને સમર્પણ કરી તેનું અનુષ્ઠાન કરવું, તેનું નામ 'મદ્યોગ' અને એ મદ્યોગના આશ્રયવાળો તે મદ્યોગાશ્રિત છે )

હવે સર્વ કર્મફળના ત્યાગની સ્તુતિ કરે છે–

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥

અભ્યાસથી જ્ઞાન નક્કી ચડિયાતું છે, જ્ઞાનથી ધ્યાન વિશેષ ચડિયાતું છે, ધ્યાનથી કર્મફળત્યાગ ચડિયાતો છે અને ત્યાગ પછી તરત જ શાંતિ પ્રાપ્ત થાય છે ૧૨

**ભાષ્યાર્થ :** જ્ઞાન ખરેખર ચડિયાતું છે, કોનાથી? અવિવેકપૂર્વક કરેલા અભ્યાસથી, તે જ્ઞાનથી પણ જ્ઞાનપૂર્વક ધ્યાન વિશેષ ચડિયાતું કે શ્રેષ્ઠ છે, અને એ જ રીતે જ્ઞાનવાળા ધ્યાનથી પણ કર્મફળનો ત્યાગ અધિક ચડિયાતો (વિશેષ શ્રેય) છે, એવો અર્થ (પ્રથમ પંક્તિમાં 'વિશિષ્યતે' પદ છે, તેને બીજી પંક્તિમાં કર્મફળત્યાગ પછી અધ્યાહાર લઈ) કરવાનો છે, એવી રીતે પૂર્વોક્ત વિશેષણો–પહેલાં કહેલા ગુણોવાળા(પરમાત્મયોગ અને મનોનિગ્રહવાળા)ને, કર્મફળના ત્યાગથી સહેતુક સર્વ સંસારની શાન્તિ–ઉપશમ તરત જ થાય છે. (એ ત્યાગ થયા બાદ શાંતિ પ્રાપ્ત કરવામાં) કાળ જતો નથી–વિલંબ થતો નથી.

પૂર્વોક્ત ઉપાયો(સાધનો)નું અનુષ્ઠાન કરવામાં અશક્તિ હોય તો કર્મમાં પ્રવૃત્ત થયેલા અજ્ઞાનીઓ માટે સર્વ કર્મના ફળત્યાગનું શ્રેય(કલ્યાણ)સાધન કહ્યું છે, પરંતુ સર્વ ઉપાયો (સાધનો)માં કર્મફળત્યાગરૂપ સાધન પ્રથમ (મુખ્ય) છે, એમ કહેવાના હેતુથી કહેલું નથી, તેથી જ श्रेयो हि ज्ञानम् अभ्यासात् વગેરે શ્લોકમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠતાનો ઉપદેશ કરી (હવે) સર્વ કર્મફળત્યાગની સ્તુતિ (કરવામાં આવી છે), કારણકે અંતરંગના ઉત્તમ સાધનોનું અનુષ્ઠાન કરવામાં અશક્ત હોય, તેને માટે જ આ (કર્મફળત્યાગનું) સાધન અનુષ્ઠાન કરવા યોગ્ય માનવામાં આવેલું છે. **પ્રશ્ન :** આ કર્મફળત્યાગ કયા ધર્મવાળો હોય તો તેની સ્તુતિ કરવી યોગ્ય કહેવાય? **ઉત્તર :** यदा सर्वे प्रमुच्यन्ते (કઠ. ઉ. ૬–૧૪, જ્યારે આ હૃદયમાં રહેલ સર્વ કામનાઓ નષ્ટ થઈ જાય છે), એ શ્રુતિથી સર્વ કામનાઓના નાશથી અમૃતત્વની પ્રાપ્તિ કહેવામાં આવી છે, એ વાત પ્રસિદ્ધ છે શ્રુતિ–સ્મૃતિમાં કહેલા–'શ્રૌતસ્માર્ત' કર્મોના ફળનું નામ 'કામ' છે, એના ત્યાગથી ધ્યાનજ્ઞાનનિષ્ઠ વિદ્વાન પુરુષને તરત જ શાંતિ (પ્રાપ્ત) થાય છે અજ્ઞાનીના કર્મફળત્યાગમાં અન્ય ની લોકોની સર્વ કામનાઓનો ત્યાગ પણ સામાન્ય (સમાન) રીતે રહેલો છે જ, આમ સર્વ કામનાઓના ત્યાગની સમાનતાને લીધે આ સર્વ કર્મફળત્યાગની સ્તુતિ (અજ્ઞાનીઓને) રુચિ ઉપજાવવા માટે છે. જેમ 'અગસ્ત્ય બ્રાહ્મણથી સમુદ્ર પી જવામાં આવ્યો' એમ કહેવાથી આજકાલના અર્વાચીન બ્રાહ્મણોની પણ બ્રાહ્મણપણાની સમાનતા હોવાને લીધે સ્તુતિ કરવામાં આવે છે, વખણાય છે, તેમ કર્મફળના ત્યાગથી કર્મયોગનું શ્રેય સાધનપણું–સાધન તરીકે ચડિયાતાપણું–દેખાડ્યું છે

અહીં આત્મા અને ઈશ્વરના ભેદનો આશ્રય કરીને વિશ્વરૂપ ઈશ્વરમાં ચિત્તનો સમાધાન કરવાનો યોગ કહ્યો છે અને કર્માનુષ્ઠાન વગેરે પણ ઈશ્વર માટે જ કહ્યા છે. પાછળ ૧૧મા શ્લોકમાં 'अथैतदप्यशक्तोऽसि' એ કર્મયોગ અજ્ઞાનનું કાર્ય છે એમ સૂચવ્યું હોવાથી (ઈશ્વર અને આત્મામાં) અભેદ જોનારા અક્ષર (બ્રહ્મના) ઉપાસકોને (માટે) તે કર્મયોગ ઘટતો નથી, એમ ભગવાન દેખાડે છે; તે જ પ્રમાણે કર્મયોગીઓ માટે અક્ષર(બ્રહ્મ)ની ઉપાસનાનો અસંભવ, 'ते प्राप्नुवन्ति मामेव' (૧૨-૪) (એમ કહી) એ વચનથી દેખાડે છે. બ્રહ્મના ઉપાસકો મોક્ષ મેળવવામાં સ્વતંત્ર છે, એમ કહી 'तेषामहं समुद्धर्ता' (૧૨-૭) એ વચનથી બીજાઓ (કર્મઠો) માટે પરતંત્રતા એટલે ઈશ્વરાધીનતા બતાવી છે; કારણકે જો તે (કર્મઠો) કર્મયોગીઓને ઈશ્વરનાં સ્વરૂપ (આત્મભૂત)જ માનવામાં આવ્યાં હોય, તો અભેદદર્શી હોવાને લીધે એ અક્ષરરૂપ જ થયાં, તો પછી એમના વિષયમાં 'હું તેમનો ઉદ્ધારક છું' (૧૨ ૭) એ વચન કઠોર, બીનચતુરાઈ ભર્યું કે અસંગત થાય; પરંતુ ભગવાન અર્જુનના અત્યંત હિતૈષી છે, માટે જેમાં સમ્યગ્જ્ઞાન-મિશ્રિત નથી કે સમ્યગ્જ્ઞાનનો લેશમાત્ર પણ ગંધ નથી એવા ભેદદૃષ્ટિવાળા-કેવળ કર્મયોગનો જ એ ભેદદૃષ્ટિવાળા અર્જુનને ઉપદેશ કરે છે (જ્ઞાનકર્મના સમુચ્ચયનો નહિ); વળી (એ પણ યુક્તિપુરઃસર વાત છે, કે) પ્રમાણથી પોતાને ઈશ્વર હોવાનું જાણી કોઈ, કોઈ તો (અર્થાત્ બીજા ઈશ્વરનો) ગુણભાવ પામવા (પ્રાપ્ત કરવા) નથી ઇચ્છતો; (નહિ જ ઇચ્છે; કારણકે ઈશ્વરભાવ અને સેવ્યસેવકભાવ પરસ્પર વિરુદ્ધ છે;) આથી જેમણે સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરી દીધો છે એવા અક્ષરબ્રહ્મના ઉપાસકો, સમ્યક્(યથાર્થ) જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓ છે, તેમને તો अद्वेष्टा सर्वभूताना ...ઇત્યાદિ ધર્મસમુદાય (ધર્મસમુચ્ચય), જે સાક્ષાત્ અમૃતત્ત્વ(મોક્ષ)નું કારણ છે, તે કહેવાના (વર્ણવવાના) હેતુથી ભગવાન તે ધર્મસમુચ્ચય કહેવાનો આરંભ કરે છે :

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

સર્વ ભૂતોનો દ્વેષ ન કરનારો, મિત્રભાવવાળો, દયાવાળો, મમતાવિનાનો, અહંકારરહિત, સુખ-દુઃખ જેને સમાન છે એવો અને ક્ષમાવાળો જ (મને પ્રિય છે); ૧૩

ભાષ્યાર્થ: (સર્વ) ભૂતોનો એ દ્વેષ ન કરનારો (ભૂતમાત્ર ઉપર દ્વેષથી રહિત)-તે પોતાનાં દુઃખનાં કારણભૂતોને આત્મપણાથી જ જુએ છે; મૈત્ર એટલે મિત્રભાવ(મૈત્રી-મિત્રતા)થી તે (સર્વ ભૂતો પ્રતિ) વર્તે છે, કરુણા-કૃપા-દુઃખીઓમાં દયાવાળો-એ પ્રકારનો એ કરુણ છે, તાત્પર્ય આ છે કે સર્વ ભૂતોને અભય આપનાર એ સંન્યાસી છે; મમબુદ્ધિ-મમતાથી રહિત છે; નિરહંકાર -અહંકારબુદ્ધિ એનામાંથી જતી રહી છે; સુખદુઃખ એને સમાન છે-દુઃખ થતાં એની દ્વેષમાં અને સુખ થતાં એની રાગ(પ્રીતિ)માં પ્રવૃત્તિ થતી નથી; એ

કરવામાં આવતાં સર્વે કર્મો મને સમર્પણ કરી તેનું અનુષ્ઠાન કરવું, તેનું નામ 'મદ્યોગ' અને એ મદ્યોગના આશ્રયવાળો તે મદ્યોગાશ્રિતઃ છે.)

હવે સર્વ કર્મફળના ત્યાગની સ્તુતિ કરે છે–

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥**

અભ્યાસથી જ્ઞાન નક્કી ચડિયાતું છે, જ્ઞાનથી ધ્યાન વિશેષ ચડિયાતું છે, ધ્યાનથી કર્મફળત્યાગ ચડિયાતો છે અને ત્યાગ પછી તરત જ શાંતિ પ્રાપ્ત થાય છે. ૧૨

**ભાષ્યાર્થ :** જ્ઞાન ખરેખર ચડિયાતું છે; કોનાથી? અવિવેકપૂર્વક કરેલા અભ્યાસથી; તે જ્ઞાનથી પણ જ્ઞાનપૂર્વક ધ્યાન વિશેષ ચડિયાતું કે શ્રેષ્ઠ છે; અને એ જ રીતે જ્ઞાનવાળા ધ્યાનથી પણ કર્મફળનો ત્યાગ અધિક ચડિયાતો (વિશેષ શ્રેય) છે, એવો અર્થ (પ્રથમ પંક્તિમાં 'વિશિષ્યતે' શબ્દ છે, તેને બીજી પંક્તિમાં કર્મફળત્યાગ પછી અધ્યાહાર લઈ) કરવાનો છે; એવી રીતે પૂર્વોક્ત વિશેષણો–પહેલા કહેલા ગુણોવાળા (પરમાત્મયોગ અને મનોનિગ્રહવાળા)ને, કર્મફળના ત્યાગથી સહેતુક સર્વ સંસારની શાન્તિ–ઉપશમ તરત જ થાય છે. (એ ત્યાગ થયા બાદ શાંતિ પ્રાપ્ત કરવામાં) કાળ જતો નથી–વિલંબ મિલકુલ થતો નથી.

પૂર્વોક્ત ઉપાયો(સાધનો)નું અનુષ્ઠાન કરવામાં અશક્તિ હોય તો કર્મમાં પ્રવૃત્ત થયેલા અજ્ઞાનીઓ માટે સર્વ કર્મના ફળત્યાગનું શ્રેય(કલ્યાણ)સાધન કહ્યું છે; પરંતુ સર્વ ઉપાયો (સાધનો)માં કર્મફળત્યાગરૂપ સાધન પ્રથમ (મુખ્ય) છે, એમ કહેવાના હેતુથી કહેલું નથી; તેથી જ श्रेयो हि ज्ञानम् अभ्यासाद् વગેરે શ્લોકમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠતાનો ઉપદેશ કરી (છેવટે) સર્વ કર્મફળત્યાગની સ્તુતિ (કરવામાં આવી છે); કારણકે અક્ષરબ્રહ્મનાં ઉત્તમ સાધનોનું અનુષ્ઠાન કરવામાં અશક્ત હોય, તેને માટે જ આ (કર્મફળત્યાગનું) સાધન અનુષ્ઠાન કરવા યોગ્ય માનવામાં આવેલું છે. **પ્રશ્ન :** આ કર્મફળત્યાગ કયા ધર્મવાળો હોય તો તેની સ્તુતિ કરવી યોગ્ય કહેવાય? **ઉત્તર :** यदा सर्वे प्रमुच्यन्ते (કઠ. ઉ. ૬–૧૪, જ્યારે આ હૃદયમાં રહેલ સર્વ કામનાઓ નષ્ટ થઈ જાય છે), એ શ્રુતિથી સર્વ કામનાઓના નાશથી અમૃતત્વની પ્રાપ્તિ કહેવામાં આવી છે, એ વાત પ્રસિદ્ધ છે. શ્રુતિ-સ્મૃતિમાં કહેલાં–'શ્રૌતસ્માર્ત' કર્મોનાં ફળનું નામ 'કામ' છે, એના ત્યાગથી ધ્યાનજ્ઞાનનિષ્ઠ વિદ્વાન પુરુષને તરત જ શાંતિ (પ્રાપ્ત) થાય છે. અજ્ઞાનીના કર્મફળત્યાગમાં અજ્ઞાની લોકોની સર્વ કામનાઓનો ત્યાગ પણ સામાન્ય (સમાન) રીતે રહેલો છે જ; આમ સર્વ કામનાઓના ત્યાગની સમાનતાને લીધે આ સર્વ કર્મફળત્યાગની સ્તુતિ (અજ્ઞાનીઓને) રુચિ ઉપજાવવા માટે છે. જેમ 'અગસ્ત્ય બ્રાહ્મણથી સમુદ્ર પી જવામાં આવ્યો' એમ કહેવાથી આજકાલના અર્વાચીન બ્રાહ્મણોની પણ બ્રાહ્મણપણાની સમાનતા હોવાને લીધે સ્તુતિ કરવામાં આવે છે, વખણાય છે, તેમ કર્મફળના ત્યાગથી કર્મયોગનું શ્રેય સાધનપણું–સાધન તરીકે ચડિયાતાપણું–દેખાડ્યું છે.

અહીં આત્મા અને ઈશ્વરના ભેદનો આશ્રય કરીને વિશ્વરૂપ ઈશ્વરમાં ચિત્તનો સમાધાન કરવાનો યોગ કહ્યો છે અને કર્માનુષ્ઠાન વગેરે પણ ઈશ્વર માટે જ કહ્યા છે. પાછળ ૧૧મા શ્લોકમાં 'अथैतदप्यशक्तोऽसि' એ કર્મયોગ અજ્ઞાનનું કાર્ય છે એમ સૂચવ્યુ હોવાથી (ઈશ્વર અને આત્મામાં) અભેદ જોનારા અક્ષર (બ્રહ્મના) ઉપાસકોને (માટે) તે કર્મયોગ ઘટતો નથી, એમ ભગવાન દેખાડે છે; તે જ પ્રમાણે કર્મયોગીઓ માટે અક્ષર(બ્રહ્મ)ની ઉપાસનાનો અસંભવ, 'ते प्राप्नुवन्ति मामेव' (૧૨-૪) (એમ કહી) એ વચનથી દેખાડે છે. બ્રહ્મના ઉપાસકો મોક્ષ મેળવવામાં સ્વતંત્ર છે, એમ કહી 'तेषामहं समुद्धर्ता' (૧૨-૭) એ વચનથી બીજાઓ (કર્મીઓ) માટે પરતંત્રતા એટલે ઈશ્વરાધીનતા બતાવી છે; કારણકે જો તે (કર્મીઓ) કર્મયોગીઓને ઈશ્વરનાં સ્વરૂપ (આત્મભૂત)જ માનવામાં આવ્યાં હોય, તો અભેદદર્શી હોવાને લીધે એ અક્ષરરૂપ જ થયાં, તો પછી એમના વિષયમાં 'હું તેમનો ઉદ્ધારક છું' (૧૨-૭) એ વચન કઠોર, બીનચતુરાઈ ભર્યું કે અસમત થાય, પરંતુ ભગવાન અર્જુનના અત્યંત હિતૈષી છે, માટે જેમાં સમ્યગ્જ્ઞાન-મિશ્રિત નથી કે સમ્યગ્જ્ઞાનનો લેશમાત્ર પણ ગંધ નથી એવા ભેદદૃષ્ટિવાળા-કેવળ કર્મયોગનો જ એ ભેદદૃષ્ટિવાળા અર્જુનને ઉપદેશ કરે છે (જ્ઞાનકર્મના સમુચ્ચયનો નહિ), વળી (એ પણ યુક્તિપુરઃસર વાત છે, કે) પ્રમાણથી પોતાને ઈશ્વર હોવાનું જાણી કોઈ, કોઈ નો (અર્થાત્ બીજા ઈશ્વરનો) ગુણભાવ પામવા (પ્રાપ્ત કરવા) નથી ઇચ્છતો, (નહિ જ ઇચ્છે; કારણકે ઈશ્વરભાવ અને સેવ્યસેવકભાવ પરસ્પર વિરુદ્ધ છે;) આથી જેમણે સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરી દીધો છે એવા અક્ષરબ્રહ્મના ઉપાસકો, સમ્યક્(યથાર્થ) જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓ છે; તેમને તો अद्वेष्टा सर्वभूतानां ... ઇત્યાદિ ધર્મસમુદાય (ધર્મસમુચ્ચય), જે સાક્ષાત્ અમૃતત્વ(મોક્ષ)નું કારણ છે, તે કહેવાના (વર્ણવવાના) હેતુથી ભગવાન તે ધર્મસમુચ્ચય કહેવાનો આરંભ કરે છે-

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

સર્વ ભૂતોનો દ્વેષ ન કરનારો, મિત્રભાવવાળો, દયાવાળો, મમતાવિનાનો, અહંકારરહિત, સુખ-દુઃખ જેને સમાન છે એવો અને ક્ષમાવાળો જ (મને પ્રિય છે); ૧૩

ભાષ્યાર્થ: (સર્વ) ભૂતોનો એ દ્વેષ ન કરનારો (ભૂતમાત્ર ઉપર દ્વેષથી રહિત)-તે પોતાના દુ:ખનાં કારણભૂતોને આત્મપણાથી જ જુએ છે; મૈત્ર એટલે મિત્રભાવ(મૈત્રી-મિત્રતા)થી તે (સર્વ ભૂતો પ્રતિ) વર્તે છે, કરુણા-કૃપા-દુ:ખીઓમાં દયાવાળો-એ પ્રકારનો એ કરુણ છે, તાત્પર્ય આ છે કે સર્વ ભૂતોને અભય આપનાર એ સંન્યાસી છે; મમબુદ્ધિ-મમતાથી રહિત છે, નિરહંકાર -અહંકારબુદ્ધિ એનામાંથી જતી રહી છે, સુખદુ:ખ એને સમાન છે-દુ:ખ થતાં એની દ્વેષમાં અને સુખ થતાં એની રાગ(પ્રીતિ)માં પ્રવૃત્તિ થતી નથી. એ

ક્ષમી(ક્ષમાવાળો) છે; કોઈ ઊંચે સાદે તિરસ્કાર સહિત બોલાવે અથવા તો મારપીટ કરે, તોપણ એ અવિકારી (વિકારવિનાનો) જ રહે છે.

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥

નિત્ય (નિરંતર) સંતોષી, આત્માને વશ રાખવાવાળો; શરીર અને ઇંદ્રિયોને નિયમમાં રાખવાવાળો, દઢ નિશ્ચયવાળો, મારામાં અર્પણ કરેલાં મનબુદ્ધિવાળો, મારો જે ભક્ત છે તે મને પ્રિય છે. ૧૪

જે સદા સંતુષ્ટ છે–દેહસ્થિતિના (દેહ ટકાવી રાખવામાં) કારણરૂપ પદાર્થોની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિ (લાભ–હાનિ)માં જેને અલંભાવ (જે છે તે પૂરતું છે, એ ભાવ) થઈ ગયો છે અને વળી જે ગુણવાળી (ફાયદાકારક) વસ્તુના લાભમાં તેમ જ તેની હાનિમાં હમેશ સંતુષ્ટ રહે છે; જે યોગી–નિત્ય સમાહિત ચિત્તવાળો, સંયમી (વશરાખેલા) સ્વભાવવાળો અને દઢ નિશ્ચયવાળો એટલે આત્મતત્ત્વના વિષયમાં જેનો નિશ્ચય દઢ થઈ ચૂક્યો છે; (અને) સંકલ્પ–વિકલ્પાત્મક મન અને નિશ્ચયાત્મક બુદ્ધિ જે સંન્યાસીએ મારામાં જ અર્પી (સ્થાપી) દીધી છે; આવો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે; પાછળ प्रियो हि ज्ञानिनोऽत्यर्थम् [ ૭–૧૭, જ્ઞાનીનો હું અત્યંત પ્રિય (પ્યારો) છું અને તે મને પ્રિય છે. ] કહ્યું છે, તેનું અહીં વિસ્તાર–પૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

લોક–સૃષ્ટિ (કે) કોઈ પણ પ્રાણી, જેનાથી ઉદ્વેગ પામતા નથી અને જે પ્રાણીઓથી ઉદ્વેગ પામતો નથી; જે હર્ષ, અદેખાઈ, ભય અને ઉદ્વેગથી મુક્ત છે, તે મને પ્રિય છે. ૧૫

**ભાષ્યાર્થ :** જે–સંન્યાસી(તરફ)થી લોક (સંસાર), ઉદ્વેગ પામતો નથી, સંતાપ પામતો નથી–ક્ષુબ્ધ થતો (ખળભળી ઊઠતો) નથી; તેમ જ જે લોક (સંસાર)થી ઉદ્વેગ (સંતાપ કે ત્રાસ) પામતો નથી એટલે કે જેનો કોઈને ઉપદ્રવ નથી અને જે સહનશીલ છે; જે હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગથી રહિત છે; પ્રિય વસ્તુના લાભથી અંતઃકરણમાં જે (ઉત્કર્ષ) ઉત્સાહ–આનંદ થાય છે; રોમાંચ, અશ્રુપાત વગેરે જે(ઉત્કર્ષ)નાં ચિહ્ન છે તેનું નામ હર્ષ છે. અમર્ષનો અર્થ અસહિષ્ણુતા છે, પારકાનો ઉત્કર્ષ સહન ન થઈ શકે એવી ચિત્તવૃત્તિ. ભય એટલે ત્રાસ અને ઉદ્વેગ એટલે સંતાપ–કંટાળો. આ બધાંથી જે મુક્ત તે હર્ષ–અમર્ષ–ઉદ્વેગથી મુક્ત છે. એવો જે છે તે મને પ્રિય (પ્યારો) છે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

અપેક્ષા(સ્પૃહા–ઇચ્છા)રહિત, પવિત્ર, દક્ષ (કાર્યકુશલ),

ઉદાસીન, ભય કે પીડાવિનાનો, સર્વ આરંભનો પરિત્યાગ કરનાર જે મારો ભક્ત છે, તે મને પ્રિય છે. ૧૬

**ભાષ્યાર્થ :** જે શરીર, ઇંદ્રિય અને વિષયો તથા તેઓના પરસ્પર સંબંધો વગેરે ( પરસ્પર સંબંધ આદિની સ્પૃહા) વિષયોમાં અપેક્ષા( સ્પૃહા-ઇચ્છા) વિનાનો છે, જે બહારની અને અંદરની પવિત્રતાવાળો છે, કાર્ય પ્રાપ્ત થતાં-કોઈ પણ પ્રસંગે કાંઈ કાર્ય આવી પડે ત્યારે, તરત યથાયોગ્ય પ્રવૃત્તિ કરવા જે સમર્થ છે, કોઈ પણ મિત્ર વગેરેનો પક્ષ ન સ્વીકારનાર (લેનાર) જે સંન્યાસી છે, પીડા-વ્યથાવિનાનો-જે નિર્ભય છે, જે સર્વ આરંભનો ત્યાગ કરવાના સ્વભાવવાળો છે [ જેની શરૂઆત કરવામાં આવે તેનું નામ આરંભ છે; આ લોકના અને પરલોકના ફળોપભોગ માટે કરવામાં આવતાં સર્વ સકામ કર્મો (ની પ્રવૃત્તિ) આરંભ કહેવાય છે.] આવા ગુણોવાળો મારો જે ભક્ત છે, તે મને પ્રિય છે.

વળી,

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા કરતો નથી; જે શુભ અને અશુભનો ત્યાગ કરનારો છે ને જે ભક્તિમાન છે, તે મને પ્રિય છે. ૧૭

**ભાષ્યાર્થ :** જે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં હર્ષ પામતો નથી, અનિષ્ટની પ્રાપ્તિમાં દ્વેષ કરતો નથી, પ્રિય-વિયોગમાં જે શોક કરતો નથી, ન પ્રાપ્ત થયેલાને ઇચ્છતો નથી, એવો શુભ અને અશુભ કર્મોનો સર્વ પ્રકારે ત્યાગ કરવાનો જેનો સ્વભાવ છે, જે ભક્તિમાન છે, તે મને પ્રિય છે.

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ १८ ॥

અને શત્રુ તથા મિત્રમાં જે સમાન છે; તેમ જ માન-અપમાનમાં અને ટાઢતડકો, સુખ તથા દુઃખમાં (પણ) સમાન છે અને સંગથી અત્યંત રહિત છે, ૧૮

**ભાષ્યાર્થ :** જે શત્રુ-મિત્રમાં, માન-અપમાનમાં, સત્કાર-તિરસ્કારમાં સમાન રહે છે; તેમ જ વળી ટાઢતડકામાં અને સુખદુઃખમાં સમાન છે અને સર્વત્ર સંગવિનાનો-આસક્તિથી રહિત છે;

વળી,

तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

નિંદાસ્તુતિ જેને સમાન છે એવો, મૌન ધારણ કરનારો, જે કંઈ

વડે સંતોષ પામી જનારો, આશ્રય(ઘર)વિનાનો, સ્થિર બુદ્ધિવાળો અને ભક્તિમાન એવો પુરુષ મને પ્રિય છે. ૧૯

**ભાષ્યાર્થ :** નિંદા તથા સ્તુતિ જેને તુલ્ય છે, જે મૌનવ્રત ધારણ કરવાવાળો એટલે વાણીને વશ રાખનાર (જીતનાર) છે, જે કાંઈ મળે તેનાથી–શરીર જેનાથી ફક્ત ટકી રહે તેટલાથી જ જે સંતુષ્ટ છે;–તે પ્રમાણે જ મહાભારત શાંતિપર્વ ૨૪૫/૧૨માં પણ કહ્યું છે: 'જે કાંઈ મળી જાય તેનાથી શરીર ઢાંકનાર, જે કાંઈ મળી જાય તે ખાઈને ચલાવી લેનાર, ગમે તે જગ્યામાં–જ્યાં ત્યાં સૂઈ નિભાવી લેનાર હોય તેને દેવો બ્રાહ્મણ કહે છે.' વળી જેને આશ્રય (નિવાસ) કે સ્થાયી ઘર નથી; બીજી સ્મૃતિઓમાં પણ 'અનાગાર' શબ્દથી એ જ કહ્યું છે; (તેમ જ) પરમાર્થ વિષય(બાબત)ની જેની બુદ્ધિ સ્થિર થઈ ચૂકી છે, એવો ભક્તિમાન પુરુષ મને પ્રિય (પ્યારો) છે.

अद्वेष्टा सर्वभूतानाम् (અ. ૧૨ શ્લો. ૧૩) વગેરેથી આરંભી (અ. ૧૨ શ્લો. ૧૯ સુધી) અક્ષરબ્રહ્મના ઉપાસકો, જે સર્વ એષણા(તૃષ્ણા)થી નિવૃત્ત (રહિત) થયેલ હોઈ પરમાર્થ જ્ઞાનનિષ્ઠાવાળા સંન્યાસીઓ છે, તેઓના ધર્મો કહ્યા છે, તેનો ઉપસંહાર કરવામાં આવે છે:

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २०

વળી જેઓ ઉપર કહ્યા પ્રમાણેના આ ધર્મયુક્ત અમૃતને શ્રદ્ધાળુ બની કહ્યા પ્રમાણે સેવે છે, તે મારા પરાયણ ભક્તો મને અત્યંત પ્રિય છે. ૨૦

**ભાષ્યાર્થ :** જે સંન્યાસીઓ આ अद्वेष्टा सर्वभूतानां ઇત્યાદિ શ્લોક વડે કહેલ ધર્મ્ય–ધર્મયુક્ત એવું અમૃત, એટલે કે અમર થવાનું કારણ; અર્થાત્ એ ધર્મયુક્ત હોવાથી (ધર્મથી ઓતપ્રોત હોવાથી) અમૃત પણ છે, તેનું શ્રદ્ધાળુ બની સેવન કરે–અનુષ્ઠાન કરે, આચરણ કરે છે, તે–મત્પરાયણ અર્થાત્ હું અક્ષરસ્વરૂપ પરમાત્મા જ જેમની નિરતિશય (ઉત્કૃષ્ટ, પરમ, ગતિ છું, એવા મારા ભક્તો, જેઓ પરમાર્થ (યથાર્થ) જ્ઞાનસ્વરૂપવાળી ઉત્તમ ભક્તિમાં સ્થિત થયા છે, (ભક્તિનો આશ્રય કરી રહેલા છે,) તેઓ મને અત્યંત પ્રિય છે. પહેલાં प्रियो हि ज्ञानिनोऽत्यर्थम् (અ. ૭શ્લો. ૧૭)માં જે વિષયનું સૂત્રરૂપે સૂચન કર્યું હતું, તેનું વ્યાખ્યાન (સ્પષ્ટીકરણ) કરી તેનો 'भक्तास्तेऽतीव मे प्रियाः' એ વચનથી ઉપસંહાર કર્યો છે; કહેવાનું તાત્પર્ય આ છે, કે ઉપર કહેલા આ ધર્મયુક્ત અમૃતને સેવતો (અનુષ્ઠાન કરતો) પુરુષ, વિષ્ણુભગવાન–પરમેશ્વરને (મને) અત્યંત પ્રિય થાય છે; તેથી વિષ્ણુનું પ્રિય પરમધામ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવાવાળા મુમુક્ષુએ આ ધર્મયુક્ત અમૃતનું યત્નપૂર્વક અનુષ્ઠાન કરવું જોઈએ.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતા-ભાષ્યનો ભક્તિયોગ નામનો બારમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १३ मो–क्षेत्रक्षेत्रज्ञविभागयोग*

સાતમા અધ્યાયમાં (પરમ) ઈશ્વરની બે પ્રકૃતિઓ સૂચવી છે અપરા અને પરા. સંસાર અર્થાત્ જન્મમરણનું કારણ હોવાથી અપરા પ્રકૃતિ આઠ પ્રકારના ભેદવાળી હોઈ ત્રિગુણાત્મિકા (સત્વ, રજસ્, તમસ્–ત્રણગુણવાળી) છે અને બીજી પરા પ્રકૃતિ જીવભૂત, ક્ષેત્રજ્ઞના સ્વરૂપવાળી ઈશ્વરાત્મિકા છે. જે આ બે પ્રકૃતિઓ વડે (પ્રકૃતિને લીધે) ઈશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ થાય છે, તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞરૂપ બંને પ્રકૃતિના નિરૂપણ દ્વારા એ પ્રકૃતિવાળા ઈશ્વરના તત્ત્વનો નિર્ણય કરવા માટે આ તેરમો ક્ષેત્રાધ્યાય આરંભ કરવામાં આવે છે. સમાપ્ત થયેલા બારમા અધ્યાયમા अद्वेष्टा सर्वभूतानाम् (અ.૧૨ શ્લોક ૧૩) એ શ્લોકથી માંડીને તે અધ્યાયની સમાપ્તિ પર્યંત તત્ત્વજ્ઞાની સંન્યાસીઓની નિષ્ઠા અર્થાત્ જે પ્રકારે તેઓ આચરણ (વર્તન) કરે છે, તે પ્રકાર (માર્ગ) કહ્યો છે. હવે એ ઉપર કહેલા ધર્મનું આચરણ કરવાથી તેઓ કયા તત્ત્વજ્ઞાનથી યુક્ત બની ભગવાનના પ્રિય (પ્યારા) થઈ જાય છે? તે પ્રશ્નનો ઉત્તર આપવાના હેતુથી આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. સમગ્ર કાર્ય–કારણ તથા વિષયના આકારમા પરિણામ પામેલી ત્રિગુણાત્મિકા પ્રકૃતિ, પુરુષને ભોગ તથા મોક્ષ સંપાદન કરવા (સાધી આપવા) માટે દેહઇંદ્રિયાદિ આકારરૂપે પ્રકટ (પ્રતીત) થાય છે, તે આ પ્રકટ થયેલો સંઘાત (દેહ–ઇંદ્રિયોનો સમુદાય) એ જ આ શરીર છે, તે શરીર સંબંધી—

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

હે કૌંતેય! આ શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે, એ ક્ષેત્ર શરીરને જે જાણે છે, તેને ક્ષેત્રજ્ઞ (છે,) એમ તે–ક્ષેત્રક્ષેત્રજ્ઞને જાણનારા કહે છે. ૧

**ભાષ્યાર્થ:** 'इदं (આ)' એ સર્વનામથી જે વસ્તુ કહી છે, તે વસ્તુ શરીર છે એમ કહી સ્પષ્ટ કરે છે (વિસ્તારપૂર્વક કહે છે): હે કૌંતેય! આ શરીરનું ક્ષત(ઝખ્મ)થી રક્ષણ કરવું પડે છે તેથી, તેમજ તે ધીમેધીમે ક્ષીણ (નષ્ટ) થતું જાય છે તેથી તથા ખેતરમાં જેમ ફળ ઉત્પન્ન થાય, તેમ શરીરરૂપ ક્ષેત્રમાંથી કર્મફળની પ્રાપ્તિ કરાય છે, તેથી આ શરીરને ક્ષેત્ર (છે એમ) કહેવાય છે. અહીં ક્ષેત્ર શબ્દ પછી इति શબ્દ છે, તેનો અર્થ 'एव–એ પ્રમાણે' થાય છે. આ શરીર(ક્ષેત્ર)ને જે જાણે છે, એટલે કે પગથી માથા સુધી જે આ શરીરને જ્ઞાન વડે પ્રત્યક્ષ જાણે છે; અર્થાત્ સ્વાભાવિક રીતે જાણે છે, ઉપદેશ દ્વારા પ્રાપ્ત થતા અનુભવથી જાણે છે અથવા સંવેદન–જ્ઞાનથી વિભાગપૂર્વક સ્પષ્ટ જાણે છે, તે જાણનારને (જાણવાવાળાને) 'ક્ષેત્રજ્ઞ' નામથી કહે છે, અહીં પણ इति

* આ અધ્યાયને 'પ્રકૃતિપુરુષવિવેક' એવું નામ પણ આપવામાં આવ્યું છે.

શબ્દ પહેલાંની પેઠે एवं એ પ્રમાણેના અર્થમાં જ છે; તેથી એ ક્ષેત્રજ્ઞ છે એમ કહે છે, એવો અર્થ છે; એમ કોણ કહે છે? તો તેનો ઉત્તર આ છે, કે એને જાણવાવાળા–એટલે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ બંનેને જે જાણે છે, તે જ્ઞાનીપુરુષો એમ કહે છે.

એ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ કહ્યા, તેટલા પરથી (એટલું જાણવાથી) જ તે જાણવામાં આવી ગયા, એમ સમજવું? તો જવાબ આ છે કે, ના, એટલું જ જાણવાથી તે જાણી ગયા, એમ સમજવાનું નથી. એ વિષય પર તેથી વધુ કહેવામાં આવે છે:

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

વળી હે ભારત! સર્વ ક્ષેત્રોમાં મનેજ તું ક્ષેત્રજ્ઞ જાણ. ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે તેજ જ્ઞાન છે એવો મારો મત છે. ૨

**ભાષ્યાર્થ:** ઉપર કહેલાં લક્ષણવાળો ક્ષેત્રજ્ઞ પણ મને જ (સંસારથી મુક્ત એવા હું–પરમેશ્વરને) જાણ. સર્વ ક્ષેત્રો(શરીરો)માં એટલે બ્રહ્માથી માંડી ઘાસના ખૂંખરા સુધી અનેક શરીરરૂપ ઉપાધિઓથી વિભક્ત (પૃથક–જુદો) ક્ષેત્રજ્ઞ છે; તેને સર્વ ઉપાધિઓથી મુક્ત–ઉપાધિભેદરહિત તેમ જ સત્, અસત્ આદિ કોઈ પણ શબ્દ વડે તથા તેના જ્ઞાન વડે ન જાણી શકાય એવો છે, એમ તું જાણ. હે ભારત! જેથી ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ અને ઈશ્વરના વાસ્તવિક (યથાર્થ) સ્વરૂપથી અલગ બીજો કોઈ જ્ઞાનનો–વિષય–જ્ઞાનથી જાણી શકાય એવો બીજો કોઈ પણ વિષય બાકી રહેતો નથી; તેથી જ્ઞેયસ્વરૂપ–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે, જે જ્ઞાનથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ પ્રત્યક્ષ કરવામાં આવે છે (અનુભવમાં લાવી શકાય છે), તે જ જ્ઞાન સમ્યક્–અર્થાત્ યથાર્થ જ્ઞાન છે, એવો હું ઈશ્વર(વિષ્ણુ)નો અભિપ્રાય છે.

**પૂર્વપક્ષ–શંકા:** જો સર્વ શરીરરૂપ ક્ષેત્રોમાં એક જ ઈશ્વર છે, તેના વિના બીજો કોઈ ભોક્તા નથી એમ માનીએ, તો ઈશ્વરને સંસારી માનવા પડે; અથવા તો ઈશ્વર સિવાય બીજા સંસારી(ભોક્તા)નો અભાવ હોવાથી સંસારના અભાવનો પ્રસંગ આવી પડે છે; આ બંને વાત અનિષ્ટ છે; કેમકે એમ માની લેવાથી તો બંધ, મોક્ષ તથા તે બન્નેનાં કારણો પ્રતિપાદન કરવાવાળાં શાસ્ત્ર વ્યર્થ બની જાય છે અને પ્રત્યક્ષાદિ પ્રમાણો સાથે પણ વિરોધ આવે છે. સુખદુઃખ તથા તેનાં કારણવાળો સંસાર તો પ્રત્યક્ષ અનુભવાય છે જ તેથી, (ઉપરાંત) જગતનું વૈચિત્ર્ય–વિવિધતા પણ જોવામાં આવે છે, તેથી ધર્મ–અધર્મ કે પાપપુણ્યનું કારણ સંસાર છે, એમ અનુમાનથી સિદ્ધ થાય છે; પરંતુ (તમે કહો છો, તેમ) આત્મા અને ઈશ્વરનાં એકત્વમાં (એક હોવાપણામાં) તો આ બધું અયુક્ત (અસંભવિત) ઠરે છે.

**ઉત્તર:** ના, એમ નથી; કારણકે જ્ઞાન અને અજ્ઞાનનો ભેદ (અનુભવાતો) હોવાથી આ વાત બરોબર છે. (જીવ–ઈશ્વરનું ઐક્ય જ છે, અજ્ઞાનને લીધે જીવને સંસારીપણું છે અને જ્ઞાન થતાં જીવ–ઈશ્વરનું ઐક્ય અનુભવાય એટલે

અસંસારીપણું છે.) दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता। [કા. ઉ. ૧-૨-૪ શ્રુતિમાં પણ કહ્યું છે, કે પ્રસિદ્ધ જે અવિદ્યા અને વિદ્યા છે, તે અત્યંત વિપરીત (પરસ્પર વિરોધી) અને ભિન્નભિન્ન સમજવામાં આવી છે.], અને વળી (એ જ શ્રુતિમાં કા. ૨-૨ માં) એ વિદ્યા અને અવિદ્યાનાં ફળો શ્રેય અને પ્રેય છે, એમ કહી તે ફળો એ પ્રકારે પરસ્પર વિરોધી છે, એમ બતાવ્યું છે. એમાં વિદ્યા-વિષય-વિદ્યાનું ફળ શ્રેય (મોક્ષ) અને અવિદ્યાનું ફળ પ્રેય (ઇષ્ટભોગોની પ્રાપ્તિ) છે. તે જ પ્રમાણે શ્રીભગવાન વ્યાસમુનિએ પણ કહ્યું છે, કે 'द्वाविमावथ पन्थानौ' (મહા. શા. ૨૪૧-૬ એ બે માર્ગો છે) ઇત્યાદિ તથા 'इमौ द्वाविव पन्थानौ ઇત્યાદિ બીજા વાક્યથી પણ એ જ કહ્યું છે. અહીં પણ ગીતાશાસ્ત્રમાં (અ. ૩ શ્લો. ૩) પણ બે નિષ્ઠા (માર્ગ) દેખાડવામાં આવી છે. ઉપરાંત શ્રુતિ, સ્મૃતિ અને ન્યાય વડે પણ જણાય છે, કે વિદ્યાથી અવિદ્યાને તેના કાર્ય સહિત ત્યજવી (નાશ કરવી) જોઈએ. એ વિષયમાં આ શ્રુતિઓ પ્રમાણ છે....

'इह चेदवेदीदथ०' (કેન. ઉ. ૨-૫)આ જો આ જન્મમા બ્રહ્મને જાણી લીધું તો તે સત્ય (અવિનાશી) છે; પણ જો આ જન્મમાં આત્મા-બ્રહ્મને ન જાણ્યુ તો બહુ ભારે હાનિ (નુકસાન) થાય છે. 'तमेवं० (નૃ. પૂ. ઉ. ૬) એમ આત્માને જાણનારો પુરુષ પરમાત્માનો પ્રત્યક્ષપણાથી સાક્ષાત્કાર કરે છે (તાદાત્મ્યનો અનુભવ લે છે), તે દેહી (જીવતો) છતાં અમૃત (અમર-મુક્ત) થાય છે.' नान्यः (શ્વ. ઉ. ૩-૮) આવા સાક્ષાત્કાર સિવાય અમર થવાનો (મુક્તિ મેળવવાનો) બીજો કોઈ માર્ગ નથી.' 'विद्वान्...(તૈ. ઉ. ૨-૪) વિદ્વાન-જ્ઞાની પુરુષ કોઈથી બીતો નથી; પણ અજ્ઞાનીને તો 'अथ तस्य' (તૈ. ઉ. ૨-૨૭) 'अविद्यायाम्...(કા. ઉ. ૨-૨૫) આત્મા અને પરમાત્માના અભેદને ન જાણનાર-ભેદમા માનનાર અજ્ઞાનીના માર્ગમાં સંસારરૂપ ભય આવે છે; અજ્ઞાનીને અર્થાત્ અવિદ્યામા પડેલાને ભય લાગે છે. अविद्यायाम् (નચિ. ૪૩) અવિદ્યામાં પડેલા, પોતાને પંડિત માનતા અને કુટિલ ગતિથી ચાલતા મૂઢ જનો આંધળાએ દોરેલા આંધળાની પેઠે દુ:ખ પામે છે.' 'ब्रह्म वेद' (મુ. ઉ. ૩-૨-૯) જે બ્રહ્મ જાણે છે, તે (પોતે) બ્રહ્મ જ થાય છે.' 'अन्योऽसौ' (બૃ. ઉ. ૧-૪-૧૦) આ દેવ અન્ય છે અને હુ (પૂજક પણ તેનાથી) અન્ય છુ, એવી જેની ભાવના છે, તે આત્મતત્ત્વને જાણતો નથી; જેમ (મનુષ્યોનું) પશુ હોય છે, તેમ તે દેવોનું પશુ છે અર્થાત્ આપણે જેમ પશુની પાસે કામ કરાવી ફળ પ્રાપ્ત કરીએ છીએ, તેમ દેવો એવી ભેદમયી ભાવનાવાળા ભક્ત પાસેથી ફળ પ્રાપ્ત કરી લે છે; પરંતુ આત્મવિત્ જે છે' 'स इदं (બૃ. ૮-૪-૧૦) તે પુરુષ આત્મજ્ઞાનથી આ સર્વ રૂપ થાય છે.' 'यदा चर्मवत् (શ્વે. ૬-૨૦) જ્યારે પુરુષ આકાશને ચામડાની પેઠે વીંટાળી શકશે, ત્યારે તે દેવને જાણ્યા વિના પણ દુઃખનો અંત લાવી શકશે.' ઇત્યાદિ હજારો શ્રુતિઓ આ અર્થવાળી છે તેમ જ સ્મૃતિઓ પણ છે: 'अज्ञानेनावृतं' (૫-૧૫) અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાયેલું (આચ્છાદિત) છે, માટે જંતુઓ

(જીવો) મોહ પામે છે.' 'इहैव (૨–૧૯) જેમનું ચિત્ત સમતામાં સ્થિત રહેલું છે, તેમણે આ જ જન્મમાં અહીં જન્મમરણરૂપી સંસાર જીતી લીધો છે.' 'समं पश्यन्हि (અ. ૧૩–૨૮) સર્વત્ર સમાનભાવથી જોનો તે....'ઇત્યાદિ.

અને ન્યાય(યુક્તિ)પુરઃસર વિચારી જોતાં આ જ વાત સિદ્ધ થાય છેઃ सर्पान्... (મહા. શાંતિ. મોક્ષ. ૨૦૧–૧૬) સર્પ, દર્ભના કાંટા અથવા જળાશય પોતાના માર્ગમાં આવનાર છે એ જાણીને તેના જ્ઞાતાઓ તે માર્ગનો ત્યાગ કરે છે; પરંતુ તે નહિ જાણનાર કેટલાક (અજ્ઞાની) તેમાં પડે છે; તે જ ન્યાય–(રીત)થી જ્ઞાનનું વિશેષ ફળ છે, તે તું જો (સમજ); અને વળી એમ જોવામાં પણ આવે છે, કે દેહાદિમાં આત્મબુદ્ધિ રાખવાવાળો અજ્ઞાની રાગ, દ્વેષ વગેરે દોષોથી પ્રેરિત બની (દોરવાઈ જઈ) ધર્મ–અધર્મરૂપ કર્મોનાં અનુષ્ઠાન કરતો–કરતો ઉત્પન્ન થાય છે (જન્મે છે) અને મરે છે; જ્યારે દેહાદિથી આત્મા જુદો છે, એવો અનુભવ (લેનારા–સાક્ષાત્કાર કરી) લેનારાઓ રાગ, દ્વેષ વગેરેનો ત્યાગ કરે છે, તેથી તે વૃત્તિઓ પર આધાર રાખનારી ધર્મ–અધર્મની તેમની પ્રવૃત્તિ શાંત થઈ જાય છે, જેથી તેઓ મુક્ત થઈ જાય છે અને તેઓ જન્મ–મરણથી છૂટી જાય છે. આ વાત(સિદ્ધાંત)નો કોઈ પણ ન્યાયપૂર્વક (યુક્તિથી) વિરોધ નથી કરી શકતો અથવા તો તેને અસિદ્ધ (ખોટો) ઠરાવી શકતો નથી. આ પ્રમાણે જીવ–બ્રહ્મનું ઐક્ય છે, તેથી સતરૂપ ક્ષેત્રજ્ઞ ઈશ્વરને જ અવિદ્યાએ આરોપિત (લીધેલો) કરેલી ઉપાધિના ભેદથી સંસારીપણું જાણે આમ થાય છે, તે જે પ્રકારે દેહાદિમાં આત્માનું આત્મપણું (અધ્યારોપિત–કલ્પેલું) છે, તેના જેવું છે. સર્વ જીવો(પ્રાણીઓ)ને દેહાદિ અનાત્મ વસ્તુમાં આત્મભાવ પ્રસિદ્ધ છે, તે અવિદ્યાકૃત જ છે; જેમ ઝાડના ઠૂંઠામાં પુરુષબુદ્ધિ થઈ જાય છે તેમ; સ્થાણુને (ઝાડના ઠૂંઠા કે ગતંભને) અજાણમાં કોઈ પુરુષ છે, એમ માને છે, તે રીતે; પરંતુ કેવળ આથી (આમ અજ્ઞાનને લીધે માન્યાથી)જ કાંઈ પુરુષના ધર્મ તે સ્થાણુ કે ઝાડના ઠૂંઠામાં અથવા તો તે સ્થાણુ કે ઝાડના ધર્મ પુરુષમાં નથી આવી જતા; તે જ પ્રમાણે ચેતનનો ધર્મ દેહમાં કે દેહનો ધર્મ ચેતનમાં નથી આવી શકતો. જરા (વૃદ્ધાવસ્થા) અને મૃત્યુ એ (અવિદ્યાનાં કાર્ય હોવાથી તે) જેમ આત્માના ધર્મ નથી, તેમ સુખ, દુઃખ, મોહ વગેરે પણ આત્માના ધર્મ નથી, આત્મામાં કલ્પિત છે; કેમકે બંને અવિદ્યાનાં એકસરખાં કાર્ય છે.

પૂર્વપક્ષ–શંકા: જો બંને સમાન નથી (દષ્ટાંત–સિદ્ધાંત અસમાન હોવાથી), એમ કહો અર્થાત્ સ્થાણુ અને પુરુષ બંને જ્ઞેય (જાણવાની) વસ્તુઓ છે, એમાં અવિદ્યાવશ જ્ઞાતાએ (જાણનારે) એ બંનેને અન્યમાં જ અધ્યસ્ત કરેલા છે (ઝાડના ઠૂંઠામાં પુરુષનો અધ્યાસ, જોનારા કોઈ પુરુષે કર્યો છે, તેથી તે ઠૂંઠું અને પુરુષ બંને, તે જ્ઞાતા (જોનાર) પુરુષનાં, જ્ઞેય–જ્ઞાનના વિષયરૂપ બને છે); પરંતુ દેહ અને આત્મામાં તો દેહ જ્ઞેય છે અને આત્મા જ્ઞાતા છે; અને એ બંનેનો ઇતરેતરાધ્યાસ (એકબીજાનો પરસ્પર અધ્યાસ) થાય છે. જ્ઞેય અને જ્ઞાતાનો જ એકબીજામાં અધ્યાસ થાય છે, એટલે દષ્ટાંત સમાન નથી;

તેથી જો એમ કહો કે (સુખદુઃખાદિ) દેહધર્મ જો કે જ્ઞેય છે, તોપણ તે જ્ઞેયરૂપ ધર્મ પણ જ્ઞાતા(આત્મા)ના થાય છે, તો જવાબ આ છે કે:

**ઉત્તરપક્ષ :** ના તેમ થઈ શકે નહિ; કેમકે એથી તો અચેતનત્યાદિ પ્રસંગ આવી પડે [એટલે કે ચેતન તથા સદા અવિનાશી આત્મા વિનાશી થઈ અચેતન છે એમ થાય; કારણકે સુખ-દુઃખાદિ ધર્મો જો આત્માના છે, એમ માનીએ તો જરા-મરણ વગેરે ધર્મો પણ આત્માના માનવા પડે; પણ જરા-મરણ તો પ્રત્યક્ષ જ દેહના ધર્મો છે અને એને આત્માના ધર્મો માનીએ, એટલે આત્મા વિનાશી (જડ) બને;] કારણકે જ્ઞેયરૂપ શરીરાદિનાં સુખ, દુઃખ, મોહ વગેરે ધર્મો છે; તે જો જ્ઞાતા-આત્માના થાય, તો જ્ઞેયરૂપ ક્ષેત્ર(શરીર)ના અવિદ્યાથી આરોપિત (કલ્પેલા) કેટલાક જ ધર્મો આત્માના થાય અને કેટલાક બીજા ધર્મો જરા-મરણ વગેરે આત્માના ન થાય, તો આ વિશેષતા(તફાવત)નું કારણ શું છે તે તમો-વાદીએ કહેવું જોઈએ. [આ કારણ (હેતુ) તમો-વાદીએ નથી બતાવ્યાં.] 'તે ધર્મો આત્માના નથી' એવું અનુમાન (થી અમો કહી શકીએ) છે; કારણકે એમાં અવિદ્યાકૃત આરોપ થયેલો છે અને વળી તેઓ જરા-મરણ વગેરેની પેઠે આવવા-જવાના કે છોડવાના તેમ જ ગ્રહણ કરવાના સ્વભાવવાળા છે; તેથી પણ એ સુખદુઃખાદિ ધર્મો આત્માના ધર્મો નથી. (આથી અમારું આ અનુમાન સિદ્ધ થાય છે.) આમ હોવાથી કર્તૃત્વ, ભોક્તૃત્વરૂપ લક્ષણ(સ્વભાવ) વાળો, જ્ઞેય વસ્તુમાં સ્થિત, જ્ઞેયને આધારે જ રહેલો સંસાર, અવિદ્યા વડે જ્ઞાતામાં અધ્યારોપિત (કલ્પિત) છે, તેથી જ્ઞાતા કોઈ પણ પ્રકારે દોષિત બનતો નથી અથવા તો આ અવિદ્યાના અધ્યારોપરૂપી દૂષણથી જ્ઞાતાને કાંઈ બાધ (મલિનતા) આવતો નથી. જેમ બાળકોએ (મૂર્ખોએ) આકાશ-તળ પર મલિનતાના કરેલા અધ્યારોપથી આકાશને બાધ આવતો નથી (આકાશ મલિન નથી થઈ જતું) તેમ.

અને એમ હોવાથી ક્ષેત્રજ્ઞ, સત્‌રૂપ, ભગવાન ઈશ્વર, સર્વ ક્ષેત્રો-(શરીરો)માં રહ્યા છે, છતા તે ક્ષેત્રજ્ઞ(સત્-ભગવાન-ઈશ્વર)મા સંસારીપણાના લેશમાત્ર ગંધની પણ શંકા કરવી યોગ્ય નથી; કારણકે આ લોકમા અવિદ્યાથી આરોપિત કરેલા ધર્મથી કોઈનો કદી પણ ઉપકાર કે અપકાર થતો જોયો નથી. તમોએ જે કહ્યું છે કે દૃષ્ટાંત સમ નથી તેથી તે ખોટું છે; કઈ રીતે ખોટું છે? (એમ પૂછો તો જવાબ આ છે, કે) અવિદ્યાથી એક વસ્તુ ઉપર બીજી વસ્તુનો અધ્યાસ થાય છે; એટલું જ સાધર્મ્ય, એટલી જ સમાનતા (અમારાં) દૃષ્ટાંત અને દાર્ષ્ટાન્તમાં છે, (એક વસ્તુ સાથે બીજી વસ્તુ સરખાવીએ, ત્યારે બીજી વસ્તુ દૃષ્ટાંત કહેવાય અને પહેલી વસ્તુ-જે વસ્તુ સાથે બીજી વસ્તુ સરખાવી હોય-તે દાર્ષ્ટાન્ત કહેવાય છે.) એમ કહેવાનો આશય છે; તેથી તેમાં કોઈ પ્રકારનો વ્યભિચાર, દોષ કે બાધ આવતો નથી. તમો એમ માનો છો, કે એક જ્ઞેય વસ્તુનો બીજી જ્ઞેય વસ્તુ પર આરોપ થઈ શકે, પણ જ્ઞેય વસ્તુનો આરોપ જ્ઞાતા ઉપર ન થઈ શકે અને તેથી તમારું કહેવું છે, કે જ્ઞાતામાં આ દૃષ્ટાંતનો વ્યભિચાર થાય છે, દોષ દેખાઈ આવે છે, પરંતુ

જ્ઞાતાનું તો અનેકાંતિકપણું (અનેક ધર્મો હોવાપણું) અમોએ (સુખ–દુઃખ ઉપરાંત) જરા–મૃત્યુ વગેરે દષ્ટાંતથી દેખાડી દીધું છે; કહેવાનો અર્થ આ છે કે: **પૂર્વપક્ષકાર** કહે છે, કે સુખ–દુઃખાદિ ધર્મો આત્મામાં આરોપાયેલા નથી; પરંતુ તે તો આત્માના જ છે; તેના **ઉત્તરમાં** એ વાત ખોટી છે; કારણકે જ્ઞાતાને કેવળ પોતે સુખી–દુઃખી છે, એવો ભાસ અભ્યાસ દ્વારા થાય છે; એટલું જ નહિ પણ એને તો અનેક પ્રકારના ભાસ: જ્ઞાતા વૃદ્ધાવસ્થા પામે છે, મરે છે, વગેરે થાય છે. હવે જો પૂર્વપક્ષ–વાદીના કહેવા પ્રમાણે આ જરા-મરણધર્મ પણ આત્માના જ છે, તો આત્મા વિકારી અને વિનાશી બને; માટે અમો સિદ્ધાંતી કહીએ છીએ તે જ ખરું છે, કે અવિદ્યાકૃત ઉપાધિઓથી જ ક્ષેત્રજ્ઞ ઈશ્વરમાં સુખ, દુઃખ, જરામરણાદિના ભાસ થાય છે.

**પૂર્વપક્ષવાદી:** ક્ષેત્રજ્ઞ અવિદ્યાયુક્ત છે એટલે કે જીવ અવિદ્યાવાળો છે; માટે જીવને સંસારીપણું પ્રાપ્ત થાય છે. **ઉત્તરપક્ષ:** તામસપણું અવિદ્યાનું હોવાથી એ વાત બરોબર નથી; તામસ પ્રત્યય અવિદ્યા છે અર્થાત્ તમોગુણથી ઉત્પન્ન થતો અનુભવ આપવાવાળી (તો) અવિદ્યા છે; તે આવરણસ્વરૂપ–સત્ય વસ્તુ પર આવરણ અર્થાત્ પડદો નાખી દેનારી (ઢાંકી દેનારી) છે; ગમે તે પ્રકારે તે પ્રકટ થાય, વિપરીત ગ્રાહકરૂપે–એક હોય છતાં બીજું, (તેથી ઊલટું) જે દેખાડે તે વિપરીત ગ્રાહક અથવા તો સંશય ઉત્પન્ન કરનારરૂપે, અથવા તો અગ્રહણાત્મકરૂપે (હોવા છતાં વસ્તુનું ગ્રહણ અર્થાત્ ભાન કે જાણ ન થતાં) તે પ્રકટ થાય, તે અવિદ્યા આવરણાત્મક છે; વિવેકરૂપ પ્રકાશ–(વિજ્ઞાન)નો ઉદય થતાં તે (આવરણાત્મક અવિદ્યા) નાશ પામે છે; પરંતુ આવરણરૂપ તમોગુણના તિમિર (અંધકાર) વગેરે દોષ (સહેજ પણ) હોય, તો અગ્રહણ વગેરે (અગ્રહણ, સંશય તથા વિપરીત ગ્રહણ)રૂપે અવિદ્યા પ્રાપ્ત થાય છે–દષ્ટિએ પડે છે.

**વાદી–પૂર્વપક્ષ:** અહીં કહે છે: જો એમ જ છે તો અવિદ્યા એ જ્ઞાતા-(જીવ, ક્ષેત્રજ્ઞ, ઈશ્વર)નો ધર્મ સાબિત થયો.

**ઉત્તરપક્ષ:** ના, એ બરોબર નથી; કારણકે આંખ–ઇંદ્રિયમાં અંધાપો વગેરે દોષો જોવામાં આવે છે. (જ્ઞાતા આત્મામાં નહિ.) જો તમે કહો છો તેમ અવિદ્યા જ્ઞાતાનો ધર્મ હોય, તો તેના તે અવિદ્યાધર્મવાળા સ્વભાવ માત્રથી ક્ષેત્રજ્ઞ(જ્ઞાતા)ને સંસારીપણું પ્રાપ્ત થાય; જ્ઞાતા સંસારી બની જાય, તો તો જે (ઉપર) કહેવામાં આવ્યું છે, કે ક્ષેત્રજ્ઞ (જ્ઞાતા) ઈશ્વર જ છે અને તે સંસારી નથી, તે અયુક્ત ઠરે; તેથી તમારી આ ઉક્તિ (કથન) બરોબર નથી; (જેમ) નેત્ર ઇંદ્રિય(આંખ)માં વિપરીત ગ્રહણાદિ દોષ થાય છે, તે તથા તે દોષના નિમિત્ત(કારણ)રૂપ–તિમિરાદિ દોષ, ગ્રહણ કરનારનો એટલે ક્ષેત્રજ્ઞ કે જ્ઞાતાનો નથી બનતો (તેમ દેહના ધર્મ સુખ, દુઃખ, જરા, મરણાદિ પણ આત્માના નથી સંભવી શકતા); કારણકે આંખમાં થયેલા તિમિર-દોષને સંસ્કાર(ઉપચારથી)થી દૂર કરીએ, તો ગ્રહણ કરનારમાં–ક્ષેત્રજ્ઞ કે

જ્ઞાતામાં-એ દોષ નથી જોવામાં આવતો; માટે આ દોષ ગ્રહણ કરનાર ક્ષેત્રજ્ઞ જ્ઞાતા, ઈશ્વર કે આત્મા નથી; તે જ પ્રમાણે અગ્રહણ, વિપરીત ગ્રહણ અને સંશય( દોષો )નો અનુભવ તથા તે ( દોષના ) અનુભવના કારણરૂપ તિમિરાદિ છે, તેનો સંબંધ પણ કોઈને કોઈ ગમે તે ઇંદ્રિય સાથે જ હોઈ શકે છે-હોવા યોગ્ય છે, એનો સંબંધ જ્ઞાતા કે ક્ષેત્રજ્ઞ સાથે નથી. ઉપરાંત એ ( જ્ઞાનના વિષય ) જાણવામાં આવવાવાળા હોવાથી ( જ્ઞેય હોવાથી ) દીપકના પ્રકાશની પેઠે તેમનામાં જ્ઞાતાનું ધર્મપણું નથી; કારણકે જ્ઞેય છે, એટલા માટે પોતાથી બીજી કોઈ ચીજ દ્વારા (બીજા કોઈ દ્વારા)જ જાણવામાં આવી શકવાવાળા છે. સર્વ ઇંદ્રિયોના વિયોગમાં-સુષુપ્તિ, મૂર્છાદિ અવસ્થામાં તેમ જ કૈવલ્ય-દશા ( આત્મનિમગ્ન સ્થિતિ )માં આત્મા, અવિદ્યાદિ દોષોથી રહિત છે, એમ સર્વ આત્મવાદીઓએ સ્વીકાર કર્યો છે. જો આત્માના એટલે ક્ષેત્રજ્ઞના પોતાનાં જ સુખ, દુઃખ, જરા, મરણ, અજ્ઞાન વગેરે ધર્મો હોત, તો અગ્નિનો ધર્મ જે ઉષ્ણતા છે, તે જેમ અગ્નિથી છૂટો (જુદો) પડી શકતો નથી, તેમ આત્માનો અને તેના આ ( તમોએ આરોપ કરેલા ) સુખ, દુઃખ, જરા, મરણ આદિ ધર્મોનો વિયોગ કદી પણ ન થાત-અજ્ઞાન વગેરે ધર્મો આત્માથી કદી પણ છૂટા ન પડી શકત ( અને મોક્ષને અવકાશ રહેત નહિ ), પણ વિકાર-રહિત, સર્વવ્યાપી, આકારવિનાના આત્માને કોઈની સાથે સંયોગ કે વિયોગ ઘટતો નથી, તેથી ક્ષેત્રજ્ઞ આત્માને નિત્ય ઈશ્વરપણું સિદ્ધ ( થાય ) છે. अनादित्वान्निर्गुणत्वात् ( ૧૩-૩૧ ) એ આગળ ઉપર કહેવામાં આવનારા ભગવાનના વચનથી પણ આ ( ક્ષેત્રજ્ઞનું નિત્ય ઈશ્વરપણું જ ) સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષ : એમ હોય ( માની લઈએ ), તો તો સંસાર અને સંસારીપણું એ બન્નેનો અભાવ થઈ જાય અને તેથી શાસ્ત્રની નિરર્થકતા-અર્થતા આદિ દોષ ઉપસ્થિત થાય.

**ઉત્તરપક્ષ :** ના, એમ નથી, કારણકે એ દોષનો તો દરેકે સ્વીકાર કરેલો છે, સઘળા આત્મવાદીઓએ જે દોષ સ્વીકાર્યો ( સ્વધર્યો ) છે, જે દોષ આત્મવાદીઓથી સ્વીકારવા( ગ્રહણ કરવા )માં આવ્યો છે, તેનો ત્યાગ ( એકલા ) એક જ જણાથી થવો યોગ્ય નથી.

**પૂર્વપક્ષ-શંકા :** સર્વથી આનો સ્વીકાર કેવી રીતે કરવામાં આવ્યો છે?

**ઉત્તરપક્ષ :** સર્વ આત્મવાદીઓએ સ્વીકારેલું ( માનેલું ) છે, કે જેઓ મુક્ત-આત્મા છે, તેમને તો સંસાર તથા સંસારીપણાનો અભાવ છે, પરંતુ (તેથી) એમણે તે તે શાસ્ત્રની નિરર્થકતાનો સ્વીકાર નથી કર્યો, તે જ પ્રમાણે અમને ( અમારા મતમાં ) પણ ક્ષેત્રજ્ઞોનું ઈશ્વર સાથે ઐક્ય થતાં શાસ્ત્રની અનર્થકતા ( નિરર્થકપણું ) ભલે થાય, પરંતુ અવિદ્યા-અવસ્થામાં અર્થાત્ જ્યાંસુધી વિષયમાં અવિદ્યા છે, ત્યાંસુધી તો શાસ્ત્રની સાર્થકતા-શાસ્ત્રનો ઉપયોગ છે જ ( છે ). જેમ દ્વૈતવાદીઓના મત પ્રમાણે સર્વને બંધની અવસ્થામાં જ એટલે જ્યાંસુધી મુક્તાવસ્થા પ્રાપ્ત થઈ નથી, ત્યાંસુધી જ શાસ્ત્રની સાર્થકતા છે, પણ (મુક્તપણાનો

અનુભવ થાય ત્યારે ) મુક્તાવસ્થામાં શાસ્ત્રની સાર્થકતા નથી, શાસ્ત્ર નિરર્થક છે. ( તેમ જ અમારા મતમાં પણ છે. )

શંકા–પૂર્વપક્ષ : અરે, અમારા–સર્વ દ્વૈતવાદીઓના મતમાં તો આત્માની બંધ અવસ્થા અને મુક્ત અવસ્થા ખરેખર ( સાચી ) છે જ; તેથી હેયોપાદેય અર્થાત્ ત્યાગ કરવા તથા ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ તથા તેમ( કરવા )નાં સાધનો પણ વાસ્તવિક (સાચાં) જ છે, તેથી શાસ્ત્રની સાર્થકતા ( સાબિત થાય ) છે; પરંતુ અદ્વૈતવાદીઓના મતમાં તો દ્વૈતની અવાસ્તવિકતા (ખોટાપણું) છે. એટલે કે દ્વૈતપણું અવિદ્યાથી ઉત્પન્ન થયેલું હોવાથી આત્માની બંધનવાળી (બદ્ધ) અવસ્થા વાસ્તવિક ( ખરેખરી–સત્ય ) નથી, તેથી તે કોઈ શાસ્ત્રનો વિષય નથી બની શકતી; આ કારણસર શાસ્ત્રાદિની નિરર્થકતા ( વ્યર્થતા ) છે; એમ જો કહો તો,

ઉત્તરપક્ષ : એ વાત બરોબર નથી ( એમ નથી ); કારણકે આત્માની ભિન્નભિન્ન અવસ્થા અથવા તો આત્માના અવસ્થાભેદનો સંભવ નથી ( સાબિત થઈ શકતો નથી ); છતાં આત્મામાં એવો ભેદ માની લેવામાં આવે તો–એટલે કે આત્માને બંધન અવસ્થા અને મુક્ત અવસ્થા છે એમ સ્વીકારીએ, તો આ અવસ્થાઓ એકી વખતે સાથે છે કે જુદીજુદી કે કોઈ ક્રમ પ્રમાણે છે ? જો ( આત્માને બંધાવસ્થા અને મુક્તાવસ્થા ) એકીસાથે જ એક સમયે જ છે, એમ સ્વીકારીએ તો તેઓ પરસ્પર વિરુદ્ધ સ્થિતિ–ગતિ ( જેમ એકેકથી વિરુદ્ધ છે તેમ તે )ની પેઠે સંભવતી નથી; જો ક્રમથી એક પછી એક થાય છે, એમ સ્વીકારીએ તો ( પ્રશ્ન આ થાય છે કે ) એ કોઈ કારણને લઈને થાય છે કે કારણ વિના થાય છે ? જો કારણ( નિમિત્ત )વિના જ થતી હોય, તો ( આત્માનો તે સ્વભાવ જ છે, એમ માનવું રહ્યું અને તેથી ) આત્માને મોક્ષનો પ્રસંગ જ રહેતો નથી; અને જો એ બીજા કોઈ નિમિત્ત અથવા કારણવશાત્ થાય છે એમ માનીએ, તો તેનો સ્વતઃ–પોતાથી પોતાની હયાતીનો અભાવ હોવાને લીધે–એટલે કે વાસ્તવિક રીતે છે જ નહિ તેથી–એ મિથ્યા ઠરે છે; આમ થાય એટલે ( તમોએ બંધ–મોક્ષ અવસ્થાઓને આત્મામાં ખરેખરી છે, એમ માન્યું છે; તેથી તમોએ એ સિદ્ધાંત સ્વીકાર્યો છે તે ) તમારો સ્વીકાર ( સિદ્ધાંત )જ છૂટી જાય છે–ટકી શકતો નથી.

વળી એમ કહીએ કે બંધની અને મોક્ષની અવસ્થાઓનું જુદુંજુદું એક પછી એક નિરૂપણ કરવામાં આવ્યું છે અને તેમાં બંધ–અવસ્થા પહેલી છે, એમ માનવું પડશે અને તે બંધ–અવસ્થા આદિરહિત અને અંતવાળી માનવી પડશે અને તે તો પ્રમાણથી વિરુદ્ધ છે; તેમ જ વળી મોક્ષાવસ્થા આદિ ( આદિ–યુક્ત ) અને અનંત ( અંતવિનાની ) માનવી પડે, તે પણ પ્રમાણથી વિરુદ્ધ છે. વળી અવસ્થાવાળી વસ્તુનું–એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં જતી વસ્તુનું ( આત્મવસ્તુ માનવાથી પણ તેનું ) નિત્યત્વ સિદ્ધ થઈ શકતું નથી; હવે જો અનિત્યતાના દોષને દૂર કરવા માટે બંધાવસ્થા તથા મુક્તાવસ્થાના ભેદની કલ્પના

નથી કરી શકાતી એમ કહો, તો દ્વૈતવાદીઓના મતમા પણ શાસ્ત્રની અનર્થકતા-(વ્યર્થતા)નો જે દોષ છે, તે પણ દૂર થઈ શકતો નથી, એ પ્રમાણે વિચાર કરતા તો બંને પક્ષો(દ્વૈતવાદી તથા અદ્વૈતવાદી)માં દોષોની સમાનતા છે, તેથી અદ્વૈતવાદીઓએ દોષ દૂર કરવો યોગ્ય નથી (અદ્વૈતવાદીઓએ દોષ ટાળવાની જરૂર નથી.)

(શાસ્ત્રની નિરર્થકતાનો દોષ તો આથી પણ રહ્યો એમ કહો, તો અમારા મત પ્રમાણે તો વાસ્તવિક રીતે) શાસ્ત્રની અનર્થકતા (વ્યર્થતા) નથી (જ), કારણકે શાસ્ત્ર તો અવિદ્વાન પુરુષનો વિષય (અવિદ્વાન માટે) છે, એ લોક-પ્રસિદ્ધ (બાબત) છે, અજ્ઞાનીઓને જ ફળ તથા હેતુ રૂપ (જાતિ, આયુષ અને ભોગને ફળ કહેવાય છે અને એ ફળના હેતુ કે કારણ શુભાશુભ કર્મ છે,) અનાત્મ વસ્તુમા આત્માનું દર્શન (આત્મભાવ) થાય છે, વિદ્વાનો(જ્ઞાની)ને નથી થતુ. જ્ઞાની કે વિદ્વાનને તો ફળ અને હેતુથી આત્માનુ જુદાપણુ દેખાયેલુ હોય છે (આત્માના જુદાપણાનો સાક્ષાત્કાર થયેલો છે), તેથી એ ફળ-હેતુ(મા) હું છુ [હુ (આત્મા) છુ], એવી રીતનુ આત્મદર્શન થતુ નથી-આત્મભાવ ઉત્પન્ન નથી થતો, અત્યત મૂઢ અને ઉન્મત્ત (ગાંડો) વગેરે પણ જળ અને અગ્નિની અથવા તો છાયા અને પ્રકાશની એકતા નથી જોતા (માનતા), તો વળી વિવેકી તો ક્યાથી જ એવી એકતા (એમા) જુએ ? તેથી ફળ અને હેતુથી આત્માની ભિન્નતા જાણનારા (ફળ તથા હેતુથી આત્માને જુદો જાણનારા) જ્ઞાની માટે તો વિધિનિષેધના વિષયવાળું (વિધિનિષેધનું) શાસ્ત્ર નથી.

'હે દેવદત્ત' તુ આ કામ કર' એમ કહી કોઈ કામમા દેવદત્તને પ્રેર્યો (નીમ્યો) હોય, તો ત્યા ઊભો રહેલો તેનો મિત્ર વિષ્ણુમિત્ર નામે, એ પ્રેરણા (નિયુક્તિ-આજ્ઞા) સાભળતો હતો, છતા 'મને આ કામમા નીમ્યો છે' એમ સમજી એ કામ તે (વિષ્ણુમિત્ર) કરતો (કરવા માડતો) નથી, પરતુ આજ્ઞાના વિષયનો વિવેક ન સમજાયો હોય એટલે આજ્ઞા કોને કરી છે, એ વાત ન સમજાઈ હોય, તો તેથી કર્મ કરવામા આવે છે, કર્મની પ્રવૃત્તિ થાય છે, તે જ પ્રમાણે ફળ અને હેતુનુ પણ સમજવુ, કહેવાનું તાત્પર્ય આ છે કે દેહાભિમાનને લઈને જે પુરુષ આત્મામા ભોક્તૃત્વ (ફળ) અને કર્તૃત્વ (હેતુ) માને છે-એટલે કે હુ કરનાર અને ભોગવનાર છુ એમ માને છે, એમને માટે જ વિધિ-નિષેધની આજ્ઞા શાસ્ત્રે કરી છે, પરતુ હુ કરનાર અને ભોગવનાર નથી, એમ જે જાણે છે, તેમને માટે વિધિ-નિષેધની આજ્ઞા નથી, અને તેઓ એ વિધિ-નિષેધના કર્મમા જોડાતા પણ નથી. કર્તા-ભોક્તામા અભિમાનવાળાઓ એમ સમજે છે, કે અમુક આજ્ઞા મારા ઉપર (મારે માટે) છે, તે જો હુ નહિ પાળુ, તો શિક્ષાપાત્ર થઈશ, પરતુ શરીરરૂપી વૃક્ષ ઉપર આ કર્તા-ભોક્તાના અભિમાનવાળા દેવદત્તની પાસે કર્તા-ભોક્તાના અભિમાનરહિત આત્મસ્વરૂપ વિષ્ણુમિત્ર સાથે ઊભેલો હોવા છતા એમ સમજતો નથી અને વિધિનિષેધવાળા ફળ તથા હેતુમા પ્રવૃત્ત નથી થતો.

શંકા–પૂર્વપક્ષ : ફળ અને હેતુ( દેહાદિ )થી આત્માના જુદાપણાનું જ્ઞાન થઈ ગયા પછી પણ પ્રાકૃત સંબંધની અપેક્ષાએ–પ્રકૃતિ અથવા અવિદ્યાને લીધે, એવી શાસ્ત્રવિષયવાળી પ્રતિપત્તિ કે જાણ (લાગણી), જ્ઞાનીને રહે એ યોગ્ય જ છે, કે હું શાસ્ત્ર વડે ઇષ્ટ ફળ અને ઇષ્ટ હેતુમાં પ્રવૃત્ત કરવામાં આવેલો છું અને અનિષ્ટ ફળ–હેતુથી નિવૃત્ત કરવામાં આવ્યો છું; જેમ પિતાપુત્ર એકેકને એકેકથી જુદા સમજતા હોવા છતાં તેઓ એકબીજાનાં (પરસ્પર) કરવાનાં અમુક કાર્યો કરે છે અને ન કરવાનાં ( નિષેધ કરેલાં ) કાર્યો છોડી દે છે, તેમ વિદ્વાન–જ્ઞાનીને પણ વિધિનિષેધ સાથે સંબંધ છે ( એમ શા માટે ન માનવું )?

ઉત્તરપક્ષ : નાં (એમ ન મનાય), એ બરોબર નથી; કારણકે ફળ અને હેતુથી આત્મા જુદો છે, એવું જ્ઞાન ( દર્શન ) થયા પહેલાં જ ફળ અને હેતુમાં આત્માભિમાન હોવું સિદ્ધ થાય છે; પણ જ્ઞાન અર્થાત્ આત્મદર્શન થયા બાદ નહિ; પુણ્યકર્મમાં પ્રવૃત્તિ અને પાપકર્મથી નિવૃત્તિ, જે ફળ ( હેતુ ) દ્વારા ઉત્પન્ન થાય છે, તેનું આચરણ ( શાસ્ત્રાનુસાર ) કર્યાથી જ આત્માનું ફળ–હેતુથી જુદાપણું જાણવામાં આવે છે, તે પહેલાં નથી જાણવામાં આવતું; તેથી વિધિનિષેધરૂપ શાસ્ત્ર ફક્ત અજ્ઞાની માટે છે, એમ સિદ્ધ થાય છે.

'સ્વર્ગની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો અને કલંજ ( વિષવાળા બાણથી મારેલા) મૃગનું માંસ ખાવું નહિ,' વગેરે વિધિનિષેધનો બોધ કરનારાં શાસ્ત્રવચનોમાં આત્મા જુદો છે, એમ જાણવાવાળાની પ્રવૃત્તિ નથી થતી; તેમ જ દેહાત્મવાદી–દેહને જ આત્મા કહેનારા( માનનારા )ની પ્રવૃત્તિ નથી થતી; ( કારણકે દેહાત્મવાદી પુનર્જન્મ અથવા તો મૃત્યુ પછીના જીવનમાં માનતો નથી,) તેથી કર્તાનો અભાવ થવાથી–કર્તા કોઈ થનો નથી, તેથી શાસ્ત્રની અનર્થકતા અર્થાત્ વ્યર્થતા સિદ્ધ થાય છે, એમ જો તમો કહેતા હો, તો ઉત્તર આ છે કે તેમ પણ નથી; કારણકે પ્રવૃત્તિ અને નિવૃત્તિ તો લોકપ્રસિદ્ધ હોવાથી પ્રત્યક્ષ (જોવામાં આવે)

જોવાવાળા આત્મવેત્તા તો કર્મમાં

પણ પ્રવૃત્ત નથી થતા; અને

[illegible]) પણ પરલોક નથી, એમ

સમજી શાસ્ત્રાનુસાર પ્રવૃત્તિ કે નિવૃત્તિ નથી આચરતા; પરંતુ લોકમાં પ્રસિદ્ધ હોવાથી સર્વને પ્રત્યક્ષ છે કે વિધિનિષેધરૂપ શાસ્ત્રના શ્રવણ સિવાયની બીજી કોઈ પણ રીતે આત્મા ન જાણતા હોવાથી, કેવળ અનુમાનપ્રમાણથી જ આત્માનું અસ્તિત્વ જેમણે જાણેલું છે તથા જે આત્માના વિશેષ સ્વરૂપથી (અસલી તત્ત્વથી) અજાણ છે, જેને કર્મફળમાં તૃષ્ણા ઉત્પન્ન થઈ છે, તે મનુષ્યો શ્રદ્ધાથી (શ્રદ્ધાવાળા બનેલા હોવાથી ) શાસ્ત્રાનુસાર કર્મોમાં કે શાસ્ત્રાનામાં પ્રવૃત્ત થાય છે; માટે શાસ્ત્રની નિરર્થકતા ( વ્યર્થતા ) નથી.

પૂર્વપક્ષ : શાસ્ત્રમાં વિવેકીઓની અપ્રવૃત્તિ જોઈ એમનું અનુસરણ કરવાવાળા પણ અપ્રવૃત્ત થશે, તેથી શાસ્ત્રની અનર્થકતા સિદ્ધ થાય છે, એમ કહો તો–ઉત્તરપક્ષ : તેમ પણ નહિ થાય; કારણકે વિવેક(જ્ઞાન)પ્રાપ્તિ તો

કોઈકને જ થાય છે-અનેક પ્રાણીઓમા વિવેકી તો કોઈક જ હોય છે, જેમ આજે પણ જોવામા આવે છે, કે મૂઢ લોકો રાગાદિ દોષોવાળી પ્રવૃત્તિને અધીન હોવાથી વિવેકી(જ્ઞાની)ને નથી અનુસરતા, વળી તેઓની પ્રવૃત્તિ, અભિચાર (હિસાના બદલામા હિસા કરવાના ઉદ્દેશથી કરવામા આવતી જારણ-મારણ) વગેરે ક્રિયામા જોવામા આવે છે, પ્રવૃત્તિ સ્વભાવને આધીન છે, કહેવામા પણ આવ્યુ છે, કે 'स्वभावस्तु प्रवर्तते (અ ૫ શ્લો ૧૪)-સ્વભાવ જ પ્રવર્તે છે' માટે સસાર કેવળ અવિદ્યારૂપ જ છે અને 'જેવુ દેખાય છે તેવુ જ ખરેખર છે' એવુ માનવાવાળા અજ્ઞાનીનો જ વિષય છે કેવળ ક્ષેત્રજ્ઞ-જે શુદ્ધજ્ઞ છે છે તેને અવિદ્યા તથા અવિદ્યાના કાર્ય (સાથે સબધ) નથી મિથ્યાજ્ઞાન પરમાર્થ વસ્તુને દોષિત કરવા સમર્થ (શક્તિમાન) નથી, મૃગજળનુ પાણી, જેમ ઉષર (ખારવાળી) નિર્જળ ભૂમિને ભીનાશથી કાદવવાળી બનાવી શકતુ નથી, તેવી જ રીતે અવિદ્યા પણ ક્ષેત્રજ્ઞને કાંઈ પણ (વિકાર) કરી શકતી નથી અને તેથી ભગવાને (અહીં) કહ્યું છે 'क्षेत्रज्ञ चापि मा विद्धि' અને આગળ પણ કહેલ છે अज्ञानेनावृत ज्ञान (૫-૧૫ અજ્ઞાનવડે જ્ઞાન ઢકાયેલુ છે)

**શંકા-પૂર્વપક્ષ :** તો આ શુ છે? કે પડિતો(વિદ્વાનો)ને પણ અજ્ઞાની-સસારીઓની પેઠે, 'હુ આવો છુ', 'આ વસ્તુ મારી જ છે' એમ થાય છે?

**ઉત્તરપક્ષ :** સાભળ, પડિતનુ પાડિત્ય તો ક્ષેત્રમા અર્થાત્ શરીરમા જ આત્માનુ દર્શન કરવુ, એ જ છે, પણ જો (વધારામા) તે ક્ષેત્રજ્ઞને અવિકારી સમજી લે (જુએ), તો ફરી 'મને અમુક ભોગ મળો', 'મારુ અમુક કર્મ (સ ળ) થાવ' એમ તે નહિ ઇચ્છે, કારણકે ભોગ અને કર્મ તો વિક્રિયા જ છે, આમ હોવાથી ફળના હેતુથી અવિદ્વાન જ કર્મમા પ્રવૃત્ત થાય છે, પરંતુ અવિકારી આત્માને જોનારા-જાણનારા વિદ્વાનો(જ્ઞાનીઓ)મા ફળેચ્છાનો અભાવ હોવાથી એમની તેમા પ્રવૃત્તિનો સભવ નથી તેથી કાર્ય-કારણરૂપ શરીર-ઇંદ્રિયોના સમૂહનો વ્યાપાર ઉપરામ પામે-બધ થાય, એટલે તેને જ તેઓ નિવૃત્તિ સમજે છે (કહે છે)

વળી કેટલાકનુ આ બીજા પ્રકારનુ પાડિત્ય છે, કે ક્ષેત્રજ્ઞ તો ઇશ્વર જ છે અને ક્ષેત્ર ક્ષેત્રજ્ઞથી જુદુ છે તથા એ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો (જ્ઞાનનો-જાણવાનો) વિષય છે, (ક્ષેત્રજ્ઞનો-જ્ઞાનનો વિષય ક્ષેત્ર છે, તેનાથી તે અનગ છે,) વળી હુ તો સંસારી અને દુખી છુ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના વિજ્ઞાનવડે અને ધ્યાન વડે ઈશ્વરસ્વરૂપ ક્ષેત્રજ્ઞનો સાક્ષાત્કાર કરીને ઇશ્વરસ્વરૂપમા સ્થિત થઈ સસારને ઉપરામ પમાડવો-અર્થાત્ જન્મમરણના ફેરામાથી નિવૃત્તિ કે મોક્ષ મેળવવો, એ મારુ કર્તવ્ય છે, જે એમ સમજે છે અને જે બીજાને એ પ્રમાણે સમજાવે છે (ઉપદેશ કરે છે) કે, તે (પોતે જીવરૂપે) ક્ષેત્રજ્ઞ (અર્થાત્ બ્રહ્મ) નથી, એવુ જે જાણે છે, (માને છે) તે પડિતોમા અધમ છે, વળી સસાર (જન્મમરણ) અને મોક્ષના શાસ્ત્રને હુ (આ પ્રકારે વિજ્ઞાન તથા સાક્ષાત્કારથી) સાર્થક-સફળ કરુ છુ, એમ માને છે, અને (એ રીતે) શાસ્ત્રના સંપ્રદાયથી રહિત હોઈ તેઓ

શ્રુતહાનિ–'જીવ બ્રહ્મ છે; જીવ બ્રહ્મથી જુદો નથી' વગેરે જે શ્રવણ કર્યું છે તેને નુકસાન પહોંચાડે છે; તે શ્રવણનો નાશ કરે છે, તેથી શ્રુતહાનિ કરે છે, એમ કહેવાય છે; અશ્રુતની કલ્પના (જે કદી સાંભળવામાં આવેલ નથી એવા ક્ષેત્રજ્ઞ તથા બ્રહ્મના ભેદની કલ્પના કરવી તેનું નામ અશ્રુતકલ્પના) કરનારા તેઓ આત્મઘાતી છે; તેઓ પોતે મૂઢ હોઈ બીજાને મોહમાં નાંખે છે; આથી તેઓ તો સર્વ શાસ્ત્ર જાણનારા હોવા છતાં સંપ્રદાય ન જાણનારા હોઈ મૂર્ખની પેઠે ઉપેક્ષા કરવા યોગ્ય છે.

ઉપર જે (પૂર્વપક્ષકારે)કહ્યું હતું કે ઈશ્વરની ક્ષેત્રજ્ઞ સાથે એકતા માનવાથી તો ઈશ્વરને સંસારીપણું પ્રાપ્ત થાય છે અને ક્ષેત્રજ્ઞો(જીવો)ની ઈશ્વર સાથે એકતા (ઐક્ય) માનવાથી તો કોઈ સંસારી ન રહેવાથી (સંસારીઓનો અભાવ થઈ જતો હોવાથી) સંસારનો પણ અભાવ થઈ જાય છે, તે (તમોએ–પૂર્વપક્ષીએ કહેલા) બંને દોષોનો પરિહાર (નિરાકરણ) તો (અમે) વિદ્યા તથા અવિદ્યાનાં વૈલક્ષણ્ય (તફાવત) જણાવી કર્યું છે ને? શંકા–પૂર્વપક્ષ: કેવી રીતે? (એમ પૂછો તો) ઉત્તરપક્ષ: અવિદ્યાથી કલ્પેલા દોષને લીધે તેને લગતી (તદ્વિષયક) વસ્તુ પારમાર્થિક (ખરી) રીતે દૂષિત થતી (બાધ પામતી) નથી; વળી ત્યાં દૃષ્ટાંત પણ આપ્યું છે, કે મૃગજળના જળથી ક્ષાર(ઉપર)ભૂમિમાં કાદવ થતો નથી; સંસારીના અભાવથી સંસારનો અભાવ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, એ દોષ બતાવ્યો હતો, તે દોષનું નિરાકરણ પણ સંસાર અને સંસારી એ બંને અવિદ્યા કલ્પિત છે, એમ કહી સાબિત કર્યું છે.

શંકા–પૂર્વપક્ષ: ક્ષેત્રજ્ઞનું અવિદ્યાવાન હોવું એ જ એનો સંસારીપણાનો દોષ નથી કે? એ પ્રશ્નનું કારણ આ છે કે એ અવિદ્યાપણાના દોષથી થતાં દુઃખાદિ તો પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. ઉત્તરપક્ષ: એમ જો કહેતા હો તો તે તેમ નથી; કારણકે જે જ્ઞેય છે–જે જાણવામાં આવે છે, તે સર્વ તો ક્ષેત્રના ધર્મ છે; તેથી જે જ્ઞાતા–ક્ષેત્રજ્ઞ છે, તેને ક્ષેત્રધર્મવાળા જ્ઞેયથી દોષ નથી લાગતો (નથી પ્રાપ્ત થતો). તું જે કોઈ દોષ, ક્ષેત્રજ્ઞ ઉપર વાસ્તવિક ન હોવા છતાં અવિદ્યાથી લાદી રહ્યો છે, તે સર્વનું તો જ્ઞેયત્વ (માલુમ પડે) છે, તેથી તે ક્ષેત્રના જ ધર્મો છે, ક્ષેત્રજ્ઞના ધર્મ નથી; અને આથી ક્ષેત્રજ્ઞ (કે આત્મા) દૂષિત થતો નથી; કારણકે જ્ઞેય સાથે જ્ઞાતાનો સંસર્ગ થઈ શકતો નથી; જો સંસર્ગ થાય છે, એમ કહીએ તો (જ્ઞેયનું) જ્ઞેયપણું સિદ્ધ ન થઈ શકે. જો આત્માના ધર્મ–અવિદ્યા અને દુઃખીથવાપણું વગેરે હોય, તો તે ધર્મ પ્રત્યક્ષ શી રીતે થાય? અથવા તે ક્ષેત્રજ્ઞના ધર્મ પણ કેવી રીતે બને? 'જે કાંઈ જ્ઞેય છે તે સર્વ ક્ષેત્ર છે અને જ્ઞાતા છે તે ક્ષેત્રજ્ઞ છે,' એવો સિદ્ધાંત માન્યા પછી અવિદ્યા તથા દુઃખીપણું એ ક્ષેત્રજ્ઞ અથવા આત્માના ધર્મ છે અને તે પ્રત્યક્ષ થઈ શકે છે એમ કહેવું તે સર્વ કેવળ અજ્ઞાન (અવિદ્યા)નો આશ્રય કર્યાથી થતો વિરુદ્ધ પ્રલાપ છે.

અહીં પ્રતિવાદીની શંકા પૂર્વપક્ષ: એ અવિદ્યા કોની છે?

**ઉત્તર:** જેને દેખાય છે તેની.

**પૂર્વપક્ષ:** કોને દેખાય છે?

**ઉત્તર:** અવિદ્યા કોને દેખાય છે, એ પ્રશ્ન જ નિરર્થક છે.

**પૂર્વપક્ષ:** શાથી નિરર્થક છે?

**ઉત્તર:** જો અવિદ્યા દેખાતી હોય, તો તે અવિદ્યાથી યુક્ત કે અવિદ્યાવાન છે, તેને પણ તું જુએ છે; જો તે તારી નજરે પડે–તારા જોવામાં આવે, તો 'અવિદ્યા કોની?' એ પ્રશ્ન યોગ્ય નથી. એક ગાયવાળો પુરુષ જોવામાં આવ્યા બાદ 'આ ગાય કોની?' એ પ્રશ્નનો કાંઈ અર્થ નથી.

**પૂર્વપક્ષ:** તમારુ આ દૃષ્ટાંત વિષમ (અસમાન) છે; ગાય અને ગાયવાળો તો પ્રત્યક્ષ છે અને તેનો સંબંધ પણ પ્રત્યક્ષ છે, માટે (તેના સંબંધ વિષેનો) પ્રશ્ન નિરર્થક થાય, પરંતુ અવિદ્યા અને અવિદ્યાવાળો તો પ્રત્યક્ષ નથી, જેથી આ પ્રશ્ન સાર્થક બને (કહેવાય).

**ઉત્તરપક્ષ:** અપ્રત્યક્ષ અવિદ્યાવાળાનો અવિદ્યા સાથે સંબંધ જાણવાથી તને શો લાભ મળશે?

**પૂર્વપક્ષ:** અવિદ્યા અનર્થનું કારણ છે, તેથી તેનો ત્યાગ કરી શકાશે ને!

**ઉત્તરપક્ષ:** જેને (જેનામાં) અવિદ્યા છે તે તેનો ત્યાગ કરશે. (તેમા તારે શુ?)

**પૂર્વપક્ષ:** અરે! મારામાં જ અવિદ્યા છે ને!

**ઉત્તરપક્ષ:** તો અવિદ્યાને અને અવિદ્યાવાળા આત્માને તું જાણે છે?

**પૂર્વપક્ષ:** જાણુ તો છુ, પણ પ્રત્યક્ષરૂપે નથી જાણતો.

**ઉત્તરપક્ષ:** જો તુ અનુમાનથી જાણે છે, તો (તારો પોતાનો અર્થાત્ જ્ઞાતાનો અને અવિદ્યાનો) સબધ કેવી રીતે જાણે છે? કારણકે જે સમયમાં અવિદ્યાને અનુમાનથી જાણી, તે સમયમા તુ, કે જે જ્ઞાતા છે, તેનો અવિદ્યા સાથેનો સંબંધ ગ્રહણ નથી કરી શકાતો, કેમકે અવિદ્યાને તો તે સમયમા જ્ઞાતાનો વિષય માની અવિદ્યાનો ઉપયોગ કર્યો છે, તેથી.[૧]

તેમ જ વળી જ્ઞાતા અને અવિદ્યાનો સંબધ છે, તેનો જે ગ્રહણ કરવાવાળો છે તથા એ(અવિદ્યા અને ગ્રહણ કરવાવાળા–જ્ઞાતાના સંબધ)નો વિષય

૧ ભાવાર્થ: જો અવિદ્યાનો સબધ તમારામા થયો એમ કહો, તો તમારો આત્મા અવિદ્યાનો વિષય (અવિદ્યાવાન આત્મા) થયો. એવો અવિદ્યાવાન–આત્મા અવિદ્યાને કેમ જાણી શકે? અવિદ્યાવાન તમો હો ત્યારે અવિદ્યાને કેમ જાણી શકો? જો જાણી શકો છો એમ કહો તો જાણનાર પણ આત્મા અને જાણનારો પણ આત્મા અર્થાત્ એક જ ક્રિયાનો કર્તા અને કર્મ આત્મા થાય, એ ન્યાય વિરુદ્ધ છે હવે આથી જો તમે એમ કહો, કે અવિદ્યાયુક્ત આત્માને જાણનાર કોઈ બીજો છે, તો તેમા પણ પાછી અવિદ્યા હોય, એટલે તેને તે (તે બીજાને) જાણનાર કોઈ જુદો ત્રીજો માનવો પડે, આથી અનવસ્થાદોષ પ્રાપ્ત થાય; એટલે આત્માના સ્વાતન્ત્ર્યમા પણ ભંગ પડે છે આ સર્વ દોષપ્રાપ્તિ, અવિદ્યાનો વાસ્તવિક (ખરેખરો) સબધ આત્મામા માન્યાથી થાય છે; માટે આ માન્યતા ખોટી છે.

બનાવવાવાળું કોઈ બીજું જ્ઞાન છે; અને તે અવિદ્યાવાળા જ્ઞાતાથી ભિન્ન સંભવે છે, એમ માનીએ તો (વળી ત્રીજું જ્ઞાન અને ત્રીજો અવિદ્યાવાળો જ્ઞાતા; પછી ચોથું જ્ઞાન અને ચોથો અવિદ્યાવાળો જ્ઞાતા; એમ ઉપર કહ્યા પ્રમાણે) અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય; એટલે કે જો જ્ઞાતા અને જ્ઞેય–જ્ઞાતાનો સંબંધ પણ કોઈ દ્વારા જાણવામાં આવે છે (અર્થાત્ જો તમારા મત પ્રમાણે અવિદ્યા હોય જ, તો તેથી તેનો પણ જાણનારો જુદો માનવો પડશે અને એમ કહો તો તેનો જાણનારો જુદો માનવો પડશે; અને તે જ્ઞાતાનો પણ બીજો અને બીજાનો પણ બીજો–ત્રીજો એમ માનવા પડે અને); એ રીતે અનવસ્થા દોષ ટળી ન શકાય; વળી જો અવિદ્યા જ્ઞેય છે અને બીજું જે જ્ઞેય હોય તે પણ જ્ઞેય છે, (એટલે જો અવિદ્યા જ્ઞેય હોય અથવા બીજું કાંઈ ગમે તે હો પણ જ્ઞેય જ્ઞેય જ છે) તેવી જ રીતે જ્ઞાતા તે જ્ઞાતા જ (રહે) છે, તે જ્ઞેય નથી થતો. જો એમ જ છે, તો અવિદ્યા અને અવિદ્યાના કાર્ય જે દુઃખીપણું વગેરે છે, તેનાથી જ્ઞાતા (ક્ષેત્રજ્ઞ) કાંઈ પણ દોષ નથી પામતો.

શંકા–પૂર્વપક્ષ : એ દોષયુક્ત ક્ષેત્રનું જાણવાપણું છે, તે જ ક્ષેત્રજ્ઞનો દોષ છે; મતલબ આ છે કે તમારું તો એમ કહેવાનું છે, કે ક્ષેત્રજ્ઞ દોષવાળા ક્ષેત્રને જાણે છે, એ જ એનો દોષ છે. ઉત્તરપક્ષ : ના એમ નથી; કારણકે વિજ્ઞાન-સ્વરૂપ વિકારરહિત ક્ષેત્રજ્ઞનું વિજ્ઞાતાપણું તો માત્ર ઔપચારિક રીતે જ (કહેવામાં આવ્યુ) છે, જેમ અગ્નિમાં માત્ર ઉષ્ણતા હોવાથી અગ્નિ તપનક્રિયા કરે છે, એમ કહેવામાં આવે છે, તે ઔપચારિક રીતે કહેવામાં આવે છે, તેમ અહીં પણ સમજવાનું છે. ભગવાને પોતે કહ્યું છે, કે ક્રિયા, કારક અને ફળનો આત્મામાં સંબંધ નથી, પણ અવિદ્યાથી જ તેમાં આરોપિત છે, તેથી ક્રિયા, કારક આદિ આત્મામાં ઔપચારિક રીતે જ કહેવાં છે: य एनं वेत्ति हन्तारं (૨–૧૯–જે આને મારનાર તરીકે જાણે છે.) प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः (૩–૨૭ પ્રકૃતિના ગુણો દ્વારા સર્વ કર્મ કરવામાં આવે છે.) नादत्ते कस्यचित्पापं [૫–૧૫ (એ વિભુ) કોઈનાં પાપ–પુણ્ય ગ્રહણ નથી કરતા] વગેરે વાક્યોથી આ જ સિદ્ધાંત બતાવ્યો છે, તેમ જ અમો પણ કહીએ છીએ અર્થાત્ તે તે ક્રિયા, કારક આદિનું ઔપચારિકપણું–કેવળ આરોપિતપણું–ખોટું માની લીધાપણું જ છે, એમ કહીએ છીએ.

ઉત્તરપક્ષ : ઓહો ! ત્યારે તો આત્મામાં ક્રિયા, કારક અને ફળાત્મતાનો સ્વાભાવિક રીતે (વાસ્તવિક) અભાવ હોઈ અવિદ્યાને લીધે જ તેમાં આરોપ થતો હોવાથી '<u>કર્મો અજ્ઞાનીઓને જ</u> કર્તવ્ય છે, જ્ઞાનીઓનું તે કર્તવ્ય નથી:' એમ સિદ્ધ થયું. ઉત્તર : ખરી વાત છે, એમ જ સિદ્ધ થયું અને એ જ વાત આગળ ઉપર 'न हि देहभृता शक्यम्' (૧૮–૧૧)–' દેહધારીઓથી કર્મ છોડવું શક્ય નથી' એ વાક્ય બતાવીશું. વળી સર્વ શાસ્ત્રના અર્થરૂપ ઉપસંહાર (છેવટના) પ્રકરણમાં 'समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा' (૧૮–૫૦) એ શ્લોકમાં

વિસ્તારપૂર્વક દેખાડીશું. અહીં તો હવે વધુ વિસ્તારની જરૂર નથી, તેથી આ વિષયનો અહીં ઉપસંહાર (અંત) કરવામાં આવે છે.

'इदं शरीरं' (૧૩–૨) ઇત્યાદિ શ્લોકમાં ઉપદેશેલા (બોધરૂપે કહેલા) ક્ષેત્રાધ્યાયના સંક્ષેપરૂપ આ ત્રીજો શ્લોક तत्क्षेत्रं यच्च. કહેવામાં આવે છે; કારણકે જે અર્થ(વસ્તુ)નું વિસ્તારપૂર્વક વ્યાખ્યાન કરવાનું હોય, તેને સંગ્રહરૂપે ટૂંકમાં જણાવવો યોગ્ય છે.

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

તે જે ક્ષેત્ર છે, તે જેવું છે, જે વિકારવાળું છે, અને જેથી જે (કાર્ય) ઊપજ્યું છે તથા તેનું જે (ક્ષેત્રજ્ઞ બતાવ્યો) છે અને તે જે પ્રભાવવાળો છે, તે–ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ સંક્ષેપમાં મારા(મુખ)થી તું સાંભળ. ૩

ભાષ્યાર્થ: જેનું પહેલાં इदम् शरीरम् ઇત્યાદિ(વાક્ય)થી (ઉપર શ્લોક બીજામાં) વર્ણન કરવામાં આવ્યું છે, તે જ શરીરરૂપ ક્ષેત્રને અહીં तत् શબ્દ વડે પરામર્શ અર્થાત્ યુક્તિપૂર્વક પ્રતિપાદન કરે છે (ચર્ચે છે, વિચારે છે); એટલે કે તેનું તાત્પર્ય સૂચવવા આ શ્લોક છે. (પહેલા શ્લોકથી) જેનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે ક્ષેત્ર પોતાના ધર્મ વડે કેવા પ્રકારનું છે, તે કેવા વિકારવાળું છે, તે તથા જેનાથી સર્વ કાર્ય ઊપજ્યું છે તે એ છે, (એ વાત તું મારી પાસેથી સંક્ષેપમાં સાંભળ.) વળી જે ક્ષેત્રજ્ઞ કહેવામાં આવ્યો છે તે પણ જે પ્રભાવવાળો એટલે ઉપાધિકૃત પ્રભાવ અર્થાત્ શક્તિઓવાળો છે, તે વાત (પણ સાંભળ)–અર્થાત્ એ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું યથાર્થ સ્વરૂપ જે ગુણોવાળું છે, તેનું સ્વરૂપ તું મારી પાસેથી મારા મુખમાંથી નીકળતાં વાક્ય દ્વારા સાંભળ અને તે સાંભળીને નિશ્ચય કર. આ શ્લોકમાં વપરાયેલો च શબ્દ સમુચ્ચય અર્થ(અને)માં વપરાયો છે અને પૂર્વાર્ધમાં છેવટે यत् શબ્દ છે, તેની પછી कार्यम् उत्पद्यते (કાર્ય ઉત્પન્ન થાય છે.) એ શબ્દો અધ્યાહાર છે.

શ્રોતાની બુદ્ધિમાં રુચિ ઉત્પન્ન કરવા માટે ઉપર કહેવામાં આવેલા તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના યથાર્થ સ્વરૂપની સ્તુતિ કરે છે

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

(તેને) ઋષિઓએ અનેક પ્રકારે ગાયુ, સ્તવ્યુ ને નિરૂપ્યુ છે; વેદોએ છંદોથી વિવિધ પ્રકારે–અનેકરૂપે (એનું) વિવેકથી ગાન કર્યું છે; અને વળી યુક્તિવાળાં તથા સંશયરહિત–નિશ્ચિત અર્થવાળાં બ્રહ્મસૂત્રનાં પદોથી પણ તે સ્વરૂપનુંજ ગાન કરવામાં આવ્યુ છે. ૪

ભાષ્યાર્થ: તે (આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું તત્ત્વ) વસિષ્ઠાદિ ઋષિઓએ ઘણે પ્રકારે ગાવા(કહેવા)માં–નિરૂપણ કરવામાં આવેલું છે; છંદોથી અર્થાત્

ઋગ્વેદ વગેરે વેદોએ વિવિધ રીતે (જુદાજુદા પ્રકારે) વિવેકપૂર્વક (વિવેચન કરીને) કહેલુ છે, વળી સંશયરહિત-નિશ્ચિત જ્ઞાન ઉત્પન્ન કરવાવાળા યુક્તિમય બ્રહ્મસૂત્રોનાં પદોથી પણ તેનું પ્રતિપાદન કરવામા આવ્યુ છે આ ઉત્તરાર્ધમા પણ પૂર્વાર્ધમા વાપરેલો गीत શબ્દ અધ્યાહાર છે. જે વાક્યો બ્રહ્મનાં સૂચક છે તેનું નામ બ્રહ્મસૂત્ર છે. તે વાક્યોથી બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે (જાણવામા આવે છે-અનુભવાય છે), માટે તે વાક્યોને 'પદ' (પગથિયુ) કહેવામા આવે છે. એ પદોથી જ પણ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ યથાર્થ તત્ત્વ (સ્વરૂપ) પ્રતિપાદન કરવામા આવે છે. 'आत्मेत्येवोपासीत (બૃ ૧-૪ ૭-આ સર્વ જે કાઈ છે તે કેવળ આત્મા છે એ (ભાવનાયુક્ત) ઉપાસના કરવી જોઈએ) વગેરે બ્રહ્મસૂત્રપદના વાક્યો વડે આત્મા જાણવામા આવે છે.

એ રીતે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞની સ્તુતિ(સ ભળ્યા)થી સન્મુખ ગયેના અર્જુનને ભગવાન કહે છે

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकञ्च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥

(પાચ) મહાભૂતો, અહંકાર, બુદ્ધિ અને અવ્યક્ત, દશ ઇંદ્રિયો અને એક મન તથા પાચ ઇંદ્રિયોના ગોચર-(દશ્ય)-વિષયો ૫

**ભાષ્યાર્થ :** મહાભૂતો એટલે મોટા ભૂતો, એ ભૂતો સર્વ વિકારમા વ્યાપક છે, અર્થાત્ એ ભૂતો સર્વ વિકાર (ઉત્પન્ન કરનારા) હોવાથી તેઓ મહાન છે અને ભૂતો તો છે, માટે તેને મહાભૂત કહેવામા આવે છે. આ શ્લોકમા છેવટે इन्द्रियगोचराः શબ્દ વાપર્યો છે, તે શબ્દથી સ્થૂળ (આખને દેખાય એવા) પચમહાભૂતો કહેવામા આવનાર છે, તેથી આ 'મહાભૂત' શબ્દથી સૂક્ષ્મ મહાભૂતો સમજવા મહાભૂતનું કારણ અને અહ-પ્રત્યયવાળો-જેનાથી હુપણાનુ ભાન થાય છે, તે અહંકાર છે. અહકારનુ કારણ બુદ્ધિ છે, તે નિશ્ચયા મક (નિશ્ચય કરવાના) સ્વભાવવાળી છે, તે બુદ્ધિનુ કારણ અવ્યક્ત છે, જે વ્યક્ત નથી તે અવ્યક્ત છે, અવ્યક્ત એટલે જ અવ્યાકૃત કે ઈશ્વરીશક્તિ છે જેને માટે જ ભગવાને 'मम माया दुरत्यया' એ ઉક્તિ કહી છે, (જેનું ભગવાને 'मम माया दुरत्यया' કહી વર્ણન કર્યું છે) શ્લોકના પૂર્વાર્ધમાં एव શબ્દ મૂક્યો છે, તે પ્રકૃતિના પ્રકારનો નિશ્ચય સૂચવવા માટે છે, એટલે કે તે આ આઠ પ્રકારે જ ભેદ પામેલી પ્રકૃતિ તેટલી જ છે, એ જણાવવા માટે છે વળી 'च' કાર ત્યા વાપર્યો છે, તે મૂળ પ્રકૃતિ સાથે તન્માત્રાદિ ભેદનો સમુચ્ચય દેખાડવા માટે છે [ભાવાર્થ આ છે કે 'च' શબ્દ સર્વ ભેદોનો સમુચ્ચય બતાવવા માટે છે, અર્થાત્ આઠ પ્રકારની જુદીજુદી વિભક્ત થયેલ પ્રકૃતિ (૭-૪) એક અપરા પ્રકૃતિના નામથી ઓળખવામા આવે છે, તે જણાવવા પૂરતો 'च' છે] અને દશ ઇંદ્રિયો અર્થાત્ શ્રોત્રાદિ પાચ ઇંદ્રિયો જ્ઞાન ઉત્પન્ન કરવાવાળી હોવાથી પાચ જ્ઞાનેંદ્રિયો અને વાચા(વાણી) વગેરે પાચ કર્મ કરવાવાળો હોવાથી પાચ

કર્મેન્દ્રિયો મળી (કુલ) દશ ઇન્દ્રિયો છે; હવે એક છે તે શું? તે સંકલ્પ આદિ સ્વરૂપવાળું અગિયારમું મન છે; અને (આ ઉપરાંત) શબ્દાદિ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-એ પાંચ ઇંદ્રિયોના વિષયો છે. આ સર્વ મળી સાંખ્યમત પ્રમાણેનાં ચોવીસ તત્ત્વો થયાં (આઠ પ્રકારની પ્રકૃતિ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, એક મન અને પાંચ સ્થૂલ ઇંદ્રિયોના વિષયો) તે કહે છેઃ

હવે આ વિષયમાં જેો વૈશેષિકો આત્માના ગુણો કહે છે, તેઓ પણ ક્ષેત્રના જ ધર્મો છે, ક્ષેત્રજ્ઞના તે ધર્મો નથી, એમ શ્રીભગવાન કહે છે.

**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥**

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (એટલે શરીર તથા ઇંદ્રિયોનો સમુદાય), ચેતના (ચેતન) અને ધૈર્ય, એ વિકારવાળું ક્ષેત્ર સંક્ષેપમાં કહ્યું છે.

**ભાષ્યાર્થ :** જે પ્રકારના સુખદાયક વિષયનો પહેલાં ઉપભોગ કર્યો છે, તે જ જાતના વિષય ફરી પાસે આવી મળતાં તેને સુખનું કારણ સમજી (અથવા તે સુખ મેળવવાના હેતુથી) તે લેવાની મનુષ્ય ઇચ્છા કરે છે, તે (ચાહ કે પ્રેમ) આ ઇચ્છા છે; એ અંતઃકરણનો ધર્મ છે; અને તે જ્ઞેય છે, તેથી તે ક્ષેત્ર છે; તે જ પ્રમાણે જે જાતના પદાર્થને પહેલા દુઃખનું કારણ સમજી અનુભવ લીધો છે, તે જ જાતનો વિષય ફરી પ્રાપ્ત થતાં તેનો મનુષ્ય દ્વેષ કરે છે; તે આ દ્વેષ પણ જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે, તે જ પ્રમાણે સુખ, કે જે અનુકૂળ, પ્રસન્નતારૂપ અને સત્ત્વાત્મક (સાત્ત્વિક) છે. તે (પણ) જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે. તેમ જ પ્રતિકૂળ સ્વરૂપવાળું દુઃખ પણ જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે, દેહ અને ઇંદ્રિયોનો સમુદાય કે સમૂહ તે સંઘાત કહેવાય છે. એમાં પ્રકટ થયેલી અંતઃકરણની વૃત્તિ, તપીને (લાલ બની) ગયેલો લોખંડનો ગોળો જેમ અગ્નિરૂપ (અગ્નિ જેવો) લાગે છે, તેમ આત્મચૈતન્યના આભાસરૂપ રસથી પ્રકાશિત કે વ્યાપ્ત થયેલી લાગે છે, તે ચેતના પણ જ્ઞેય હોવાથી ક્ષેત્ર છે; અવસાદ અર્થાત્ દુઃખ, વ્યાકુળતા કે નિરુત્સાહ પામેલાં શરીર અને ઇંદ્રિયાદિ જેનાથી ધારણ કરી ટકાવી શકાય છે કે સાવધ કરી શકાય છે, તે ધૃતિ છે; તે પણ જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે. અંતઃકરણના સર્વ ધર્મોનું (સંકલ્પ વગેરે જે બીજા હોય તે સર્વનું) પણ આ ઇચ્છાદિ ધર્મોની પેઠે સમજવું; એટલે કે એ સર્વ પણ જ્ઞેય હોવાથી ક્ષેત્ર જ છે, એમ જાણવું. આ સર્વ જે કહ્યું તેનો હવે શ્રીભગવાન ઉપસંહાર કરે છેઃ મહત્તત્ત્વાદિ વિકારો સહિત આ ક્ષેત્ર સંક્ષેપમાં કહ્યું.

જે ક્ષેત્રભેદોના સમૂહને इदं शरीरं क्षेत्रं (ભગવાને) કહ્યું છે, તે ક્ષેત્રનું વ્યાખ્યાન મહાભૂતોથી આરંભી ધૃતિ સુધી(ના ભેદો ગણાવી) કરવામાં આવ્યું; આગળ ઉપર ક્ષેત્રજ્ઞનાં વિશેષણો કહેવામાં આવશેઃ જે ક્ષેત્રજ્ઞને તેના પ્રભાવ સહિત જાણી લેવાથી (મનુષ્ય) અમૃતત્વ પ્રાપ્ત કરે છે (અમૃતસ્વરૂપ બને છે): તેને ભગવાન પોતે જ આગળ (હવે પછી) 'ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि' ઇત્યાદિ વચનોથી

તેનાં વિશેષણો સહિત કહેશે; પરંતુ હાલ તો તે(ક્ષેત્રજ્ઞ)ને જાણવાના સાધનરૂપ ગુણ–ગણ–ગુણસમુદાય, જેમાં અમાનિત્વ આદિ લક્ષણો છે, તે લક્ષણો કહે છે; કે જે ગુણો(જાણવા)થી તે જ્ઞેય (ક્ષેત્રજ્ઞ) જાણવા માટે મનુષ્ય યોગ્ય અધિકારી બની જાય છે; તથા જે ગુણોને પરાયણ થયેલા સંન્યાસીઓ જ્ઞાનનિષ્ઠ કહેવાય છે. આ અમાનિત્વાદિ ગુણોના સમુદાય, જ્ઞાનનું સાધન હોવાથી જ્ઞાન છે, એમ કહેવાય છે. ભગવાન તે ગુણસમુદાયનું વિધાન (કહેવાનો આરંભ) કરે છે.

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, આર્જવ (સરળતા), આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા અને આત્મા અર્થાત્ શરીર-ઇંદ્રિયો વગેરેનો સારી રીતે કરેલો સંયમ; ૭

**ભાષ્યાર્થ :** 'અમાનિત્વ' માનીનો ભાવ તે માનિત્વ એટલે કે પોતાની બડાઈ (પ્રશંસા) કરવી તે; માનિત્વનો અભાવ તે આ અમાનિત્વ છે.... અદંભિત્વ–પોતાના (આદરેલા–કરેલા) ધર્મને પ્રકટ કરવો તે દંભીપણું; દંભીપણાનો અભાવ તે અદંભિત્વ છે; અહિંસા–હિંસા ન કરવી તે અહિંસા–એટલે કે પ્રાણીઓને કષ્ટ ન આપવું તે; ક્ષાન્તિ–બીજાએ આપણો–આપણા તરફ અપરાધ કર્યો હોય, તે જોઈને પણ વિકારરહિત રહેવું (ક્રોધવશ ન થવું) તે; આર્જવનો અર્થ સરલતા (કુટિલતાનો અભાવ) છે. આચાર્યોપાસન એટલે મોક્ષ–સાધનનો ઉપદેશ કરવાવાળા ગુરુ(આચાર્ય)ની શુશ્રૂષા અથવા સેવા કરવી; શૌચ–શરીરના મેલને માટી અને પાણી વડે ધોઈ નાખવાં–સાફ કરવાં તથા મનના રાગ આદિ દોષોને તેનાથી ઊલટી કે વિરોધી ભાવનાથી દૂર કરવા તેનું નામ શૌચ; સ્થૈર્ય–(સ્થિર ભાવ) મોક્ષ માર્ગમાં જ નિશ્ચિત નિષ્ઠાવાળા–પ્રયત્નશીલ રહેવું તે સ્થૈર્ય; આત્મવિનિગ્રહ–શરીર વગેરે આત્મા પર અપકાર કરે છે એ શરીર વગેરેના સંબંધથી આત્મા અવિદ્યાથી યુક્ત થાય છે; માટે આત્મા શબ્દ વડે કાર્યકારણના સંઘાતરૂપ આ શરીર ઇંદ્રિયો સમજવાનાં છે. (શરીર વગેરેથી મનુષ્યને આત્માનું વિસ્મરણ થવાથી શરીર, આત્મા પર અવિદ્યારૂપી આવરણ નાખી અપકાર કરે છે; માટે આત્મા શબ્દથી આ કાર્યકારણના સંઘાતરૂપ શરીર સમજવાનું છે:) એ શરીર વગેરેનો વિનિગ્રહ કરવો એટલે કે એને સ્વાભાવિક રીતે સર્વ તરફ (ભટકતાં) અટકાવીને સન્માર્ગમાં જ રોકી રાખવું, તેનું નામ આત્મવિનિગ્રહ.

વળી,

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય તથા અહંકારનો અભાવ જ અને

જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા; વ્યાધિ તથા દુઃખો એ દરેકમાં દોષોનું દર્શન કરવું; ૮

**ભાષ્યાર્થ :** ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોમાં એટલે દષ્ટ તથા અદષ્ટ, ઐહિક તથા પારલૌકિક ભોગોમાં વૈરાગ્ય થવો જોઈએ; તેમ જ અહંકાર કે ગર્વનો અભાવ; તથા જન્મ, મૃત્યુ, જરા (વૃદ્ધાવસ્થા-ઘડપણ), વ્યાધિ કે રોગોમાં તથા દુઃખોમાં, એટલે જન્મથી દુઃખો સુધી (ગણાવેલ સર્વ અવસ્થાઓ)-પ્રત્યેકમાં વારંવાર દોષોનું દર્શન કરવું; (કેવી રીતે દોષદર્શન કરવું ? તો) ગર્ભવાસ કરી યોનિ દ્વારા બહાર આવવું, એ જન્મમાં દોષ છે; તેનો વારંવાર વિચાર કરવો તે દોષદર્શન કર્યું કહેવાય છે; તે જ પ્રમાણે મૃત્યુમાં પણ દોષ જોવો; તેવી જ રીતે વૃદ્ધાવસ્થામાં બુદ્ધિ, શક્તિ અને તેજનો (જે) નિરોધ (અટકવું, બંધ પડવું) તથા લોકો તરફથી તિરસ્કાર, અપમાન થાય છે, એ દોષ છે, વળી વ્યાધિઓમાં શિરોરોગ-માથું દુખવું વગેરે રોગોમાં દોષનું દર્શન કરવું, તેમ જ આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક નિમિત્તને લીધે થતા દુઃખોમાં દોષો જોવા; અથવા તો દુઃખ જ દોષ છે; એ દુઃખરૂપ દોષોને જન્માદિ(જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, દુઃખો)માં જોવા એટલે કે જન્મ દુઃખ છે, મૃત્યુ દુઃખ છે, વૃદ્ધાવસ્થા દુઃખ છે અને સર્વ રોગો દુઃખ છે (એમ સમજવું,) જન્મમૃત્યુ, જરા, વ્યાધિ વગેરે દુઃખનાં કારણ હોવાથી જ દુઃખ છે, પરંતુ સ્વરૂપથી (સ્વભાવે)જ તેઓ દુઃખ નથી, એવો ભાવાર્થ છે; એવી રીતે જન્મ વગેરેમાં દુઃખરૂપ દોષનું દર્શન (ધ્યાન કે વિચાર) કર્યાથી શરીર, ઇંદ્રિયો અને વિષયભોગોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, એથી પ્રત્યગાત્મા-(જીવ)માં આત્મદર્શન કરવા માટે ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે, એ પ્રકારે જન્મ, જરા, મૃત્યુ વગેરેમાં દુઃખરૂપ દોષનું દર્શન (જ્ઞાનનો હેતુ) જ્ઞાનનું કારણ છે; માટે તેને જ્ઞાન કહેવામાં આવે છે.

વળી,

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

પુત્ર, સ્ત્રી, ગૃહ વગેરેમાં આસક્તિરહિતપણું અથવા નિઃસંગતા-એટલે આસક્તિ કે પ્રીતિનો અભાવ અને ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તનો સદા સમભાવ, ૯

**ભાષ્યાર્થ :** આસક્તિના કારણરૂપ વિષયોમાં અનેક પ્રકારની પ્રીતિ, તે પ્રીતિમાત્રનું નામ આસક્તિ છે: તેનો અભાવ તે અસક્તિ; તથા અભિષ્વંગનો અભાવ તે અનભિષ્વંગ છે, અભિષ્વંગ એ એક પ્રકારની સક્તિ-પ્રીતિ જ છે; તે (મોહથી ભરેલી) અનન્ય ભાવનાના લક્ષણવાળી છે, જેમકે બીજો કોઈ સુખી કે દુઃખી હોય, તો તેમાં હું જ સુખી અથવા દુઃખી છું. અથવા બીજો

કોઈ જીવે કે મરે તેના જીવવા-મરવામાં હું જ જીવું કે મરું છું, એમ માનવું તે; આ માન્યતા (ભાવના) ક્યાં હોય છે? તો કહે છે કે પુત્રમાં, સ્ત્રીમાં અને ઘર આદિમાં; અહીં આદિ શબ્દ વાપર્યો છે, તે વડે બીજા અસંત પ્રિય દાસ-વર્ગ વગેરેનો પણ સમાવેશ કર્યો છે; અર્થાત્ પુત્ર, સ્ત્રી, ઘર, દાસ આદિમાં આત્મબુદ્ધિ ન હોવી તે અનભિષ્વંગ છે; આ અસક્તિ અને અનભિષ્વંગ અને જ્ઞાનનાં કારણ હોવાથી જ્ઞાન કહેવાય છે. વળી નિત્ય સમચિત્તતા એટલે ચિત્તનું નિરંતર સમાન હોવું કે ચિત્તની સમાનતા હોવી તે ચિત્તની સમાનતા; ક્યાં ને શેમાં? ઇષ્ટ. અનિષ્ટ અર્થાત્ પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિમાં ચિત્ત એક જ પ્રકારનું-એક સરખું રહે તે; એટલે કે ઇષ્ટ કે પ્રિયની પ્રાપ્તિમાં હર્ષ ન થાય અને અનિષ્ટ કે અપ્રિયની પ્રાપ્તિમાં ક્રોધાયમાન ન થાય; આ પ્રકારની ચિત્તની જે નિત્યની સમતા-એ પણ (જ્ઞાનનું કારણ હોવાથી) જ્ઞાન છે;

વળી,

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

અને અનન્ય યોગવડે મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંત સ્થાનનું સેવન અને પ્રાકૃતલોકોના સમુદાયમાં અપ્રીતિ; ૧૦

**ભાષ્યાર્થ:** હું ઇશ્વરમાં અનન્ય યોગ વડે વ્યભિચારવિનાની ભક્તિ, ભગવાન વાસુદેવથી બીજા કોઈ પણ નથી, તેથી તે જ અમારી પરમ ગતિ છે, એ પ્રકારની જે અવ્યભિચારણી નિશ્ચિત-દૃઢ અડગ બુદ્ધિ છે, તે જ અનન્ય યોગ (કહેવાય) છે; તેવી અનન્ય ભક્તિ વડે અર્થાત્ અપૃથક્ સમાધિ, કે જે બીજામાં ન ખમી જતાં કદી જુદી-છૂટી ન પડનારી, એક મારામાં-ઇશ્વરમાં જ કાયમ રહેનારી ચિત્તવૃત્તિ છે, તે વડે ભજન કરવું તે ભક્તિ છે અને એ ભક્તિ બીજા પ્રત્યે ન ખસી જનારી (અચળ) હોવાથી એ અવ્યભિચારિણી ભક્તિ છે, તે પણ જ્ઞાન છે; વિવિક્તનો અર્થ આ છે કે જે દેશ, સ્વભાવથી-કુદરતી રીતે જ પવિત્ર હોય અથવા તો ઝાડઝૂડ વગેરે સંસ્કાર વડે અશૌચ, અપવિત્રતા તથા સર્પ, ચોર, વાઘ, આદિથી રહિત હોય એવાં વન, નદીતીર (કાંઠા), દેવમંદિર વગેરે છે, તે સેવન કરવાનો જેનો સ્વભાવ છે, તેને વિવિક્ત દેશસેવી કહેવાય અને તેના તે ભાવને વિવિક્ત દેશસેવિત્વ કહેવાય છે; વિવિક્ત દેશોમાં જ ચિત્ત પ્રસન્ન થાય છે, તેથી આત્માદિ ભાવના પણ એ વિવિક્ત દેશમાં ઉત્પન્ન થાય છે; માટે વિવિક્ત દેશનું સેવન કરવાના સ્વભાવને જ્ઞાન કહેવાય છે; તથા જન-સમુદાયમાં અપ્રીતિ હોવી તેનું નામ અરતિર્જનસંસદિ; પરંતુ અહીં જન એટલે સંસ્કારશૂન્ય, વિનયવિનાના પ્રાકૃત લોક સમજવાના છે; સંસ્કારસંપન્ન, વિનયશાળી મનુષ્યોનો સમુદાય, એવો અર્થ અહીં નથી લેવાનો; કારણકે તેઓ તો જ્ઞાન-પ્રાપ્તિમાં મદદ કરનારા છે, માટે પ્રાકૃત જનસમુદાયમાં પ્રીતિનો અભાવ, જ્ઞાનનું સાધન કે કારણ હોવાથી જ્ઞાન છે;

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

અધ્યાત્મ જ્ઞાનની નિત્યતા અને તત્ત્વજ્ઞાનના પ્રયોજનનું દર્શન, એ સર્વ જ્ઞાન કહ્યું છે; આનાથી જે ઊલટું છે તે અજ્ઞાન છે. ૧૧

**ભાષ્યાર્થ:** આત્માદિ વિષયના જ્ઞાનનું નામ અધ્યાત્મજ્ઞાન; એમાં નિત્યતા (કાયમની સ્થિતિ) તે અધ્યાત્મજ્ઞાનનિત્યત્વમ્; તત્ત્વજ્ઞાનનો અર્થ (પ્રયોજન), જે સંસારની ઉપરતિ કે નિવૃત્તિરૂપ મોક્ષ છે; તેનો વિચાર કરવો, તે તત્ત્વજ્ઞાનાર્થદર્શન છે; જ્ઞાનનાં સાધન અમાનિત્વ વગેરે છે; તેની પરિપક્વ ભાવનાનું નિમિત્ત તત્ત્વજ્ઞાન છે અને એ તત્ત્વજ્ઞાનનો અર્થ એટલે પ્રયોજન મોક્ષ છે; તે સંસારની નિવૃત્તિ કરનાર છે; તેનો વિચાર કરવો, તે તત્ત્વજ્ઞાનાર્થદર્શન છે; કારણકે તત્ત્વજ્ઞાનના ફળનો વિચાર કરવાથી જ તેના સાધનના અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થાય છે; આ અમાનિત્વથી આરંભી તત્ત્વજ્ઞાનાર્થદર્શન સુધીનાં (૨૦) સાધનો, જ્ઞાનનાં હેતુ (જ્ઞાન ઉત્પન્ન થવામાં કારણરૂપ) હોવાથી જ્ઞાન છે, એમ કહ્યું છે. જે અજ્ઞાન છે, તે ઉપર કહેલાં સાધનોથી ઊલટાં માનીપણુ (દંભીપણું), હિંસા, અક્ષાંતિ (ક્ષમાનો અભાવ) કુટિલતા (સરળતાનો અભાવ) વગેરે છે; તે સંસારની પ્રવૃત્તિનાં કારણ છે, તેથી તેને ત્યાગ કરવા યોગ્ય અજ્ઞાન જાણવાં. ઉપર કહેલાં જ્ઞાન વડે જાણવા યોગ્ય શું છે? એવી આકાંક્ષા ઉત્પન્ન થતાં તે વિષયમાં જ્ઞેયં યત્ તદ્ ઇત્યાદિ શ્લોકથી કહે છે:

**શંકા–પૂર્વપક્ષ:** અમાનિત્વાદિ ગુણો તો યમનિયમો છે, એથી કાંઈ જ્ઞેય જાણી શકાય નહિ–એટલે કે એથી કાંઈ જ્ઞાનરૂપ આત્મા, જ્ઞેય (જાણી શકાય) એવો વિષય નથી બની જતો; કારણકે અમાનિત્વ વગેરે સદ્‌ગુણો કોઈ પણ વસ્તુનો પરિચ્છેદક બનતા, (ઓળખાવનારા) જોવામાં નથી આવ્યા; સર્વત્ર એ નિયમો જોવામાં આવે છે કે જે જ્ઞાન, જે વસ્તુનું કે વિષયનું હોય, તે જ વિષય કે વસ્તુનો તે પરિચ્છેદક, જ્ઞાપક કે ઓળખાવનાર બની શકે છે; અમુક વસ્તુના જ્ઞાનથી તે જ અમુક વસ્તુ જાણી શકાય છે, તે જ્ઞાનથી કાંઈ (તે વસ્તુ સિવાયની) બીજી કોઈ વસ્તુનું જ્ઞાન નથી થઈ જતું; દાખલા તરીકે જેમ ઘડાના જ્ઞાનથી કાંઈ અગ્નિનું જ્ઞાન નથી થતું. (તો પછી આ અમાનિત્વાદિ સદ્‌ગુણોરૂપ જ્ઞાન વડે આત્મા શી રીતે જાણી શકાય; એક છે સદ્‌ગુણસમુદાય અને બીજો છે આત્મા. આ બે વિષયો એકેકથી તદ્દન અલગ છે.)

**ઉત્તરપક્ષ:** આ દોષ નથી આવતો; અમે પહેલાં જ કહ્યું છે કે અમાનિત્વાદિ સદ્‌ગુણો, જ્ઞાનનાં સાધન (જ્ઞાન ઉત્પન્ન થવાનાં કારણો) હોવાથી જ્ઞાન છે; તેમ જ વળી એ સદ્‌ગુણો જ્ઞાનનાં સહકારી કે મદદ કરનારાં છે, એમ પણ કહેલું જ છે.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

જે જ્ઞેય છે તે હું કહીશ, જે જાણીને મનુષ્ય અમૃતનો ઉપભોગ લે છે–મોક્ષ પામે છે. તે આદિરહિત કે ઉત્પત્તિ વિનાનું પરબ્રહ્મ, નથી સત્ કહી શકાતું કે નથી અસત્ પણ કહી શકાતું. ૧૨

ભાષ્યાર્થ : જ્ઞેય એટલે જાણવા યોગ્ય જે છે તે હું તને યથાર્થ સ્વરૂપથી (જેવું છે તેવું જ) વિસ્તારપૂર્વક કહીશ. એ જ્ઞાનનું જ્ઞેય જાણવાનું શું ફળ છે! એ વાત, શ્રોતાના મનમાં રુચિ ઉપજાવી, પછી તે વડે તેને અભિમુખ કરવા કે એ સર્વ ધ્યાનપૂર્વક સાંભળે તે માટે કહે છે: (એ જ્ઞેય કેવું છે?) જે જ્ઞેય જાણીને અર્થાત્ જે જાણવા યોગ્ય પરમેશ્વરનું સ્વરૂપ જાણીને મનુષ્ય અમૃત એટલે અમરપણું મેળવી લે છે (ફરી મરતો નથી) તે છે. જ્ઞેય અનાદિમત્ છે, જેને આદિ (આરંભ) હોય તે આદિમત્ છે અને જે આદિમત્ નથી હોતું તે અનાદિમત્ (ઉત્પત્તિ કે આરંભ રહિત) છે; તે શું છે? તે પરમ નિરતિશય બ્રહ્મ છે, કે જે આ પ્રકરણનો 'જ્ઞેય' નામનો પ્રકૃત વિષય છે.

અહીં કેટલાક ટીકાકાર અનાદિમત્પરં એ શબ્દના 'અનાદિ અને મત્પર' એવા બે વિભાગ પાડે છે અને 'અનાદિ' શબ્દને બહુવ્રીહિ સમાસ લઈ 'જેને આદિ નથી એવો' એ અર્થ કરી ઉપર કહેલો જ અર્થ અનાદિમત્નો કહે છે; અને કહે છે કે મત્ પ્રત્યય અનાદિને લગાડવાની જરૂર નથી. (એટલું જ નહિ પણ) એ અનિષ્ટ છે. એ ટીકાકારો આવી રીતના પદના વિભાગ પાડી એ પદમાંથી વિશેષ અર્થ કાઢે છે, તે આ છે: જેની હું વાસુદેવ નામની પરમ શક્તિ છું, તે જ્ઞેય મત્પર છે. આમ અર્થ લેવાથી પુનરુક્તિ દોષ આવતો નથી, એ વાત ખરી, પણ એ અર્થ જો સંભવે તો; પરંતુ એ અર્થ એમાંથી નથી નીકળતો: કારણકે અહીં બ્રહ્મનું સ્વરૂપ, તે નથી સત્ કહેવાતું કે નથી અસત્ કહેવાતું; એવાં વચનથી બ્રહ્મને સર્વ વિશેષણોનો પ્રતિષેધ બતાવવામાં આવે એ સ્પષ્ટ છે. જ્ઞેયને (તે રીતે) વિશેષ શક્તિવાળું બતાવવું, અને શ્લોકની આખરે તે જ જ્ઞેયને પાછું સર્વ વિશેષના પ્રતિષેધવાળું બનાવવું એ પરસ્પર વિરુદ્ધ છે; માટે અનાદિમત્ શબ્દમાં મત્ પ્રત્યય લગાડીને જે અર્થ અમે કર્યો છે, તે તથા અનાદિનો (પદચ્છેદ કરી તેનો) બહુવ્રીહિ સમાસ લેવાથી જે અર્થ થાય છે તે અર્થ સમાન છે, તથાપિ તે યોગ્ય નથી; પણ અમારા અભિપ્રાય પ્રમાણે તો તે મત્ પ્રત્યય શ્લોકપૂર્તિ કે પાદપૂર્તિ માટે જ વાપરવામાં આવ્યો છે.

જેનું ફળ અમૃતત્વ છે તેવું જ્ઞેય હું તને કહેનાર છું, એવું રુચિકર વચન કહી અર્જુનને અભિમુખ–શ્રવણ માટે સાવધાન કરી ભગવાન કહે છે : 'તે જ્ઞેય (બ્રહ્મ) છે, તે નથી સત્ (કાર્યરૂપ) કહેવાતું કે નથી અસત્ (કારણરૂપ) કહેવાતું.'

શંકા–પૂર્વપક્ષ : કટીબદ્ધ થઈ ઉચ્ચ સ્વરે ઘોષણા કરી કહેવું કે 'હું હવે તને યથાર્થરૂપે જ્ઞેય કહીશ–દેખાડીશ' અને પછી કહેવું કે 'તે નથી સત્ કહેવાતું કે નથી અસત્ કહેવાતું' એ અયોગ્ય છે (છાજતું નથી) એમ અમે માનીએ છીએ.

**ઉત્તરપક્ષ :** ના, તે યોગ્ય જ કહ્યું છે. કેવી રીતે? તો સર્વ ઉપનિષદોમા પણ જ્ઞેય (બ્રહ્મ) 'આવુ નથી, આવુ નથી' (બૃ ૪–૩–૬ કે ગો. ૪–૪–૨૨) તથા 'સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી' (બૃ ૫–૮–૮ કે ગો. ૮–૩–૮) એ પ્રકારના પ્રતિષેધ–નિષેધાત્મક વિશેષણોવાળા વાક્યોથી જ બતાવેલુ છે. 'તે આ નથી' એ પ્રમાણે કહી તેનું વાણીથી અગોચર હોવાપણુ બતાવ્યુ છે. (અથવા તો તે જ્ઞેય અમુક આ છે, એમ નથી કહેવામા આવ્યુ.)

**શંકા–પૂર્વપક્ષ :** જે વસ્તુ 'અસ્તિ'–છે, શબ્દ વડે કહેવાતી નથી તે વસ્તુ વાસ્તવિક નથી, જો 'જ્ઞેય' 'અસ્તિ–છે' શબ્દથી ન કહી શકાતુ હોય, તો તે વાસ્તવિક (ખરેખર) નથી જ, એમ કહેવુ અથવા તો જ્ઞેય છે, પણ તે 'અસ્તિ–છે' શબ્દ વડે કહેવાઈ શકાતુ નથી, એ તો પરસ્પર વિરુદ્ધ વાત છે.

**ઉત્તરપક્ષ :** ના, ના, તે બ્રહ્મ નથી, એમ નથી, કેમકે એ નાસ્તિ બુદ્ધિનો વિષય નથી, ભાવાર્થ આ છે કે બ્રહ્મને અસત્ કહેવાતુ નથી, એમ કહી બ્રહ્મ નથી એ વાતને ભગવાને નિષેધી છે, એટલે કે બ્રહ્મ, નાસ્તિ બુદ્ધિનો વિષય નથી જ.

**શંકા–પૂર્વપક્ષ :** જેટલી જેટલી બુદ્ધિઓ છે, તે સર્વ અસ્તિ અને નાસ્તિ બુદ્ધિની પાછળ જ ઘસડાઈ રહેલી છે ને? એટલે કે બુદ્ધિઓ બે જ પ્રકારની છે બુદ્ધિનો પહેલો પ્રકાર 'આ છે' અને બીજો પ્રકાર 'આ નથી' એવો છે અને સર્વ જ્ઞાન આ બે પ્રકારની બુદ્ધિમાથી કોઈ પણ એક પ્રકારની બુદ્ધિ વડે થાય છે, માટે 'જ્ઞેય' પણ ગમે તો અસ્તિ બુદ્ધિને અનુસરી થતા અનુભવનો વિષય થાય અથવા તો નાસ્તિ બુદ્ધિને અનુસરી થતા અનુભવનો વિષય થાય [પણ એમ કેમ કહેવાય કે બ્રહ્મ નથી કહેવાતુ સત્ કે નથી કહેવાતુ અસત્?]

**ઉત્તરપક્ષ :** ના, એમ નથી (બ્રહ્મ ઉપર જણાવેલી અસ્તિ કે નાસ્તિ બન્નેમાથી કોઈનો વિષય નથી થઈ શકતું.) કારણકે એ બ્રહ્મ ઇંદ્રિયોને અગોચર હોવાથી એ બને પ્રકારની બુદ્ધિ કે જ્ઞાનનો વિષય નથી, ઇંદ્રિયો દ્વારા જાણવામા આવતી વસ્તુ ઘડો વગેરે જે છે, તે જ અસ્તિ બુદ્ધિને અનુસરી થતા અનુભવનો અથવા તો નાસ્તિ બુદ્ધિને અનુસરી થતા અનુભવ કે જ્ઞાનનો વિષય થાય, પરંતુ આ જ્ઞેય (બ્રહ્મ) તો ઇંદ્રિયાતીત (ઇંદ્રિયોથી ન જાણી શકાય એવુ) હોવાથી ફક્ત શબ્દપ્રમાણથી જ જાણી શકાય એવુ હોઈ ઘડો વગેરેની પેઠે અસ્તિ, નાસ્તિ–બે પ્રકારની બુદ્ધિને અનુસરી થતા જ્ઞાન કે અનુભવનો વિષય થઈ નથી શકતું, તેટલા માટે જ એમ કહેવામા આવ્યુ છે કે એ નથી કહી શકાતું 'સત્' કે નથી કહી શકાતુ 'અસત્'

**પૂર્વપક્ષ :** વળી તમે જે કહ્યુ છે કે જ્ઞેય છે પણ તે નથી કહી શકાતું સત્ કે નથી કહી શકાતું અસત્, એ પરસ્પર વિરોધી કથન છે તેનો **ઉત્તર :** આ છે કે, તે વિરુદ્ધ કથન નથી, કારણકે શ્રુતિમાં પણ કહેલું

છે કે 'अन्यदेव तद्विदितादथो अविदितादधि' (કેન ઉ ૧–૩–તે બ્રહ્મ જાણેના અને નહિ જાણેનાથી જુદું છે.)

**શંકા–પૂર્વપક્ષ:** શ્રુતિ પણ વિરુદ્ધ અર્થવાળી હોય (છે) જેમ યજ્ઞ માટે શાળાના કથનનો આરંભ કરી–યજ્ઞશાળાનું વિધાન કરી પછી ત્યા એમ કહ્યુ છે, કે એ વાતને કોણ જાણે છે કે પરલોકમા આ બધુ છે કે નથી? અને એ શ્રુતિ વડે પરલોકમા વળી સંદેહ બતાવ્યો છે, તેની જ રીતે એ શ્રુતિની પેઠે શ્રીભગવાનનુ આ કથન પણ વિરુદ્ધ અર્થવાળુ હોય ?

**ઉત્તરપક્ષ:** ના, એમ નથી, કારણકે જાણેના અને ન જાણેનાથી બ્રહ્મ જુદુ છે, એવુ કહેનારી (પ્રતિપાદન કરનારી) શ્રુતિ, 'જ્ઞેય પદાર્થ નક્કી છે–જ્ઞેય છે એ નિઃસંદેહ વાત છે,' એ વાત પ્રતિપાદન (સાબિત) કરે છે, પણ 'પરલોકમા આ બધુ છે કે નથી તે કોણ જાણે?' એ શ્રુતિ–વાક્ય તો વિધિશેષ અર્થવાદ બતાવે છે એટલે કે વિધિશાસ્ત્રના એક અંગ તરીકેનો અર્થ છે, પરંતુ સ્વતંત્ર અર્થ કંઈ નથી તેથી આ શ્રુતિનું દૃષ્ટાંત યોગ્ય નથી, કારણકે એમા કાંઈ (વિષયની) સમાનતા નથી.

યુક્તિથી પણ આ વાત સિદ્ધ થાય છે, કે સત્ અસત્ આદિ શબ્દો વડે બ્રહ્મ નથી કહી શકાતુ–બ્રહ્મનો નિર્દેશ નથી થઈ શકતો, કારણકે સર્વ શબ્દોનો પ્રયોગ (ઉપયોગ) અર્થનો બોધ કરવા (અર્થની જાણ કરવા) માટે થાય છે, એ શબ્દો, શ્રોતાને સંભળાતા જાતિ, ગુણ, ક્રિયા અને સંબંધ વડે જે અર્થનો સંકેત કરવામા આવેલ છે અથવા તો જે અર્થ કહેવાની ઇચ્છા રાખવામા આવેલી છે, તે અર્થની તે શબ્દો પ્રતીતિ કરાવે છે (જાણ કરે છે), બીજી કોઈ પણ પ્રકારની પ્રતીતિ કે બોધ નથી કરાવતા, કેવળ શબ્દથી પ્રતીતિ થાય એવુ જોવામા પણ નથી આવતુ, જેમકે ઘોડો, ગાય એ શબ્દો જાતિથી (વર્ગ જાણવાથી) અર્થનો બોધ કરે છે, 'રસોઇયો'–'પઢનારો' ('રાધે છે'–'પઠન કરે છે') એ શબ્દો ક્રિયાથી અર્થનો બોધ કરે છે 'ધોળો,' 'કાળો' એ ગુણથી અર્થબોધ કરે છે અને 'ધની'–'ગોમાન' એ શબ્દો સંબંધ (જાણવાથી) અર્થબોધ કરે છે, પરંતુ બ્રહ્મ તો જાતિવાળુ નથી તેથી તે સત્ વગેરે શબ્દોથી નથી કહી શકાતુ, બ્રહ્મ ગુણવાળુ નથી કે જેથી ગુણ (જણાવનારા) શબ્દોથી તે કહી શકાય, કારણકે તે તો નિર્ગુણ છે, તેમ જ વળી તેનું વર્ણન ક્રિયા (જણાવનારા) શબ્દોથી પણ નથી થઈ શકતુ, કારણકે તે નિષ્ક્રિય છે, તેથી, *निष्कलं निष्क्रियं शान्तम्* (શ્વે ઉ ૬–૧૯–બ્રહ્મ કળા–રહિત, ક્રિયારહિત અને શાંત છે) એ શ્રુતિથી પણ આ વાત સિદ્ધ થાય છે, વળી તે એક, [અદ્વૈતત્વ (બે પણા વિનાનુ) અવિષયિત્વ, (વિષય ન હોય એમ)] અદ્વિતીય, ઇંદ્રિયોનો અવિષય તથા આત્મરૂપ હોવાથી સંબંધવાળું પણ નથી, તેથી એ બ્રહ્મ કોઈ પણ શબ્દ વડે કહી શકાય એવુ નથી, એમ કહેવુ જ યોગ્ય છે यतो वाचो निवर्तन्ते (તૈ ઉ ૨–૪–૯–જેનાથી વાણી થાકીને પાછી ફરે છે કે વિરામ પામી જાય છે) વગેરે શ્રુતિઓથી પણ એ જ વાત સિદ્ધ થાય છે.

એ જ્ઞેય (બ્રહ્મ) સત્ શબ્દનો વિષય ન થઈ શકતું હોવાથી આવી આશંકા ઉપજે કે, તે અસત છે—તે નથી જ, તો તેવી આશંકાની નિવૃત્તિ માટે સર્વ પ્રાણીઓની ઇંદ્રિયો દ્વારા તેના અસ્તિત્વનું પ્રતિપાદન કરતા ભગવાન કહે છે :

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

સર્વ બાજુથી તે જ્ઞેય (બ્રહ્મ) હાથપગવાળું છે; સર્વ બાજુથી તે નેત્ર, શિર અને મુખવાળું છે; સર્વ બાજુએ તે કાનવાળું છે; અને લોકમાં તે સર્વને આવરી(વ્યાપી)ને રહે છે. ૧૩

**ભાષ્યાર્થ :** એ જ્ઞેય સર્વ તરફથી હાથપગવાળું છે એટલે કે એના હાથપગ સર્વત્ર પ્રસરેલા છે, તેથી તે સર્વતઃ પાણિપાદ છે. સર્વ પ્રાણીઓની ઇંદ્રિયોરૂપી ઉપાધિ દ્વારા ક્ષેત્રજ્ઞનું અસ્તિત્વ—જ્ઞેય (બ્રહ્મ) પ્રકટ થાય છે અને એ ક્ષેત્રની ઉપાધિને લીધે જ ક્ષેત્રજ્ઞ કહેવાય છે; વળી આ ક્ષેત્રરૂપ ઉપાધિ હાથપગ વગેરે ભેદોથી અનેક પ્રકારે ભિન્નભિન્ન અર્થાત્ વિભક્ત (વહેંચાઈ ગયેલી, જુદા-જુદા ભાગવાળી) છે. ખરી રીતે તો ક્ષેત્રની ઉપાધિઓના ભેદે જે જે વિશેષ પ્રકાર કે ભેદો ઉત્પન્ન કર્યા છે, તે સર્વ ભેદો, ક્ષેત્રજ્ઞમાં તો મિથ્યા જ છે, તેથી તે ભેદો, દૂર કરી લેવાથી ક્ષેત્રજ્ઞનું જ્ઞેયત્વ (અનુભવમાં આવે છે કે સમજાય છે, એ વાત) શ્રીભગવાને 'न सत्तन्नासदुच्यते—તે નથી સત્ કહી શકાતું કે નથી અસત્ કહી શકાતું, એ વચનથી બતાવેલ છે. सर्वतः पाणिपादं વળી કહ્યું છે, તે જ્ઞેયનું અસ્તિત્વ સમજાવવા માટે કહેલું છે; તે ઉપાધિએ ઉત્પન્ન કરેલ મિથ્યારૂપને પણ એ જ્ઞેયના ધર્મ હોય તેવી કલ્પના કરીને કહેલું છે; સંપ્રદાયપરંપરા જાણવાવાળાનું પણ એવું જ આ વચન છે કે અધ્યારોપ અને અપવાદ વડે પ્રપંચરહિત પરમાત્મા બ્રહ્મનું નિરૂપણ કરવામા આવે છે.' 'જે નથી' તેના પર આરોપ કરી 'તે છે' એમ સમજવું, તે અધ્યારોપ; અને અપવાદ એટલે નિષેધ; અમુક એક વસ્તુ સમજવા આપણે એમ ધારીએ કે એ વસ્તુ આ બીજી છે તે તો નથી જ સમજવાની. આ રીત નિષેધની રીત છે. સર્વત્ર આખા શરીરમા અવયવોરૂપે રહેલી હાથપગ વગેરે ઇંદ્રિયો, જ્ઞેયશક્તિની સત્તા—એટલે જ્ઞેયશક્તિ છે, તેને લીધે જ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થવા શક્તિવાન (સમર્થ) છે, આથી એ સર્વ હાથપગ વગેરે ઇંદ્રિયો, જ્ઞેયની સત્તા—જ્ઞેયના અસ્તિત્વનું—જ્ઞેય હોવાનુ (સ્મરણ કરવાથી તેનુ તે) ચિહ્ન છે, આથી એને ઔપચારિક રીતે એ સર્વને જ્ઞેયના ધર્મ કહેવામા આવે છે. આ જ પ્રમાણે બીજા—જે અવયવો કહ્યા છે, તેનો અર્થ સમજવો કે જેમ સર્વ બાજુથી હાથપગવાળું તે જ્ઞેય છે, તેમ જ સર્વ બાજુથી આંખ, માથું અને મોંવાળું તે જ્ઞેય કહેવાય છે; વળી સર્વ તરફથી તે શ્રુતિ એટલે શ્રવણેંદ્રિયવાળું—શ્રુતિમત્ અર્થાત્ કાનવાળું જ્ઞેય કહેવાય છે; તે જ્ઞેય આ લોકમાં સર્વ પ્રાણીઓનાં શરીરમાં સર્વને વ્યાપીને સ્થિતિ કરી રહેલું છે, અચળ છે.

ઉપાધિરૂપ હાથ, પગ વગેરે ઇંદ્રિયોના અધ્યારોપથી કોઈને એવી શંકા ન થાય કે જ્ઞેય પણ તેવું જ તે ઉપાધિવાળું જ છે' એ હેતુથી આ શ્લોક કહે છે

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

સર્વ ઇંદ્રિયોના ગુણો વડે ભાસતું, સર્વ ઇંદ્રિયોથી અત્યંત રહિત, કોઈ પણ ઠેકાણે સક્ત–સંબંધ ન રાખતું અને સર્વને ધારણ કરનારું (તે) છે, વળી નિર્ગુણ અને ગુણોને ભોગવનાર (તે) છે ૧૪

ભાષ્યાર્થ : તે જ્ઞેય સર્વ ઇંદ્રિયોના ગુણો વડે ભાસે છે, સર્વ ઇંદ્રિયો એટલે શ્રોત્ર (કાન) વગેરે જ્ઞાનેંદ્રિયો, વાક્, પાણિ, પાદ વગેરે કર્મેંદ્રિયો તથા અંતઃકરણ એટલે બુદ્ધિ અને મનના નામથી ઓળખાતી આંતર ઇંદ્રિયો છે, એ અંતઃકરણ, બુદ્ધિ અને મન પણ સર્વ ઇંદ્રિયોની પેઠે સમાન રીતે જ જ્ઞેયને ઉપાધિરૂપ છે, એટલું જ નથી, પણ શ્રોત્રાદિ બાહ્યેંદ્રિયનું ઉપાધિપણું પણ અંતઃકરણના ઉપાધિ દ્વાર વડે જ છે, માટે અંતઃકરણરૂપ આંતર ઇંદ્રિયો તથા શ્રોત્રાદિ બાહ્ય ઇંદ્રિયોના એટલે ઉપાધિભૂત ઇંદ્રિયોના ગુણો જે નિશ્ચય (સંકલ્પ) શ્રવણ તથા ભાષણ વગેરે છે, તે વડે એ જ્ઞેય ભાસે છે, એટલે કે એ સર્વ ઇંદ્રિયોના વ્યાપાર કે ક્રિયાથી તે વ્યાપારવાળું હોય એવું દેખાય છે, એમ કહેવાનું તાત્પર્ય છે, ध्यायतीव लेलायतीव (બૃ ઉ ૪–૩–૭ જાણે ધ્યાન કરતું હોય અથવા જાણે વિશ્રામ કરતું હોય એવું દેખાય છે) જો એમ જ છે, તો પછી શા માટે એ જ્ઞેય (બ્રહ્મ)ને વ્યાપારવાળું કે ક્રિયાવાળું જ તમે નથી માનતા? એ શંકાના ઉત્તરમાં કહે છે, કે તે જ્ઞેય, સર્વ ઇંદ્રિયોથી રહિત છે એટલે સર્વ કરણવિનાનું છે, તેથી ઇંદ્રિયોના વ્યાપારથી વ્યાપારવાળું, ઇંદ્રિયોની પ્રવૃત્તિ કે ક્રિયાથી પ્રવૃત્તિમય કે ક્રિયાવાન નથી યતુ આ મંત્ર છે, अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । [શ્વે ઉ ૩–૧૯] એ ઈશ્વર (જ્ઞેય) હાથપગ વિનાનો હોવા છતાં દોડે છે, ગ્રહણ કરે છે, આંખ ન હોવા છતાં જુએ છે, કાન વિનાનો હોવા છતાં સાંભળે છે' ઇત્યાદિ તે આ જ અભિપ્રાય (તાત્પર્ય) દર્શાવે છે, કે તે જ્ઞેય સર્વે ઇંદ્રિયરૂપ ઉપાધિઓના ગુણોને અનુસરતી ચેષ્ટા–ક્રિયા કરવાને તે શક્તિશાળી છે પરંતુ સાક્ષાત્ જવું, દોડવું, લેવું વગેરેની ક્રિયાવાળું તે જ્ઞેય છે, એમ બતાવવાનો આ મંત્રનો હેતુ નથી अथो मणिमविन्दत । (તૈ આ ૧ ૧૧) આંધળાએ મણી મેળવ્યો) એ મંત્રના અર્થ જેવો આ મંત્રનો અર્થ છે એમ સમજવું એ જ્ઞેય સર્વ ઇંદ્રિયોથી રહિત છે માટે તે અસક્ત (સંગરહિત) છે–એટલે કે સર્વ પ્રકારના સંબંધથી રહિત છે આમ છે છતાં તે જ્ઞેય સર્વભૃત–સર્વને ધારણ કરવાવાળું છે–સર્વનું ભરણપોષણ કરવાવાળું છે, તથા સર્વ સ્થળમાં સત્ બુદ્ધિ વ્યાપેલી છે, તેથી સત્–સર્વનું અધિષ્ઠાન છે ઝાંઝવાનું જળ વગેરે પણ અધિષ્ઠાન કે આધારવિનાનાં નથી, એટલા માટે જ્ઞેય સર્વભૃત એટલે સર્વને ધારણ કરે છે, એ અર્થ છે એ જ્ઞેય–બ્રહ્મનું અસ્તિત્વ

જણાવનારું બીજું પણ દ્વાર કે સાધન છે; તે જ્ઞેય બ્રહ્મ નિર્ગુણ છે એટલે કે સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોથી અતીત (પર) છે; છતાં તે ગુણોના ભોક્તા છે; એટલે કે એ જ્ઞેય સુખદુઃખ અને મોહાકાર બનેલ (પામેલ) સાત્ત્વિક, રાજસી અને તામસી શબ્દો વગેરે દ્વારા ભોગ કરવાવાળા તથા તેને ઉપલબ્ધ કરવાવાળા એટલે જાણવાવાળા છે; અર્થાત્ સાત્ત્વિક, રાજસી અને તામસી શબ્દાદિ વડે સુખદુઃખ અને મોહાકાર બનેલા તે, ગુણોના ભોક્તા અને ઉપલબ્ધ કરનાર એટલે જાણનાર તે જ્ઞેય છે.

વળી,

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥**

ભૂતોની બહાર અને અંદર તે છે; તેમ જ તે અચર અને ચર છે; છતાં તે સૂક્ષ્મ હોવાથી જાણી શકાતું નથી; તે દૂર છે, છતાં પાસે છે. ૧૫

**ભાષ્યાર્થ :** અવિદ્યાથી આત્મસ્વરૂપે–આત્મભાવે કલ્પી લીધેલા શરીરની મર્યાદા ત્વચા (ચામડી) સુધી માનીને; તે અપેક્ષાએ અર્થાત્ તે રીતે જ્ઞેયને એની બહાર દેખાડે છે; તે જ પ્રમાણે પ્રત્યગાત્મા જીવ પર ધ્યાન રાખી તથા શરીરને પણ તેની મર્યાદા કે હદ સમજી જ્ઞેયને તેની અંદર દેખાડવામાં આવે છે: (સારાંશ આ છે કે દેહને અવિદ્યાકલ્પિત માનેલ છે, તેથી તે બહાર છે, એમ કહેવાય છે અને તે જ જ્ઞેયને પ્રત્યગાત્માપણાએ માનીએ છીએ, ત્યારે અંદર કહેવાય છે.) હવે જ્યારે એમ કહ્યું કે તે બહાર તથા અંતરમાં વ્યાપ્ત છે, ત્યારે તે બાહ્યઅંતરની મધ્યમાં તે(જ્ઞેય)નો અભાવ છે, એમ સમજાય છે: અભાવ સિદ્ધ થાય તેથી આ કહેવામાં આવે છે, કે ચર અને અચર પણ તે જ્ઞેય જ છે–જ્ઞેયનું જ સ્વરૂપ છે. [ કહેવાનું તાત્પર્ય આ છે કે રજ્જુ(દોરડી)માં સર્પનો ભાસ થાય, તેથી દોરડી જેમ સર્પ નથી બની જતી, તેમ આ જ્ઞેય કે બ્રહ્મ દેહને લીધે ચરાચરપણે ભાસે છે, તેથી તે જ્ઞેય કે બ્રહ્મ કાંઈ દેહ નથી બની જતું; જ્ઞેય તો જ્ઞેય જ રહે છે. ] જો આ અચર અને ચરરૂપી વ્યવહારવિષય એ સર્વ જ્ઞેય–પરમાત્મા–બ્રહ્મ જ છે, તો પછી તે સર્વ વિષયો 'આ (જ્ઞેય)' છે એમ બધાથી કેમ નથી જાણી શકાતું ? તેના ઉત્તરમાં કહેવામાં આવે છે : તમારું કહેવું સત્ય તો છે, પણ સર્વને તે આભાસ આપનારું કે સર્વથી તે આભાસ પામનારું હોઈ આ સર્વ દશ્ય તેનું જ સ્વરૂપ હોવા છતાં તે જ્ઞેય આકાશના જેવું અતિ સૂક્ષ્મ છે; તેથી જોકે એ જ્ઞેય પોતાના આત્મસ્વરૂપે છે, છતાં તે સૂક્ષ્મતાને લીધે અજ્ઞાનીઓ માટે (તો) અવિજ્ઞેય જ છે; પરંતુ વિદ્વાનો(જ્ઞાનીઓ)ને તો आत्मैवेदं सर्वं (છાં ૭–૨–૫૨ આ સર્વ આત્મા જ છે,) ब्रह्मैवेदं सर्वं (બૃ. ઉ. ૨–૫–૧,) આ સર્વ બ્રહ્મ જ છે) વગેરે પ્રમાણોથી એ સદા વિજ્ઞાત (પ્રત્યક્ષ) જ છે; છતાં અજ્ઞાનીઓને તો એ જ્ઞેય અવિજ્ઞાતપણાથી ન જાણવામાં આવતું કે પ્રત્યક્ષ ન

હોવાથી તેમ જ અપ્રાપ્યતા એટલે પ્રાપ્ત ન કરી શકાય એવું હોવાથી તેમને તે હજારો અને કરોડો વર્ષ સુધી દૂર (રહેલું) છે, ત્યારે તે જ્ઞેય, વિદ્વાન-(જ્ઞાનીઓ)ને આત્મભાવથી પાસે જ છે.

વળી,

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

વળી તે જ્ઞેય બ્રહ્મ ભૂત કે પ્રાણીઓમાં અવિભક્ત છતાં વિભક્ત હોય તેમ રહેલું છે; તેમ જ ભૂતોને ધારણ કરનાર, ગળી જનાર અને ઉત્પન્ન કરનાર છે. ૧૬

**ભાષ્યાર્થ :** તે જ્ઞેય પ્રત્યેક શરીરમાં આકાશની સમાન અવિભક્ત અથવા એક છે; છતાં સર્વ પ્રાણીઓમાં તે જાણે વિભક્ત (જુદું જુદું વહેંચાઈ ગયેલું) હોય તેવું ભાસે છે; કારણકે એની તો ભિન્નભિન્ન શરીરોમાં પ્રતીતિ થાય જ છે, તેથી (અને) તે જ્ઞેય સ્થિતિકાળમાં ભૂતભર્તૃ–ભૂતોને ધારણપોષણ કરવાવાળું, પ્રલયકાળમાં ગળી જવાના સ્વભાવવાળું તથા ઉત્પત્તિકાળમાં સર્વને ઉત્પન્ન કરવાના સ્વભાવવાળું છે. (તે કેવી રીતે? તો કહે છે કે) જેમ મિથ્યા-કલ્પિત સર્પાદિની ઉત્પત્તિ, સ્થિતિ કે નાશનું કારણ દોરી વગેરે છે, તે જ પ્રમાણે (આ જ્ઞેય બ્રહ્મ પ્રાણીઓનું પોષક, સંહારક તથા ઉત્પાદક સમજવાનું છે).

વળી જ્ઞેય–બ્રહ્મ સર્વત્ર વિદ્યમાન હોવા છતાં પણ જો તે પ્રત્યક્ષ નથી દેખાતું, તો એ તમ કે અંધકાર છે? તો સિદ્ધાંતી કહે છેઃ ના, તેમ નથી. ત્યારે તે શું છે? એ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કહેવામાં આવે છે :

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

તે જ્ઞેય બ્રહ્મ જ્યોતિઓનું પણ જ્યોતિ છે અને તમસથી પર-અંધકારથી ન સ્પર્શાયેલું કહેવાય છે; સર્વના હૃદયમાં (બુદ્ધિમાં) સ્થિત છે; જ્ઞાન છે, જ્ઞેય છે અને જ્ઞાન વડે મેળવી શકાય એવું છે. ૧૭

**ભાષ્યાર્થ :** એ જ્ઞેય (પરમાત્મા–બ્રહ્મ), સૂર્યાદિ સર્વજ્યોતિઓની પણ પરમ જ્યોતિ છે; કેમકે એ આત્મચૈતન્ય–જ્યોતિ (પ્રકાશ) વડે પ્રકાશમાન બનીને જ સૂર્ય વગેરે સર્વ જ્યોતિઓ દેદીપ્યમાન બને છે–પ્રકાશ આપ્યા કરે છે. 'જે સ્વયંજ્યોતિ પરમાત્મા વડે પ્રકાશમાન બની આ સૂર્ય પ્રકાશે છે. એના પ્રકાશ વડે આ સર્વ પ્રકાશે છે' (શ્વે. ઉ. ૬–૧૪) ઇત્યાદિ શ્રુતિ વચનોથી તથા 'જે આદિત્યમાં રહેલું તે જ છે તે હું છું' ઇત્યાદિ સ્મૃતિ વાક્યો વડે પણ એ જ વાત સિદ્ધ થાય છે. (વળી) એ જ્ઞેયને અંધકાર–તમરૂપી અજ્ઞાનથી પર, નહિ સ્પર્શાયેલું કે સંબંધવિનાનું કહેવામાં આવેલું છે. જ્ઞાન વગેરે સંપાદન કરવું બહુ મુશ્કેલ છે, એવી સમજથી ખિન્ન થયેલા(અર્જુન)ને ઉત્સાહિત કરતા ભગવાન

ટકે છે: જ્ઞાન અર્થાત્ અમાનિત્વ આદિ જ્ઞાનનાં સાધન; જ્ઞેય અર્થાત્ જ્ઞેય यत्तत्प्रवक्ष्यामि વગેરે વાક્યોથી કહેલ છે, તે જ્ઞેયથી જણાવેલું પરમાત્માનું સ્વરૂપ; અને જ્ઞાનગમ્ય એટલે જ્ઞેય જાણી લીધા પછી જ્ઞાનનું તે ફળ બને છે; તેથી તેવી રીતનું ફળ બનતા પહેલા તે જ્ઞાનગમ્ય કહેવાય છે અને જ્યારે તે એક વખત જાણી લેવામા આવે છે એટલે તે અવસ્થામાં તે જ્ઞેય કહેવાય છે; એ ત્રણે, સર્વ પ્રાણીના હૃદયમાં પ્રાણીમાત્રની બુદ્ધિમાં વિશેષ કરીને સ્થિત છે; કારણકે એ ત્રણે ત્યાં જ પ્રકાશિત થઈ રહ્યાં છે. (સર્વના હૃદયમાં પ્રકટ છે.)

ઉપર કહેલા અર્થનો ઉપસંહાર કરવા માટે આ શ્લોકનો આરંભ કરવામાં આવે છે.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય સંક્ષેપથી કહ્યું; મારો ભક્ત એ જાણીને મારા ભાવને પામે છે. ૧૮

ભાષ્યાર્થ: આ પ્રમાણે મહાભૂતોથી આરંભી ધૃતિ સુધીમાં (શ્લો. ૫,૬મા) ક્ષેત્ર, તથા અમાનિત્વથી આરંભી 'तत्त्वज्ञानार्थदर्शनं (શ્લો. ૭-૧૧) સુધીમાં જ્ઞાન, અને 'ज्ञेय यत्तत्'થી આરંભી 'तमस. परमुच्यते' (શ્લો. ૧૨-૧૭) સુધીમાં જ્ઞેય ટૂંકાણમા કહ્યું, સમગ્ર વેદનો અને ગીતાનો બધો અર્થ ભેગો કરી (અર્જુનને) કહેવામા આવ્યો છે; હવે આ યથાર્થ (સમ્યગ્) જ્ઞાનના અધિકારી કોણ છે? એ પ્રશ્નનો જવાબ આપવામા આવે છે, કે તે અધિકારી મારો ભક્ત છે, મારો ભક્ત એટલે હું સર્વજ્ઞ, પરમ ગુરુ, વાસુદેવ પરમેશ્વરમાં જેણે સર્વાત્મભાવ (પોતાનો સર્વભાવ) અર્પણ કરી દીધો છે અને જે કાંઈ જુએ છે, સાંભળે છે અને સ્પર્શ કરે છે, તે 'સર્વ ભગવાન વાસુદેવ જ છે' એવો જેની બુદ્ધિનો નિશ્ચય છે, તે મારો ભક્ત ઉપર કહેલા યથાર્થ સમ્યગ્ જ્ઞાનને સારી રીતે જાણી મારા ભાવને (એટલે મારો જે પરમાત્મભાવ છે તેને) પ્રાપ્ત થાય છે એટલે કે મોક્ષ મેળવે છે.

ઉપર સાતમા અધ્યાયમા ઈશ્વરની બે પ્રકૃતિઓ પરા અને અપરા-ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના લક્ષણવાળી કહેવામા (દેખાડવામા) આવી છે, વળી તે અધ્યાયમાં (છઠ્ઠા શ્લોકમા) એમ પણ કહ્યુ છે, કે એ બંને પ્રકૃતિઓમાંથી જ સર્વ ભૂત-પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અર્થાત્ એ બે પ્રકૃતિઓ જ સર્વ ભૂત-પ્રાણીઓનું કારણ છે, તો ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞરૂપ બંને પ્રકૃતિઓ, સર્વ ભૂતો(ની ઉત્પત્તિ)નું કારણ શી રીતે છે, એ વાત હવે કહેવામા આવે છે.

प्रकृतिं पुरुषञ्चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

પ્રકૃતિ અને પુરુષ બંનેને પણ તું અનાદિ જાણ તથા વિકારોને અને ગુણોને પણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. ૧૯

**ભાષ્યાર્થ:** પ્રકૃતિ અને પુરુષ જે (બે) ઈશ્વરની પ્રકૃતિ, છે તે બંનેને તું અનાદિ જાણ; જેને આદિ ન હોય એનું નામ અનાદિ છે.× ઈશ્વરનું ઈશ્વરપણું નિત્ય હોવાથી તેની બંને પ્રકૃતિઓનું પણ નિત્યપણું હોવું ઉચિત જ છે, એટલું જ નહીં પણ એ બંને પ્રકૃતિઓથી ઈશ્વર યુક્ત જ હોય, એમાં ઈશ્વરની ઈશ્વરતા છે. જે બે પ્રકૃતિઓ વડે ઈશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ (બને) છે, તે બંને અનાદિ હોઈ સંસારનાં કારણ છે.

અનાદિ શબ્દનો વિગ્રહ કેટલાક ટીકાકારો ન આદી અનાદી આદિ અર્થાત્ કારણ નહીં તે અનાદિ એવી રીતે કરી તેને તત્પુરુષ સમાસ ગણે છે; (અને કહે છે કે) આથી કેવળ ઈશ્વર જ (પ્રકૃતિરહિત ઈશ્વર જ) જગતનું કારણ છે, એ વાત સિદ્ધ થાય છે. જો પ્રકૃતિ અને પુરુષને નિત્ય માનવામાં આવે, તો જગત તેઓનું જ કરેલું છે એમ માનવામાં આવશે અને જગતનું કર્તાપણું ઈશ્વરનું નહીં રહે; અર્થાત્ જગતનો કર્તા ઈશ્વર છે, એ વાત સિદ્ધ નહીં થાય, એવું એ ટીકાકારોનું કહેવું છે.

તેના જવાબમાં કહેવાનું કે એ વાત ખોટી છે; કારણકે (એ સિદ્ધાંતાનુસાર) પ્રકૃતિ અને પુરુષની ઉત્પત્તિની પહેલાં શાસન કરવા યોગ્ય કોઈ વસ્તુનો અભાવ હોવાથી ઈશ્વરની અનીશ્વરતાનો પ્રસંગ આવે છે; વળી સંસારને નિમિત્ત વિના ઉત્પન્ન થયેલો માનવાથી મોક્ષ(કે સંસારના અંત)ના અભાવનો, શાસ્ત્રની વ્યર્થતાનો તથા બંધ અને મોક્ષના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય છે (તેથી પણ એ ટીકાકારોનો અર્થ બરોબર નથી); પરંતુ ઈશ્વરની બન્ને પ્રકૃતિઓનું નિત્યત્વ માનવાથી બધું બરોબર સિદ્ધ થઈ શકે છે; કેવી રીતે? તો આ વિકારો અને ગુણોને તું પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ એટલે કે બુદ્ધિથી માંડી શરીર તથા ઇંદ્રિયો પર્યંતના વિકારોને અને સુખદુઃખ અને મોહ વગેરે વૃત્તિઓના રૂપમાં પરિણત (પ્રકટ) થયેલા તે (ત્રણે) ગુણોને તું પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ; વિકારોની કારણરૂપ જે ઈશ્વરની ત્રિગુણમયી શક્તિ છે, એનું નામ પ્રકૃતિ છે; એ જ આ વિકારોને અને ગુણોને ઉત્પન્ન કરવાવાળી છે, માટે એ વિકારોને અને ગુણોને તું પ્રકૃતિસંભવાન્–પ્રકૃતિજનિત–પ્રકૃતિથી પરિણામ પામેલાં છે–પ્રકૃતિનાં રૂપો છે, એમ તું જાણ, એવો કહેવાનો ભાવાર્થ છે.

પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા વિકારો અને ગુણો તે કયા છે? તેના ઉત્તરમાં કહે છે:

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

[illegible]માં હેતુ પ્રકૃતિ કહેવાય છે; અને સુખદુઃખના [illegible]
છે. ૨૦

× પાછળ જે અપરા અને પરા તથા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ નામથી કહેવામાં આવી છે તે જ અહીં પ્રકૃતિ અને પુરુષના નામથી કહી છે.

ભાષ્યાર્થ : કાર્ય એટલે શરીર અને કરણ એટલે એમાં રહેલી (મન, બુદ્ધિ, અહંકાર તથા દશ ઇંદ્રિયો મળી કુલ) તેર ઇંદ્રિયો છે [એના કર્તાપણામાં (હેતુ) પ્રકૃતિ છે]. શરીરનો આરંભ કરનારાં કે શરીરને ઉત્પન્ન કરનારાં પાંચ ભૂતો (પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ) તથા પાંચ વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ) તથા એ પૂર્વે કહેલા પ્રકૃતિથી ઉત્પન્ન થતા (૧૦) વિકારો તે સર્વ અહીં 'કાર્ય' શબ્દથી સમજવાના છે; અર્થાત્ કાર્યનો અર્થ અહીં એ દશ વિકાર સમજવાનો છે; વળી સુખ, દુઃખ મોહ, આદિના રૂપમાં પ્રકટ થયેલા પ્રકૃતિજન્ય સર્વે ગુણો (બુદ્ધિ વગેરે) કરણને આશ્રયે (આધારે) હોવાથી, કરણ શબ્દથી તે ગુણો સમજવા; એ કાર્ય અને કરણોનું કર્તાપણું એટલે ઉત્પાદન કરવાનો જે સ્વભાવ છે તેને કાર્ય-કરણ કર્તૃત્વ કહેવાય છે; તે કાર્ય-કરણ-કર્તૃત્વમાં કારણ કે હેતુ (છે તે કાર્યકરણકર્તૃત્વના કારણરૂપે) અથવા આરંભરૂપે જે છે, તે પ્રકૃતિ કહેવાય છે; એ રીતે પ્રકૃતિ કાર્ય-કરણ ઉત્પન્ન કરવાવાળી હોવાથી સંસારનું કારણ કહેવાય છે.

'કાર્ય(કરણને બદલે)કારણકર્તૃત્વે' એવો પાઠ સ્વીકારીએ, તોપણ એ અર્થ નીકળે છે, કે જે જેનું પરિણામ છે, તે તેનું કાર્ય કે તેનો વિકાર છે અને કારણ વિકારી (વિકૃત) થવાવાળું છે. વિકારરૂપ કાર્ય અને વિકારીરૂપ કારણ એના કર્તૃત્વમાં અર્થાત્ એ બંનેને ઉત્પન્ન કરવાનો હેતુ એ જ (અપરા પ્રકૃતિ) છે. સારાંશ કે સોળ વિકારો તે કાર્ય છે અને સાત પ્રકૃતિવિકૃતિ છે તે કારણ છે; [એ રીતે એ (૨૩) તત્ત્વો જ* કાર્ય-કારણના નામથી ઓળખવામાં આવે છે]. એના કર્તાપણામાં હેતુ કે કારણ પ્રકૃતિ કહેવાય છે; કારણકે પ્રારંભ કરવાપણું પ્રકૃતિમાં છે. જે પ્રકારે પુરુષ પણ સંસારનું કારણ બને છે, તે હવે કહેવામાં આવે છે. પુરુષ, જીવ, ક્ષેત્રજ્ઞ, ભોક્તા વગેરે પર્યાય-એક જ અર્થવાળા શબ્દો છે; સુખ-દુઃખ એ ભોગ છે, ભોક્તૃત્વ કે ભોગવવાપણામાં એ પુરુષ કારણ છે.

શંકા-પૂર્વપક્ષ : પરંતુ આ કાર્યકારણના કર્તાપણાથી તથા સુખદુઃખના ભોક્તાપણાથી પ્રકૃતિ અને પુરુષ બંનેનું સંસારીપણું-સંસાર અર્થાત્ જન્મમરણનું કારણપણું શી રીતે કહેવામાં આવે છે? એવી શંકા થાય તો—

* વિકારો નીચે પ્રમાણે છે.
૫ જ્ઞાનેંદ્રિય-શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, નાસિકા.
૫ કર્મેંદ્રિય-વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ.
૫ ઇંદ્રિયવિષય-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ
૧ મન.
સાત પ્રકૃતિ-વિકૃતિ : (૧) મહાન, (૧) અહંકાર, (૫) તન્માત્રા-પરબ્રહ્મનું કનિષ્ઠ સ્વરૂપ.
પ્રકૃતિ-વિકૃતિ કાંઈ નહિ એવા બે છે : ૧ પુરુષ=પરા પ્રકૃતિ અને ૧ પ્રકૃતિ=અપરા પ્રકૃતિ, આમ કુલ પચીસતત્ત્વોનું વર્ગીકરણ ટિળક-ગીતારહસ્યના પાનાં ૧૮૦ (૧૯૧૫ ની મરાઠી આવૃત્તિ)મા છે.

ઉત્તર : સિદ્ધાંતરૂપે કહેવામાં આવે છે: કાર્યકરણ (અથવા કારણ) સુખદુઃખ-રૂપ હેતુ તથા ફળના આકારમાં પ્રકૃતિના પરિણામનો અભાવ હોય, તો અને ચેતનપુરુષને તે સુખદુઃખાદિનું ભોક્તાપણું ન હોય, તો સંસાર (ઉત્પન્ન) થાય ક્યાંથી ? પણ જ્યારે કાર્ય–કરણ–સુખદુઃખરૂપ હેતુ તથા ફળના આકારમાં પરિણામ પામનારી ભોગ્ય પ્રકૃતિ વડે તેનાથી વિરુદ્ધ સ્વભાવવાળા પુરુષના ભોક્તા-રૂપ ભાવ વડે (સાથે) અવિદ્યારૂપ સંયોગ થાય, ત્યારે સંસાર (ઉત્પન્ન) થાય છે, એવો ભાવાર્થ છે; માટે પ્રકૃતિનાં કાર્ય અને કરણ અથવા કારણ (શરીર અને ઇંદ્રિયો)ના કર્તાપણાને લીધે તથા પુરુષના સુખદુઃખના ભોક્તાપણાને લીધે તેમને સંસારનું કારણ કહેવામાં આવ્યું છે, તે યોગ્ય છે.

**પ્રશ્ન :** તો આ સંસાર નામનો પદાર્થ વળી શો છે ?

**ઉત્તર :** સુખદુઃખનો ભોગ તે સંસાર છે; અને પુરુષનું જે સુખદુઃખોનું ભોક્તાપણું, તે તેનું સંસારીપણું છે, એ તાત્પર્ય છે.

પુરુષનું સુખદુઃખનું ભોક્તાપણું છે, તે તેનું સંસારીપણું છે, એમ જે કહ્યું તેમાં (પ્રશ્ન આ થાય છે કે) એ પુરુષનું સંસારીપણું કયા નિમિત્ત કે કારણને લીધે છે ? એના ઉત્તરમાં કહેવામાં આવે છે કે:

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारण गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પ્રકૃતિમાં રહેલો પુરુષ, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે; એના સારી માઠી યોનિઓમાં જન્મનું કારણ ગુણોનો સંગ છે. ૨૧

**ભાષ્યાર્થ :** કારણ આ છે કે પુરુષ એટલે ભોક્તા–જીવ પ્રકૃતિમાં રહેલો છે, અર્થાત્ કાર્યકારણ(કરણ)ના રૂપમાં પરિણામ પામેલી અવિદ્યારૂપ પ્રકૃતિમાં તે રહેલો છે, એટલે કે દેહેંદ્રિયાદિ રૂપ પોતે છે, એમ માની રહ્યો છે; તેથી જ તે પુરુષ, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં સુખ, દુખ તથા મોહરૂપે પ્રકટ થયેલા ગુણોને 'હું સુખી છું', હું દુઃખી છું, હું મૂઢ છું, હું પંડિત છું' એવી રીતે આત્મભાવથી માનીને ભોગવે છે. અવિદ્યાવાળી દશામાં (જન્મનું કારણ અવિદ્યા છે છતાં) સુખ, દુખ અને મોહરૂપ ગુણોના ઉપભોગ લેતાં તેના પર જે આત્મભાવ, સંગ કે પ્રીતિ થાય છે, તે આ પુરુષના જન્મનું (સંસારનું) મુખ્ય કારણ છે, 'તે પુરુષ જેવી કામનાવાળો થાય છે, તેવું જ કર્મ કરનારો તે થાય છે' (બૃ. ઉ. ૪–૪–૫) એમ શ્રુતિમાં પણ કહેલું છે, તે જ વાત ભગવાને (અહીં) કહી છે કે ગુણોનો જે સંગ એટલે પ્રીતિ, આસક્તિ છે, તે જ તેના ભોક્તાને સત્–અસત્–સારી–નરસી યોનિઓમાં જન્મ લેવાનું કારણ બને છે. સારી અને માઠી યોનિઓ સત્–અસત્ (સત્ય, અસત્ય) યોનિઓ કહેવાય છે; એ યોનિ-ઓમાં જન્મ થવો, તે સદસદ્યોનિજન્મ છે. તે સદસદ્યોનિમાં(જન્મોની બાબતમાં જાણવું કે તે)જન્મોનું કારણ ગુણોનો સંગ છે; અથવા આ સંસારમાં સદ-સદ્યોનિઓમાં જન્મનું કારણ ગુણસંગ છે–ગુણમાં આસક્તિ છે, એવો અર્થ

અહીં 'સંસાર' શબ્દ અધ્યાહાર લઈ કરવો. સદ્યોનિઓ એટલે દેવાદિ યોનિઓ અને અસદ્યોનિઓ એટલે પશુ આદિ યોનિઓ; એ પ્રકારે ઉત્તમ દેવાદિ યોનિઓ અને અધમ પશુ આદિ યોનિઓ કહી, એ ઉપરથી એ બન્નેની મધ્ય યોનિ મનુષ્યની છે; તેના પણ નિદાન-કારણના નિર્ણયમાં કોઈ પણ પ્રકારનો વિરોધ ન સમજવો જોઈએ; એટલે કે ઉત્તમ તથા અધમ યોનિઓમાં જન્મનું કારણ જેમ ગુણસંગ છે, તે જ, મનુષ્યયોનિમાં જન્મનું કારણ પણ તે જ સમજવું.

આ શ્લોકનો સારાંશ આ છે કે પુરુષનું પ્રકૃતિમાં સ્થિત થવું (પ્રકૃતિવશ બનવું) તે (તેની) અવિદ્યા તથા સ્વરૂપ પુરુષે ગુણોમાં સંગ કે કામના કરી, એ (પુરુષના) સંસારનું કારણ છે, તેથી તે કારણોનો ત્યાગ કરવા માટે તે અહીં કહેવામાં આવ્યાં છે. એની નિવૃત્તિનાં કારણ જ્ઞાનયુક્ત સંન્યાસ તથા વૈરાગ્ય છે, એ ગીતાશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; એ જ્ઞાન વળી ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના વિષયરૂપે પહેલાં કહેવામાં આવ્યું છે; અને વળી ન सत्तन्नासदुच्यते' વગેરે કથનથી અન્ય-(ધર્મો)ના નિષેધ વડે તથા सर्वतः पाणिपादं तत् અન્યના અધ્યારોપ વડે પણ તે કહેવામાં આવ્યું છે, તેમ જ જ્ઞેયના સ્વરૂપનું તથા જ્ઞાનપ્રાપ્તિનું ફળ પણ यज्ज्ञात्वामृतमश्नुते વગેરે વચનોથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

તે જ-પ્રકૃતિસ્થ પુરુષનો જ ફરી સાક્ષાત્ નિર્દેશ કરવામાં આવે છે.

**उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

આ શરીરમાં પર (અર્થાત્ પરમ, ઉત્કૃષ્ટ) પુરુષ (છે, તેને) સાક્ષી, અનુમતિ આપનારો, ભર્તા, ભોક્તા, મહેશ્વર તથા પરમાત્મા પણ કહેવામાં આવે છે. ૨૨

**ભાષ્યાર્થ :** (આત્મા) ઉપદ્રષ્ટા છે એટલે કે શરીરની પાસે રહ્યો હોવા છતાં પોતે કોઈ પણ વ્યાપાર કે ક્રિયાવિનાનો હોઈને દ્રષ્ટા (પ્રેક્ષક) જોનારો છે. ઋત્વિગ એટલે હોતા-આહુતિ આપનાર અને યજમાન એટલે યજ્ઞ કરનાર, જ્યારે એમના યજ્ઞકર્મમાં પ્રવૃત્ત થયેલા હોય, ત્યારે કોઈ યજ્ઞવિદ્યામાં કુશળ પુરુષ (યજ્ઞકર્મમાં પ્રવૃત્ત થયા વિના) પુરોહિત તથા યજમાનથી થતા કર્મ-કરવામાં આવતા કર્મના ગુણ તથા દોષોને તટસ્થ ભાવથી જુએ છે, તે જ રીતે કાર્ય-કરણના અર્થાત્ શરીર તથા ઇંદ્રિયોના વ્યાપારમાં પોતે જોડાયા વિના તેનાથી અન્ય (જુદો) વિલક્ષણ આત્મા, તે વ્યાપારયુક્ત-પ્રવૃત્તિ કરવાવાળા કાર્ય, કરણ, શરીર-ઇંદ્રિયની સમીપ રહીને સામીપ્ય ભાવથી તે શરીર-ઇંદ્રિયને દેખનારો, (જોનારો) દ્રષ્ટા કે સાક્ષીમાત્ર છે, તેને ઉપદ્રષ્ટા કહેવાય છે, અથવા દેહ, ચક્ષુ, મન, બુદ્ધિ અને આત્મા એ (પાંચે) દ્રષ્ટા છે, તેમાં બહાર જોનારો દેહ છે, તે દેહથી આરંભીને (ચક્ષુ, મન, બુદ્ધિ) સર્વના કરતા અંતરતમ-સમીપસ્થ અંતરાત્મા છે, જે અંતરાત્મા સિવાય બીજો કોઈ દ્રષ્ટા નથી, તે અતિશય સમીપભાવથી જોવાવાળો હોવાથી ઉપદ્રષ્ટા કહેવાય છે, [આનો અર્થ આ છે

કે દેહથી વિશેષ અંતરદ્રષ્ટા ચક્ષુ છે, ચક્ષુ અને દેહ બન્નેને અંતરથી જોનાર મન છે અને દેહ, ચક્ષુ તથા મન એમ તેને અંતરથી જોનાર બુદ્ધિ છે અને એ સર્વને જોનારો તેઓની અંદર રહેલો આત્મા છે, જે આત્મા કરતાં વધુ અંતર(નજીક)થી જોનાર દ્રષ્ટા બીજો કોઈ નથી, આ આત્મા બધાની સમીપમા રહીને સર્વને જોનારો હોવાથી ઉપદ્રષ્ટા કહેવાય છે ], અથવા યજ્ઞના ઉપદ્રષ્ટા પેઠે આત્મા સર્વને જોવાવાળો, સર્વને વિષય બનાવવાવાળો, સર્વનો અનુભવ કરવાવાળો હોવાથી તે ઉપદ્રષ્ટા છે, વળી આત્મા અનુમન્તા છે (અનુમોદન કરનારો છે), અનુમોદન અથવા અનુમનન એટલે અંતઃકરણ–ઇંદ્રિયાદિ કર્મ કરનારાઓ પોતપોતાનુ કાર્ય કરવામા પ્રવૃત્ત થતા હોય, તેમા તેમને પોતાની મેળે એ કાર્ય કે કામમા ' હુ મારુ આ કામ યથાર્થ બજાવુ છુ ' એ પ્રકારનો સંતોષ થાય છે, એ સંતોષનો અનુભવ જેનાથી થાય છે તે આત્મા છે સંતોષ છે તે જ અનુમોદન છે તે જ અનુમનન છે, માટે આત્મા અનુમંતા કહેવાય છે અથવા તો (એ આને લીધે પણ આત્મા અનુમંતા કહેવાય ) તે આત્મા પોતે કાર્યકરણ–શરીર તથા ઇંદ્રિયોની પ્રવૃત્તિઓમા પ્રવૃત્ત નથી થતો છતા પણ તેમા તેને અનુકૂળ અને પ્રવૃત્ત હોય એવી ભાવના થાય છે, તેથી તે અનુમંતા છે, અથવા તે પોતપોતાના વ્યાપારમા પ્રવૃત્ત થયેલા( બુદ્ધિ અને ઇંદ્રિયો )નો કેવળ સાક્ષીભૂત રહી તેમને કદી પણ રોકતો નથી, એટલા માટે પણ આત્મા અનુમંતા કહેવાય છે, આત્મા ભર્તા છે એટલે ભરણ કરનારો (ધારણ કરનારો–ટકાવી રાખનારો) છે, ભરણનો અર્થ આ છે કે ચૈતન્યરૂપ આત્માવડે એકઠા થયેલા દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિનુ ચૈતન્યના જ જેવુ ભાસવુ થાય છે, આ પ્રકારે ભાસવુ અને એ રૂપે સ્થિત થવુ, એ ચૈતન્યસ્વરૂપથી જ થાય છે, માટે આત્મા ભર્તા કહેવાય છે, ( અર્થાત્ જીવાત્માની ભોગ્ય વસ્તુઓ ગૃહ, ભાર્યા આદિ છે તેમને તથા મોક્ષની વસ્તુઓ ગુરુ, શાસ્ત્ર વગેરે છે તેમને પોતાના બળથી સ્વરૂપ ધારણ કરાવી રાખનાર એ આત્મા છે, એટલું જ નહી પણ આત્મચૈતન્યના નિમિત્ત માટે પરસ્પર એકઠા થયેલા શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ વગેરેને પણ પોતપોતાના સ્વરૂપે સ્થાપનાર, પ્રકાશનાર અને પોષણ કરનાર એ આત્મા જ છે, માટે એ ભર્તા કહેવાય છે, આત્મા ભોક્તા છે, બુદ્ધિના સુખદુઃખ અને મોહ–સ્વરૂપવાળા સર્વ વિષયોમા જે પૃથક્‌પૃથક્ અનુભવો, અગ્નિની ઉષ્ણતા પેઠે નિત્ય ચૈતન્ય આત્મસત્તા વડે વ્યાપી રહેલા હોય એમ એ પદાર્થો ભિન્નભિન્ન ભાસે છે, તેને લીધે ( અર્થાત્ એ અનુભવોને લીધે તથા આ પ્રકારનો ભાસ થાય છે તેને લીધે ) આત્મા ભોક્તા કહેવાય છે, આ આત્મા મહેશ્વર છે, એ સર્વના આત્મા છે, સ્વતંત્ર છે, તેથી એ મહાન ઈશ્વર એટલે મહેશ્વર છે, એ પરમાત્મા છે અવિદ્યાવડે દેહથી બુદ્ધિ પર્યંતના કલ્પેલા પદાર્થોથી એ કે જે ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા તથા ભોક્તાના લક્ષણવાળા છે, તે આત્મા પરમ શ્રેષ્ઠ છે, માટે એ પરમાત્મા છે, આથી 'તે પરમાત્મા છે,' એ શબ્દોથી શ્રુતિમા પણ વર્ણન કર્યું છે. એવો આત્મા (છે તે) કયા છો અવ્યક્તથી પર એ પુરુષ

આ શરીરમાં છે, કે જે 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः એ વાક્યથી (અ. ૧૫ શ્લો. ૧૭માં) કહેવાની શરૂઆત કરી છે, તેનું અત્યાર સુધી વ્યાખ્યાન કરી હવે આથી ઉપસંહાર કર્યો.

એ પ્રકારના આ ઉપર કહેલા લક્ષણવાળા જ આત્માને—

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥**

પુરુષ તેમ જ પ્રકૃતિને ગુણો સહિત જે આ પ્રકારે જાણે છે, તે સર્વ રીતે વર્તતો હોવા છતાં પણ ફરીથી જન્મતો નથી. ૨૩

**ભાષ્યાર્થ:** જે મનુષ્ય એ પુરુષને ઉપર કહેલા પ્રકારથી 'સાક્ષાત્ આત્મભાવ વડે 'આ હું છું' એમ જાણે છે અને ઉપર કહેલી અવિદ્યારૂપ પ્રકૃતિને પણ એના વિકારરૂપ ગુણો સહિત વિદ્યાવડે નિવૃત્ત થતી-અભાવને પ્રાપ્ત થતી (થયેલી) જાણે છે, તે પુરુષ સર્વથા વર્તતો હોય (એટલે વર્ણાશ્રમ-ધર્મની દરકાર ન કરતાં કોઈ પણ પ્રકારે અજ્ઞાનીની પેઠે સંસારમાં રહેતો હોય, દેહધારી હોય) તોપણ શરીર નાશ પામ્યા પછી ફરી બીજા શરીરમાં જન્મ નથી લેતો અર્થાત્ બીજું શરીર ગ્રહણ નથી કરતો, તો પછી સ્વકર્માનષ્ઠ જ્ઞાની પુરુષ, સંસારમાં ફરી ન જન્મે, એમાં તો કહેવું જ શું? એવો 'અપિ' શબ્દનો ભાવાર્થ છે.

**શંકા-વાદી:** જો કે જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી પુનર્જન્મનો અભાવ કહેલો છે, તોપણ જ્ઞાન ઉત્પન્ન થયા પહેલાં અજ્ઞાન સમયે આ જન્મમાં કરેલાં તથા જ્ઞાન ઉત્પન્ન થયા બાદ કરવામાં આવનારા એટલે હવે પછી જે કર્મો કરવામાં આવનાર છે તથા આ જન્મની પહેલાંના અનેક જન્મોમાં કરેલાં કર્મો છે, તે સર્વ પોતપોતાના ફળ આપ્યા વિના નાશ પામી જાય એમ માનવું, એ ઉચિત (યુક્તિપુરઃસર) નથી, માટે જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ ત્રણ જન્મો તો થવા જોઈએ, ભાવાર્થ આ છે કે કરેલાં કર્મોનો ફળ આપ્યા વિના નાશ થાય છે. એમ માનવું પણ યોગ્ય નથી. જેમ ફળ આપવાને જે કર્મો પ્રવૃત્ત થયેલાં છે, જે કર્મોએ વિદ્યમાન (આ) જન્મનો આરંભ કર્યો છે, તેમનો નાશ નથી, તેમ એ સર્વે કર્મોમાં કાંઈ પણ વિશેષતા (ફરક) જોવામાં આવતી નથી (કે જેથી પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણનો ફળ આપ્યા વિના જ નાશ થાય, એમ માનવું ઉચિત બને), માટે એ ત્રણ પ્રકારનાં કર્મો પણ ત્રણ જન્મ ઉત્પન્ન કરે, અથવા તો એ ત્રણે પ્રકારનાં કર્મો ભેગાં થઈ એક જન્મ ઉત્પન્ન કરે, એમ માનવું જોઈએ નહિ તો કરેલાં કર્મો ફળ આપ્યા વિના નાશ પામે છે એમ માનવું પડે અને એવું માનવાથી સર્વત્ર અવિશ્વાસનો પ્રસંગ આવી શાસ્ત્રની વ્યર્થતા સિદ્ધ થાય, માટે એમ કહેવું કે 'એ ફરી જન્મ લેતો નથી' એ અયોગ્ય છે.

**ઉત્તર-સિદ્ધાંતી:** ના, તે વાત બરાબર નથી. 'તેના કર્મો નાશ પામે

છે.' (મુ. ઉ. ૨–૨–૮) 'બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ થઈ જાય છે.' (મુ. ઉ. ૩–૨–૯) 'વર્તમાન શરીરને પડવાની જ વાર છે, શરીર પડતાંની સાથે જ મુક્ત થઈ જાય છે.' (છાં. ઉ. ૬–૧૪–૨) ઈષીકાના પૂંભડાની પેઠે-તૃણના અગ્રભાગે ચોંટેલા રૂની અગ્નિમાં જે સ્થિતિ થાય (બળીને ખાખ થઈ જાય)-તે પેઠે તેવી જ રીતે તેનાં સર્વ કર્મો તરત જ ભસ્મીભૂત થઈ જાય છે.' (છાં. ઉ. ૫–૨૪–૩) ઇત્યાદિ સેંકડો શ્રુતિનાં વચનો વડે તથા અહીં ગીતાશાસ્ત્રમાં પણ 'યથૈધાંસિ' વગેરે (૪–૩૭) શ્લોકમાં ભગવાને જ્ઞાનીનાં સર્વ કર્મોનો દાહ કહેલો છે અને આગળ હવે પછી પણ તે કહેનાર છે; યુક્તિ-અનુભવથી પણ એ વાત સિદ્ધ થાય છે કે અવિદ્યા કર્મ ક્લેશરૂપ જે બીજ છે, તે જ નિમિત્તવાળાં કર્મો બીજા જન્મોના અંકુરનો આરંભ કરે છે. અહીં ગીતાશાસ્ત્રમાં પણ ભગવાને ઠેકઠેકાણે કહ્યું છે કે અહંકાર અને ફળની આકાંક્ષા-યુક્ત કર્મો જ ફળનો આરંભ કરે છે (ઉપજાવે છે), બીજાં કર્મો ફળ નથી ઉપજાવતાં. વળી એમ બીજે ઠેકાણે પણ કહેવામાં આવ્યું છે કે 'જેમ અગ્નિથી શેકાયેલાં બીજ ફરી ઊગતાં નથી, તેમ 'જ્ઞાનથી દગ્ધ, જ્ઞાનરૂપ અગ્નિથી શેકાયેલાં ક્લેશરૂપ બીજથી આત્મા ફરી શરીર ધારણ નથી કરતો.'

**શંકા–પૂર્વપક્ષ:** જ્ઞાન થયા પછીના સમયમાં કરવામાં આવેલાં કર્મોનો જ્ઞાન દ્વારા દાહ (નાશ) થઈ શકે છે, એમ તો બની શકે; કારણકે તેઓ જ્ઞાનના યોગ વડે થાય છે તેથી; પરંતુ આ જન્મમાં જ્ઞાન ઉત્પન્ન થતાં પહેલાં કરેલાં કર્મો અને પાછળના અનેક જન્મમાં કરેલા કર્મોનો દાહ (નાશ) માનવો ઉચિત નથી.

**ઉત્તરપક્ષ:** ના, એમ કહેવું બરોબર નથી; કારણકે અ. ૪–૩૭ શ્લોકમાં તો જ્ઞાન પ્રાપ્ત થયા પછીના જ ક્રિયમાણ કર્મો નાશ પામે છે, એમ નથી કહ્યું, પણ 'સર્વ કર્મો નાશ પામે છે' એમ કહ્યું છે.

**શંકા:** એ 'સર્વ' વિશેષણથી જ્ઞાન થયા પછીનાં જ સર્વ કર્મો જ સમજીએ અને એટલાનો જ નાશ થાય છે, એવો અર્થ કરીએ તો શું?

**ઉત્તર:** ના, એવો સંકુચિત અર્થ 'સર્વ'નો લેવાનું કાંઈ કારણ નથી, અને તમોએ કહ્યું કે જેમ જ્ઞાન થયા બાદ પણ વર્તમાન જન્મનો આરંભ કરનારાં તથા ફળ આપવાને પ્રવૃત્ત થયેલાં પ્રારબ્ધ કર્મોનો જ્ઞાન થયા છતાં નાશ થતો નથી, તે જ પ્રમાણે જે કર્મોનાં ફળ આપવાને એ કર્મે આરંભ કર્યો નથી, તે કર્મોનો પણ નાશ માનવો એ ઉચિત નથી–નાશ નથી થતો એમ તમોએ કહ્યું તે અસત્ છે.

**શંકા–પ્રતિપક્ષી:** શાથી તે અસત્ છે?

**ઉત્તરપક્ષ:** ધનુષ્યમાંથી છોડેલાં બાણની પેઠે પ્રારબ્ધકર્મ ફળ આપવા માટે પ્રવૃત્ત થઈ ચૂક્યાં છે, (માટે એનું ફળ તો અવશ્ય થાય જ; પરંતુ બીજાં કર્મોનું નહિ.) જેમ લક્ષ્ય વીંધવા માટે ધનુષ્યથી છોડેલું બાણ, લક્ષ્ય વીંધ્યા

પછી તેને આપેલો વેગ નાશ પામી ગયા પછી જ જમીન પર પડી શાંત થાય છે, તે જ પ્રમાણે શરીરનો આરંભ કરવાવાળાં પ્રારબ્ધ કર્મ પણ શરીરસ્થિતિના પ્રયોજનનું નિમિત્ત નિવૃત્ત થયા છતાં, સંસ્કારોનો વેગ જ્યાંસુધી પૂરો થતો નથી (નાશ નથી પામતો), ત્યાંસુધી પહેલાંની પેઠે પ્રવર્તેલાં જ રહે છે. એ જ બાણને છોડવા માટે ધનુષ્ય સાથે જોડયું તો હોય પરંતુ છોડયું ન હોય (અને તે સમયે તે છોડવાનું પ્રયોજન ન જણાય) તો તેને રોકી શકાય, ઉતારી લેવાય છે; તે જ પ્રમાણે જે કર્મોએ ફળો આપવાનો આરંભ કર્યો નથી, તે કર્મો તો તેના આશ્રયસ્થાનમાં (એમ ને એમ સબીજ પડી)રહેલાં છે, તેને ત્યાં જ જ્ઞાનથી નિર્બીજ કરી દેવાય છે; માટે આ (જ્ઞાની)શરીર પડ્યા પછી 'તે જ્ઞાની ફરી જન્મતો નથી' એમ કહ્યું છે, તે યોગ્ય જ કહ્યું છે, એમ સિદ્ધ થયું.

હવે અહીં આત્મદર્શનના વિષયમાં ધ્યાન વગેરે ભિન્નભિન્ન સાધનો છે તે કહેવામાં આવે છેઃ

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

**કેટલાક આત્માને આત્માવડે આત્મામાં બુદ્ધિમાં ધ્યાનથી જુએ છે; બીજા સાંખ્યથી જુએ છે અને બીજા (વળી) કર્મયોગથી આત્માને આત્માવડે બુદ્ધિમાં જુએ છે. ૨૪**

**ભાષ્યાર્થ:** શબ્દાદિ વિષયોથી શ્રોત્રાદિ ઇંદ્રિયોને હઠાવી (અંતર્મુખ કરી) તેનો મનમાં નિરોધ કરવો અને પછી તે મનનો અંતરાત્મામાં (પ્રત્યગાત્મામાં) નિરોધ કરવો એટલે મનને એકાગ્રતા વડે પ્રત્યગાત્મામાં જોડી ચિંતન કરવું, તેનું નામ ધ્યાન છે. 'બગલો જેમ ધ્યાન કરે છે, પૃથ્વી જેમ ધ્યાન કરે છે, પર્વત જેમ ધ્યાન કરે છે,' એવી ધ્યાનની ઉપમા (છાં. ઉ. ૭-૬-૧ માં) આપવામાં આવી છે; એનો અર્થ આ છે કે તેલની ધારા પેઠે અસ્ખલિત, નિરંતર, અવિચ્છિન્ન એકની એક ચિંતનવૃત્તિનો પ્રવાહ તેનું નામ ધ્યાન છે; એ ધ્યાન વડે કેટલાક યોગીઓ, આત્મામાં એટલે બુદ્ધિમાં-આત્માને, અર્થાત્ પ્રત્યગાત્માને, આત્માવડે એટલે ધ્યાનથી સંસ્કાર પામેલા અંતઃકરણ વડે અર્થાત્ એવા પ્રત્યગાત્મા વડે જુએ છે; બીજા કેટલાક યોગીજનો સાંખ્યયોગ વડે જુએ છે. સાંખ્યયોગ આ પ્રમાણે છે. 'સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણો છે, તે મારાથી જોઈ શકાય એવા છે; હું તેમનાથી જુદો છું, તેમના વ્યાપારનો સાક્ષીભૂત, તે ગુણોથી જુદાં લક્ષણવાળો નિત્ય આત્મા છું.' એ પ્રકારનું ચિંતન તે સાંખ્યયોગ છે. તે સાંખ્યયોગથી 'આત્માને આત્માવડે જુએ છે' એવો અર્થ અહીં પણ અધ્યાહાર સમજવાનો છે. બીજા કેટલાક કર્મયોગ વડે જુએ છે, ઈશ્વરાર્પણ બુદ્ધિથી જે નિષ્કામકર્મનું અનુષ્ઠાન કે આચરણ કરવામાં આવે છે, તે કર્મરૂપ યોગ તે કર્મયોગ છે; એ કર્મ જ યોગનું સાધન હોવાથી ગૌણરૂપે તેને જ યોગ કહેવામાં આવે છે. તે કર્મયોગથી સત્ત્વ કે

અંતઃકરણ શુદ્ધિ થઈ તે દ્વારા જ્ઞાનપ્રાપ્તિ થાય છે; અને તે જ્ઞાનપ્રાપ્તિ દ્વારા આત્માનો અનુભવ થાય છે (આત્માને જુએ છે).

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

વળી બીજાઓ, આ પ્રકાર નહીં જાણનારા હોઈ બીજા પાસેથી સાંભળીને ઉપાસે છે, તેઓ પણ શ્રુતિપરાયણ હોઈ મૃત્યુને તરી જાય છે જ. ૨૫

**ભાષ્યાર્થ :** ઉપર કહેલાં ત્રણ સાધનો પૈકી એક સાધન વડે ઉપર કહ્યા પ્રમાણેના આત્માને બીજા કેટલાક સાધકો ન જાણતા હોઈ બીજા આચાર્યો પાસેથી, 'તમો આનું ચિંતન કર્યા કરો' એ ઉપદેશ સાંભળી ઉપાસના કરે છે એટલે શ્રદ્ધાપૂર્વક ચિંતન કરે છે, તે શ્રુતિપરાયણો (સાંભળેલી આજ્ઞાને અનુસરનારાઓ) પણ મૃત્યુને–મૃત્યુયુક્ત સંસારને ઓળંગી જાય છે–તરી જાય છે. શ્રુતિપરાયણમાં શ્રુતિ એટલે શ્રવણ, પર એટલે પરમ (ઉત્કૃષ્ટ) અયન એટલે ગમન છે; અર્થાત્ મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં જેમનું ગમન એટલે સાધન અથવા પરમ સાધન કેવળ શ્રવણ કરવું એ જ છે, એનું નામ શ્રુતિપરાયણ છે; તેવા કેવળ અન્ય આચાર્યોના ઉપદેશને જ પ્રમાણ માનવાવાળા વિવેકહીન શ્રુતિપરાયણ પુરુષો પણ મૃત્યુને એટલે મૃત્યુયુક્ત સંસારને તરી જાય છે, એવો અભિપ્રાય છે; જો આમ છે તો પ્રમાણશાસ્ત્રને જે સ્વતંત્ર આચરે છે તે વિવેકી પુરુષ મૃત્યુયુક્ત સંસારથી તરી જાય છે, એમાં તો કહેવું જ શું? અર્થાત્ નક્કી તરી જ જાય છે, એવો અભિપ્રાય છે.

આ અધ્યાયના શ્લોક બીજામાં અને 'ક્ષેત્રજ્ઞ પણ મને જાણ' એમ કહી ક્ષેત્રજ્ઞ અને ઇશ્વરના એકપણાનું જ્ઞાન મોક્ષનું સાધન છે, એમ यज्ज्ञात्वामृतमश्नुते (જેને જાણી મોક્ષ પામે છે, અ. ૧૩ શ્લો. ૧૨)માં કહી બતાવ્યું છે, તે કયા હેતુથી કે કારણથી મોક્ષને સાધન કહ્યું છે? એ કારણ બતાવવા માટે આ શ્લોક કહેવામાં આવે છે:

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

હે ભરતશ્રેષ્ઠ ! જે કંઈ સ્થાવરજંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે બધું ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ ૨૬

**ભાષ્યાર્થ :** હે ભરતશ્રેષ્ઠ! જે કંઈ પણ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે શું અવિશેષપણે એટલે સમાનભાવ વડે ઉત્પન્ન થાય છે? ના, સમાનભાવથી નથી થતી; તે સ્થાવરજંગમ–ચરઅચર વસ્તુ, જે કંઈ ઉત્પન્ન થાય છે, તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી જ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે તું જાણ.

હવે આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સંબંધ કયા પ્રકારનો માનેલો છે? ઘડાને દોરડું બાંધે છે, તે વખતે દોરડા સાથે ઘડાનો સંબંધ પરસ્પર અવયવોના સંસર્ગથી

થાય છે તેવો સંયોગ (સંબંધ) ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંભવતો નથી, કારણકે ક્ષેત્રજ્ઞનું આકાશ સમાન નિરવયવપણું છે, તેવી જ રીતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સમવાય સંબંધ નથી, કારણકે તેમનો પરસ્પર કાર્ય–કારણભાવ નથી (તંતુપટના જેવો સંબંધ નથી)

હવે આનો ઉત્તર આપવામા આવે છે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ જુદાજુદા સ્વભાવવાળા હોઈ વિષય અને વિષયી છે, એમના સંયોગનું લક્ષણ આ છે કે એમા એકના ધર્મોનું બીજામા આરોપણ થયું હોય છે, આ સંબંધને અધ્યાસ લક્ષણવાળો સંબંધ કહે છે, એ સંબંધ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપના વિવેકના અભાવને લીધે–અર્થાત્ ક્ષેત્રક્ષેત્રજ્ઞના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનને લીધે થાય છે, દોરડી અને છીપમા સર્પ અને રૂપાનો અધ્યારોપ જેમ તેના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી થાય છે, તેવો આ સંબંધ છે એવી રીતનો આ અધ્યાસસ્વરૂપ ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંબંધ મિથ્યાજ્ઞાનરૂપ લક્ષણવાળો છે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના લક્ષણ, ભેદો કે પ્રકારને સારી રીતે જાણી ભગવાને જે સ્વરૂપ પહેલા બતાવ્યું છે, તે રીતે મુંજમાથી જેમ તેની સળી ખેચી કાઢવામા આવે છે તેમ ક્ષેત્રથી યથોક્ત લક્ષણવાળા ક્ષેત્રજ્ઞને ખેચી કાઢી અર્થાત્ જુદો પાડી જુએ છે, એટલે કે તે જ્ઞેય સ્વરૂપ ક્ષેત્રજ્ઞને न सत्तन्नासदुच्यते (૧૩–૧૨ એ નથી કહેવાતો સત્ કે નથી કહેવાતો અસત્)એ વાક્યાનુસાર સર્વ ઉપાધિઓનો નિરાસ કરીને તે ઉપાધિઓથી અતીત (પર) બ્રહ્મસ્વરૂપે જુએ છે અને ક્ષેત્રને માયાથી રચેલા (મદારી)એ નિર્માણ કરેલા હાથી અને મહેલ વગેરે જેવું, સ્વપ્નમા દેખાયેલી વસ્તુના જેવું કે ગંધર્વનગર વગેરે જેવું 'એ વાસ્તવિક રીતે નથી, અસત છે, છતા સત્ હોય (ખરેખર હોય) જ એવું ભાસે છે, એમ જે નિશ્ચિતપણે જાણી લે છે, તેનું મિથ્યા(અ)જ્ઞાન, ઉપર કહેલા યથાર્થ જ્ઞાનથી વિરોધવાળું હોવાથી નાશ પામી જાય છે પુનર્જન્મના કારણરૂપ આ મિથ્યાજ્ઞાનનો નાશ થઈ જવાથી, 'જે એ પ્રકારે પુરુષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે (૧૩–૨૩)તેને ફરી ઉત્પન્ન થવાનું (જન્મ લેવાનું) થતું નથી, એમ ભગવાને કહ્યું છે, તે યોગ્ય જ કહ્યું છે

'એ ફરીને ઉત્પન્ન થતો નથી (૧૩–૨૩) એ વચનથી સમ્યગ્દર્શન(યથાર્થ-જ્ઞાન)નું ફળ, અવિદ્યા આદિ જે સંસારનું બીજ છે, તેની નિવૃત્તિ(થયા)થી જન્મનો અભાવ કહેલો છે, જન્મનું કારણ–અવિદ્યાનિમિત્તથી ઉત્પન્ન થતો ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનો સંયોગ કહેવામા આવ્યો છે, તેથી એ અવિદ્યાને નિવૃત્ત કરનારું સમ્યગ્દર્શન કે પૂર્ણ જ્ઞાન છે, એમ પહેલા કહ્યું છે તોપણ ફરીથી એ જ વાત બીજા શબ્દો વડે કહેવામા આવે છે

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २७॥

જે પરમેશ્વરને સર્વ ભૂતોમા સમાનપણે રહેલા, તથા વિનાશ પામનારામા અવિનાશી જુએ છે, તે જ જુએ છે ૨૭

**ભાષ્યાર્થ :** ('સમ' એટલે) કોઈ પણ પ્રકારના ફેરફાર વિના સમાન રીતે (*તિષ્ઠન્તં*) વ્યાપી રહેનાર–સ્થિતિ કરનારને; ક્યાં સ્થિતિ કરનાર ? બ્રહ્માદિથી સ્થાવર-સુધીનાં સર્વે પ્રાણીઓમાં સ્થિતિ કરનારને; એટલે કોને ? પરમેશ્વરને; તે પરમેશ્વર શાથી કહેવાય છે ? તે શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ, અવ્યક્ત–માયા કે અવિદ્યા અને જીવાત્માની અપેક્ષાએ; અર્થાત્ એ સર્વથી પર, પરમ શ્રેષ્ઠ મહાન છે, તેથી એ પરમેશ્વર કહેવાય છે; તે પરમેશ્વરને (વિનાશ પામનારાં) સર્વ ભૂતોમાં સમાન સ્થિતિ કરી રહેતા (અવિનાશી) પરમેશ્વરને જે જુએ છે, તે જ જુએ છે. અહીં ભૂતો(પ્રાણીઓ)ની સરખામણીમાં પરમેશ્વરની અત્યંત વિલક્ષણતા છે, તે બતાવવા માટે ભૂતોને વિનાશશીલ અને પરમેશ્વરને અવિનાશી કહી પરમેશ્વરની વિલક્ષણતા સ્પષ્ટ કરે છે.

**શંકા :** એથી પરમેશ્વરની વિલક્ષણતા કેવી રીતે સિદ્ધ થાય છે ? **ઉત્તર :** સર્વ ભાવ–વિકારોનું મૂળ પહેલા જન્મરૂપ ભાવવિકાર છે; તે છે. બીજા સર્વ ભાવ–વિકારો* જન્મની પછી વિનાશ સુધીમાં થનારા છે. વિનાશ પછી બીજો કોઈ પણ ભાવ (વિકાર) નથી રહેતો; કારણકે નાશ પછી ભાવનો અભાવ છે. ધર્મી હોય તો તેના ધર્મ હોય છે; તે પ્રમાણે છેવટના ભાવ-વિકાર(નાશનો)નો અભાવ છે, એમ કહેવાથી તેના પહેલાંના સર્વ એટલે પાંચે ભાવ–વિકારોનો તેના કાર્ય સહિત પ્રતિષેધ થાય છે, અભાવ સિદ્ધ થાય છે. આથી (ઉપર કરેલા વિવેચનથી પરમેશ્વરમાં નાશ નામનો છેવટનો ભાવ-વિકાર ન હોવાથી તેની પહેલાંના પાંચે વિકારો નથી, એ વાત સિદ્ધ થયાથી) સર્વ ભૂતો સાથેની પરમેશ્વરની વિલક્ષણતા, નિર્વિશેષતા તથા એકતા પણ સિદ્ધ થયાં. જે પુરુષ એ પ્રમાણે પરમેશ્વરને જુએ છે, તે જ જુએ છે.

શંકા–પૂર્વપક્ષ : અરે, બધા આ જુએ છે જ ને ? તો પછી આ પરમેશ્વરને જે જુએ છે તે જ જુએ છે એવા વિશેષણથી છૂટા પાડવાનું શું પ્રયોજન છે ? **ઉત્તર :** સત્ય છે, બીજા બધા જુએ છે, પરંતુ વિપરીત (ઊલટું–ઊંધું) જુએ છે; એટલા માટે 'તે જ જુએ છે' એવું વિશેષણ આપ્યું છે–તફાવત બતાવી સ્પષ્ટતા કરી છે. જેમ તિમિરરોગથી બગડેલી આંખવાળો અનેક ચંદ્રો જુએ છે, તેની સરખામણીમાં એક ચંદ્ર દેખનારાની વિશેષતા બતાવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે તે જ બરોબર યથાર્થ જુએ છે, તે જ પ્રમાણે અહીં પણ જેઓ આત્માને ઉપર વર્ણન કર્યું છે તે રીતે વિભાગરહિત એક જુએ છે, તેઓની, જુદાજુદા અનેક આત્મા જોવાવાળાઓ–વિપરીત જોનારા કરતાં વિશેષતા બતાવવામાં આવી છે; એમ કહીને કે તે જ

* આ ભાવવિકારો ૭ છે. તે આ પ્રમાણેઃ (૧) જાયતે–ભૂતો ઉત્પન્ન થાય છે તે, (૨) અસ્તિ–ભૂતોની સ્થિતિ છે તે, (૩) વર્ધતે– ભૂતો વધે છે–મોટાં થાય છે તે, (૪) વિપરિણમતે–ભૂતોમાં–તેમના આકારમાં ફેરફાર થાય છે તે, (૫) અપક્ષીયતે–ઘસાય છે, જીર્ણ થાય છે તે અને (૬) નશ્યતિ–નાશ પામે છે તે.

એકલો યથાર્થ જુએ છે, ભાવાર્થ આ છે કે બીજા બધા અનેક ચંદ્રો જોનારના જેવા વિપરીત ભાવથી જોવાવાળા હોવાથી તે જોતા છતા (વાસ્તવિક રીતે તો) જોતા નથી.

ઉપર કહેલા યથાર્થ જ્ઞાનની ફળ બતાવનારા વચન વડે સ્તુતિ કરવી જોઈએ, એવા ઉદ્દેશથી આ શ્લોક કહેવાય છે

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ २८ ॥**

સર્વમા સમપણે રહેલા ઈશ્વરને સમભાવથી જોતો પુરુષ, આત્માથી આત્માને હણતો નથી, તેથી તે ઉત્તમ (પરમ) ગતિ પામે છે ૨૮

**ભાષ્યાર્થ :** સર્વત્ર–સર્વ ભૂતોમા સમાન ભાવથી તુલ્યપણે રહેતા એટલે ઉપરના શ્લોકમા જે લક્ષણો કહ્યા છે, તે લક્ષણોવાળા પરમેશ્વરને સર્વમા સમાન ભાવથી જોતા હોવાથી પોતે પોતાની હિંસા કરતો નથી, અર્થાત્ પોતાની હિંસા નથી કરતો, તે અહિંસા વતને લીધે એ મોક્ષરૂપ પરમ કે ઉત્તમ ગતિ પામે છે.

**શંકા–પૂર્વપક્ષ :** કોઈ પણ પ્રાણી પોતે તો પોતાની હિંસા નથી જ કરતો, તો શા માટે આ અપ્રાપ્ત–જે કદી નથી જ બનતુ તેનો શા માટે નિષેધ કરવામા આવે છે? જેમ 'પૃથ્વીમા, અંતરિક્ષમા કે સ્વર્ગમા અગ્નિને ચેતવવો નહી' (તૈ સં ૫-૨-૭) એ શ્રુતિ વાક્યમા અપ્રાપ્તનો નિષેધ છે, તેમ શા માટે આ કહેવામા આવે છે કે 'પોતે પોતાની હિંસા કરતો નથી?'

**ઉત્તર :** તમે બતાવો છો તે દોષ આ ઉક્તિમા નથી કારણકે અજ્ઞાનીઓ પોતાનો–આત્માનો તિરસ્કાર કરતા જોવામા આવે છે, તેથી પ્રત્યેક અજ્ઞાની અત્યંત પ્રસિદ્ધ, સાક્ષાત્ પ્રત્યક્ષ આત્માનો તિરસ્કાર કરી અનાત્મા શરીરને આત્માપણા વડે (સ્વીકારી લે છે, અને એ પ્રમાણે) સ્વીકાર કરી ધર્મ તથા અધર્મનુ આચરણ કરી એટલે પાપપુણ્ય કરીને સ્વીકારેલા–ધારણ કરેલા શરીરરૂપ આત્માનો નાશ કરી બીજો નવો શરીરરૂપ આત્મા સ્વીકારે છે પછી તે (બીજા) શરીરરૂપ આત્માને હણી વળી ત્રીજો પ્રાપ્ત કરે છે, અને તેનો નાશ કરી વળી ચોથો (ચોથો) સ્વીકારે છે એ પ્રમાણે વારવાર સ્વીકારેલા શરીરરૂપ આત્માને હણે છે, તેથી એ સર્વ અજ્ઞાની લોકો આત્મઘાતી છે. હવે જે પરમાર્થ દૃષ્ટિએ–વાસ્તવિક રીતે ખરેખરો આત્મા છે, તે પણ અવિદ્યા વડે જાણેલો ન હોવાથી, તેથી હણાયા જેવો જ છે, કારણકે આત્માના અસ્તિત્વનુ ફળ ત્યા એટલે કે અજ્ઞાનીઓમા વિદ્યમાન નથી હોતું, આથી સર્વ અજ્ઞાનીઓ આત્માની હિંસા કરવાવાળા આત્મઘાતી જ છે, પરતુ જે આનાથી બીજા ઉપર કહેલા આત્માનુ યથાર્થ સ્વરૂપ જાણવાવાળા છે, તે તો એ બને રીતથી પણ પોતપોતાનો અર્થાત્ આત્મા વડે આત્માનો નાશ નથી કરતા તેથી એ પરમગતિ પ્રાપ્ત કરી લે છે, એટલે કે તેને ઉપર કહેલુ મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે

**શંકા–વાદી :** સર્વભૂતમા રહેનાને સમભાવથી જોતો પુરુષ આત્માવડે આત્માને અર્થાત્ પોતે પોતાને હણતો નથી એમ કહ્યુ, તે અયોગ્ય છે, કારણકે પોતપોતાના ગુણ તથા કર્મો પરસ્પર ભિન્નભિન્ન હોવાથી તેની સાથે સબંધ

ધરાવનારા આત્મા (જીવો) પણ ભિન્નભિન્ન છે, તેથી સમભાવથી સર્વભૂતોમા જોવાનુ કેવી રીતે બને? એવી શકા કરી તેના જવાબરૂપે કહે છે

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।**
**यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥**

અને પ્રકૃતિ વડે જ સર્વ પ્રકારે કર્મો કરાતા (કરવામા આવતા) હોય છે, એમ જે જુએ છે તથા આત્માને અકર્તા જાણે છે (જુએ છે), તે જ (ખરેખર) જુએ છે ૨૯

**ભાષ્યાર્થ :** 'માયાને જ પ્રકૃતિ જાણવી, (શ્વે ઉ ૪–૧૦) ઇત્યાદિ મંત્રોને અનુસરી ભગવાનની ત્રિગુણાત્મિકા માયાનું નામ પ્રકૃતિ છે એ પ્રકૃતિ, મહતત્ત્વ આદિ કાર્યકારણના આકારમા બનેલી છે, એ પ્રકૃતિ દ્વારા જ મન, વાણી અને શરીરથી થનારા સર્વકર્મો સર્વ પ્રકારે થાય છે, પણ બીજા કોઈથી (બીજા કોઈ દ્વારા) એ કર્મો નથી થતા, એમ જુએ છે, તથા આત્મા(ક્ષેત્રજ્ઞ)ને અકર્તા એટલે સર્વ ઉપાધિથી રહિત છે, એમ જે જાણે છે તે (ખરેખર) જુએ છે, તે પરમાર્થદર્શી છે, એવો અભિપ્રાય છે નિર્ગુણ, અકર્તા અને વિશેષતા(ભેદ)-રહિત આત્માનો આકાશની પેઠે ભેદ નથી, કારણકે એમા ભેદ હોવા વિષેનુ કોઈ પણ પ્રમાણ નથી, એવો ભાવાર્થ છે

ફરીને તે જ સમ્યગ્દર્શન(યથાર્થજ્ઞાન)ને બીજી રીતે કહી બતાવે છે

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

જ્યારે પ્રાણીમાત્રના જુદાજુદા અસ્તિત્વને એકમા રહેલુ અને એ(એક)થી જ વિસ્તાર–ઉત્પત્તિને જુએ છે, ત્યારે તે બ્રહ્મ થાય છે ૩૦

**ભાષ્યાર્થ :** જ્યારે–જે સમયમા ભૂતોના જુદાજુદા ભાવોને અર્થાત્ તેમના અલગઅલગ અસ્તિત્વને એક આત્મામા જ રહેલુ છે, એમ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી (મનન કરી) 'આ સર્વ આત્મા જ છે, (છા ઉ ૭–૨૫)' એમ આત્માને પ્રત્યક્ષપણે જુએ છે, અને એ આત્માથી જ આ વિસ્તાર એટલે ઉત્પત્તિ કે વિકાસને જુએ છે, ભાવાર્થ આ છે કે આત્માથી પ્રાણ, આત્માથી આશા આત્માથી કામ, આત્માથી આકાશ, આત્માથી તેજ આત્માથી જળ, આત્માથી આવિર્ભાવ અને તિરોભાવ (સર્વનુ પ્રકટ થવુ અને લીન નાશ થવુ) તથા આત્માથી અન્ન (છા ઉ ૭–૨૬–૧) ઇત્યાદિ પ્રકારે આ સર્વ વિસ્તાર જુએ છે, જે સમયે એ વિદ્વાન પુરુષને આ સર્વ વિસ્તાર આત્માથી જ થયેલો દેખાવા લાગે છે, તે સમયે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મરૂપ થઈ જાય છે

એક જ આત્મા સર્વ દેહોમા આત્મપણા વડે (સ્થિત) માનવાથી તે તે દેહોના દોષનો સબધ આત્માને પ્રાપ્ત થાય, એવી આશકા દૂર કરવા માટે કહેવામા આવે છે

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥

હે અર્જુન ! અનાદિ હોવાથી (તથા), નિર્ગુણ હોવાથી આ પરમાત્મા અવ્યય છે. તે શરીરમાં રહેલો છે છતાં તે નથી કરતો કે નથી લેપાતો.

ભાષ્યાર્થ : આદિ એટલે કારણ; એ આદિ અર્થાત્ કારણ જેને નથી તેનું નામ અનાદિ; અને અનાદિના ભાવનું નામ અનાદિત્વ છે. જે આદિમાન્ કે કારણવાળું હોય છે, જેને કારણ છે, તે પોતાની મેળે જ નાશ પામે છે; પરંતુ આ પરમાત્મા તો અનાદિ છે, તેથી અવયવરહિત છે; તેથી એમનો નાશ નથી થતો; વળી એ પરમાત્મા નિર્ગુણ છે, તેથી તે નાશ પામતો નથી. જે ગુણવાળો છે, તે ગુણનો નાશ થતાંમાં નાશ પામે છે; પરંતુ આ તો નિર્ગુણ છે, તેથી એ નાશ પામતો નથી; માટે આ પરમાત્મા અવ્યય-અર્થાત્ અવિનાશી છે; એમનો નાશ નથી માટે અવ્યય છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. તેથી એ શરીરોમાં રહેલો છે, એટલે કે શરીરમાં જો કે આત્માની પ્રતીતિ થાય છે તોપણ તે કર્મ કરતો નથી; એ કર્મ નથી કરતો, તેથી કર્મના ફળથી પણ એ લિપ્ત નથી થતો; કારણકે જે કર્તા હોય છે તે જ કર્મોના ફળથી પણ લિપ્ત થાય છે, પરંતુ આ તો અકર્તા છે, તેથી એ ફળથી નથી લેપાતો એવો ભાવાર્થ છે.

શંકા-પૂર્વપક્ષ: ત્યારે આ શરીરોમાં કોણ છે જે કર્મ કરે છે અને લિપ્ત થાય છે? જો એમ માનીએ કે પરમાત્માથી કોઈ બીજો દેહી કર્મો કરે છે અને એના ફળથી લેપાય છે તો 'ક્ષેત્રજ્ઞ પણ તું મને જાણ,' (૧૩-૨) એ વાક્યથી ક્ષેત્રજ્ઞની અને ઈશ્વરની ભગવાને એકતા દર્શાવી છે, તે અયોગ્ય ઠરે (થાય); હવે જો એમ માનીએ કે ઈશ્વરથી બીજો કોઈ દેહી નથી, તો કોણ કર્મ કરે છે અને કોણ લેપાય છે, એ કહેવું (બતાવવું) જોઈએ; અથવા તો એમ કહી દેવું જોઈએ, કે એ સર્વથી પર એવો ઈશ્વર કોઈ નથી. (ખરી વાત તો આ છે કે) ભગવાને કહેલું ઔપનિષદદર્શન સર્વથા દુર્વિજ્ઞેય અને દુર્વાચ્ય (જાણી ન શકાય અને વાચાથી વર્ણવી ન શકાય એવું) છે, તેથી વૈશેષિકોએ, સાંખ્યોએ, જૈનોએ અને બૌદ્ધોએ તેનો ત્યાગ કરેલો છે.

ઉત્તર: આ શંકાનો પરિહાર ભગવાને પોતે જ 'સ્વભાવ જ પ્રવર્તે છે' એમ કહી કરેલો છે; કારણકે અવિદ્યાનો માત્ર સ્વભાવ જ કરે છે અને લેપાય છે; અર્થાત્ અવિદ્યા જ કર્તાપણું ધારણ કરે છે અને સુખ-દુઃખરૂપી ફળો ભોગવે છે; એવી રીતનો (સામાન્ય) વ્યવહાર છે; પરંતુ વાસ્તવિક રીતે (એક અદ્વિતીય) પરમાત્મામાં તો તે (કર્તાપણું તથા લિપ્ત થવાપણું) નથી; એટલા માટે આ પરમાર્થ સાંખ્યદર્શન-વાસ્તવિક ખરેખરા યથાર્થ જ્ઞાનદર્શનમાં સ્થિત (દઢ) થયેલા જ્ઞાનનિષ્ઠો, પરમહંસો-પરિવ્રાજકો-સંન્યાસીઓ, જેમણે અવિદ્યાકૃત આ સમસ્ત વ્યવહારોનો તિરસ્કાર કર્યો છે, તેમને કર્મોમાં અધિકાર નથી એમ સ્થળેસ્થળે ભગવાને બતાવ્યું છે.

પરમાત્મા નથી કર્મ કરતા અને નથી લેપાતા, એમ પાછળ કહ્યું, તે કોની

પોતે નથી કર્મ કરતા અને લેપાતા? એવી શંકાના ઉત્તરરૂપે કહે છે:

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

જેમ સર્વવ્યાપી હોવા છતાં અતિ સૂક્ષ્મ હોવાને લીધે આકાશ લેપાતું નથી, તેમ દેહમાં સર્વત્ર રહેલો હોવા છતાં આત્મા લેપાતો નથી. ૩૨

ભાષ્યાર્થ: જેમ આકાશ સર્વત્ર વ્યાપ્ત છે, છતાં અતિ સૂક્ષ્મ હોવાને લીધે લેપાતું નથી અર્થાત્ બંધાતું નથી, તેમ જ આત્મા પણ શરીરમાં સર્વત્ર રહ્યો છે છતાં પણ (શરીરના ગુણદોષથી) લેપાતો નથી.

વળી,

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

જેમ એક સૂર્ય આ આખા લોકને પ્રકાશે છે, તેમ હે ભારત! એક ક્ષેત્રજ્ઞ–આત્મા, સમગ્ર શરીરને પ્રકાશે છે. ૩૩

ભાષ્યાર્થ: જેમ એક સૂર્ય આ સમગ્ર લોકને પ્રકાશિત કરે છે, તેમ (અવ્યક્તથી આરંભી સ્થાવરસુધીનું) મહાભૂતોથી માંડી ધૃતિ પર્યંત પાછળ (૧૩ શ્લો. ૫–૬) કહેલું સમગ્ર ક્ષેત્ર છે તેને (આ આત્મા) એક (એકલો) જ હોવા છતાં પ્રકાશિત કરે છે; આ એક તે કોણ? હે ભારત! તે ક્ષેત્રી–ક્ષેત્રજ્ઞ પરમાત્મા છે, એ એનો અર્થ છે. અહીં આત્મામાં સૂર્યનું દૃષ્ટાંત બંને અર્થવાળું છેઃ આત્મા સૂર્યની પેઠે સર્વ શરીરોમાં એક છે અને અલિપ્ત પણ છે.

આખા અધ્યાયના ભાવાર્થનો ઉપસંહાર કરવા માટે આ શ્લોક કહેવામાં આવે છે:

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

જેઓ એ પ્રમાણે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અંતરને તથા ભૂત પ્રકૃતિના મોક્ષને જ્ઞાનચક્ષુથી જાણે છે, તેઓ પરમ ધામ–કૈવલ્ય પામે છે. ૩૪

ભાષ્યાર્થ: જે પુરુષો, શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશ વડે ઉત્પન્ન થયેલાં આત્મ–સાક્ષાત્કારરૂપ જ્ઞાનચક્ષુથી ઉપર કહેલા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અંતર-(તફાવત)ને–એ(ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ)ની વિલક્ષણતાને, પૂર્વે સ્પષ્ટીકરણ કર્યા પ્રમાણે જાણી લે છે, તથા એવી જ રીતે અવિદ્યારૂપ ભૂતોની પ્રકૃતિના મોક્ષને એટલે કે અવિદ્યારૂપ ભૂતોનો અભાવ કરી દેવાની વિદ્યાને પણ જેઓ જાણે છે, તેઓ પરમાર્થતત્ત્વ બ્રહ્મને પામે છે; (અને) ફરી શરીરને પામતા નથી.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય. શ્રીમત્ શંકરાચાર્યભગવાનકૃત શ્રીમદ્‌ભગવદ્‌ગીતાભાષ્યનો ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞવિભાગયોગ નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १४ मो–गुणत्रयविभागयोग

ઉત્પન્ન થતી સર્વ વસ્તુઓ અર્થાત્ ઉત્પન્ન થતું સર્વ જગત ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે, એમ કહ્યું, તે કેવી રીતે (ઉત્પન્ન) થાય છે? તે બતાવવા માટે પરં ભૂયઃ ઇત્યાદિ શ્લોકવાળો આ ૧૪મા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે, અથવા તો ઈશ્વરને આધીન રહેલાં એવાં ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ એટલે પ્રકૃતિ–પુરુષ જ જગતનું કારણ છે પણ સાંખ્યમત પ્રમાણે કાંઈ તે સ્વતંત્ર (ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ) પ્રકૃતિપુરુષથી જગત થયું માનવામાં આવે છે તેમ નથી, એ વાત જણાવવા (આ અધ્યાયનો આરંભ કરવામાં આવ્યો છે); તથા પહેલાં જે કહેવામાં આવ્યું છે, કે પ્રકૃતિસ્થ–પ્રકૃતિમય બની તેમાં રહેવું તથા ગુણોમાં આસક્તિ કે પ્રીતિ રાખવી, એ સંસારનું કારણ છે; હવે કયા ગુણમાં કઈ રીતે આસક્તિ થાય છે, ગુણો કયા કયા છે અને તે કેવી રીતે બાંધે છે? તે ગુણોમાંથી કેવી રીતે છૂટા થવાય–મોક્ષ પમાય? તથા મુક્તનાં લક્ષણ શું છે? એ સર્વ કહેવું જોઈએ, તે ઉદ્દેશથી (પણ) આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા·

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

હું તને ફરીથી જ્ઞાનોમાંનું પર (પરમ–ઉત્કૃષ્ટ) (અને) ઉત્તમ જ્ઞાન કહીશ, કે જે જાણીને સર્વ મુનિઓ અહીંથી અર્થાત્ આ શરીરથી છૂટી પરમસિદ્ધિ–કૈવલ્ય પામ્યા છે. ૧

**ભાષ્યાર્થ**: પર શબ્દનો અર્થ જ્ઞાન શબ્દની સાથે લેવાનો છે–એનો સંબંધ એ સાથે છે, આ જ્ઞાન પાછળના અધ્યાયોમાં વારંવાર કહેવામાં આવ્યું છે, તોપણ તે હું ફરીથી કહીશ. તે જ્ઞાન પરં કહેવામાં આવે છે; કારણકે તે પર કે પરમાત્મા વિષેનું હોવાથી તથા ઉત્તમ ફળયુક્ત હોવાથી પણ સર્વ જ્ઞાનોમાં તે પરમ છે તથા તે ઉત્તમ છે. અહીં જ્ઞાનોમાં (જ્ઞાનના) શબ્દથી અમાનિત્વાદિ વગેરે જ્ઞાનના સાધનો કહ્યાં છે, તે ન સમજવાં, ત્યારે શું સમજવું? યજ્ઞાદિ જે જ્ઞેય વસ્તુ છે, તે જ્ઞાનો સમજવાં; એટલે ભાવાર્થ આ છે કે યજ્ઞાદિના જે જ્ઞાનો છે, તે સર્વ જ્ઞાનોમાં આ જ્ઞાન પર–પરમ ઉત્કૃષ્ટ છે, કેમકે યજ્ઞાદિકના વિષયવાળાં જ્ઞાન મોક્ષનાં સાધન નથી પણ (જે આ અધ્યાયમાં કહેવામાં આવનાર છે તે) આ જ્ઞાન તો મોક્ષનું સાક્ષાત્ સાધન છે, મોક્ષ માટે ઉપયોગી છે, માટે એને 'પરમ' અને 'ઉત્તમ' એ બે વિશેષણ શબ્દોથી, સાંભળનારની બુદ્ધિમાં રુચિ ઉત્પન્ન કરવા સ્તુતિ કરે છે આ જ્ઞાન જાણીને–પ્રાપ્ત કરીને મનનશીલ સંન્યાસીઓ આ દેહમાંથી મુક્ત થઈ ઊર્ધ્વ (ઊંચે) જઈને આગળ વધી મોક્ષ નામની પરમ સિદ્ધિ પામ્યા છે.

એ (જ્ઞાન દ્વારા પ્રાપ્ત થતી) મોક્ષ નામની પરમ સિદ્ધિની અવ્યભિચારિતા–નિત્યતા દેખાડે છે :

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥

આ જ્ઞાનનો આશ્રય લઈને એટલે અનુષ્ઠાન કરીને મારા સાધર્મ્યને–સ્વરૂપને પામેલા પુરુષો, સર્ગમાં (સૃષ્ટિકાળમાં) ઊપજતા નથી અને પ્રલય કાળમાં પીડા પામતા નથી. ૨

**ભાષ્યાર્થ:** ઉપર કહેલા આ જ્ઞાનનો આશ્રય લઈ અર્થાત્ એ જ્ઞાન-સાધનનું અનુષ્ઠાન કરીને હું પરમેશ્વરના સાધર્મ્યને (સમાનતાને) એકરૂપતા કે સ્વરૂપને પામેલા પુરુષો સૃષ્ટિના ઉત્પત્તિકાળમાં ઉત્પત્તિ પામતા નથી (ફરી ઉત્પન્ન થતા નથી) અને પ્રલયકાળમાં બ્રહ્માના પણ વિનાશકાળમાં વ્યથા પામતા નથી (દુઃખ પામતા નથી); અર્થાત્ ચલાયમાન થતા નથી. અહીં સાધર્મ્યતાનો અર્થ સમાન ધર્મતા નથી; કારણકે અહીં ગીતાશાસ્ત્રમાં ક્ષેત્રજ્ઞ અને ઈશ્વરનો ભેદ માન્યો નથી, પણ ક્ષેત્રજ્ઞ તથા ઈશ્વરનો અભેદ માનવામાં આવ્યો છે. શ્લોકનો ઉત્તરાર્ધ ફળબોધરૂપે–ફળના વર્ણનરૂપે જ્ઞાનની સ્તુતિ કરવા માટે છે.

આ પ્રકારનો ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સંબંધ ભૂતનું કારણ છે એમ હવે કહે છે :

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

મારી યોનિ મહત્ બ્રહ્મ છે, તેમાં હું ગર્ભ મૂકું છું; હે ભારત! તેના થકી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

**ભાષ્યાર્થ:** મારી સ્વરૂપભૂત–મારી પરમેશ્વરની માયા–ત્રિગુણમયી પ્રકૃતિ, સર્વ ભૂતોની યોનિ એટલે કારણ છે. સર્વ કાર્યોમાં એટલે સર્વ ઉત્પન્ન થવાવાળી વસ્તુઓમાં તેની મહત્તા (મહાનપણું) હોવાથી તથા પોતાના વિકારોને ધારણ કરવાવાળી હોવાથી એ 'મહત્' અને 'બ્રહ્મ' એ વિશેષણો વડે એની નિર્ગુણતા સ્પષ્ટ કરવામાં આવી છે. તે મહત્ બ્રહ્મરૂપ યોનિમાં ગર્ભને હિરણ્યગર્ભના જન્મના બીજને અર્થાત્ સર્વ ભૂતના જન્મના કારણરૂપ બીજને હું મૂકું છું–સ્થાપુ છું. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બે પ્રકૃતિ એટલે શક્તિવાળો હું ઈશ્વર અવિદ્યા, કામના અને કર્મ એ રૂપી ઉપાધિને અનુસરનારા ક્ષેત્રજ્ઞને એટલે જીવને ક્ષેત્ર એટલે શરીર સાથે જોડું છું; હે ભારત! તે ગર્ભાધાનથી હિરણ્ય-ગર્ભની ઉત્પત્તિ દ્વારા સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.

सर्वयोनिषु कौन्तेय मूर्तयस्संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

હે કૌંતેય! સર્વ યોનિમાં જે જે મૂર્તિઓ, એટલે આકારો કે

શરીરો ઉત્પન્ન થાય છે, તેમનું જન્મસ્થાન મહત્ બ્રહ્મ છે અને હું બીજ નાખનાર પિતા છું. ૪

**ભાષ્યાર્થ:** હે કુંતીપુત્ર! દેવ, પિતૃ, મનુષ્ય, પશુ અને મૃગ વગેરે સર્વ યોનિઓમાં જે અનેક મૂર્તિઓ એટલે શરીરાકાર અલગઅલગ અંગોના અવયવોના સમુદાયવાળી રચનાયુક્ત દેહાકાર વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વ મૂર્તિઓની ગર્ભ ધારણ કરવાવાળી યોનિ એટલે કારણ અથવા ઉત્પત્તિસ્થાન સર્વ અવસ્થાવાળું (સર્વ પ્રકારે રહેલું) મહત્ બ્રહ્મ(રૂપ મારી માયા) છે; અને હું ઈશ્વર બીજપ્રદાન કરવાવાળો એટલે ગર્ભાધાન કરનારો પિતા છું.

(તે) ગુણો કયા છે અને કેવી રીતે બાંધે છે? તે કહેવામાં આવે છે:

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે અને તે હે મહાબાહો! દેહીને દેહમાં બાંધે છે. ૫

**ભાષ્યાર્થ:** સત્ત્વ, રજ અને તમ એ નામના (ત્રણ) ગુણો છે. ગુણ શબ્દ પારિભાષિક છે; પરંતુ રૂપ, રસ વગેરેની પેઠે કોઈ દ્રવ્યનો આશ્રય કરી રહેલા એ ગુણો નથી; તેમ જ અહીં ગુણ અને ગુણી અર્થાત્ ગુણવાન એકેકથી જુદા છે એ અથવા તો તેમનો ભેદ પણ કહેવાની ઇચ્છા રાખવામાં આવી નથી; કહેવાનો મુદ્દો તો આ છે કે રૂપ વગેરે ગુણો જેમ દ્રવ્યને આધીન હોય છે, તે જ પ્રમાણે આ સત્ત્વ વગેરે ગુણો સદા ક્ષેત્રજ્ઞને આધીન હોવાથી પરતંત્ર છે એટલે કે તેઓ સર્વદા ક્ષેત્રજ્ઞને અવલંબીને રહે છે, છતાં તેઓ અવિદ્યાત્મક હોવાથી જાણે ક્ષેત્રજ્ઞને બાંધી લે છે. એ ક્ષેત્રજ્ઞને આશ્રય કે અધિષ્ઠાન બનાવીને જ એ ગુણો પોતાનું સ્વરૂપ પ્રકટ કરવા શક્તિમાન થાય છે (અર્થાત્ પોતાના આત્માને મેળવે છે) અને તેથી 'બાંધે છે, બાંધી લે છે' એમ કહેવામાં આવે છે. જેની ભુજા અતિશય સામર્થ્યવાળી અને ઘૂંટણ સુધી પહોંચે એવી લાંબી છે એને મહાબાહુ કહેવાય છે. (અર્જુન એવા હતા તેથી તેને સંબોધી શ્રીભગવાન કહે છે) હે મહાબાહો! ભગવાનની માયાથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણો છે એટલે કે પ્રકૃતિથી સંભવે છે. પાછળ 'अनादित्वात्' (૧૩–૩૧) ઇત્યાદિ શ્લોકથી જે દેહીનું અવ્યયપણું (અવિનાશીપણું) કહ્યું છે, એવા આ અવ્યય (અવિનાશી) પણ શરીરધારી–દેહવાળાને જાણે તેઓ બાંધતા–બાંધી લેતા હોય એમ દેખાય છે. **શંકા:** શું તમે પહેલાં એમ નથી કહ્યું કે દેહી–આત્મા લેપાતો નથી; તો વળી અહીં એથી ઊલટી વાત કેમ કહેવામાં આવે છે કે એને ગુણો બાંધે છે? **ઉત્તર:** इव શબ્દ વડે અમોએ આ શંકાનો પરિહાર કરેલો છે; એટલે કે ખરી રીતે તો બાંધતા નથી, પરંતુ જાણે બાંધે છે–જાણે બાંધતા હોય એવું પ્રતીત થાય છે, એમ કહી શંકાનો પરિહાર કર્યો છે.

એ સત્ત્વ આદિ ત્રણ ગુણો પૈકી પ્રથમ સત્ત્વ ગુણનું લક્ષણ કહે છે:

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥

હે નિષ્પાપ! તેમાં નિર્મળપણાને લીધે સત્ત્વગુણ પ્રકાશક અને ઉપદ્રવથી રહિત છે; તે સુખસંગ અને જ્ઞાનસંગથી (ક્ષેત્રી–દેહી કે) જીવાત્માને બાંધે છે. ૬

ભાષ્યાર્થ : સત્ત્વગુણ સ્ફટિકમણિની પેઠે નિર્મળ હોવાથી પ્રકાશશીલ અને ઉપદ્રવરહિત (નિર્મળ હોઈ પ્રકાશક એટલે ચૈતન્યને સ્પષ્ટ કરનાર તથા ઉપદ્રવરહિત એટલે સુખ આપનાર) છે; તે (જીવાત્માને) બાંધે છે; કેવી રીતે બાંધે છે? સુખની આસક્તિથી; એટલે કે 'હું સુખી છું' (એવી રીતનો વિષયરૂપ સુખનો વિષયી આત્મા સાથે સંબંધ જોડી લેવો એનું નામ આત્માને મિથ્યા સુખમાં સક્ત કરવો–બાંધવો;) એવા સુખસંગ વડે વિષયભૂત સુખનો આત્મા જે વિષયી છે, તેમાં સંબંધ ઉત્પન્ન કરીને 'મને જ સુખ ઉત્પન્ન થયું' એ પ્રકારે મિથ્યા સુખથી સંયોગ (બંધન) ઉત્પન્ન કરે છે. આ જ એ અવિદ્યા છે; કારણકે વિષયના ધર્મો (કદી) વિષયીના નથી થતા. ઈચ્છાથી ધૃતિ (૧૩–૬) સુધીના સર્વ ધર્મો ક્ષેત્રરૂપ વિષયના છે, એમ ભગવાને કહ્યું છે; માટે આરોપણ ભાવને લીધે જે અવિદ્યા આત્માની (સ્વકીય) ધર્મરૂપ બની રહી છે અને વિષય તથા વિષયીમાં અજ્ઞાન–અવિવેક જ જેનું લક્ષણ છે એવી અવિદ્યાથી (સત્ત્વગુણ) અનાત્મસ્વરૂપ સુખમાં (આત્માને–જીવાત્માને) જોડે છે એટલે કે જાણે આસક્ત બનાવી દે છે; એટલે કે ખરેખર જે સુખના સંબંધથી રહિત છે–અસંગ છે, તેને સંગવાળાની પેઠે અર્થાત્ અસુખીને સુખીની પેઠે કરે છે; તે જ પ્રમાણે જ્ઞાનસંગ વડે પણ બાંધે છે. જ્ઞાન પણ સુખ સાથે રહેતું હોવાથી અથવા તો જ્ઞાન અને સુખની એકત્ર સ્થિતિ (સાહચર્ય) છે, તેથી તે ક્ષેત્રનો અર્થાત્ અંતઃકરણનો જ ધર્મ છે, આત્માનો ધર્મ નથી. કારણકે આત્માનો ધર્મ એને માની લઈએ, તો જીવાત્માને એના સંગ કે બંધ સંભવતાં નથી; માટે હે નિષ્પાપ! હે વ્યસનરહિત અર્જુન ' જેમ સુખમાં સંગ બંધનકર્તા છે, તેમ જ્ઞાનમાં પણ સંગ (આસક્તિ) બંધનકર્તા છે, એમ માનવું યોગ્ય છે.

रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥

રજોગુણને રાગ કે પ્રીતિના સ્વરૂપવાળો તથા તૃષ્ણા અને આસંગ–આસક્તિ ઉત્પન્ન કરનારો તું જાણ. હે કૌંતેય! તે રજોગુણ દેહીને કર્મસંગથી બાંધે છે. ૭

ભાષ્યાર્થ : ગેરુ વગેરેની પેઠે મનને રંગ ચડાવનારો હોવાથી રજોગુણને રાગાત્મક જાણવો. જે વિષય–વસ્તુ પ્રાપ્ત નથી થઈ, તે વસ્તુ–વિષય મેળવવાની આકાંક્ષા તે તૃષ્ણા છે; અને પ્રાપ્ત થયેલા વિષય–વસ્તુમાં મનની પ્રીતિ કે તે વસ્તુ

સાથે મનનું ચોંટી રહેવું (જોડાણ થઈ જવું) તે આસંગ છે; આ તૃષ્ણા અને આસંગ જેનાથી ઉત્પન્ન થાય છે, તે તૃષ્ણાસંગસમુદ્ભવ કહેવાય છે. સારાંશ કે રજોગુણ રાગરૂપ હોઈ તૃષ્ણા અને આસંગને ઉત્પન્ન કરવાવાળો છે. હે કુંતીપુત્ર! એ રજોગુણ આ શરીરધારી દેહીને, ક્ષેત્રજ્ઞને કે જીવાત્માને કર્મસંગથી બાંધે છે. દૃષ્ટ તથા અદૃષ્ટ ફળ આપવાવાળાં કર્મોમાં તત્પરતા કે પ્રીતિનું નામ કર્મસંગ એટલે કર્માસક્તિ છે; તે કર્માસક્તિ જીવાત્માને બાંધે છે.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

અને તમોગુણને સર્વ જીવાત્માને મોહ પમાડનાર અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તું જાણ. હે ભારત! તે પ્રમાદ, આળસ અને નિદ્રાવડે જીવાત્માને બાંધે છે. ૮

ભાષ્યાર્થ : ત્રીજો ગુણ તમ છે, તેને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જાણવો. તે જીવાત્માઓના અંતઃકરણમાં મોહ (અવિવેક) ઉત્પન્ન કરવાવાળો છે; હે ભારત! એ તમોગુણ પ્રમાદ, આળસ અને નિદ્રા દ્વારા (જીવાત્માને) બાંધે છે.

એ ગુણોના વ્યાપાર ફરીથી સંક્ષેપમાં કહેવામાં આવે છે :

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

સત્ત્વ સુખમાં સંયોજે છે–જોડે છે; રાજસ કર્મમાં સંયોજે છે અને હે ભારત! તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈ (જીવાત્માને) પ્રમાદમાં સંયોજે છે. ૯

ભાષ્યાર્થ : હે ભારત! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં, અહીં પણ 'જોડે છે' એ ક્રિયાનો સંબંધ પૂર્વ ચરણ ઉપરથી લેવો. એટલે કે 'રજોગુણ કર્મમાં'નો અર્થ રજોગુણ કર્મમાં જોડે છે એમ લેવો; અને તમોગુણ છે તે સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલાં વિવેકજ્ઞાનને પોતાના આવરણાત્મક (ઢાંકી દેવાના) સ્વભાવથી આચ્છાદિત કરી પોતાના આવરણ સ્વરૂપ વડે પ્રમાદમાં જોડે છે, પ્રાપ્ત થયેલ કર્તવ્ય ન કરવું એનું નામ પ્રમાદ છે.

એ ત્રણે ગુણો ઉપર કહેલા કાર્યો ક્યારે કરે છે? તે કહેવામાં આવે છે :

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥

હે ભારત! રજોગુણ અને તમોગુણનો પરાભવ કરીને સત્ત્વગુણ થાય છે, તેમ જ સત્ત્વ અને તમોગુણનો પરાભવ કરીને રજોગુણ થાય છે, તથા સત્ત્વ અને રજોગુણનો પરાભવ કરીને તમોગુણ થાય છે. ૧૦

ભાષ્યાર્થ: હે ભારત! રજોગુણ અને તમોગુણ એ બંનેનો પરાભવ કરી એ બંનેને (હરાવી) દબાવી દઈ જ્યારે સત્ત્વગુણ વધી જાય છે, ત્યારે પોતાના

સ્વરૂપને પામેલો એ સત્ત્વગુણ પોતાનાં કાર્યનો અર્થાત્ જ્ઞાન અને સુખ (મેળવવા)નો આરંભ કરે છે; તે જ પ્રમાણે સત્ત્વ અને તમસ એ બન્નેનો પરાજય કરી જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે (જોર પકડે છે), ત્યારે એ એનાં કાર્ય–(કર્મોમાં તૃષ્ણા વગેરે)–ખેતી વગેરે કર્મોનો આરંભ કરે છે; તે જ રીતે વળી સત્ત્વગુણ અને રજોગુણને દબાવી દઈ, (હરાવી દઈ) તમસ નામનો ગુણ પોતાનું જોર વધારે. ત્યારે તે તમ નામનો ગુણ જ્ઞાનને ઢાંકી દેવારૂપ પોતાના કાર્યની શરૂઆત કરે છે.

જે સમયે જે ગુણ વૃદ્ધિ પામે (જોર પકડે), તે વખતે તે ગુણનું શું ચિહ્ન હોય છે? તે કહેવામાં આવે છે:

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

આ દેહ(શરીર)માંનાં સર્વ દ્વારો(સર્વે દરવાજાઓ)માં (જ્ઞાનરૂપ) પ્રકાશ જ્યારે ઉત્પન્ન થાય, ત્યારે જ્ઞાનસ્વરૂપ સત્ત્વગુણની વૃદ્ધિ થઈ છે, એમ જાણવું. ૧૧

ભાષ્યાર્થ: શ્રોત્રાદિ (કાન વગેરે) સર્વ ઇંદ્રિયો આત્મપ્રાપ્તિનાં બારણાં છે; જ્યારે આ શરીરનાં આ શ્રોત્રાદિ સર્વ ઇંદ્રિયો, કે જે આત્મપ્રાપ્તિનાં દ્વાર છે, તેમાં વૃત્તિપ્રકાશ ઉત્પન્ન થાય છે, અંતઃકરણની એટલે બુદ્ધિની આ સર્વ ઇંદ્રિયોમાં વૃત્તિ–વ્યાપ્તિનું નામ પ્રકાશ છે; સારાંશ કે સર્વ ઇંદ્રિયોમાં અંતઃકરણ અથવા બુદ્ધિ વ્યાપી રહેલી છે, તેનું નામ પ્રકાશ છે અને તે જ જ્ઞાન છે; જ્યારે એ જ્ઞાન નામનો પ્રકાશ શરીરનાં સર્વ દ્વારોમાં–સર્વ ઇંદ્રિયોમાં ઉત્પન્ન થાય, ત્યારે જ્ઞાનના પ્રકાશરૂપ આ ચિહ્નથી જાણવું કે સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો છે.

રજોગુણની ઉત્પત્તિ (વૃદ્ધિ) થઈ હોય તેનું ચિહ્ન આ છે:

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ ખૂબ વધે ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશાંતિ અને ઇચ્છા થાય છે. ૧૨

ભાષ્યાર્થ: પારકા દ્રવ્યની–પારકી વસ્તુની ઇચ્છા તે લોભ છે. પ્રવૃત્તિનો અર્થ સામાન્ય રીતે ચેષ્ટા–ક્રિયા કરવી તે છે. આરંભ (મંડાણ, શરૂઆત) તે શેનો? તો કર્મનો. અશમ એટલે હર્ષ, રાગ વગેરેમાં પ્રવૃત્તિની ઉપરામતા કે શાંતિનો અભાવ. સ્પૃહાનો અર્થ લાલસા, સામાન્ય વસ્તુ વિષે તૃષ્ણા, ઇચ્છા હોવી તે છે. આ સર્વ ચિહ્નો હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધી જાય તે સ્થિતિમાં ઉત્પન્ન થાય છે.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥

હે કુરુનંદન અર્જુન ! તમોગુણની ખૂબ વૃદ્ધિ થાય ત્યારે જ્ઞાનરૂપી પ્રકાશનો અભાવ અર્થાત્ અવિદ્યારૂપી અંધકાર, પ્રવૃત્તિનો અભાવ, પ્રમાદ તથા મોહ એ ચિહ્નો ઉત્પન્ન થાય છે (દેખાય છે) ૧૩

ભાષ્યાર્થ : હે કુરુનંદન અર્જુન ! અપ્રકાશ એટલે અત્યંત અવિવેક, પ્રવૃત્તિનો અભાવ, હાથપગ જોડી બેસી રહેવું અને તેનું કાર્ય એટલે ફળ, જે પ્રમાદ અને મોહ છે, તે અર્થાત્ અવિવેક-જ્ઞાનની વિસ્મૃતિ અને મૂઢતા એ સર્વ ચિહ્નો તમોગુણની વૃદ્ધિમા (તમોગુણ વધી જાય તે સમયમા) ઉત્પન્ન થાય છે.

મરણરૂપી દ્વારથી (મરણ બાદ) જે ફળ મળે છે, તે પણ સંગ અને રાગ, આસક્તિ તથા પ્રીતિને લઈને જ ઉત્પન્ન થાય છે અને તે ત્રિગુણને લગતુ હોય છે, તે દેખાડવા માટે કહે છે

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

જ્યારે દેહધારી (જીવ), સત્ત્વગુણની વૃદ્ધિમા મૃત્યુ પામે છે, ત્યારે તે ઉત્તમ જ્ઞાની(ઉપાસક)ના મળરહિત લોકોને પામે છે ૧૪

ભાષ્યાર્થ : વળી જ્યારે શરીરધારી જીવ સત્ત્વગુણની વૃદ્ધિ પામેલો હોય, ત્યારે મૃત્યુ પામે, તો તે ઉત્તમ તત્ત્વ જાણનારાઓ એટલે કે મહતત્ત્વાદિને જાણનારાઓના નિર્મળ (મળવિનાના) લોકોને પામે છે

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

રજોગુણમા મરણ પામી જીવાત્મા કર્મમા આસક્ત રહેનારાઓમા ઉત્પન્ન થાય છે, તથા તમોગુણમા મરણ પામેલો જીવાત્મા, મૂઢયોનિઓમા જન્મે છે ૧૫

ભાષ્યાર્થ : રજોગુણ વૃદ્ધિ પામેલો હોય તે સમયે મરણ પામીને, કર્મસંગીઓ એટલે કર્મોમા આસક્તિ(પ્રીતિ)વાળા મનુષ્યોમા ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે તમોગુણની વૃદ્ધિ થઈ હોય તે સમયમા મરણ પામેલો જીવાત્મા મૂઢયોનિઓમા-અર્થાત્ પશુ આદિ યોનિઓમા જન્મ લે છે

ઉપર કહેલા શ્લોકોના અર્થ સંક્ષેપમા (ટૂંકાણમા) કહે છે

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

સુકૃત (પુણ્ય) કર્મનુ ફળ સાત્વિક અને નિર્મળ-પાપરૂપ મળવિનાનુ છે, એમ (સત્પુરુષો) કહે છે, રજોગુણનુ ફળ દુઃખ અને તમોગુણનુ ફળ અજ્ઞાન છે ૧૬

ભાષ્યાર્થ : શિષ્ટ (શ્રેષ્ઠ) લોકોએ સુકૃત કર્મ (સત્કર્મ) એટલે સાત્વિક કર્મનુ ફળ સાત્વિક અને નિર્મળ જ છે એમ કહ્યુ છે, રજસનુ અર્થાત્

રાજસ કર્મનું ફળ દુઃખ છે; કર્માધિકાર( કર્મ–કર્તાના ભેદ )ને અનુસરી રાજસ કર્મનું ફળ પોતાના કારણને અનુસરી દુઃખરૂપ જ હોય છે, એમ કહ્યું છે; અને એ જ પ્રમાણે તમસ એટલે તામસ કર્મ અર્થાત્ અધર્મ કે પાપરૂપ કર્મનું ફળ અજ્ઞાન કહ્યું છે; વળી ગુણોથી શું ઉત્પન્ન થાય છે, તે કહેવામાં આવે છે:

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

સત્ત્વગુણથી જ્ઞાન થાય છે, રજોગુણથી લોભ, તમોગુણથી પ્રમાદ તથા મોહ ઉત્પન્ન થાય છે અને અજ્ઞાન પણ ( એ તમોગુણથી ) થાય છે. ૧૭

ભાષ્યાર્થ : લબ્ધાત્મક એટલે વૃદ્ધિ પામેલા સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ અને મોહ બંને થાય છે; એટલું જ નહિ પણ સાથે અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

વળી,

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥

સત્ત્વગુણની વૃત્તિમાં રહેલા (મનુષ્યો) ઉપરના લોકમાં ( ઊંચે ) જાય છે, રજોગુણની વૃત્તિમાં રહેલા વચમાં અર્થાત્ મનુષ્યલોકમાં રહે છે અને તમોગુણની કનિષ્ઠ વૃત્તિમાં રહેલા નીચે ( પશુ વગેરે વર્ગમાં ) જાય છે. ૧૮

ભાષ્યાર્થ : સત્ત્વગુણમાં એટલે સાત્વિક ભાવ કે વૃત્તિમાં રહેનારાઓ ઊંચે–ઉપરના લોકમાં એટલે દેવાદિલોકમાં જાય છે; અને રાજસી વૃત્તિવાળાઓ વચ્ચે એટલે મનુષ્યયોનિમાં ઉત્પન્ન થાય છે; અને જઘન્ય એટલે કનિષ્ઠ–નિંદવા યોગ્ય ગુણ અર્થાત્ તમોગુણની વૃત્તિ–નિદ્રા, આળસ વગેરે છે, તેમાં રહેલા જે મૂઢ તામસી પુરુષો છે તે નીચે જાય છે; એટલે કે પશુ–પક્ષી આદિ યોનિમાં જાય છે; તે નીચે જનારા કોણ છે? તે તામસો (તામસી લોકો) છે.

પુરુષનું પ્રકૃતિમાં જોડાઈ રહેલાપણું, તે એનું મિથ્યા જ્ઞાન છે; એ મિથ્યા જ્ઞાનથી યુક્ત એવા તેનો, ભોગરૂપ સાધનો સુખદુઃખ તથા મોહરૂપ ગુણોમાં હું સુખી છું, દુઃખી છું, મૂઢ ( મોહિત ) છું એ પ્રકારનો જે સંગ (પ્રકૃતિ સાથેનો પ્રીતિમયસંબંધ ) છે, તે સંગ જ તે પુરુષની સત્–અસત્–સારી–નરસી યોનિઓમાં જન્મપ્રાપ્તિનું કારણ છે. આ સિદ્ધાંત પાછળના તેરમા અધ્યાયમાં ટૂંકાણથી બતાવ્યો છે, તે જ અહીં 'सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः.' આ અધ્યાયના પાંચમા શ્લોકથી આરંભી ગુણનું સ્વરૂપ, ગુણોનું કાર્ય, તથા પોતાનાં કાર્ય દ્વારા ગુણ શી રીતે બંધન કરે છે, તથા એ ગુણોના કાર્યથી બંધન પામેલા પુરુષની શી ગતિ થાય છે, વગેરે એ સર્વ મિથ્યા જ્ઞાનરૂપ-

અજ્ઞાનમૂલક બંધનનાં કારણોને વિસ્તારપૂર્વક સમજાવી કહેવામાં આવ્યું: હવે સમ્યગ્ જ્ઞાન અર્થાત્ યથાર્થ જ્ઞાનથી મોક્ષ કેવી રીતે થાય છે, તે કહેવું જોઈએ, એટલા માટે ભગવાન કહે છે:

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

જ્યારે દ્રષ્ટા (જ્ઞાની) ગુણથી અન્યને (ગુણ સિવાય બીજા કોઈને) કર્તા જોતો નથી અને ગુણોથી (આત્માને) પર જાણે છે, ત્યારે તે મારા ભાવને પામે છે. ૧૯

**ભાષ્યાર્થ:** જ્યારે દ્રષ્ટા પુરુષ જ્ઞાની હોઈ કાર્ય, કરણ અને વિષયના આકારમાં પરિણામ પામેલા ગુણો સિવાય બીજા કોઈને કર્તા તરીકે ન જુએ, એટલે કે એ જ્યારે એમ જ જુએ, કે સર્વ અવસ્થાઓમાં સર્વ કર્મોનો કર્તા ગુણ જ છે તથા ગુણોના વ્યાપાર(ગુણોની પ્રવૃત્તિ)ના સાક્ષીરૂપ આત્માને ગુણોથી પર જાણે છે, ત્યારે તે દ્રષ્ટા મારા ભાવને એટલે કે વાસુદેવ ભાવને એટલે કે 'સર્વ વાસુદેવ જ છે' એ અનુભવને પ્રાપ્ત કરે છે.

તે કેવી રીતે મારા ભાવને પ્રાપ્ત કરે છે? એ કહેવામાં આવે છે:

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

દેહની ઉત્પત્તિનાં બીજભૂત આ ત્રણ ગુણોને ઓળંગી—છોડી દઈ દેહધારી (વિદ્વાન) જન્મ, મૃત્યુ અને વૃદ્ધાવસ્થાનાં તથા બીજાં દુઃખોથી મુક્ત બની અમૃત ભોગવે છે—મોક્ષ પામે છે. ૨૦

**ભાષ્યાર્થ:** દેહની ઉત્પત્તિનાં બીજભૂત—કારણરૂપ અને માયારૂપ ઉપાધિથી ઉત્પન્ન થયેલા પૂર્વે કહેલા ત્રણ ગુણોનું ઉલ્લંઘન કરી અર્થાત્ જીવતાં જ આ ત્રણ ગુણોનો ત્યાગ કરી આ દેહધારી વિદ્વાન જીવતાં જ જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને દુઃખોથી મુક્ત થઈ અમૃતનો અનુભવ કરે છે એટલે કે એ રીતે એ વિદ્વાન મારો ભાવ પ્રાપ્ત કરે છે, એવો અર્થ છે.

જીવતો હોય છતાં આ ત્રણે ગુણોને ઓળંગી અમૃતનો અનુભવ કરે છે—મોક્ષ પામે છે, એમ ભગવાને કહ્યું, તેમાં પ્રશ્નબીજ (સવાલ ઉઠાવવાનો મુદ્દો) મળી આવવાથી અર્જુન બોલ્યો:

अर्जुन उवाच । અર્જુને કહ્યું:

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

હે પ્રભુ! કયાં ચિહ્નોથી આ ત્રણ ગુણની પાર ગયેલો જણાય તેવો હોય છે? તે કેવા આચારવાળો હોય છે અને કયા પ્રકારે આ ત્રણ ગુણોને ઓળંગી જાય છે? ૨૧

હે પ્રભો ! આ પહેલા વર્ણવેલા ત્રણ ગુણથી અતીત-પાર ગયેલો પુરુષ કયા લક્ષણોથી (એવો) થાય છે? એના લક્ષણો શા હોય છે? એનો આચાર (આચરણ) વર્તન-વ્યવહાર, કેવો હોય છે? અને કેવી રીતે-શા પ્રકારે ઉપાય કે સાધનથી તે ત્રણ ગુણને તે ઓળંગી પાર જાય છે?

ગુણાતીત (ગુણની પાર ગયેલા)ના લક્ષણ તથા ગુણાતીત થવાના ઉપાય આ ઉપરના શ્લોકમાં અર્જુને પૂછ્યા છે એ બંને પ્રશ્નોના ઉત્તર આપવા શ્રીભગવાન બોલ્યા, કે પ્રથમ તો (તું) ગુણાતીત પુરુષ, ... ચિહ્નોવાળો હોય છે, તે સાંભળ

**શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા**

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२ ॥**

પ્રકાશને અને પ્રવૃત્તિને તેમ જ વળી મોહને પણ તેઓ (પોત પોતાની સામગ્રી સાથે) પ્રવૃત્ત થયા (જોર જણાવતા) હોય, તો હે પાંડવ! તે તેનો દ્વેષ કરતો નથી અને તે (સર્વે) નિવૃત્ત થયા હોય (જતા રહ્યા હોય), તો તે તેની ઇચ્છા કરતો નથી ૨૨

ભાષ્યાર્થ. સત્ત્વગુણનું કાર્ય પ્રકાશ છે, રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ છે અને તમોગુણનું કાર્ય મોહ છે, એ બધા જ્યારે સારી રીતે વિષયભાવથી ઉત્પન્ન થયા હોય, ત્યારે તે તેમનો દ્વેષ કરતો નથી આશય આ છે કે, મને આ તામસ વિચાર કે અનુભવ આવ્યો, માટે હું મૂઢ છુ મોહમા પડી ગયો છું અથવા રાજસી દુઃખમય પ્રવૃત્તિ ઉત્પન્ન થઈ છે, તેથી હું રજોગુણ વડે પ્રવર્ત્યો છુ, તેથી હું મારા સ્વરૂપથી ચલિત અર્થાત્ ભ્રષ્ટ થયો છુ અને એ રીતે હું સ્વરૂપથી ચલિત થયો હોવાથી મારી આ દુઃખમય સ્થિતિ છે અને (વળી એવી જ રીતે) પ્રકાશમય સાત્ત્વિક ગુણ, મને વિવેકીપણું-(સત્યઅસત્યનું જ્ઞાન) આપી, (ઉપજાવી) સુખ સાથે જોડી મારુ બંધન કરે છે આ પ્રમાણે ગુણને ન ઓળંગી ગયેલો-સમ્યગ્જ્ઞાન જેને નથી થયું, એવો મનુષ્ય પ્રકાશ પ્રવૃત્તિ વગેરેનો દ્વેષ કરે છે પણ જે મનુષ્ય ગુણોની પાર ગયેલો ગુણાતીત છે, તે એ સર્વ પ્રાપ્ત થતા હોય અર્થાત્ ગુણોના કાર્ય પ્રવૃત્ત થયા હોય તોપણ તેનો દ્વેષ કરતો નથી તેવી રીતે સાત્ત્વિક રાજસી અને તામસી મનુષ્ય જ્યારે સાત્ત્વિક, રાજસી કે તામસી ભાવો પોતાની પ્રવૃત્તિ (કાર્ય) વગેરે પ્રત્યક્ષ અનુભવાતી નિવૃત્ત થાય છે, ત્યારે તેની ઇચ્છા કરે છે, તેમ આઈ આ ગુણાતીત (ગુણની પાર ગયેલો) મનુષ્ય નિવૃત્ત થયેલા ગુણોની પ્રવૃત્તિ કે કાર્યની ઇચ્છા કરતો નથી (કાર્યને નથી ઇચ્છતો) (પરંતુ) આ બધા લક્ષણો (ચિહ્નો) બીજા જોઈ શકે એવા નથી ત્યારે તે ચિહ્નો કેવા છે? એ ચિહ્નો (લક્ષણો) તે પોત પોતાને ખબર પડે એવા સ્વસંવેદ્ય છે કારણ કે પોતપોતાના મનમા ઉત્પન્ન થયેલા દ્વેષ કે ઇચ્છાને બીજો નથી જોઈ શકતો (તાત્પર્ય આ છે કે ગુણાતીતના આ લક્ષણો તો સ્વાનુભવસિદ્ધ છે)

હવે 'ગુણાતીત પુરુષ કેવા આચારવાળો હોય છે' એ પ્રશ્નનો ઉત્તર કહે છે:

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥

ઉદાસીનની પેઠે રહેલો જે ગુણોથી ચલાયમાન થતો નથી અને ગુણો જ પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે, એમ સમજી જે (આત્મ-નિમગ્ન) સ્થિતિમાં રહે છે અને ચેષ્ટા કરતો નથી–વિકાર પામતો નથી (તે ગુણાતીત કહેવાય છે). ૨૩

**ભાષ્યાર્થ:** જેમ ઉદાસીન પુરુષ કોઈ પણ પક્ષનું અવલંબન કરતો નથી, તેમ તેવા જ ભાવથી ગુણાતીત થવાના ઉપાય(સાધન)રૂપ માર્ગમાં સ્થિત થયેલો જે આત્મજ્ઞાની–આત્મવિદ્ સંન્યાસી છે, તે ગુણો વડે વિવેકજ્ઞાનની સ્થિતિમાંથી ચલાયમાન થતો નથી, એ જ બાબત ઉત્તરાર્ધમાં સ્પષ્ટ કરે છે, કે કાર્ય–કરણ એટલે શરીર તથા ઇંદ્રિયો અને વિષયોરૂપે બનેલા ગુણો પરસ્પર–એકબીજા સાથે રહે છે, વ્યવહાર કરે છે, એમ સમજી જે (નિર્વિકાર) રહે છે, અને ચલાયમાન થતો નથી, પણ અવિચળ ભાવથી સ્વરૂપમાં સ્થિત રહે છે, તે ગુણાતીત કહેવાય છે, એવો ભાવાર્થ છે. અહીં સ્થા (તિષ્ઠ) ધાતુ સાથે અવ લાગતાં તે આત્મનેપદ બની તેનું વ્યાકરણને અનુસરી અવતિષ્ઠતે એવું રૂપ બને; પરંતુ એમ કરતાં છંદોભંગ થવાનો ભય રહેતો હોવાથી અવતિષ્ઠતે ને બદલે અવતિષ્ઠતિ વાપર્યું છે, એમ સમજવું અથવા તો योऽवतिष्ठतिनी જગ્યાએ योनुतिष्ठति પાઠાંતર છે, એમ સમજી લેવું.

વળી,

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥

જેને દુઃખસુખ સમાન છે, જે સ્વસ્થ છે, માટીનું ઢેફું, પથ્થર અને સોનુ જેને સમાન છે, પ્રિય અને અપ્રિય જેને એક-સરખું છે, જે ધીર છે અને જેને પોતાની સ્તુતિ–નિંદા સમાન છે; (તે ગુણાતીત કહેવાય છે.) ૨૪

**ભાષ્યાર્થ:** જે સુખદુઃખમાં સમાન છે એટલે દુઃખ અને સુખ જેને સમાન જણાય છે, જે સ્વસ્થ એટલે પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત (પ્રસન્ન) છે, જે સમલોષ્ટાશ્મકાંચન છે અર્થાત્ માટીનું ઢેફું, પથ્થર અને સોનું જેને સમાન છે, જે તુલ્યપ્રિયાપ્રિય છે અર્થાત્ પ્રિય અને અપ્રિય જેને સમાન છે, જે ધીર એટલે બુદ્ધિમાન છે, જે તુલ્યનિંદાત્મસંસ્તુતિ છે એટલે કે જેને પોતાની નિંદા અને સ્તુતિ સમાન છે, એવો યતિ ગુણાતીત કહેવાય છે.

વળી,

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

ગાન અને અપમાનમાં જે સમાન છે, મિત્ર અને શત્રુપક્ષ જેને તુલ્ય (એક સમાન) છે તથા જેણે સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે, તે ગુણાતીત કહેવાય છે. ૨૫

**ભાષ્યાર્થ :** માન અને અપમાન, સત્કાર અને તિરસ્કારમા જે સમાન એટલે નિર્વિકાર રહે છે, જે મિત્ર અને શત્રુપક્ષમા સમાન ભેદભાવ ન રાખવાવાળો છે, જો કે કોઈ કોઈ તો પોતાના અભિપ્રાયથી તો ઉદાસી હોય (રહે), પરતુ બીજાના અભિપ્રાયથી (કહેવાથી) તેઓ જાણે મિત્ર કે શત્રુપક્ષવાળા હોય, એમ જણાય છે (બને છે), માટે આ ગુણાતીત(તત્ત્વજ્ઞાની)ને તો શત્રુપક્ષ–મિત્રપક્ષ સમાન જ છે, એમ કહ્યુ છે, (તે એટલુ જણાવવાને કે બીજાના કહેવાથી મિત્ર કે શત્રુપક્ષવાળા હોય એવા જણાતા–અસમાન વૃત્તિ ધરાવનારા આ ગુણાતીત નથી) તેમ જ તે સર્વ આરભોનો ત્યાગ કરવાવાળો છે, દૃષ્ટ દેખાય એવા અને અદષ્ટ ન દેખાય એવા ફળ માટે કરવામા આવતા કર્મોનું નામ આરભ છે, એવા સર્વ આરંભ તજવાનો જેનો સ્વભાવ છે, તેનું નામ સર્વારમ્ભપરિત્યાગી છે એટલે કે કેવળ શરીર ધારણ કરવા માટે જેટલા આવશ્યક કર્મો છે, તે કર્મો સિવાયના સર્વ કર્મોનો સર્વ પ્રકારે ત્યાગ કરી દેનાર છે, તે ગુણાતીત કહેવાય છે.

'उदासीनवत्' એ (૨૩મા) શ્લોકથી શરૂ કરી गुणातीत स उच्यते સુધી ૨૫મા શ્લોક સુધી જે જે સર્વ લક્ષણો કે વ્યવહારો કહ્યા છે, તે સર્વ વ્યવહારો જ્યાસુધી (મુમુક્ષુ સન્યાસી) યત્ન કરી ગુણાતીત બ્રહ્મસ્થિતિ સપાદન કરવાની સ્થિતિમા હોય, ત્યાસુધી તો તેને અનુષ્ઠાન કરવાને અર્થાત્ આચરવાને યોગ્ય જ છે, પરતુ જે મુમુક્ષુ–સન્યાસીના એ ગુણાતીત બ્રહ્માવસ્થા પામ્યા હોવાથી આ સર્વ સાધનરૂપ વ્યવહારો સ્થિર થઈ ચૂક્યા (બધ પડી ગયા) છે, તેવા ગુણાતીત સન્યાસીના તો એ, એને જ અનુભવમા આવનારા (સ્વસવેદ્ય)-લક્ષણો બની જાય છે, (એને કોઈ પણ યત્ન કરવો પડતો નથી,) હવે એ ત્રણ ગુણોને સન્યાસી કેવી રીતે ઓળગી જાય છે, તે પ્રશ્નનો ઉત્તર આપે છે

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

અને જે મને અનન્ય ભક્તિયોગ વડે સેવે છે, તે એ ગુણોને ઓળંગી જઈ (પાર કરી) બ્રહ્મભાવ પામવાને યોગ્ય થાય છે ૨૬

**ભાષ્યાર્થ :** અને જે સન્યાસી અથવા કર્મમાર્ગી, સર્વ ભૂતોના હૃદયમા આશ્રય કરી રહેલો હું પરમેશ્વર નારાયણ છુ–ને મને કદી વ્યભિચાર ન પામે (ચલિત ન થાય), એવા અવ્યભિચારી ભક્તિયોગ વડે અર્થાત્ તે વિવેક–વિજ્ઞાનરૂપ ભક્તિયોગ વડે જે મારી સેવા કરે છે, તે ઉપર કહેલા ગુણોને ઓળગી બ્રહ્મભુવન (મોક્ષ)મેળવવાને–બ્રહ્મરૂપ થવાને શક્તિવાન થાય છે, અર્થાત્ તે બ્રહ્મભુવન–મોક્ષ માટે યોગ્ય અધિકારી બને છે (આ અનન્ય ભક્તિયોગ ભગવાનના અનુગ્રહરૂપી પ્રસાદથી ઉત્પન્ન થાય છે)

એનું શું કારણ છે? એમ શાથી બને છે? એવી આશંકાના પ્રત્યુત્તરરૂપે કહે છે:

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥**

કારણ કે હું અમૃત અને અવ્યય તેમ જ શાશ્વત ધર્મ અને એકાન્તિક (નિશ્ચિત) કે કેવળ સુખરૂપ એવા બ્રહ્મની પ્રતિષ્ઠા અથવા આશ્રયસ્થાન છું. ૨૭

**ભાષ્યાર્થ:** કારણકે બ્રહ્મની–પરમાત્માની પ્રતિષ્ઠા હું છું: જેમાં પ્રતિષ્ઠિત હોય–જેને આશ્રયે હોય તેનું નામ પ્રતિષ્ઠા છે, એ અર્થને અનુસરી હું અંતરાત્મા–પ્રત્યગાત્મા બ્રહ્મની પ્રતિષ્ઠા છું; કેવા પ્રકારના બ્રહ્મની? (એના ઉત્તરમાં કહે છે) અમૃત કે અવિનાશી, અવ્યય કે નિર્વિકાર, શાશ્વત અથવા નિત્ય ધર્મ (બ્રહ્મ)ની, જ્ઞાન યોગરૂપ ધર્મ દ્વારા મેળવી શકાય એવા ધર્મ (બ્રહ્મ)ની, એકાન્તિક સુખ સ્વરૂપ–કદી નાશ નહિ પામનારા વ્યભિચારરહિત કેવળ આનંદમય બ્રહ્મની–પરમાનંદરૂપ પરમાત્માની પ્રતિષ્ઠા હું–પ્રત્યગાત્મા છું; પ્રત્યગાત્મા (જીવાત્મા) છે, એમ યથાર્થ જ્ઞાન વડે એટલે પરમાત્મતા વડે નિશ્ચય કરવામાં આવે છે; તાત્પર્ય આ છે કે અમૃત વગેરે ધર્મો (સ્વભાવ)વાળા પરમાત્માની પ્રતિષ્ઠા–આશ્રય (સ્થાન) જીવાત્મા છે, એ જ સત્ય અહીં ૨૬મા શ્લોકના છેવટના ચરણમાં બ્રહ્મભૂયાય કલ્પને કહેવામાં આવ્યું છે. સારાંશ આ છે કે જે ઈશ્વરની શક્તિ વડે ભક્તો પર અનુગ્રહ વગેરે કરવા માટે બ્રહ્મ પ્રતિષ્ઠા કરી રહ્યું છે–જીવાત્માનો આશ્રય કરી પ્રવૃત્તિ કરી રહ્યું છે કે પ્રવર્તી રહ્યું છે, તે શક્તિ–તે હું બ્રહ્મ જ છું; કારણકે શક્તિ અને શક્તિવાળાનો અનન્યત્વનો સંબંધ છે–અર્થાત્ શક્તિ અને શક્તિ ધરાવનાર બંને એકેકથી જુદાં નથી થઈ શકતાં; અથવા તો (એમ સમજવું કે) 'બ્રહ્મ' એ શબ્દ વાચ્ય–બોલી શકાય એવો છે, તેથી તેનો અર્થ અહીં સગુણ કે સવિકલ્પ બ્રહ્મ લેવો; અને એ સગુણ બ્રહ્મની પ્રતિષ્ઠા–(આશ્રય)–આધાર હું જ નિર્ગુણ નિર્વિકલ્પ સ્વરૂપ છું, બીજો કોઈ તેનો આશ્રય નથી. આ સગુણ કે સવિકલ્પક બ્રહ્મ કેવું છે? તે અમૃત એટલે મરણ ધર્મથી રહિત છે; તે અવ્યય–એટલે વ્યય અર્થાત્ વિનાશ ધર્મથી રહિત છે; ઉપરાંત વળી જ્ઞાન નિષ્ઠારૂપ શાશ્વત નિત્યધર્મનો તથા તે ધર્મથી થનારા એકાન્તિક (કેવળ) નિશ્ચિત પરમ સુખ(પરમ આનંદ)નો પણ હું જ આશ્રય છું.

**ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્યભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાભાષ્યનો ગુણત્રયવિભાગયોગ નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ**

# अध्याय-१५मो पुरुषोत्तमयोग

જે કારણથી કર્મ કરનારા કર્મીઓનાં કર્મનું ફળ તેમ જ જ્ઞાનીઓનાં જ્ઞાનનું ફળ મારે આધીન છે, તે કારણસર જેઓ મને ભક્તિયોગ વડે સેવે છે, તેઓ (પણ) મારી કૃપાથી ગુણાતીત થઈ જ્ઞાનપ્રાપ્તિના ક્રમ વડે-જ્ઞાનપ્રાપ્તિને માર્ગે મોક્ષ પામે છે; તો પછી આત્મતત્ત્વને સારી રીતે જાણનારાના સંબંધમાં તો કહેવાનું જ શું? (તેઓ તો ગુણાતીત થઈ મોક્ષ પામે જ.) આ વિચાર મનમાં લાવી અર્જુને પૂછ્યું નહિ; તોપણ આત્માનું (પોતાનું) તત્ત્વ કહેવાની ઇચ્છાથી ભગવાન, ऊर्ध्वमूलं એ શ્લોક બોલ્યા. અહીં પહેલાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાના હેતુથી સંસારના સ્વરૂપનું વર્ણન કરે છે; કારણકે સંસારથી વિરક્ત થયેલા પુરુષને જ ભગવાનનું તત્ત્વ જાણવાનો (ભગવાનના તત્ત્વજ્ઞાનનો) અધિકાર છે.

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન બોલ્યા :

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

ઊંચે મૂળવાળા તથા નીચે (પ્રસરતી) ડાળીવાળા (સંસારરૂપ) પીપળાને અવ્યય કહે છે; જેનાં (જે ઝાડનાં) પાંદડાં છંદ-વેદ છે, તેને જે જાણે છે, તે વેદ જાણનાર છે. ૧

**ભાષ્યાર્થ :** કાળ કરતાં પણ સૂક્ષ્મ (ઝીણું) હોવાથી, સર્વનું કારણ હોવાથી, નિત્ય હોવાથી અને (સર્વથી) મહાન હોવાથી અવ્યક્ત (માયા)રૂપ શક્તિવાળું બ્રહ્મ, 'ઊર્ધ્વ' એટલે સર્વથી ઊંચું-ઉત્કૃષ્ટ કહેવાય છે; એ જ એ(સંસારવૃક્ષ)નું મૂળ છે; તેથી જ આ સંસારવૃક્ષ ઉપરના ભાગમાં (ઉપરની બાજુએ) મૂળવાળું છે. 'એ સનાતન અશ્વત્થ ઉપર મૂળ અને નીચે ડાળીઓવાળો છે' એમ ક. ઉ. ૨-૬-૧ શ્રુતિમાં પણ કહ્યું છે અને વળી પુરાણમાં પણ કહ્યું છે : 'અવ્યક્તરૂપ મૂળથી જે ઉત્પન્ન થયો છે, એના જ અનુગ્રહથી જે વૃદ્ધિ પામ્યો છે, બુદ્ધિરૂપ થડવાળો છે, અંતરના ભાગમાં જે ઇંદ્રિયોરૂપ કોતરવાળો છે; પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશરૂપ પંચમહાભૂતોની મોટી શાખાઓવાળો જે છે; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપ વિષયોનાં પાંદડાંવાળો જે છે; ધર્મ-અધર્મરૂપ સુંદર પુષ્પવાળો જે છે તથા સુખ-દુઃખરૂપ ફળનો ફાલ જેને આવ્યો છે, તે સનાતન અશ્વત્થ-બ્રહ્મવૃક્ષ, સર્વના જીવનના નિર્વાહનો આશ્રય-જીવાદોરી-આજીવ્ય છે. એ બ્રહ્મવૃક્ષનું આ બ્રહ્મવન જ છે. (આ બ્રહ્મવન છે, એમાં સદા બ્રહ્મ રહે છે, પ્રવૃત્તિ કરે છે.) એવા આ બ્રહ્મવૃક્ષને પરમ જ્ઞાનરૂપ તરવારથી છેદી અને ભેદીને-કાપીને અને નિર્મૂળ કરીને (અધિકારી પુરુષ), આત્માનો પ્રેમ અનુભવી (પ્રાપ્ત કરી) ત્યાંથી ફરી પાછો આવતો નથી' વગેરે. એ ઊંચે મૂળવાળો સંસાર માયામય વૃક્ષ છે; એ માયામય સંસાર-

વૃક્ષને મહત્તત્ત્વ, અહંકાર, તન્માત્રા આદિ શાખા પેઠે નીચે ઊગે છે, એવી રીતે નીચે શાખાવાળું સંસારવૃક્ષ 'અધઃશાખ' કહેવાય છે. એ વૃક્ષ આવતી કાલ સુધી પણ સ્થિર ન રહેવાવાળો છે, તેથી તે અશ્વત્થ છે; તે ક્ષણમાં નાશ પામી જાય એવા અશ્વત્થ વૃક્ષને અવ્યય કહે છે, આ માયામય સંસાર, અનાદિ કાળથી પ્રવર્તી રહ્યો છે, ચાલી રહ્યો છે, તેથી આ સંસારવૃક્ષને અવ્યય કહેવામાં આવે છે, વળી તે આદિ તથા અંતરહિત શરીર આદિનો પરંપરાથી આશ્રય છે, એ સુપ્રસિદ્ધ છે અને તેથી (પણ) એને અવ્યય કહે છે. હવે એ સંસાર-વૃક્ષના આ બીજાં વિશેષણો છે (તે કહે છે): છંદાંસિ–છદ ધાતુ પરથી છે; છદ એટલે ઢાંકવું, એ પરથી છંદનો અર્થ ઢાંકનાર થાય છે. ઋક્, યજુષ અને સામ એ વેદો પાંદડાં પેઠે આ સંસારવૃક્ષનું રક્ષણ કરે છે. (આ) વેદો ધર્મ તથા અધર્મનાં કારણ અને ફળને જણાવનારા–જાહેર કરનારા છે, તેથી તેઓ સંસારવૃક્ષની રક્ષા કરનારા છે, જેમ વૃક્ષનું રક્ષણ પાંદડાં કરે છે, તેમ આ છંદો કે વેદો સંસારવૃક્ષનું રક્ષણ કરે છે, એમ સમજવું; આ પ્રમાણે આ વિસ્તારપૂર્વક વર્ણવેલ સંસારવૃક્ષ છે, તેને જે મૂળ સહિત જાણે છે, તે વેદને જાણવાવાળો એટલે કે વેદના અર્થને જાણવાવાળો છે, કારણકે આ મૂળ સહિત સંસારવૃક્ષથી બીજું એક અણુમાત્ર પણ જાણવા યોગ્ય બાકી રહેતું નથી, માટે જે વેદાર્થને આ પ્રકારે જાણે છે, તે સર્વજ્ઞ છે, એમ કહી આ મૂળ સહિત સંસારવૃક્ષના જ્ઞાનની સ્તુતિ કરે છે.

તે સંસારરૂપ વૃક્ષનાં (બીજાં) અંગોની (અંગોના વ્યાપારોની) કલ્પના કહેવામાં આવે છે

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ॥
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥

તેની શાખાઓ નીચે અને ઉપર પ્રસરેલી–ફેલાયલી છે, ગુણ વડે ખૂબ વૃદ્ધિ પામેલી છે, તે વિષયોરૂપી કુંપળો(અંકુરો)વાળી છે અને કર્મબંધન ઉત્પન્ન કરનારાં તેનાં મૂળો નીચે મનુષ્યલોકમાં પણ વિસ્તરેલાં છે. ૨

ભાષ્યાર્થ : (અધ નો અર્થ છે-) નીચેના મનુષ્યાદિથી તે સ્થાવર સુધીના તથા (ઊર્ધ્વ એટલે) ઊંચેના એટલે કે ધર્મ અથવા તો વિશ્વના કર્તા બ્રહ્મા સુધી કર્મ અને જ્ઞાનની ફળસ્વરૂપ યોનિઓ છે, તે સર્વે વૃક્ષની શાખાઓ પેઠે પ્રસરેલી (ફેલાયલી) છે, એનાં ઉપાદાન કારણરૂપ સત્ત્વ, રજસ્ અને તમસ એ ત્રણ ગુણો છે અને તેથી એ વધી, મોટી થઈ છે–સ્થૂલ ભાવને પ્રાપ્ત થઈ છે, વિષયોરૂપી કુંપળો (અંકુરો) એ શાખાઓને છે, કર્મોના ફળરૂપે જે શરીરાદિ શાખાઓ છે, તે શાખામાંથી શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ વગેરે વિષયો કુંપળો સમાન ફૂટે છે, એવો અર્થ છે સંસારરૂપ વૃક્ષનું ઉપાદાન કારણ–ઉત્કૃષ્ટ પરમ મૂળ બ્રહ્મ છે, એ તો પહેલા શ્લોકમાં કહ્યું જ છે. હવે આ

શ્લોકમાં કર્મફળથી ઉત્પન્ન થયેલી રાગ-દ્વેષાદિની વાસના જ તે( સંસાર વૃક્ષ )ના મૂળ પેઠે ધર્મ તથા અધર્મની પ્રવૃત્તિના કારણરૂપ છે અને તે બીજા મૂળ( સંસારવૃક્ષની શાખાઓ અર્થાત્ અનેક યોનિઓ–શરીરો )ને ઉત્પન્ન કરનારી છે, એ મૂળો દેવાદિની અપેક્ષાએ દેવાદિના કરતા ( દેવાદિથી ) નીચે વિસ્તરેલા ( ફેલાયેલા ) છે, વળી એ કર્માનુબંધી=કર્મ વડે બંધન કરવા વાળા કર્મ છે, કર્મ એટલે ધર્મ તથા અધર્મના લક્ષણવાળા હોય છે, તે પાપ–પુણ્યરૂપ ધર્મ–અધર્મને અનુસરી બંધન કરનારા છે, અર્થાત્ જીવાત્માને તે ઉત્પન્ન કરનારા જન્મ–મરણ લેવડાવનારા છે, વિશેષ કરીને એ કર્મો, મનુષ્યલોકમાં વારંવાર જન્મ આપનારા છે. અહીં આ મનુષ્યોને જ કર્મનો અધિકાર છે, એથી શ્રીભગવાને ' મનુષ્યલોકમાં ' એ અર્થનો શબ્દ યોજ્યો છે ( આ મૂળો આ માટે જ મનુષ્યલોકમાં કર્મ વડે બંધન કરનારા કહ્યા છે )

વર્ણન કરેલ આ સંસારવૃક્ષ છે ( તેનું રૂપ એ પ્રકારે પામી શકાય એમ નથી )–

न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च सम्प्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥
ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

આ સંસારવૃક્ષનું રૂપ અહીં ( આ લોકમાં ) પમાતું નથી, આનો અંત નથી, આદિ નથી કે પ્રતિષ્ઠા ( સ્થિતિ, સ્થિરતા ) નથી અત્યંત દૃઢ મૂળવાળા એ ( સંસારરૂપ ) અશ્વત્થને અનાસક્તિ (અસંગ) શસ્ત્ર વડે દૃઢતાથી કાપીને પછી તે પદ શોધવું, કે જે પદે ગયેલા (પહોંચેલા) ફરી પાછા આવતા ( જન્મતા ) નથી, તેજ આદ્ય પુરુષને હું શરણ છું, કે જેનાથી ( આ ) સનાતન પ્રવૃત્તિ પ્રસરેલી છે ૩,૪

ભાષ્યાર્થ: આ સંસારવૃક્ષનું રૂપ જેવું અહીં વર્ણવ્યું છે, તેવું આ લોકમાં મળતું નથી. કારણકે એ સ્વપ્ન, મૃગજળ અને માયાથી રચિત ગંધર્વ નગર જેવું હોઈ, જોતા વારજ તે નાશ પામી જાય એવા સ્વરૂપ કે સ્વભાવવાળું છે, એટલા માટે એનો અંત કે છેવટની સ્થિતિ–સમાપ્તિ નથી, તેમજ એ વૃક્ષનું આદિ પણ નથી એટલે કે એ ' અહીંથી આરંભીને અહીં સુધી છે કે અહીંથી આરંભ કરીને આ સંસાર ચાલી રહ્યો છે ' એ કોઈથી જાણી શકાતું નથી, તેમ જ એની સંપ્રતિષ્ઠા–સ્થિતિ એટલે કે શરૂઆત અને અંતના મધ્યની (વચગાળાની) અવસ્થા પણ કોઈથી સમજાતી નથી ઉપર જણાવેલા અશ્વત્થના એટલે ક્ષણભંગુર સંસારવૃક્ષના મૂળ અત્યંત દૃઢ થઈ ગયા છે, તે સંસારવૃક્ષને દૃઢતાથી અસંગતા–અનાસક્તિ શસ્ત્ર વડે જડમૂળથી છેદીને–કાપીને–ત્યાર પછી એ પરમ વૈષ્ણવ પદને શોધવું એટલે જાણી લેવું, કે જે

પદે પહોંચેલા પુરુષો, ફરી સંસાર માટે પાછા આવતા નથી, એટલે કે ફરી જન્મ ધારણ કરતા નથી. 'દૃઢેન'-નો અર્થ દૃઢતાથી છે એટલે કે પરમાત્માની સન્મુખ થવાથી દૃઢ કરેલા અને વિવેક અભ્યાસરૂપ પથ્થર પર વારંવાર ઘસીને ધારવાળાં બનાવેલાં ('અસઙ્ગશસ્ત્રેણ' એટલે) અસંગતા—અનાસક્તિ નામના શસ્ત્ર (હથિયાર) વડે જડમૂળથી સંસારવૃક્ષને છેદીને પછી એ પરમ વૈષ્ણવ-પદને શોધવું એ અસંગતા કે અનાસક્તિ એટલે પુત્રવાસના, ધનવાસના તથા લોક અથવા કીર્તિવાસનાથી વિરમી જવું, વિરક્ત થવું, એનું નામ અસંગ કે અનાસક્તિ છે, (તે શસ્ત્રથી સંસારવૃક્ષનું છેદન થાય છે, જડ મૂળ ઊખડે છે,) એ શસ્ત્રથી છેદ્યા પછી એ પરમ વૈષ્ણવ ઉત્તમપદ શોધવું-જાણવું; એ પદને કેવી રીતે શોધવું? એ પ્રશ્નનો જવાબ(ચોથા શ્લોકના ઉત્તરાર્ધ-છેવટના અર્ધોભાગ)માં કહે છે જે જગતનું આદિ તે આદ્ય (પ્રથમ) છે; પદ શબ્દથી તે આદ્ય પુરુષ જ કહેવામાં આવ્યા છે; અર્થાત્ તે જ આદ્ય પુરુષને હું શરણ છું, એવી ભાવનાથી એટલે કે એ આદિ પુરુષને શરણાગત બની શોધ કરવી જોઈએ; એ પુરુષ કોણ છે? એ પ્રશ્નના ઉત્તરરૂપે કહે છે: જાદુગર ઇંદ્રજાળથી જેમ માયા પ્રકટ કરે છે, તેમ જે (પરમ) પુરુષથી આ પુરાતન કે સનાતન માયામય સંસારવૃક્ષની પ્રવૃત્તિ પ્રસરી રહી છે-વિસ્તરી રહી છે-પ્રકટ થઈ છે, તે જ તે પુરુષ છે.

કેવી સ્થિતિના પુરુષો એ (પરમ) પદને પામે છે? તે કહે છે

**निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५॥**

માન અને મોહવિનાના, સંગદોષો જેમણે જીત્યા છે, અધ્યાત્મ-(પરમાત્માના સ્વરૂપ)નો નિત્ય વિચાર કરનારા, જેમની ઇચ્છાઓ નિવૃત્ત થઈ ગઈ છે (અને) સુખ તથા દુઃખ નામનાં દ્વંદ્વોથી જે સારી રીતે (બરોબર) મુક્ત થયા છે, તે અમૂઢ (મૂઢ-નહીં તે-મોહમાં નહીં ફસાયેલા) વિદ્વાનો એ અવ્યય પદ પામે છે. ૫

ભાષ્યાર્થ: જેમનામાંથી માન અને મોહ નાશ પામ્યાં છે, જેમનાં અભિમાન અને અજ્ઞાન નષ્ટ થઈ ગયાં છે, માનમોહવિનાના જે છે, જેમણે આસક્તિના દોષો જીત્યા છે, જે નિત્ય પરમેશ્વરનું સ્વરૂપ જોવામાં તત્પર રહે છે, જેની કામનાઓ જરા પણ લેપ ન હોવાને લીધે સદંતર નિવૃત્ત થઈ ગઈ છે, એવા યતિ(સંન્યાસી)ઓ, જેમણે પ્રિય અને અપ્રિય એવા સુખદુઃખ નામનાં દ્વંદ્વોનો ત્યાગ કર્યો છે, તે મોહરહિત (અમૂઢ) વિવેકી જ્ઞાનીઓ, ઉપર કહેલાં અવ્યય પદ પામે છે.

એ જ પદનું ફરી વિશેષ વર્ણન કરે છે

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

તે પદને સૂર્ય પ્રકાશમાન કરી શકતો નથી, ચંદ્ર પ્રકાશી શકતો નથી કે અગ્નિ પ્રકાશી શકતો નથી, જ્યાં જઈને પાછું આવવાનું નથી, એ જ મારું પરમ ધામ છે ૬

ભાષ્યાર્થ: અહી તતનો અર્થ તે ધામ છે, અર્થાત્ તતનો સબધ એનાથી દૂર આવેલા 'ધામ' સાથે લેવાનો છે, તે તેજોમય ધામને એટલે પરમ પદને સર્વને પ્રકાશિત કરનારો શક્તિમાન સૂર્ય પણ પ્રકાશિત નથી કરી શકતો, તે જ પ્રમાણે ચંદ્ર કે અગ્નિ પ્રકાશિત કરી શકતો નથી જે પરમધામને એટલે વિષ્ણુપદ પામી (જ્ઞાની) પાછો આવતો નથી, જેને સૂર્ય વગેરે પ્રકાશિત કરી શકતા નથી તે મારુ પરમ ધામ (વિષ્ણુનુ ધામ) છે

પૂર્વપક્ષ: જ્યા જઈ (જે પદ પામી)ને પાછો આવતો નથી, એમ કહ્યુ, પણ સર્વ ગતિઓ અને પુનરાગમનમા પરિણમે છે અને સર્વ સયોગનો અત વિયોગમા આવે છે (સયોગ વિયોગાન્ત-પરિણામી છે), એ સુપ્રસિદ્ધ વાત છે, તો અહી 'તે ધામમા ગયેલાઓને પાછા આવવાનું નથી થતુ' એમ શા માટે કહ્યું છે?

ઉત્તર: તેનું જે કારણ છે તે સાભળ

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

મારો જ અશ જીવ લોકમા (સંસારમાં) સનાતન જીવભૂત છે, તે જ પ્રકૃતિમા રહેલી ઇંદ્રિયો, કે જેમા મન છઠ્ઠું છે, તેને (તે પ્રકૃતિને) આકર્ષે છે-ખેચે છે ૭

ભાષ્યાર્થ: જીવલોકમા એટલે આ સસારમા જે જીવરૂપ 'ભોક્તા' 'કર્તા' વગેરે નામોથી પ્રસિદ્ધ છે તે મારો જ એટલે પરમાત્માનો જ સનાતન (પુરાતન) અશ છે, આનો અર્થ આ છે કે તે અશ છે એટલે તેને (મારો) અશ કહો (મારો) ભાગ કહો કે (મારો) અવયવ કહો અથવા એક દેશ કહો, એ સર્વ શબ્દોનો અર્થ એક જ છે, એ શબ્દોમાથી ગમે તે શબ્દોથી કહો, તોપણ અર્થમા ફરક પડવાનો નથી, એ ભાવાર્થ છે જેમ જળમા દેખાતું સૂર્યનુ પ્રતિબિબ, તે જળરૂપ નિમિત્ત નાશ પામતા સૂર્યને પામી જઈ સૂર્યના આત્મારૂપે જ સ્થિત થાય છે અને પાછુ ફરતુ નથી તેમ જ પરમાત્માનો આ અશ પણ તે પરમાત્માને પામે છે-પરમાત્મા સાથે જોડાઈ (એક થઈ) જાય છે અને ફરી પાછો આવતો નથી અથવા તો જેમ ઘડો વગેરે ઉપાધિથી પરિચ્છિન્ન આકાશ-(ઘડો) વગેરે આકાર(રૂપ)થી ભેદાયેલુ આકાશ, તે આકાશનો જ અશ છે અને તે ઘડો આદિ નિમિત્ત નાશ પામતા (મૂળ) આકાશને પામી પાછુ નથી ફરતુ તેમ જ આ વિષયમા સમજવુ જોઈએ, અર્થાત્ 'જ્યા જઈને તે પાછા આવતા નથી' એમ કહ્યુ છે, તે બરોબર (યોગ્ય) કહ્યુ છે

**શંકા–પૂર્વપક્ષ :** અરે ! નિરવયવ ( અવયવરહિત ) પરમાત્માને અવયવ, એકદેશ અથવા અંશ ક્યાંથી હોઈ શકે? જો પરમાત્માને અવયવ સહિત–અવયવ યુક્ત માનીએ તો એ અવયવોના વિભાગ પડે ( થાય ), તો પરમાત્માના નાશનો પ્રસંગ આવે.

**ઉત્તરપક્ષ :** આ દોષ નથી; કારણકે અવિદ્યાએ ઉત્પન્ન કરેલી ઉપાધિથી પરિચ્છિન્ન–પરિમિત રૂપવાળો બનેલા એક દેશ જીવને અહીં અંશ ( જેવો ) કલ્પેલો છે; આ અર્થ કે તત્ત્વ ક્ષેત્રાધ્યાય ( આ ગીતાશાસ્ત્રના તેરમા અધ્યાય )માં વિસ્તારપૂર્વક દેખાડેલ છે.

એ મારા અંશરૂપે કલ્પેલો જીવ સંસારમાં કેવી રીતે આવે છે, રહે છે અથવા વ્યવહાર કરે છે અને કેવી રીતે સંસાર ( શરીર ) છોડી જાય છે, તે કહે છે : જે શ્રવણાદિ ઇંદ્રિયોમાં મન છઠ્ઠું છે અને જે પ્રકૃતિસ્થ છે અર્થાત્ જે સર્વે ઇંદ્રિયો પોતપોતાના ગોલકમાં રહેલી છે, તે( સર્વ )ને જીવાત્મા ખેંચે છે.

કયે સમયે ખેંચે છે, તે કહે છે :

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

તે જ ઈશ્વર અર્થાત્ શરીરનો સ્વામી જીવાત્મા જ્યારે શરીરને પામે છે અને જ્યારે શરીર છોડીને જાય છે, ત્યારે પુષ્પના સ્થાનમાંથી જેમ વાયુ ગંધ લઈ જાય છે, તેમ એ જીવાત્મા એ સર્વને એટલે ઇંદ્રિયો અને મનને લઈને જાય છે. ૮

**ભાષ્યાર્થ :** આ શ્લોકની અર્થસંગતિ બેસે, તે માટે આ શ્લોકના બીજા ચરણનો અર્થ પ્રથમ લેવાનો છે. દેહાદિ સંઘાત( સમુદાય )નો સ્વામી જીવાત્મારૂપ ઈશ્વર, જ્યારે શરીર છોડી બહાર જાય છે, જ્યારે એ જીવાત્મા પહેલાંના શરીરમાંથી નીકળી બીજા શરીરને પામે છે, ત્યારે તે ( જેમાં મન છઠ્ઠું છે ) મન સહિત એ છ ઇંદ્રિયોને સાથે લઈને જાય છે. શાની પેઠે ( પૂર્વ શરીર છોડી જાય છે ત્યારે એ મન સહિત છ ઇંદ્રિયોને ) લઈ જાય છે? તો કહે છે કે પુષ્પાદિના આશય( આધાર )થી જેમ પવન ગંધ ( વાસ ) લઈ જાય છે, તે પ્રમાણે એ જીવ લઈ જાય છે.

એ ( મન સહિત છ ઇંદ્રિયો ) કઈ? તે કહે છે

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

શ્રોત્ર, ચક્ષુ, સ્પર્શેંદ્રિય, રસના અને ઘ્રાણેંદ્રિય (કાન, આંખ,

જીભ, નાક અને ચામડી) તથા મનનો આશ્રય કરીને જ આ જીવાત્મા વિષયો સેવે (ભોગવે છે.) ૯

**ભાષ્યાર્થ :** કાન, આંખ, ચામડી, જીભ અને નાકને તથા છઠ્ઠા મન- એ દરેકને ઇંદ્રિયો સહિત આશ્રય કરીને અર્થાત્ એ ઇંદ્રિયો તથા મનનો આશ્રય લઈને જ જીવ એ ઇંદ્રિયોના વિષયોનું (શબ્દ, રૂપ, સ્પર્શ, રસ અને ગંધનું) સેવન કરે છે.

એ પ્રમાણે દેહમાં વસેલા જીવાત્માને દેહથી :

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

ઉત્ક્રમણ કરતા (બહાર જતા), સ્થિત-(દેહમાં) રહેલા-વસેલા, ભોગવતા કે ગુણાનુસંગ પામેલાને મૂઢ લોક દેખતા નથી, (પણ) જ્ઞાનચક્ષુવાળા દેખે છે. ૧૦

**ભાષ્યાર્થ :** (કર્મને આધારે) પહેલાંના મેળવેલા દેહનો પરિત્યાગ કરી બહાર જતાને, અથવા તો શરીરમાં સ્થિત રહેલાને અથવા તો શબ્દ વગેરે વિષયોનો ભોગ ભોગવનારને અને સુખદુઃખ તથા મોહ નામના (ત્રણ) ગુણોવડે યુક્ત; (આસક્ત થોડી ગયેલો–સંસારાસક્ત) જીવાત્મા તો તદ્દન ખુલ્લેખુલ્લો સ્પષ્ટ દેખાઈ જ આવે છે; સમજી શકાય તેવો છે; છતાં એવા જીવાત્માને મૂઢ લોકો નથી જોઈ શકતા; કારણકે દૃષ્ટ તથા અદૃષ્ટ વિષયોપભોગ (ની લાલસા)ના બળથી તેમનું ચિત્ત અનેક પ્રકારે ઘસડાઈ ગયું છે; એ અનિ- ષ્ટની વાત છે, એમ કહી ભગવાન તેઓને નિંદે છે; પરંતુ જેઓ પ્રમાણથી ઉત્પન્ન થતા જ્ઞાનચક્ષુવાળા છે–તે જ્ઞાનરૂપ ચક્ષુવાળા અર્થાત્ વિવેકદૃષ્ટિવાળા એને એવા જીવાત્માને જુએ છે, એમ કહેવાનો આશય છે.

(જ્યારે) કેટલાએક–

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

યત્ન કરનારા (કરતા) યોગીઓ એને (જીવાત્માને) આત્મામાં રહેલો જુએ છે; પણ યત્ન કરતાં છતાં અકૃતાત્મા–અશુદ્ધ અંતઃકરણ- વાળા અવિવેકીઓ, તેને દેખતા નથી. ૧૧

**ભાષ્યાર્થ :** પ્રયત્ન કરવાવાળા સમાહિત ચિત્તવાળા યોગીઓ, જેનું આ વર્ણન કરવામાં આવે છે, તે જીવાત્માને (આત્માને) પોતાના આત્મા- (અંતઃકરણ)માં એટલે કે પોતાની બુદ્ધિમાં સ્થિત થયેલો દેખે છે; અર્થાત્ 'આ હું છું.' 'આ આત્મા જ હું જીવાત્મા છું' એ પ્રકારનો અનુભવ લે છે કે આત્મસાક્ષાત્કાર કરે છે; પરંતુ જેમણે પોતાના અંતઃકરણને તપ તથા

ઇંદ્રિયજય વગેરે સાધનોથી સંસ્કારી કે શુદ્ધ કર્યું નથી, જેઓ દુરાચરણોથી અટક્યા નથી તથા જેઓના અભિમાન કે ગર્વ શાંત થયા નથી-તે અસંસ્કારી, અકૃતાત્મા, અવિવેકીઓ, શાસ્ત્રાદિ ગ્રંથોના સિદ્ધાંતવચનોને અનુસરી પ્રયત્ન કરતા હોવા છતાં પણ તેઓ આત્માને અનુભવી શકતા નથી.

સર્વને પ્રકાશ કરવાવાળા જે (વિષ્ણુ-પરમ)પદને (અગ્નિ) સૂર્ય આદિ જ્યોતિઓ પણ પ્રકાશિત નથી કરી શકતી, જે પરમપદને પ્રાપ્ત થયેલા મુમુક્ષુઓ ફરી સંસાર તરફ (માટે) પાછા ફરતા નથી, તથા જેમ ઘડો વગેરેના આકાશ આ મહાકાશના અંશ છે, તેવી જ રીતે ઉપાધિથી ઉત્પન્ન થયેલા ભેદોનો આશ્રય કરતા જીવો, જે પરમપદના (કલ્પિત ભાવથી) અંશ છે, તે પરમપદના સર્વાત્મક પણાને તથા (સંસારના)સમગ્ર વ્યવહારના આધાર કે આશ્રયપણાને દેખાડવાની ઇચ્છાથી ભગવાન ચાર શ્લોકો વડે સંક્ષેપમાં (તેની) વિભૂતિઓનું વર્ણન કરે છે

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

સૂર્યમાં, ચંદ્રમા અને અગ્નિમાં (ગયેલું-રહેલું) જે તેજ સમગ્ર જગતને પ્રકાશમાન કરે છે, તે તેજ મારું જાણ ૧૨

**ભાષ્યાર્થ :** જે સૂર્યમાં ગયેલું-સૂર્યને આશ્રયે રહેલું છે તે શું છે? તેજ, દીપ્તિ અથવા પ્રકાશ છે, તે તેજ સમગ્ર જગતને પ્રકાશિત કરે છે, (તેમ જ) જે તેજ ચંદ્રમામાં સ્થિત છે અને અગ્નિમાં છે અને જે અવભાસક એટલે વસ્તુનું સ્વરૂપ બતાવનાર છે, તે તેજ મારું-વિષ્ણુનું છે, એમ જાણ

અથવા તો જે ચૈતન્યાત્મક તેજ આદિત્યમાં છે તથા જે તેજ એટલે ચૈતન્યાત્મક જ્યોતિ ચંદ્રમા અને અગ્નિમાં સ્થિત છે, તે તેજને તું મારું-વિષ્ણુનું પોતાનું જ્યોત (જ્યોતિ-તેજ)સમજ

**શંકા-પૂર્વપક્ષ :** અરે એ ચૈતન્યમય જ્યોતિ તો ચરાચર સર્વ પદાર્થોમાં સમાનભાવથી સ્થિત છે, તો પછી જે તેજ સૂર્યમાં સ્થિત છે એમ કહી સૂર્યની જ્યોતિની વિશેષતા શા માટે બતાવી છે?

**ઉત્તર :** આ દોષ અહીં નથી સત્ત્વગુણનો વધારો થવાથી એ તેજ વધારે સ્પષ્ટ દેખાય, અનુભવમાં આવે એ શક્ય છે, કારણકે સૂર્ય આદિમાં સત્ત્વ અત્યન્ત પ્રકાશમાન-અત્યન્ત ઉજ્જ્વળ છે, માટે એમાં જ બ્રહ્મજ્યોતિ બરાબર પ્રત્યક્ષ પ્રતિભાસિત થાય છે, તેથી એ જ્યોતિ (તેજ)ની વિશેષતા દેખાડી છે, પરંતુ તેથી આદિત્યમાં એ તેજ અધિક છે, એમ કંઈ કહેવાનો આશય નથી સમજવાનો જેમ અહીં જગતમાં જોવામાં આવે છે, કે લાકડું તથા ભીંત વગેરેની સામે બરાબર મુખ રાખીએ, બરાબર સામે બેઠા હોઈએ, તોપણ તે લાકડા કે ભીંત વગેરેમાં મુખનું પ્રતિબિંબ નથી દેખાતું, પરંતુ દર્પણ વગેરે પદાર્થો, કે જે પદાર્થ (જેટલો) સ્વચ્છ કે વધુ સ્વચ્છ હોય, તે પદાર્થમાં તેટના

(ઓછાવધતા) પ્રમાણમા તે સ્પષ્ટ કે વધુ સ્પષ્ટ દેખાય (પ્રતિબિંબિત થાય) છે, તેમ જ આ વિષયમા સમજવાનુ છે.

વળી,

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीस्सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥

અને પૃથ્વીમા પેસીને હુ મારા ઓજસ્, તેજ કે બળ વડે ભૂતોને ધારણ કરું છુ અને રસસ્વભાવવાળો ચંદ્ર થઈને સર્વ ઔષધિનુ પોષણ કરું છુ ૧૩

ભાષ્યાર્થ: પૃથ્વીમા પ્રવેશ કરીને હુ ભૂતો(જગત)ને મારા બળ વડે ધારણ કરુ છુ એ મારુ બળ કામના અને રાગ–પ્રીતિ કે આસક્તિરહિત હોવાથી ઈશ્વરરૂપ છે, તે જગતને ધારણ કરવા માટે પૃથ્વીમા પ્રવેશી રહ્યુ છે, તેને લીધે આ ભારે (જવાબદાર) પૃથ્વી નીચે પડી જતી નથી કે (ઊચે) ઊડી જતી નથી વેદમંત્ર પણ તે જ પ્રમાણે કહે છે 'જે બળ વડે દ્યૌ લોક અર્થાત્ સ્વર્ગલોક ઉગ્ર છે અને પૃથ્વી દૃઢ છે' (તૈ સ ૪–૧–૮ અને (તે પૃથ્વીને) ધારણ કરે છે' (તૈ સ ૪–૧–૮) એટલા માટે અહી 'પૃથ્વીમા પેસીને હુ ચરાચર–સ્થાવરજંગમ સર્વ જગતને ધારણ કરુ છુ, એમ કહ્યુ છે, (તે ઉચિત જ છે) વળી રસાત્મક એટલે રસરૂપ સ્વભાવવાળો ચંદ્ર થઈને હુ જ પૃથ્વીમા ઉત્પન્ન થતા ડાંગર, જવ આદિ સર્વ ઔષધિઓનુ પોષણ કરુ છુ તથા સ્વાદવાળી કરુ છુ સોમ (ચંદ્ર) સર્વ રસોના આત્મા છે–રસ જ એનો સ્વભાવ છે, એ સર્વ રસનો આકર (રસની ખાણ) છે, તે સર્વરસરૂપ ચંદ્ર, પોતાના રસના સંચારથી એટલે રસરૂપે પ્રવેશ કરી સર્વ ઓષધિઓ(વનસ્પતિઓ)નુ પોષણ કરે છે

વળી,

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

હું વૈશ્વાનર થઈને પ્રાણીઓના દેહમા આશ્રય કરી રહેલો છું તથા પ્રાણ અને અપાનથી યુક્ત થઈ હુ ચાર પ્રકારના અન્નને પચાવુ છુ

ભાષ્યાર્થ: હુ જ પેટ(ઉદર)મા રહેનારો જઠરાગ્નિ થઈને પ્રાણવાળાઓ (પ્રાણીઓ)ના શરીરમા રહેનારો–પેસનારો છુ અને પ્રાણ તથા અપાન વાયુઓથી યુક્ત થઈ ભક્ષ્ય ભોજ્ય (દાત વડે ખવાય એવા પૂરી રોટલી વગેરે ભક્ષ્ય અને જીભ વડે ચાવીચાવીને ખવાય એવા દાળ ભાત વગેરે ભોજ્ય), લેહ્ય (જીભ પર નાખી ચાટીને ખવાય એવા ગોળ, શિખંડ વગેરે) તથા ચોષ્ય (ચૂસીને ખવાય એવા શેરડી વગેરે) એમ ચાર પ્રકારના અન્નને પચાવુ છુ 'આ અગ્નિનુ નામ

વૈશ્વાનર છે, જે પુરુષની અંદર (રહેલો કે પ્રવેશેલો) છે અને જેનાથી આ ખાધેલું અન્ન પાચન થાય છે.' આ શ્રુતિ(બૃ. ઉ. ૫–૯–૧)ના અર્થ પ્રમાણે આ જઠરાગ્નિને વૈશ્વાનરનું નામ આપવામાં આવ્યું છે. 'આ વૈશ્વાનર અગ્નિ ભોક્તા (ખાનારો) છે, અને ભોજ્ય (ખાવામાં આવતું) અન્ન, સોમ છે: તે આ બે એટલે અગ્નિ અને સોમ છે, તે સર્વ (જગતરૂપ) છે.' એવી દૃષ્ટિ રાખવાવાળા પુરુષને અન્નદોષ નથી લાગતો.

વળી,

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

વળી હું સર્વના હૃદયમાં પેઠેલો છું; સ્મૃતિ, જ્ઞાન અને વિસ્મરણ મારાથી છે; તથા સર્વ વેદો વડે જે જાણવા યોગ્ય છે, તે હું જ છું; વેદાંત-સંપ્રદાયનો કર્તા અને વેદ જાણનારો હું જ છું. ૧૫

ભાષ્યાર્થ : વળી સર્વ પ્રાણીઓનો આત્મા થઈ હું એમનાં હૃદય અર્થાત્ બુદ્ધિમાં રહેલો છું; આથી જ પ્રાણીમાત્રના સ્મરણ, જ્ઞાન તથા વિસ્મરણ પણ મારાથી–હું આત્મા વડે જ થાય છે; એટલે એનો અર્થ આ છે કે પુણ્યકર્મવાળા પુરુષોને તેમના પુણ્યકર્મના આચરણને અનુસરી જ્ઞાન અને સ્મૃતિ (સ્મરણ) પ્રાપ્ત થાય છે અને તે જ પ્રમાણે પાપકર્મ કરવાવાળાને તેમનાં પાપકર્મને અનુસરી જ્ઞાન અને સ્મૃતિનો લોપ (અસંભવ) થાય છે (એ સર્વ મારાથી જ થાય છે), સર્વે વેદો વડી જાણવા યોગ્ય (એક) હું પરમાત્મા જ છું; વેદાંતનો કર્તા એટલે વેદાંતમાં સિદ્ધ કરેલા અર્થોના સંપ્રદાયનો કર્તા (પ્રવર્તક) હું જ છું; અને વળી વેદના અર્થને જાણવા(સમજવા)વાળો પણ હું જ છું.

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ (વૈશ્વાનર), પ્રાણ અને હૃદય વગેરે સર્વ નારાયણ નામના ઈશ્વરની વિશેષ ઉપાધિએ 'यदादित्यगत तेजः' શ્લોકથી પ્રારંભી કહી; હવે નિરુપાધિક અને કેવળ શુદ્ધ પરમાત્માના સ્વરૂપનો નિર્ધાર કરવાની ઇચ્છાથી તે જ ઈશ્વરની (નારાયણ નામના ઈશ્વરની) ક્ષર અને અક્ષર એ બે ઉપાધિઓને જુદીજુદી કરીને બતાવી હવે પછીના શ્લોકનો આરંભ કરે છે; એમાં પહેલાં કહેવાઈ ચૂકેલા અને હવે પછી કહેવામાં આવનારા અધ્યાયના સમગ્ર અર્થને ત્રણ પ્રકારના ભેદ પાડી (વિભાગ કરી) કહે છે.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

સંસાર(જગત)માં આ બે જ પુરુષ છે: ક્ષર અને અક્ષર; તેમાં ક્ષર તે સર્વ ભૂતો છે અને કૂટસ્થ (છે) તે અક્ષર કહેવાય છે. ૧૬

ભાષ્યાર્થ : સમુદાયરૂપથી વિભાગ પાડેલા (જુદાજુદા કરેલા) આ બે

પ્રકારના ભાવને સંસારમાં પુરુષ નામથી ઓળખવામાં આવે છે; તે સમુદાયમાંનો એક સમુદાય ક્ષીણ થવાવાળો-નાશ પામવાના સ્વભાવવાળો છે-તે ક્ષર પુરુષ છે; અને બીજો તેનાથી વિપરીત સ્વભાવવાળો છે, તે અક્ષર પુરુષ છે. ક્ષર નામના પુરુષની ઉત્પત્તિનું બીજ ભગવાનની માયાશક્તિ છે, જે અનેક સંસારી જીવોના કામકર્માદિ સંસ્કારનું તે આશ્રયસ્થાન છે; માટે તે અક્ષર કહેવાય છે. એ બે પુરુષો કયા છે? એ (જાણવાની ઇચ્છા થતાં તે)નો ઉત્તર ભગવાન પોતે જ આપે છે; ક્ષર એ સર્વ ભૂતો છે; એટલે કે માયાના વિકારથી ઉત્પન્ન થયેલું સર્વ જગત તે ક્ષર છે; કૂટસ્થ એટલે કૂટ અર્થાત્ ઢગલા જેવો રહેલો તે; અથવા તો કૂટ-માયા, છેતરપિંડી, છળ, કુટિલતા એ સર્વ પર્યાય શબ્દો-સમાન અર્થના શબ્દો છે, તેથી એ પ્રકારે માયા અને વચનાદિ (છેતરપિંડી)થી જે સ્થિત રહેલા છે, તે કૂટસ્થ છે; સંસારનું બીજ અનંતતાવાળું-અંતરહિત હોવાથી તે કૂટસ્થ નાશ નથી પામતો, માટે એ અક્ષર કહેવાય છે.

આ ક્ષર અને અક્ષર પુરુષથી-એ બે પુરુષથી વિલક્ષણ (તદ્દન જુદો જ) ઉત્તમ પુરુષ છે, તેને ક્ષર અને અક્ષરરૂપ બંને ઉપાધિદોષનો સ્પર્શ નથી; તેનો સ્વભાવ (તેનું સ્વરૂપ) નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત છે.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७॥

જે ઉત્તમ પુરુષ છે, તે તો અન્ય (જુદો) છે; તે પરમાત્મા એમ કહેવાય છે, જે અવ્યય ઈશ્વર ત્રણ લોકમાં પેસીને (પ્રવેશ કરી) તેનું પોષણ કરે છે. ૧૭

ભાષ્યાર્થ: ઉત્તમ સર્વથી ચઢિયાતો, ઉત્કૃષ્ટ પુરુષ તો બીજો જ છે; એટલે કે એ બન્નેથી તદ્દન વિલક્ષણ-વિશિષ્ટ જુદાં લક્ષણ ધરાવવાવાળો છે, એને જ પરમાત્મા કહેવામાં આવે છે; એ પરમાત્મા અવિદ્યાકૃત દેહાદિ (અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશો(દેહાવરણો)થી પરમ છે-શ્રેષ્ઠ છે; વળી સર્વ પ્રાણીઓનો આત્મા એટલે પ્રત્યક્-ચેતન છે; તેથી વેદાંતવાક્યોમાં એને 'પરમાત્મા' નામ આપવામાં આવ્યું છે; તે જ પરમાત્માને વળી વિશેષ પ્રકારે વર્ણવે છે: જે ભૂર્, ભુવર્ અને સ્વર્ અર્થાત્ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ નામના ત્રણે લોકમાં પોતાની ચૈતન્યબળશક્તિ વડે પેસી માત્ર સ્વરૂપ-સત્તામાત્રથી (કેવળ પોતાના અસ્તિત્વથી; મનુષ્ય પેઠે હાથ કે બીજી ઇંદ્રિયો વડે નહીં, પણ લોહચુંબક જેમ લોઢાને ખેંચી ધારણ કરે છે તેમ) એમને ધારણ કરે છે, એટલે કે જે અવ્યય, અવિનાશી અર્થાત્ જેનો નાશ કદી થતો નથી તે તે છે; તે જ સર્વજ્ઞ અને શાસન કરવાના (સત્તા ચલાવવાના) સ્વભાવવાળો નારાયણ નામે ઈશ્વર છે.

ઉપર વર્ણન કરેલા ઈશ્વરનું 'પુરુષોત્તમ' નામ છે, તે પ્રસિદ્ધ છે. એ

નામની સાર્થતા, એ પ્રસિદ્ધ નામની વ્યુત્પત્તિથી બતાવતા ભગવાન 'હું નિરતિશય ઈશ્વર છું' એમ કહી પોતાના સ્વરૂપને બતાવે છે–સ્વરૂપનો પરિચય કરાવે છે:

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

હું ક્ષરને ઓળંગી ગયેલો છું–ક્ષરથી પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું; માટે જ લોકમાં તથા વેદમાં હું પુરુષોત્તમ (નામે) પ્રસિદ્ધ છું. ૧૮

**ભાષ્યાર્થ :** હું ક્ષર ભાવથી અતીત (પર) છું, એટલે કે અશ્વત્થ નામના સંસારવૃક્ષને હું ઓળંગી (પાર) ગયો છું; અને સંસારવૃક્ષના બીજ–સ્વરૂપ અક્ષર–મૂળ પ્રકૃતિથી પણ ઉત્તમ, ઉત્કૃષ્ટ એટલે અતિશય ઊંચે ગયેલો છું– ઉચ્ચમાં ઉચ્ચ છું. એટલા માટે જ અર્થાત્ ક્ષર અને અક્ષર બન્નેથી ચડિયાતો- ઉત્તમ હોવાને લીધે હું લોકમાં તેમ જ વેદમા પુરુષોત્તમ નામથી પસિદ્ધ (વિખ્યાત) થયો છું; મનુષ્યો (ભક્તજનો) મને 'હું પુરુષોત્તમ છું' એ પ્રકારે જાણે છે અને કવિઓ પણ કાવ્યાદિમાં મને એ જ નામથી વર્ણવે છે.

હવે ઉપર જણાવ્યા પ્રમાણેના આત્માને જેણે જાણ્યો છે, તેને આ ફળ મળે છે, તે કહેવામા આવે છે:

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

મોહવિનાનો જે પુરુષ મને એ પ્રકારે પુરુષોત્તમ જાણે છે, તે સર્વ જાણતો હોઈ હે ભારત! મને સર્વ (સંપૂર્ણ) ભાવથી ભજે છે.૧૯

**ભાષ્યાર્થ :** જે કોઈ સમોહ એટલે અજ્ઞાનથી રહિત થયેલો (પુરુષ), ઉપર કહેલાં વિશેષણોવાળા હુ પુરુષોત્તમ ઈશ્વરને આ ઉપર કહ્યો છે તે પ્રકારે જાણે છે, એટલે કે એમ સમજે છે કે 'એ (પુરુષોત્તમ) હું છુ,' તે સર્વવિત્– સર્વજ્ઞ છે–તે સર્વાત્મભાવથી સર્વને જાણે છે, માટે સર્વજ્ઞ છે, હે ભારત! એ સર્વભૂતોમા રહેલા મને પરમાત્માને જ સર્વભાવથી સર્વનો આત્મા સમજી ભજે છે.

આ અધ્યાયમા મોક્ષફળ દેવાવાળા ભગવાન સબધી તત્ત્વજ્ઞાનને કહી હવે તેની સ્તુતિ કરે છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

હે નિષ્પાપ! એ પ્રકારે મેં તને આ ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર કહ્યું, એને જાણી હે ભારત! (મનુષ્ય) બુદ્ધિમાન તથા કૃતકૃત્ય થાય છે. ૨૦

# अध्याय १६ मो–दैवासुरसंपद्विभागयोग

નવમા અધ્યાયમાં પ્રાણીઓની દૈવી, આસુરી અને રાક્ષસી–એ (ત્રણ પ્રકારની) પ્રકૃતિઓ સૂચવી છે; તેને વિસ્તારપૂર્વક દેખાડવા માટે 'अभयं सत्त्वसंशुद्धि' ઇત્યાદિ શ્લોકોવાળો આ ૧૬મા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે; તેમાં (તે ત્રણ પ્રકૃતિઓમાં) દૈવી પ્રકૃતિ સંસાર(જન્મમરણ)થી મુક્ત કરવા (મોક્ષ આપવા) માટે છે; અને આસુરી તથા રાક્ષસી પ્રકૃતિ બંધન કરવાવાળી છે; માટે દૈવી પ્રકૃતિ સંપાદન કરવા તથા બીજી બે છોડવા યોગ્ય છે, એમ બતાવતાં ભગવાન કહે છે:

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન બોલ્યા.

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

**અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાનમાં અને યોગમાં સ્થિતિ (વાસ્તવિક સ્થિરતા), દાન, દમ, સ્વાધ્યાય, તપ તથા સરળતા; (એ દૈવી સંપત્‌નાં લક્ષણો છે.) ૧**

**ભાષ્યાર્થ:** અભય એટલે ભયવિનાની સ્થિતિ એ નિર્ભયતા છે. સત્ત્વસંશુદ્ધિ સત્ત્વ એટલે અંતઃકરણ, તેની શુદ્ધિ તે, અથવા તો વ્યવહારમાં પારકા–બીજા માણસોને દગાઈથી છેતરવાં, તે કપટ, અસત્ય વગેરે દોષોનો ત્યાગ કરી શુદ્ધ સત્ત્વભાવવડે વ્યવહાર ચલાવવો, તે સત્ત્વસંશુદ્ધિ છે જ્ઞાન અને યોગમાં સ્થિતિ-નિરંતર સ્થિરતા–શાસ્ત્રમાંથી અને આચાર્ય પાસેથી આત્માદિ પદાર્થોની સમજણ મેળવવી (જાણ કરી લેવી) તે જ્ઞાન છે અને એ જાણેલા આત્માદિ પદાર્થોનો ઇંદ્રિયાદિના નિગ્રહથી પ્રાપ્ત થયેલી એકાગ્રતાવડે પોતાના આત્મામાં પ્રત્યક્ષ અનુભવ કરી લેવો તેનું નામ યોગ છે. આ જ્ઞાન અને યોગમાં સ્થિતિ કરવી-(સ્થિર થઈ જવું)–તન્મય બની જવું. આ મુખ્ય દૈવી એટલે સાત્ત્વિકી સંપત્તિ છે. આ જે સાત્ત્વિકી પ્રકૃતિ છે તે જ્ઞાન તથા કર્મના જે જે અધિકારીઓમાં સંભવે (હોય), ત્યાં ત્યાં (તેમનામાં) તે સાત્ત્વિકી સંપત્તિ છે, એમ કહેવાય છે. દાન પોતાની શક્તિને અનુસરી અન્નાદિ વસ્તુઓનો વિભાગ પાડવો–અન્નાદિ વસ્તુઓમાં બીજાનો ભાગ પાડવો તે, દમ બાહ્ય ઇંદ્રિયોનો સંયમ, અંતઃકરણ અથવા અંતરની ઇંદ્રિયોની ઉપરામતા અથવા તેના સંયમ–નિગ્રહને તો આગળ ઉપર 'શાંતિ' શબ્દથી વર્ણવવામાં આવશે. યજ્ઞ–અગ્નિહોત્ર વગેરે શ્રુતિમાં કહેલા યજ્ઞો અને દેવપૂજનાદિ સ્મૃતિમાં કહેલા યજ્ઞો તે; સ્વાધ્યાય–અદૃષ્ટ પરલોકના લાભ માટે ઋગાદિ વેદોનું અધ્યયન કરવું તે; તપ–શરીરાદિનું આગળ સત્તરમા અધ્યાયમાં કહેવામાં આવનારું તપ અને આર્જવ એટલે સર્વદા સરળતા (રાખવી તે).

વળી,

अहिंसा सत्यमक्रोधस्त्यागश्शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતોમાં દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચપળતા; ૨

**ભાષ્યાર્થ :** અહિંસા–(અહિંસન)–એટલે પ્રાણીઓને પીડા ન કરવી–પીડા કરવાનો ત્યાગ કરવો; સત્ય–અપ્રિય અને જૂઠાણાવિનાનું જેવું હોય તેવું વચન; અક્રોધ–બીજાએ તિરસ્કાર કર્યો હોય, ગાળ દીધી હોય કે માર માર્યો હોય, તેથી ઉત્પન્ન થયેલા ક્રોધને શમાવી (શાંત પાડી દેવો તે; ત્યાગ એટલે અહીં સન્યાસ અર્થ છે (ત્યાગનો અર્થ અહીં દાન નથી); કારણકે 'દાન' તો પહેલા શ્લોકમાં કહેવાઈ ગયું છે; શાંતિ–એટલે અંતઃકરણનો વિરામ (સંકલ્પ-વિકલ્પરહિત) થવું તે; અપૈશુન–અપિશુનતા; પૈશુન એટલે બીજાની પાસે પારકાં છિદ્રો ઉઘાડાં કરવાં તે; અર્થાત ચાડી–ચૂગલી કરવી તેનો જે અભાવ તે અપૈશુન; અપિશુનતા દયા–દુઃખી પ્રાણીઓ પર કૃપા કરવી તે; અલોલુપતા–વિષયોના સાન્નિધ્યમાં (વિષયો પાસે હોય–છતાં) પણ ઇંદ્રિયોમાં વિકાર ન થાય તે; માર્દવ–એટલે કોમળતા–ક્રૂરતાનો અભાવ; હ્રી–લજ્જા (અને) અચાપલતા–એટલે પ્રયોજન વિના વાણી, હાથ, પગ ઇત્યાદિની ક્રિયાઓ ન કરવી તે; અને (વળી),

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

હે અર્જુન! તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, અત્યંત માનપણાનો અભાવ, એ (સર્વે ગુણો), દૈવી સંપત્તિને ઉદ્દેશી ઉત્પન્ન થયેલા-(જન્મેલા)ના છે તેનામાં તે હોય છે. ૩

**ભાષ્યાર્થ :** તેજનો અર્થ ચામડીનું નૂર નથી, પણ તેજ એટલે પ્રાગલ્ભ્ય હામ. ક્ષમા તિરસ્કાર કર્યો હોય કે ગાળ દીધી હોય તોપણ (તેના પ્રતિ અંતરમાં) વિકાર ન ઉત્પન્ન થવો તે ક્ષમા છે; ઉત્પન્ન થયેલા વિકારને-શાંત પાડી દેવો તેને તો 'અક્રોધ' નામથી પાછળ કહ્યો છે. ક્ષમા તથા અક્રોધમાં આ જ તફાવત છે. ધૃતિ–એટલે શરીર તથા ઇંદ્રિયોમાં જ્યારે થાક લાગ્યો હોય કે ખેદ ઉત્પન્ન થયો હોય, ત્યારે તે થાક તથા ખેદનો–વ્યાકુળતાનો પ્રતિષેધ કરવાવાળી–રોકવાવાળી જે અંતઃકરણની વિશેષ પ્રકારની વૃત્તિ છે તે ધૃતિ છે. તે ધૃતિથી ઉત્તેજિત-વ્યાકુળ બનેલી ઇંદ્રિયો અને શરીર કાર્ય કરતાં થાકતાં–નાશ પામતાં–નથી. શૌચ–(યા શુદ્ધિ) બે પ્રકારનાં છે; માટી અને જળ વગેરેથી બહારની શુદ્ધિ–શરીર સ્વચ્છ કરવું તે બાહ્ય શૌચ અને મન તથા બુદ્ધિની નિર્મળતા તે આભ્યંતર કે અંદરનું શૌચ; મન તથા બુદ્ધિનો કપટ, રાગ વગેરેની મલિનતાથી અભાવ એ અંદરની શુદ્ધિ (શૌચ) છે, એમ શૌચના

બે પ્રકાર છે. અદ્રોહ–બીજા પ્રાણીઓને મારવાની ઇચ્છાનો અભાવ એટલે પ્રાણીઓની હિંસા ન કરવી તે, નાતિમાનિતા–અત્યંત માનનું નામ અતિમાન. તે જેનામાં હોય તે અતિમાનિતા અને એ અતિમાનિતા ન હોવી તે 'નાતિમાનિતા' છે, અર્થાત્ પોતાને માટે અતિશય પૂજ્ય ભાવના ન હોવી તે, હે ભારત! 'અભય'(૧૬–૧)થી આ 'નાતિમાનિતા' સુધીનાં સર્વ લક્ષણો સંપત્તિને ઉદ્દેશી જન્મેલાના હોય છે, એ સંપત્તિ કેવી છે? એને કયું વિશેષણ લાગુ પડે છે? 'દૈવી' એટલે 'દેવતાઈ' એ વિશેષણ લાગુ પડે છે, અર્થાત્ જે દૈવી કે દેવતાઈ સંપત્તિને અભિલક્ષીને ઉદ્દેશીને ઉત્પન્ન થયો છે, જે દેવતાઓની વિભૂતિઓને યોગ્ય છે અને જેનું ભવિષ્યમાં કલ્યાણ થવાનું છે, એવા પુરુષનાં આ લક્ષણો હોય છે.

હવે આસુરી સંપત્તિ કહેવામાં આવે છે

दम्भो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥ ४ ॥

દંભ, દર્પ, અભિમાન, ક્રોધ અને પારુષ્ય તથા અજ્ઞાન–એટલાં હે પાર્થ! આસુરી સંપત્તિને ઉદ્દેશી જે જન્મેલો હોય છે, તેનામાં હોય છે. ૪

**ભાષ્યાર્થ :** દંભ–એટલે ધર્મધ્વજપણું અર્થાત્ હું (ધર્મધ્વજવાળો)–બહુ ધર્મ કરવાવાળો ધર્મચુસ્ત છું એવો લોકોમાં દેખાવ કરવો તે, દર્પ–વિદ્યા અને પરિવાર વગેરેના નિમિત્તવાળો–ગર્વ, અતિમાન–બીજા સ્નેહીમાં કહેની પોતાનામાં અતિશય પૂજન ભાવના હોવી તે (કેટલાક ટીકાકારો શ્રીધર, શંકરાનંદ, દ્વિવેદી વગેરે અતિમાનને બદલે 'અભિમાન' પાઠ સ્વીકારે છે) ક્રોધ–પોતાનું અને પારકાનું અનિષ્ટ કરવાની પ્રવૃત્તિ–જાણીતી છે તે, પારુષ્ય–એટલે નિષ્ઠુર (કઠોર) વચન, જેમકે (વ્યંગમાં), કાણાને તેજસ્વી આંખવાળો, બેડોળને રૂપાળો અને નીચ જાતિવાળાને કુલિન ઇત્યાદિ મોઢામોઢ કહેવું તે. અજ્ઞાન–એટલે અવિવેકજ્ઞાન–વિવેક વિનાનું જ્ઞાન, કર્તવ્ય અકર્તવ્યની બાબતમાં મિથ્યા બુદ્ધિ (ઊલટો નિશ્ચય કરવો) તે, હે પાર્થ એ સર્વ લક્ષણો એ રીતે જન્મેલાના થાય છે, કેવી રીતે જન્મેલાના થાય છે? તેના જવાબમાં કહેવામાં આવે છે, કે જે આસુરી સંપત્તિ–અસુરો એટલે રાક્ષસોની સંપત્તિ કે ગુણોને ઉદ્દેશી જન્મેલા મનુષ્યો હોય, તેના એ ગુણો છે.

આ બે સંપત્તિઓના કાર્ય કહેવામાં આવે છે

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥

દૈવી સંપત્તિ મોક્ષ માટે તથા આસુરી સંપત્તિ બંધન માટે

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

આસુર લોકો (રાક્ષસો) પ્રવૃત્તિ કે નિવૃત્તિ જાણતા નથી; તેઓમાં શૌચ (શુદ્ધતા) નથી, આચાર નથી, અને સત્ય હોતું નથી.૭

ભાષ્યાર્થ: પુરુષાર્થના સાધનમા એટલે કર્તવ્ય કાર્યમાં (પ્રવર્તન) પ્રવૃત્તિ થવી જોઈએ; તે પ્રવૃત્તિને તથા અનર્થના હેતુરૂપ કર્મ જે એથી ઊલટા છે, જેનાથી મનુષ્યે પાછા વળવું (હટવુ) જોઈએ-નિવૃત્ત થવું જોઈએ, એ નિવૃત્તિને આસુરલોકો જાણતા નથી; તેઓ ફક્ત પ્રવૃત્તિ-નિવૃત્તિ જ નથી જાણતા એમ નથી, પણ એમનામાં શૌચ-શુદ્ધિ-સ્વચ્છતા નથી, આચાર-સદાચાર નથી તેમ સત્ય પણ નથી. ભાવાર્થ આ છે કે આસુરી પ્રકૃતિના મનુષ્યો અશુદ્ધ-મલિન, દુરાચારી, કપટી અને મિથ્યાવાદી-જૂઠાબોલા હોય છે.

વળી,

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

તેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર, અપરસ્પરસંભૂત અને કામહૈતુક (જૂઠું, ધર્માધર્મપ્રતિષ્ઠા વગરનું, ઈશ્વરવિનાનુ, અને કામવાસના વડે પ્રવૃત્ત થયેલા સ્ત્રીપુરુષના સંગથી ઉત્પન્ન થયેલુ) કહે છે. એ વિના બીજું તેનું કારણ શુ હોય? એમ કહે છે. ૮

ભાષ્યાર્થ: એ આસુર સ્વભાવવાળા મનુષ્યો કહ્યા કરે છે કે જેવા અમો (પોતે) જૂઠાણાથી લગભગ સંપૂર્ણ છીએ, અસત્ય બોલનારા અથવા તો અસત્યરૂપ વિનાશી છીએ, તેવુ જ આ જગત પણ અસત્ય (જૂઠાણાથી ભરેલું) છે અને ધર્મ-અધર્મના પ્રતિષ્ઠા કે આધાર નથી, એટલે કે જગત અપ્રતિષ્ઠ (નિરાધાર) છે, તેમ જ ધર્મ-અધર્મ અથવા પુણ્ય-પાપની અપેક્ષા (આધાર) વડે આ જગતનો શાસન કરનાર સ્વામી ઈશ્વર નથી, એટલે કે જગત ઈશ્વરવિનાનું અનીશ્વર છે, વળી જગત અપરસ્પરસંભૂત છે, અર્થાત્ કામદેવથી પ્રેરાયેલા સ્ત્રી-પુરુષોના પરસ્પરના સંયોગથી જ આખુ જગત ઉત્પન્ન થયુ છે, કામ જ આ જગતનું કારણ છે, એ સિવાય બીજું કારણ શુ હોઈ શકે? અર્થાત્ આ જગતનું ધર્મ-અધર્માદિ કોઈ બીજુ કારણ નથી, ફક્ત કામ જ પ્રાણીઓની ઉત્પત્તિઓનુ કારણ છે. આ લોકાયતિક-(ચાર્વાકો)ની દૃષ્ટિ છે.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આ દૃષ્ટિનુ અવલંબન કરી, નષ્ટાત્મા, ઓછી બુદ્ધિવાળા અને

ઉગ્ર કર્મ કરવાવાળા જગતના શત્રુઓ, જગતનો ક્ષય કરવા પ્રવર્તે છે અથવા ઉત્પન્ન થાય છે. ૯

ભાષ્યાર્થ : આ દષ્ટિનું આલંબન–આ દષ્ટિનો આશ્રય લઈ નષ્ટાત્માઓ એટલે નષ્ટ થઈ ગયેલા સ્વભાવવાળા, પરલોકના સાધનથી ભ્રષ્ટ થઈ ગયેલા, અલ્પ બુદ્ધિ અલ્પ અથવા ઓછી–કમ બુદ્ધિવાળા એટલે વિષય જ જેમની બુદ્ધિનો વિષય છે એવી ટૂંકી બુદ્ધિવાળા, ક્રૂર કર્મ કરવાવાળા, હિંસાત્મક તે સંસારના શત્રુઓ સંસારનો નાશ કરવા માટે ઉત્પન્ન થાય છે.

અને તેઓ–

कामामाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद् गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

કદી પૂર્ણ ન કરી શકાય એવા કામ(ઇચ્છા)નો આશ્રય કરી, દંભ, માન તથા મદથી યુક્ત થઈ મોહથી અસદ્–અશુભ ગ્રાહ–નિશ્ચયને ગ્રહણ કરી એ અશુચિ વ્રતાચારી (પાપાચારીઓ) પ્રવર્તે છે ૧૦

ભાષ્યાર્થ : પૂર્ણ કરવી અશક્ય એવી કામોપભોગની ઇચ્છાનો આશ્રય કરીને, પાખંડ (દંભ), માન અને મદથી યુક્ત થઈ મોહ એટલે અજ્ઞાનથી અશુભ નિશ્ચયો (સિદ્ધાંતો) ગ્રહણ કરી, આ લોકમાં તેઓ, જેમના આચરણ અશુચિમય (મલિન) છે, તેવા બની જઈ વરતે છે

વળી,

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

અપરિમેય (માપરહિત) તથા પ્રલયાન્ત એટલે મરણ સુધીની ચિંતાનો આશ્રય કરી, કામ(વિષય)ના ઉપભોગને જ પરમ પુરુષાર્થ માનનારા, એટલો જ પુરુષાર્થ છે એવા નિશ્ચયવાળા, સેંકડો આશાપાશ વડે બંધાયેલા અને કામ–ક્રોધપરાયણ એવા(તેઓ), વિષયોના ઉપભોગ માટે અન્યાય વડે અર્થસંગ્રહો ઇચ્છે છે ૧૧,૧૨

ભાષ્યાર્થ : જેનું માપ ન થઈ શકે તેવી (અપરિમેય) અપાર, પ્રલયકાળ પર્યંત એટલે મરણ પર્યંત પહોંચે એવી ચિંતાનો આશ્રય કરી રહેનારા અર્થાત્ સર્વદા ચિંતાગ્રસ્ત–ચિંતાપરાયણ એવા, જેની કામના–ઇચ્છા કરી શકાય તે કામ અર્થાત્ શબ્દસ્પર્શાદિ વિષયો જે કામ છે, તે કામ–વિષયોનો ઉપભોગ જ જેનો પુરુષાર્થ છે તે કામોપભોગ પરમ કહેવાય, એમ સમજનારા, અહીં આ વિષયોપભોગ જ પરમ પુરુષાર્થ છે એવા નિશ્ચયવાળા

તથા સેંકડો આશારૂપ પાશો( બંધનો )થી બંધાયેલા-જકડાયેલા, એટલે સર્વ તરફથી ( સર્વ દિશાઓમાં ) ખેંચાતા, કામ અને ક્રોધ જેમનું પરમ આશ્રય-સ્થાન છે તેવા કામક્રોધપરાયણ પુરુષો ધર્મને માટે નહીં પણ વિષયોપભોગ કે કામતૃપ્તિ માટે અન્યાય વડે અર્થાત્ બીજાનું સત્ત્વ ( ધન ) હરણ કરવું વગેરે અનેક પાપમય યુક્તિથી અન્યાય વડે ધનસંચય કરવાની પ્રવૃત્તિ આદરે છે ( કરે છે ).

અને એમનો અભિપ્રાય આવો હોય છે :

इदमद्य मया लब्धमिदं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

આ મેં આજે પ્રાપ્ત કર્યું, (હવે) આ મનોરથ પામીશ, આ ધન મારે છે અને વળી આ બીજું પણ ધન મને મળશે-મારું થશે; આ શત્રુને મેં હણ્યો, બીજા પણ હણીશ; હું ઈશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ છું, હું બલવાન છું, હું સુખી છું, હું ધનસંપન્ન છું, હું કુળવાન છું; મારા સમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન આપીશ, હું આનંદ કરીશ, એવાએવા અજ્ઞાન( મય વિચારો) વડે તે મોહ પામેલા હોય છે. ૧૩-૧૫

**ભાષ્યાર્થ :** આ દ્રવ્ય હમણા મને મળ્યુ છે; અને વળી આ ( બીજો ) મનોરથ મનને સંતુષ્ટ-તૃપ્ત કરનાર પદાર્થ મને મળશે, આ (હાલ છે તે) તો છે અને વળી આવતા વર્ષમાં ફરી બીજુ ધન આવશે, તેનાથી હું ધની ( ધનવાન ) થઈશ, આ દેવદત્ત નામનો દુર્જય શત્રુ તો મારાથી હણાઈ ચૂક્યો છે અને હવે બીજા ( પામર ) શત્રુઓને પણ હણીશ; એ તપસ્વીઓ-બિચારા શુ કરી શકનાર છે ? તેઓ બિલકુલ ( જરા પણ ) મારી બરોબર નથી; (કોઈ પણ પ્રકારે તેઓ મારી બરોબરના નથી,) શાથી ? તો જવાબ આ છે કે હુ (તો) ઈશ્વર છુ, ભોગી છુ, સર્વ પ્રકારે સિદ્ધ છુ, પુત્ર, પૌત્ર તથા દૌહિત્રસંપન્ન છું; હુ કાંઈ સાધારણ મનુષ્ય જ નથી પણ બળવાન અને સુખી તો હુ જ છુ, ( બીજા બધા તો પૃથ્વીપર બોજારૂપ ઉત્પન્ન થયા છે.) હું ધનવાન અને (કુટુંબ-દૃષ્ટિએ) કુળવાન છું, એટલે સાત પેઢીથી શ્રોત્રિયાદિ ગુણસંપન્ન છું, આથી ધન અને કુળમાં પણ મારા સમાન બીજો કોઈ પણ નથી; વળી હું તો યજ્ઞયાગ કરીશ અને એ યજ્ઞયાગવડે પણ હું બીજાઓનો પરાજય કરીશ; ભાવાર્થ આ

છે કે વાજપેયાદિ યજ્ઞ કરી ખૂબ પ્રતિષ્ઠા મેળવી બીજાને ઝાંખા પાડીશ; નટ, ભવૈયા વગેરેને દાન આપીશ, જેથી અતિશય આનંદ મેળવીશ; આ પ્રકારે આ મનુષ્યો અનેક રીતની–વિવિધતરેહની, અવિવેકભાવના પામેલા–અજ્ઞાનથી મોહ પામેલા આસુરી લોકો છે.

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताःकामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥

અનેક પ્રકારના ચિત્તના દુષ્ટ સંકલ્પોથી તરેહતરેહની ભ્રાંતિમાં પડેલા, મોહજાળમાં સારી રીતે સપડાયેલા (વીંટાયેલા) અને કામ-ભોગમાં–વિષયભોગમાં અતિશય આસક્ત બનેલા તેઓ અપવિત્ર નરકમાં પડે છે. ૧૬

**ભાષ્યાર્થ:** ઉપર કહેલા અનેક પ્રકારના વિચારોથી–સંકલ્પોથી અનેક રીતે ભ્રાન્તચિત્ત (ભટકતાં ચિત્તવાળા), મોહ, અવિવેક કે અજ્ઞાન જે જાળ પેઠે ભેરવી પાડનારી, વીંટી વળનારી હોવાથી ખરેખરી જાળ જ છે–તેનાં બંધન, આવરણોમાં સપડાઈ ગયેલાં તથા વિષયભોગમાં અત્યંત આસક્ત–લંપટ બની ગયેલા તે આસુરી લોકો વૈતરણી વગેરે અપવિત્ર નરકમાં પડે છે.

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

ધન, માન અને મદવડે યુક્ત, પોતાની મેળે જ મોટા સંભાવિત થઈ બેઠેલા; સ્તબ્ધ–અક્કડ–મગરૂર સ્વભાવના તેઓ નામના યજ્ઞ વડે અવિધિપૂર્વક યજન કરે છે. ૧૭

**ભાષ્યાર્થ:** અને એ પોતે પોતાની જાતને સર્વગુણસંપન્ન માનીને પોતાની મેળે જ મોટા થઈ બેઠેલા [ કોઈ સાધુ પુરુષો વડે મોટા ( શ્રેષ્ઠ ) નહીં માનવામાં આવેલા ], સ્તબ્ધ એટલે ઉદ્ધત–અક્કડ રહેનારા–નમ્રતાવિનાના ધનને કારણે માન અને મદ વડે યુક્ત થયેલા તેઓ, પાખંડથી અર્થાત્ પોતે ધાર્મિક છે એવો ખોટો દેખાવ કરીને, અવિધિપૂર્વક–શાસ્ત્રની અંદર કહેલા વિધિના જ્ઞાન વિના કે કર્તવ્યતાના ભાન વિના નામમાત્ર કહેવાના ખરેખરા નહીં તેવા યજ્ઞો દ્વારા યજન કર્યા કરે છે.

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરી રહેલા તેઓ, પોતાના અને બીજાના દેહમાં રહેલા મારો અત્યંત દ્વેષ કરતા તથા અસૂયા–ઈર્ષ્યા કરતા રહે છે. ૧૮

ભાષ્યાર્થ : અહંકાર–અહં અહં (હું હું) કરવાનું નામ એટલે પ્રત્યેક કામમાં હું કરું છું, એવી ભાવના કરવી, તેનું નામ અહંકાર છે; એ અહંકાર-વડે પોતાનામાં હોય તથા ન હોય તેવા ગુણોનો પોતાનામાં અધ્યાસ કરી અર્થાત્ તે ગુણો પોતાનામાં છે એમ ખોટું માની લઈ હું એ ગુણોવાળો છું, એમ માનવું તેને અહંકાર કહેવાય છે; અવિદ્યા નામનો એ અહંકાર, સર્વે દોષોમાં મોટામાં મોટો અતિ કઠણ દોષ હોઈ સર્વ દોષોનું તથા સર્વ નુકસાનકારક પ્રવૃત્તિઓનું મૂળ કારણ છે, તે અહંકારને; બળનો અર્થ (અહીં) કામ તથા રાગવાળું બીજાનો પરાભવ કરવા માટેનું જોર શારીરિક બળ છે તેને; દર્પ એટલે જે ઉત્પન્ન થયાથી મનુષ્ય ધર્મનું ઉલ્લંઘન કરે છે તે અંતઃકરણને આશ્રય કરનારો (આશ્રયે રહેનારો) દોષવિશેષનું નામ દર્પ છે તેને; કામ–સ્ત્રી વગેરેમાં લાલસા-ઇચ્છા થાય છે તે કામને, અને કોઈ પણ પ્રકારનું અનિષ્ટ થવાથી થતા ક્રોધને અને એ ઉપરાંત બીજા મોટા દોષોને પણ આશ્રય કરી રહેલા તે છે; વળી વધારામાં હું ઈશ્વર, કે જે પોતાના તથા બીજાના શરીરમા રહેલો હોઈ બુદ્ધિ તથા કર્મનો સાક્ષી છું, તે હું ઈશ્વરનો એ દ્વેષ કરનારા છે; દ્વેષ કરવાનો અર્થ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી ચાલવું તે છે. તેઓ આવા દ્વેષ કરનારા અભ્યસૂયકો છે એટલે સન્માર્ગમાં રહેતા–પ્રવર્તતા મનુષ્યોને સહન નહિ કરી શકનારા તથા તેઓના એ નિંદકો છે.

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

એવા (મારો) દ્વેષ કરનારા, ક્રૂર, અશુભ કરનારા તે નરાધમોને હું વારંવાર આસુરી જ યોનિમાં નાખું છું. ૧૯

ભાષ્યાર્થ : સન્માર્ગના શત્રુઓ, સાધુઓનો અને મારો દ્વેષ કરનારા, અશુભ કર્મ કરનારા અને નરોમા અધમ તે પુરુષોને (અસુરોને), એમના અધર્મ-(પાપ)–દોષને લીધે હું સંસારમાં નરકરૂપ સંસૃતિમાર્ગમાં આસુરી યોનિઓમાં, કે જેમાં વિશેષે કરી ક્રૂર કર્મ થાય છે એવી વાઘ, સિંહ વગેરે આસુરી યોનિઓમાં વારંવાર નાખું છું. 'क्षिपामि–નાખું છું' નો સંબંધ યોનિઓ સાથે છે.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥

આસુરી યોનિ પામેલા મૂઢલોકો મને પામ્યા વિના જ હે કૌંતેય! જન્મોજન્મ એનાથી પણ અધમગતિ પામે છે. ૨૦

ભાષ્યાર્થ : આસુરી યોનિ પામેલા આ મૂઢ અવિવેકી લોકો, જન્મો-જન્મ (દરેક જન્મે) અતિશય તામસી ગુણ જેમાં હોય છે, એવી યોનિઓમાં ઉત્પન્ન થઈ મને ઈશ્વરને પામ્યા વિના જ નીચે ને નીચે (વધુ ને વધુ) અધો-ગતિને; પ્રાપ્ત થાય છે અર્થાત્ પહેલાં જે (યોનિ) જન્મ પ્રાપ્ત કર્યો હોય છે,

તેથી પણ અધિક અધમ ગતિ પ્રાપ્ત થાય છે. ' મને ઇશ્વરને પામ્યા વિના (પ્રાપ્ત કર્યા વિના)નો અર્થ આ છે કે મારા શિષ્ટ (શ્રેષ્ઠ) સાધુના માર્ગને પામ્યા વિના જ એટલે નહીં પામી તેથી પણ અધમ ગતિ પામે છે; કારણકે મારી પ્રાપ્તિ(થવા)માં તો કદી પણ (કોઈને માટે) આશંકા નથી.

હવે સર્વ આસુરી સંપત્તિને સંક્ષેપમાં (ટૂંકમાં) કહેવામાં આવે છે: આસુરી સંપત્તિના ભેદો અનંત હોવા છતાં જે (કામ ક્રોધ લોભરૂપ) ત્રણ ભેદમાં સમાઈ જાય છે અને જેનો પરિહાર (ત્યાગ, નાશ) કર્યાથી સર્વ દોષો–અનર્થો નાશ પામી જાય છે, તે આ જગતના સર્વ અનર્થોનું–અનિષ્ટોનું મૂળ કારણ છે, તેનું હવે વર્ણન કરવામાં આવે છે:

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

આત્માનો નાશ કરનારું નરકનું આ ત્રણ પ્રકારનું દ્વાર છે: કામ, ક્રોધ અને લોભ; માટે એ ત્રણ ત્યજવાં. ૨૧

ભાષ્યાર્થ : નરકની પ્રાપ્તિમાં ત્રણ પ્રકારનું દ્વાર, આત્માનો નાશ કરનારું છે; જે દ્વાર(દરવાજા)માં પ્રવેશ કરતાંવેંત જ આત્મા નષ્ટ થઈ જાય છે એટલે કે કોઈ પણ પુરુષાર્થ માટે તે યોગ્ય નથી રહેતો; તેથી જ એ (ત્રણ) આત્માનાં નાશ કરવાવાળાં દ્વાર (માર્ગ) છે, એમ કહેવાય છે; એ કોણ? તે દ્વાર કયાં? કામ, ક્રોધ તથા લોભ છે; માટે એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ, એ (ત્રણે) આત્માના નાશ કરનારાં દ્વાર છે, માટે કામાદિ ત્રણ (કામ, ક્રોધ, લોભ)ને તજી દેવાં જોઈએ.

એના ત્યાગની આ સ્તુતિ છે:

एतैर्विमुक्तः कौन्तेय ! तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

હે કૌંતેય ! એ ત્રણ તમોદ્વાર(નરકદ્વાર)થી સારી રીતે મુક્ત થયેલો પુરુષ પોતાનું કલ્યાણ આચરે છે; તે પછી ઉત્તમ ગતિ પામે છે. ૨૨

ભાષ્યાર્થ : હે કુંતીપુત્ર ! દુઃખ અને મોહરૂપ અંધકારનાં (નરકનાં) કામ વગેરે દ્વાર છે; એ ત્રણેથી સારી રીતે છૂટો થયેલો પુરુષ આચરણ–અનુષ્ઠાન કરે છે; શેનું આચરણ અનુષ્ઠાન કરે છે? આત્માના શ્રેય(કલ્યાણ)નું આચરણ કરે છે. જે(ત્રણ)થી પૂર્વે બંધાયેલો હોવાના કારણે એ પોતાના કલ્યાણનું અનુષ્ઠાન કરતો નહોતો તે હવે એ કામાદિનો નાશ થવાથી કરે છે; અને એ અનુષ્ઠાનરૂપી સાધનથી એ પરમગતિ એટલે કે મોક્ષ પણ પામે છે.

એ સર્વ આસુરી સંપત્તિના ત્યાગનું તથા શ્રેયપ્રાપ્તિ–કલ્યાણમય આચ-

રણનું મૂળ કારણ શાસ્ત્ર છે; શાસ્ત્રના પ્રમાણ વડે જ એ બન્ને કરી શકાય છે, બીજી કોઈ પણ રીતે એ શક્ય નથી; માટે–

यश्शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

જે મનુષ્ય શાસ્ત્રવિધિ ત્યજી ઇચ્છા પ્રમાણે આચરણ કરે છે, તે સિદ્ધિ પામતો નથી, સુખ પામતો નથી કે નથી પરમ (ઉત્કૃષ્ટ) ગતિ પામતો. ૨૩

**ભાષ્યાર્થ :** જે મનુષ્ય શાસ્ત્રવિધિ–શાસ્ત્ર એટલે વેદ અને વિધિ એટલે આ કર્તવ્ય છે એવા જ્ઞાનનું કારણ શાસ્ત્રના વિધિ તથા નિષેધરૂપ જે આદેશ છે, તે આદેશ ત્યજી જે (પોતાની) કામનાથી પ્રેરાઈ વર્તે છે, તે સિદ્ધિ અર્થાત્ પુરુષાર્થ કરવાની યોગ્યતા પામતો નથી તે આ લોકમાં પણ સુખ પામતો નથી. અને તે પરમ ગતિ (ઉત્કૃષ્ટ ગતિ) સ્વર્ગ કે મોક્ષ પણ પામતો નથી.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

માટે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્ર પ્રમાણ છે. શાસ્ત્રવિધિએ કહેલું કર્મ સમજી તે અહીં કરવાને તું યોગ્ય છે. ૨૪

**ભાષ્યાર્થ :** તેથી કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્ર જ પ્રમાણભૂત છે; એટલે કે એ જ્ઞાન પ્રાપ્ત કરવાનું તે સાધન છે એટલા માટે શાસ્ત્રવિધાને કહેલાં સ્વકર્મ જાણી તે કર્મ કરવાને તું યોગ્ય છે. શાસ્ત્રવિધાન–શાસ્ત્રે જે આ પ્રકારની આજ્ઞા આપી છે: 'આ કાર્ય કરવું અને (આ) ન કરવું' તેનું નામ શાસ્ત્રવિધાન અને તેણે કહેલું કર્મ તે શાસ્ત્રવિધાનોક્ત કર્મ–એ પ્રમાણેનું સ્વકર્મ જે હોય તેને જાણી આ કર્મ–ક્ષેત્રમાં તે કર્તવ્ય કરવું ઉચિત છે, એ ભાવાર્થ છે. इह (અહીં) એ શબ્દ, જે ભૂમિમાં કર્મો (કરવાનો) અધિકાર છે, તે અર્થાત્ આ લોકમાં 'અહીં' એ બતાવવા માટે છે એમ જાણવું.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય શ્રીમત્ શંકરાચાર્ય ભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો દૈવાસુરસંપદ્‌વિભાગયોગ નામે અધ્યાય ૧૬મો સંપૂર્ણ

# अध्याय १७मो–श्रद्धात्रयविभागयोग

૧૬મા અધ્યાયમાં શ્રીભગવાને અર્જુનને કહ્યું, 'तस्मात् शास्त्रं प्रमाणं ते–તારે તો તેથી શાસ્ત્ર પ્રમાણ છે.' ભગવાનના આ કથનથી અર્જુનને પ્રશ્ન કરવા બીજ આપ્યું, તેથી—

अर्जुन उवाच। અર્જુને કહ્યું

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः।
तेषां निष्ठा तु का कृष्ण! सत्त्वमाहो रजस्तमः॥ १॥

જેઓ શાસ્ત્રવિધિ ત્યજી શ્રદ્ધાયુક્ત થઈ યજન કરે છે, હે કૃષ્ણ! તેમની નિષ્ઠા કઈ જાણવી? સત્ત્વ, રજસ્ કે તમસ્? ૧

**ભાષ્યાર્થ:** કેટલાક જે બાકી રહેલા છે–વિશેષ ગુણવાન ન હોઈ સાધારણ મનુષ્યો છે–તે શાસ્ત્રવિધિ અર્થાત્ શાસ્ત્રની આજ્ઞાને એટલે કે શ્રુતિ-સ્મૃતિ વગેરે શાસ્ત્રોમાં કહેલી વિધિ છોડી શ્રદ્ધાયુક્ત થઈ એટલે આસ્તિકતાના ભાવ વડે દેવાદિને પૂજે છે. અહીં પ્રથમ પંક્તિ ये शास्त्रविधिमुत्सृज्य છે, તેનો અર્થ આ લેવાનો છે કે શ્રુતિ અને સ્મૃતિરૂપ શાસ્ત્રની કોઈ પણ આજ્ઞાની માહિતી ન હોઈ, કેવળ વૃદ્ધ પુરુષોની વ્યવહારપરંપરાને જોઈ કે જાણીને શ્રદ્ધા એટલે આસ્તિક્ય બુદ્ધિપૂર્વક જે દેવાદિનું પૂજન કરે છે, તેઓને જ વિષે આ પંક્તિમાં કહેલું છે, પરંતુ જે મનુષ્યો કોઈ પણ–થોડી ઘણી પણ શાસ્ત્રવિધિ જાણે છે, છતાં તે છોડી અવિધિપૂર્વક કલ્પિત વિધિથી દેવાદિનું પૂજન કરે છે, તેઓનું આ શ્લોકપંક્તિ–'ये शास्त्रविधिमुत्सृज्य'થી કથન કર્યું છે, એમ સમજવાનું નથી.

**શંકા–પૂર્વપક્ષ:** શા માટે એમ ન સમજવું? ઉત્તર–અહીં 'શ્રદ્ધાથી યુક્ત,' એવું વિશેષણ મૂકવામાં આવ્યું છે તેથી, કારણકે દેવાદિની પૂજાવિધિને બતાવનાર કોઈ પણ શાસ્ત્રને જોતાં અર્થાત્ જાણવા છતાં પણ તેને અશ્રદ્ધાથી છોડી દઈ, એ શાસ્ત્રમાં જે કહેવામાં આવી છે, તે દેવપૂજામાં શ્રદ્ધાથી યુક્ત થઈ પ્રવર્તે છે, એમ કલ્પવું અશક્ય છે–શ્રદ્ધારહિત પુરુષ શ્રદ્ધાયુક્ત કેવી રીતે બને? માટે 'ये शास्त्रविधिमुत्सृज्य' ઇત્યાદિ જે પ્રથમ પંક્તિમાં કહ્યું છે, તેનો અર્થ ઉપર કહ્યા પ્રમાણે 'શાસ્ત્રવિધિ ન જાણનારા લોકો જ' સ્વીકારવામાં આવે છે, એ પ્રકારના મનુષ્યોની નિષ્ઠા હે કૃષ્ણ! કઈ છે? સાત્ત્વિક છે, રાજસ છે કે તામસ છે? એટલે કે એમની સ્થિતિ (નિષ્ઠા) સાત્ત્વિકી, રાજસી કે તામસી છે? કહેવાનો સારાંશ આ છે કે દેવાદિ વિષેની (દેવાદિ પ્રત્યેની) એમની જે પૂજા છે, તે સાત્ત્વિકી છે, રાજસી છે કે તામસી છે?

જો કે આ પ્રશ્ન સામાન્ય (સાધારણ) મનુષ્યોના વિષયમાં છે, તોપણ તેનો ઉત્તર વિભાગ પાડ્યા વિના (એકસામટો) આપવો યોગ્ય નથી, એ વિચારથી–

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા :

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

દેહધારી જીવોને ત્રણ પ્રકારની શ્રદ્ધા થાય છે; તે સ્વભાવથી ઉત્પન્ન થયેલી હોય છે; તે ત્રણ પ્રકાર આ પ્રમાણે–સાત્ત્વિકી, રાજસી અને તામસી છે, તેને તું સાંભળ. ૨

ભાષ્યાર્થ : જે નિષ્ઠા વિષે તું પૂછે છે, તે અવસ્થામાં દેહધારી જીવોની સ્વભાવથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધા ત્રણ પ્રકારની જાણવી. (સ્વભાવજન્યમાં 'સ્વભાવ' તે આ છે કે જે) જન્માંતર(બીજા જન્મો)માં ધર્માદિ કરેલાં હોય છે, તેના સંસ્કાર મરણકાળે પ્રકટ થાય (સ્પષ્ટ બને) છે, તે સ્વભાવ કહેવાય છે અને તેનાથી જે ઊપજે તે 'સ્વભાવજા.' એવી રીતે ઉત્પન્ન થયેલી દેવ–પૂજાદિના વિષયવાળી શ્રદ્ધા સાત્ત્વિકી છે; રજોગુણથી ઉત્પન્ન થયેલી યક્ષરાક્ષસાદિની પૂજાવાળી શ્રદ્ધા રાજસી અને તમોગુણથી ઉત્પન્ન થયેલી યક્ષરાક્ષસ–પ્રેતપિશાચની પૂજાદિના વિષયવાળી શ્રદ્ધા તે તામસી છે, એવી રીતની ત્રણ પ્રકારની શ્રદ્ધા હવે કહેવામાં આવે છે, તે તું સાંભળ.

તે (એટલે) આ શ્રદ્ધા ત્રણ પ્રકારની છે :

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

હે ભારત ! સર્વની શ્રદ્ધા (પોતાના) સત્ત્વને અનુરૂપ થાય છે; આ પુરુષ શ્રદ્ધામય છે; જેને જેવી શ્રદ્ધા હોય તેવો તે થાય. ૩

ભાષ્યાર્થ : હે ભારત ! સર્વ પ્રાણીઓની શ્રદ્ધા એમના જુદાજુદા સંસ્કારોવાળાં અંતઃકરણને અનુરૂપ (અનુસરતી) હોય છે. જો એમ છે તો તેથી શું થાય ? તેનો જવાબ આપવામાં આવે છે- આ પુરુષ એટલે સંસારી જીવ શ્રદ્ધામય છે. કેવી રીતે ? તો જીવની જે શ્રદ્ધા હોય તે શ્રદ્ધાવાળો તે જીવ છે, એમ જાણવું. એ રીતે જેવી શ્રદ્ધાવાળો જીવ હોય, તેને અનુસરતા રૂપવાળો જ તે હોય છે. (એમ જીવનું શ્રદ્ધામયપણું સિદ્ધ થાય છે.)

અને તેથી કરી દેવાદિની પૂજારૂપ કાર્યના ચિહ્નથી એટલે કે (વિશિષ્ટ પ્રકારોની શ્રદ્ધાને લીધે થતી) દેવાદિની પૂજાથી સાત્ત્વિક આદિ શ્રદ્ધાનું અનુમાન કરવું યોગ્ય છે, એમ કહેવામાં આવે છે :

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

સાત્ત્વિક લોકો દેવોનું પૂજન કરે છે; રાજસી લોકો યક્ષને, તથા રાક્ષસોને પૂજે છે; અને બીજા તામસી લોકો પ્રેતો તથા ભૂતગણોને પૂજે છે. ૪

ભાષ્યાર્થ: સાત્ત્વિક નિષ્ઠાવાળા લોકો દેવોને પૂજે છે અને રાજસીજનો રાક્ષસીનિષ્ઠાવાળા હોઈ યક્ષ તથા રાક્ષસોને પૂજે છે, તથા બીજા જે તામસી-તામસ નિષ્ઠાવાળા હોય છે, તે પ્રેતો અને સાત માતાઓ આદિને પૂજે છે.

શાસ્ત્રવિધિનો ત્યાગ થતા એ પ્રકારે કાર્ય પરથી જેમની સત્ત્વાદિ નિષ્ઠાનો નિર્ણય કરવામા આવે છે, તે સ્વાભાવિક શ્રદ્ધાવાળા હજારો મનુષ્યોમાથી કોઈ એક જ દેવપૂજાદિમા પ્રીતિવાળો થઈ સત્ત્વનિષ્ઠ-સાત્ત્વિક શ્રદ્ધાવાળો બને છે. ઘણા મોટા ભાગે મનુષ્યો તો રાજસી કે તામસી નિષ્ઠાવાળા જ હોય છે એમ કેમ છે તે કહેવામા આવે છે

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

દંભ અને અહંકારથી યુક્ત તથા કામ અને રાગના બળથી યુક્ત થઈ જે લોકો શાસ્ત્રે નહીં કહેલાં ઘોર તપ તપે છે ૫

ભાષ્યાર્થ: શાસ્ત્રમા જે કહેવામા આવ્યુ નથી એવુ-અશાસ્ત્રવિહિત અને ઘોર એટલે બીજા પ્રાણીઓને તેમ જ પોતાને પણ પીડા કરનારું તપ જે (એ) લોકો તપે છ, તે તપ પણ વળી કયે પ્રકારે તપે છે? દંભ અને અહંકાર એ બન્નેથી યુક્ત થઈ તથા કામના અને રાગ અર્થાત્ આસક્તિથી ઉત્પન્ન થતા બળથી અથવા તો કામ અને આસક્તિથી યુક્ત થઈ (નીચેના શ્લોક સાથે આ શ્લોકનો સંબધ છે)

कर्शयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

અને શરીરમા રહેલા ભૂતસમુદાયને તથા શરીરની અંદર રહેલા મને પણ એ અવિવેકીઓ કૃશ કરે છે-ગાળી નાખે છે, તેમને (તે અવિવેકીઓને) તુ આસુરી નિશ્ચયવાળા જાણ. ૬

ભાષ્યાર્થ: જે અવિવેકી મનુષ્યો શરીરમા ઇંદ્રિયાદિના સમૂહરૂપે રહેતા ભૂતસમુદાયને અને શરીરની અંદર અંતરાત્મારૂપે રહેતા ઇંદ્રિયોના, કર્મના તથા બુદ્ધિના સાક્ષીભૂત મને ઈશ્વરને (ઘોર તપ કરનારતા) કૃશ કરે છે-મારુ શોષણ કરે છે, તેમને આસુરી નિશ્ચયોવાળા જાણવા મારી આજ્ઞા પ્રમાણે ન ચાલનારા જ મને કૃશ કરનારા, મારુ શોષણ કરનારા છે, તે મને આસુરી નિશ્ચયોવાળા જાણવા, જેમનો નિશ્ચય અસુરોનો-રાક્ષસોનો છે, તેઓ આસુરી નિશ્ચયવાળા કહેવાય છે, એવાઓનો ત્યાગ કરવા માટે તુ એમને જાણ-ઓળખ, એ ઉપદેશ અહીં છે.

વળી રસવાળા તથા સ્નિગ્ધ આદિ ત્રણ પ્રકારના ભેદવડે જુદાજુદા આહારો મા-ખોરાકમાં સાત્ત્વિક, રાજસ અને તામસ ગુણવાળા પુરુષોની પ્રીતિ હોય છે, તે અહીં ક્રમ પ્રમાણે દેખાડવામા આવે છે; કારણકે રસવાળા તથા સ્નિગ્ધ આદિ આહારો-ખોરાકમા અમુક ખોરાક પર પોતાની અતિશય (વિશેષ) પ્રીતિ છે, એ

જોઈ તે વિશિષ્ટતા પરથી એ પ્રીતિરૂપ લક્ષણવડે પોતાનું સાત્ત્વિકપણું, રાજસપણું કે તામસપણું (જાણી શકાય અને એ રીતે એ) જાણીને રાજસ, તામસ લક્ષણ કે ગુણવાળા આહારનો ત્યાગ અને સાત્ત્વિક આદિ ગુણ કે લક્ષણવાળા આહારનો સ્વીકાર કરી શકાય છે; તે જ પ્રમાણે સાત્ત્વિક આદિ ગુણોના ભેદોને અનુસરી યજ્ઞયાગાદિનું પણ ત્રણ પ્રકારનું વર્ગીકરણ અહીં પ્રતિપાદન કરવામાં આવ્યું છે; એનું કારણ આ છે કે રાજસ અને તામસ યજ્ઞાદિને જાણી તેનો ત્યાગ કેવી રીતે લોકો કરી શકે અને સાત્ત્વિક યજ્ઞાદિનું અનુષ્ઠાન કયે પ્રકારે કરી શકે, એ જાણવામાં આવે, એ હેતુથી હવે કહે છે :

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

સર્વને આહાર પણ ત્રણ પ્રકારના જ પ્રિય થાય છે. તથા યજ્ઞ, તપ અને દાન પણ એ પ્રમાણે ત્રણ પ્રકાર જ પ્રિય થાય છે; તેઓનો આ ભેદ તું સાંભળ. ૭

**ભાષ્યાર્થ :** સર્વ ભોજન કરનારા પ્રાણીનો પ્રિય-ઇષ્ટ આહાર-ખોરાક ત્રણ પ્રકારનો હોય છે; તે જ પ્રમાણે યજ્ઞ, તપ અને દાન પણ ત્રણત્રણ પ્રકારનાં હોય છે; એ આહારાદિના હવે પછી કહેવામાં આવનારા પ્રકારો તું સાંભળ.

आयुस्सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहारास्सात्त्विकप्रियाः ॥ ८ ॥

આયુષ્ય, સત્ત્વ, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિ વધારનારા, રસવાળા, સ્નિગ્ધ, સ્થિર રહેવાવાળા અને હૃદયને પ્રસન્ન કરે એવા આહારો સાત્ત્વિકને પ્રિય હોય છે. ૮

**ભાષ્યાર્થ :** આયુષ્ય, સત્ત્વ(બુદ્ધિ), બળ, આરોગ્યતા, સુખ અને પ્રીતિ એ સર્વને વધારનારા તથા રસવાળા, સ્થિર-લાંબો કાળ ટકનારા સ્નિગ્ધ-સ્નેહ-ચીકટવાળા તથા હૃદયને પ્રિય લાગે એવા આહારો-ખોરાકો સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

કડવા, ખાટા, ખારા, અતિ ઊના, તીખા, લૂખા અને દાહ કરનારા તથા દુઃખ અને રોગ કરનારા આહારો-ખોરાકો, રાજસ પ્રકૃતિવાળાને પ્રિય હોય છે. ૯

**ભાષ્યાર્થ :** શ્લોકના પૂર્વાર્ધમાં જે અતિ શબ્દ છે, તે કડવા આદિ સર્વ સાથે જોડવો એટલે કે અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ઊના.

અતિ તીખા, અતિ લૂખા અને અતિ દાહ કરનારા તથા દુઃખ, ચિંતા અને રોગો ઉત્પન્ન કરવાવાળા એટલે જે દુઃખ, શોક અને રોગ ઉત્પન્ન કરતા હોય તેવા આહારો–ખોરાકો રાજસ સ્વભાવના મનુષ્યને પ્રિય હોય છે.

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

જે થોડું પાકેલું, રસવિનાનું, દુર્ગંધયુક્ત–ગંધાતું, વાસી, ઉચ્છિષ્ટ–છાંડેલું અને યજ્ઞમાં હોમવા યોગ્ય ન હોય એવું ભોજન તામસી મનુષ્યને પ્રિય હોય છે. ૧૦

ભાષ્યાર્થ : અર્ધું પાકેલું, અર્ધું ચડેલું, કાચું, રસવિનાનું, ગંધાતું, વાસી એટલે કે જેને રાંધ્યા પછી એક રાત વીતી ગઈ હોય તેવું અને ઉચ્છિષ્ટ–જમતાં બાકી રહેલું–જે જમ્યા પછી છાંડેલું હોય તેવું અને યજ્ઞ માટે જે યોગ્ય ન હોય તેવું જે ભોજન, તે તામસી મનુષ્યને પ્રિય હોય છે.

હવે અહીં ત્રિવિધ–ત્રણ પ્રકારના યજ્ઞ કહેવામાં આવે છે:

अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥

યજ્ઞ કરવા યોગ્ય જ છે, એવો મનનો નિશ્ચય રાખીને ફળની ઇચ્છા ન રાખનારાઓ વડે જે યજ્ઞ કરાય છે, તે સાત્ત્વિક યજ્ઞ કહેવાય છે.

ભાષ્યાર્થ : ફળની ઇચ્છાવિનાના પુરુષો વડે શાસ્ત્રવિધિથી નિશ્ચિત થયેલો કે પ્રેરણા કરેલો જે યજ્ઞ કરવામાં આવે છે, અને યજ્ઞ કરવો, એ મારું કર્તવ્ય છે, એ પ્રકારે મનનું સમાધાન–'મારે આ યજ્ઞ વડે કાંઈ પુરુષાર્થ સિદ્ધ કરવાનો નથી,'–એવો મનનો નિશ્ચય કરી જે યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્ત્વિક કહેવાય છે.

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ ! तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

પરંતુ ફળને ધ્યાનમાં રાખી–ફળની ઇચ્છા રાખી, તેમ જ દંભ માટે હે ભરતશ્રેષ્ઠ! જે યજ્ઞ કરાય છે, તે યજ્ઞને તું રાજસ જાણ. ૧૨

ભાષ્યાર્થ : હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! જે યજ્ઞ ફળના ઉદ્દેશથી તેમ જ દંભના હેતુથી–પાખંડ કરવા માટે કરવામાં આવે છે, તે યજ્ઞને તું રાજસ જાણ.

विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

વિધિરહિત, અન્નદાનવિનાના, મંત્રવગરના, દક્ષિણાના અભાવવાળા, તથા શ્રદ્ધાવગરના યજ્ઞને તામસ યજ્ઞ કહે છે. ૧૩

**ભાષ્યાર્થ :** શાસ્ત્રમાં કહેલા વિધિથી રહિત–શાસ્ત્રમાં કહેલા પ્રકારથી ઊલટા તથા જે યજ્ઞમાં બ્રાહ્મણોને અન્ન ન આપ્યું હોય એવા, શાસ્ત્રમાં કહેલા મંત્ર, સ્વર તથા વર્ણથી રહિત એવા–મંત્રહીન, શાસ્ત્રે કહેલ દક્ષિણા–દાનથી રહિત તથા શ્રદ્ધાથી પણ રહિત છે, તે યજ્ઞને (પંડિતો) તામસી અર્થાત્ તમોગુણથી ઉત્પન્ન થયેલો–કરવામાં આવેલો કહે છે.

હવે ત્રણ પ્રકારનાં તપ કહેવામાં આવે છે:

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવ, દ્વિજ, ગુરુ અને પ્રાજ્ઞનું પૂજન, શૌચ–બહારની ને અંદરની પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીર–શરીરનું તપ કહેવાય છે. ૧૪

**ભાષ્યાર્થ :** દેવો, બ્રાહ્મણો અને ગુરુઓ તેમ જ પ્રાજ્ઞો–બુદ્ધિમાન કે જ્ઞાની એ સર્વનું પૂજન, બહારની તેમ જ અંદરની પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીર તપ કહેવાય છે. શારીર એટલે શરીરથી કરવામાં આવતા એટલે કે જેમાં શરીર પ્રધાન કે મુખ્ય છે એવા સર્વ કાર્ય, કરણો, કર્તા આદિ વડે જે કરી–સાધી શકાય છે, તે તપ શારીર તપ કહેવાય છે. આગળ (અ. ૧૮ શ્લો. ૧૫મા) કહેવામાં આવશે, કે 'તેના પાંચ હેતુ છે.'

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

ઉદ્વેગ ન કરે એવું, સાચું, પ્રિય અને હિત કરનારું જે વાક્ય હોય તે; તથા સ્વાધ્યાય–વેદ કે યોગરૂપ સાધનનો અભ્યાસ તે વાઙ્મય–વાણીનું તપ કહેવાય છે. ૧૫

**ભાષ્યાર્થ :** જે વચન કોઈ પણ પ્રાણીઓને ઉદ્વેગ અર્થાત્ દુઃખ ઉત્પન્ન ન કરે એવું હોય, સત્ય હોય, પ્રિય હોય અને હિતકારક હોય એટલે કે આનંદ આપનારું તેમ જ આ લોક તથા પરલોકમાં હિત કરવાવાળું હોય તે, પ્રિય એટલે વળી દૃષ્ટ અર્થવાળું–સાંભળતાં જ તરત આનંદ ઉપજાવનારું અને વળી હિતકર એટલે અદૃષ્ટ અર્થવાળું–પરિણામે કલ્યાણ કરવાવાળું એવું જે વચન છે તે, અહીં ઉદ્વેગ અર્થાત્ દુઃખ ન ઉત્પન્ન કરે એવું વગેરે–અનુદ્વેગ-કર–ઇત્યાદિ કહ્યું છે, તે સર્વ લક્ષણો–આ વિશેષણો એક જ વાક્યનાં છે. પૂર્વાર્ધમાં 'ચ' છે તે શબ્દ સર્વ લક્ષણોનો સમુચ્ચય દેખાડવા માટે છે. (માટે સમજવું જોઈએ કે) કોઈ પણ વાતનો બીજાને બોધ કરાવવા–જ્ઞાન આપવા જે વાક્ય વાપરવામાં આવ્યું હોય–કહેવામાં આવ્યું હોય, તે અનુદ્વેગકર વાક્યમાં જો સત્ય, પ્રિય અને હિતકર એ ત્રણ વિશેષણ કે ગુણો ન હોય (કહેવામાં આવ્યું હોય તેમાં જો સત્ય, પ્રિય, હિતકર અને અનુદ્વિગ્નતા એ

વિશેષણો કે ગુણો ન હોય ) અથવા તો એમાંથી એકનો, બેનો ત્રણનો કે સર્વનો અભાવ હોય, તો તે વાઙ્મય અર્થાત્ વાણીનું તપ નથી; તેવી જ રીતે કહેવામાં આવેલાં સત્ય વાક્યનાં અનુદ્વેગકર, પ્રિય અને હિતકર એ ત્રણ વિશેષણો કે ગુણો ન હોય; અથવા એમાંથી બે ન હોય કે એક પણ ન હોય, તો એ વાઙ્મય તપ નથી; તેમ જ પ્રિય વાક્યને પણ બીજાં બાકીનાં પૈકી ત્રણ, બે કે એક વિશેષણ ન હોય, તો તે વાક્યનું વાઙ્મય તપપણું નથી; અને એવી જ રીતે હિતકારક વાક્ય-વચન પણ બાકીનાં બીજાં ત્રણે, બે કે એક વિશેષણ એટલે ગુણવિહીન હોય; તો તે વાણીનું-વાઙ્મય તપ નથી; ત્યારે એ વાઙ્મય તપ શું છે? કયું છે? તે આ છેઃ જે વચન-વાક્ય સત્ય છે, ઉદ્વેગ ન કરનારું છે, પ્રિય છે અને હિતકર છે, તે વાઙ્મય તપ છે; બાકી જેમ 'હે વત્સ! (તું) શાંત થા, સ્વાધ્યાય-વેદાધ્યયન કર અને યોગનું અનુષ્ઠાન કર એટલે તારું કલ્યાણ થશે' એવું વચન છે એ વાઙ્મય તપ છે; તે જ પ્રમાણે, યથાવિધિ સ્વાધ્યાય-વેદનો અભ્યાસ કરવો એ પણ વાઙ્મય-વાણીનું તપ છે.

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન, મનનો નિરોધ અને અંતઃકરણની શુદ્ધિ એ માનસ તપ કહેવાય છે. ૧૬

ભાષ્યાર્થ : મનનો પ્રસાદ કે પ્રસન્નતા એટલે મનની શાંતિ-સ્વચ્છતા પ્રાપ્ત કરવી તે; સૌમ્યત્વ-જેને સૌમનસ્ય-સુમનતા કહે છે તે. મુખાદિને પ્રસન્ન કરવા(રાખવા)વાળી અંતઃકરણની શાંતવૃત્તિ છે; મૌન એટલે મન કે અંતઃકરણનો સંયમ છે; કારણકે મૌન અર્થાત્ વાણીનો સંયમ પણ મનના સંયમપૂર્વક જ થાય છે; માટે કાર્યના કથન વડે કારણ કહેવામાં આવે છે; ભાવાર્થ આ છે કે મનનો નિગ્રહ થાય છે, ત્યારે જ વાણીનું સંયમન-મૌન થાય છે; એમાં મૌન કાર્ય છે અને મનનો નિગ્રહ કારણ છે; તેથી કારણનું કથન કર્યું છે-મૌનરૂપી કાર્યનો નામનિર્દેશ કરીને મહત્ત્વ વર્ણવ્યું છે; એનો અર્થ આ છે કે મનનો સંયમ તે જ મૌન છે. આત્મવિનિગ્રહનો (પણ) અર્થ મનનો નિરોધ-સંયમ છે; [illegible] મનનો નિગ્રહ કરવો તે આત્મવિનિગ્રહ છે [illegible] નો નિગ્રહ તે મૌન છે, એટલો એ [illegible] અર્થ આ છે કે વ્યવહારમાત્રે મનમાં કોઈ પણ જાતનું છળકપટ ન રાખવું-શુદ્ધભાવ રાખવો તે; આ (પ્રકારનું આચરણ) માનસિક તપ છે.

ઉપર કહેલું મનુષ્યોએ આદરેલું-તપેલું કાયિક, વાચિક અને માનસિક તપ સાત્ત્વિકાદિ ગુણોના ભેદ વડે કેવી રીતે ત્રણ પ્રકારનું થાય છે તે કહે છેઃ

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

ફળની ઇચ્છા ન કરનારા અને યુક્ત–સમાહિત પુરુષોએ પરમ–ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી આચરેલા એ ત્રણ પ્રકારના (કાયિક, વાચિક ને માનસિક) તપને સાત્ત્વિક કહે છે. ૧૭

ભાષ્યાર્થ: આ પ્રસ્તુત ત્રણ પ્રકારનુ કાયિક, વાચિક તથા માનસિક તપ, જે ફળની ઇચ્છા ન રાખનાવાળા તથા યુક્ત એટલે સમાહિત ચિત્તવાળા પુરુષો વડે પરમ શ્રદ્ધાપૂર્વક–આસ્તિક બુદ્ધિપૂર્વક આચરવામા આવે છે, એ તપને શિષ્ટ–ઉત્તમ પુરુષો સાત્ત્વિક–સત્ત્વગુણથી થયેલુ તપ કહે છે.

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

સત્કાર માન તથા પૂજા(લવાને) માટે અને દંભ વડે જે તપ કરવામાં આવે છે, તેને આ લોકમાં રાજસ કહ્યું છે, અને તે ચળ તથા અધ્રુવ છે. ૧૮

ભાષ્યાર્થ: જે તપ સત્કાર, માન અને લોકપૂજા માટે કરવામાં આવે છે, 'આ તપસ્વી બ્રાહ્મણ સારો છે, મહાતપસ્વી છે, બ્રાહ્મણ છે,' એ પ્રકારે જે વખાણ કરવામા આવે તેનું નામ 'સત્કાર' છે, (તેને આવતા જોઈ) ઊભા થઈ જવુ તથા પ્રણામ વગેરે કરવા, એ સન્માનનું નામ માન છે; પાદપ્રક્ષાલન, અર્ઘ્ય, અર્ચન અને અન્નદાનથી સંતર્પણનું નામ પૂજા છે; એ પ્રકારે માન, સત્કાર કે પૂજા અર્થે જે તપ કરવામા આવે છે, તેથી જે દંભ વડે કરવામા આવે છે, તે તપ રાજસી કહેવામાં આવે છે, તે તપને ચળ એટલે નાશવંત–ક્ષણિક હોવાથી અધ્રુવ કહેલુ છે.

मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

મૂઢગ્રાહ–અજ્ઞાનતાવાળા દુરાગ્રહ વડે આત્માને પીડા આપી અથવા બીજાના નાશ માટે જે તપ કરવામાં આવે છે, તે તપને તામસ કહેવામા આવ્યુ છે ૧૯

ભાષ્યાર્થ: જે તપ મૂઢગ્રાહપૂર્વક–અવિવેકવાળા નિશ્ચય વડે પોતાના શરીરને–આત્માને પીડીને અને બીજાનો વિનાશ કરવા માટે આચરવામાં આવે છે, તે તપને તામસી કહેવામા આવ્યુ છે.

હવે ત્રણ પ્રકારના દાન કહેવામા આવે છે

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

આપવું જ જોઈએ, એમ માનીને દેશ, કાળ અને પાત્રમાં ઉપકાર ન કરી (વાળી) શકે તેને જે દાન આપવામાં આવે છે, તે દાનને સાત્ત્વિક કહેલું છે ૨૦

ભાષ્યાર્થ : જે દાન 'આપવું જ ઉચિત છે' એ પ્રકારનો મનમાં વિચાર કરી ઉપકાર વાળી–કરી ન શકે એવાને અથવા તો ઉપકાર કરી કે વાળી શકે એવો હોય તો તેના તરફથી પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યા વિના, યોગ્ય પાત્ર કે અધિકારીને, યોગ્ય સ્થળમાં–કુરુક્ષેત્ર આદિ પુણ્યભૂમિમાં, યોગ્ય કાળમાં–સક્રાંતિ આદિ પુણ્યકાળમાં, શ્રેષ્ટ પાત્રને અર્થાત્ વેદ જાણવાવાળા બ્રાહ્મણ આદિ શ્રેષ્ટ પાત્રને આપવામાં આવે છે, તે દાનને સાત્ત્વિક કહ્યું છે.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પણ જે ઉપકારનો બદલો લેવા અથવા ફળનો ઉદ્દેશ રાખી, ક્લેશ પામીને જે દાન અપાય છે, તેને રાજસ દાન કહ્યું છે. ૨૧

ભાષ્યાર્થ : જે દાન, તેના બદલામાં ઉપકાર માટે એટલે કે કાળાંતરમાં–ભવિષ્યમાં એ દાનનો બદલો મારી ઉપર ઉપકાર કરી વાળશે, એવા વિચારથી અથવા તો આ દાનનું મને અદૃષ્ટ–પરલોકમાં ફળ મળશે, એમ સમજીને તથા ખેદયુક્ત થઈ આપવામાં આવે છે, તે દાનને રાજસ કહેવામાં આવ્યું છે.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

જે દાન અયોગ્ય દેશ (સ્થાન) તથા સમયમાં અપાત્રોને સત્કાર વિના અને તિરસ્કારપૂર્વક અપાય છે, તેને તામસ કહ્યું છે. ૨૨

ભાષ્યાર્થ : અદેશમાં એટલે પુણ્યવાન દેશ–સ્થળ–સ્થાન ન હોય તેમાં એટલે કે જ્યાં અપવિત્ર વસ્તુઓ કે મ્લેચ્છાદિ હોય એવા દેશમાં અને અકાળમાં એટલે પુણ્ય કરવા માટે કહેવામાં આવેલા સક્રાંતિ આદિ પર્વવિનાનો સમયમાં અપાત્રોને અર્થાત્ મૂર્ખ, ચોર વગેરે દાન કરવાને અયોગ્ય હોય, તેને અથવા તો યોગ્ય દેશ અને કાળમાં પણ સત્કાર કર્યો વિના–પ્રિયવચન, પાદપ્રક્ષાલન અને પૂજા વગેરે સન્માનરહિત તથા દાન લેનારને અપમાન કે તિરસ્કારપૂર્વક જે દાન આપવામાં આવે છે, તેને તામસી દાન કહેલું છે.

યજ્ઞ, દાન અને તપાદિને સાદ્‌ગુણ્ય અર્થાત્ પૂર્ણતા પ્રાપ્ત કરાવવા–કરવાને માટે આ ઉપદેશ કહેવામાં આવે છેઃ

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

ૐ, તત્ અને સત્, એમ બ્રહ્મનો નિર્દેશ (નામ) ત્રણ પ્રકારનો કહેલો છે; પૂર્વે સૃષ્ટિના આદિ કાળમાં તે (ત્રિવિધ નામ) વડે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો સર્જાયા છે. ૨૩

ભાષ્યાર્થ : ૐ, તત્, સત્, એવી રીતનો ત્રણ પ્રકારનો બ્રહ્મનો નિર્દેશ

છે, માટે બ્રહ્મનુ આ ત્રણ પ્રકારનું નામ છે, વેદાંતમાં બ્રહ્મવેત્તાઓ એ બ્રહ્મને એ પ્રકારે ચિંતવેના–ધ્યાનમા સ્થાપિત કરેના માનેના છે, પૂર્વકાળમા આ ત્રણ પ્રકારના નામથી જ બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો નિર્માણ કરવામા–રચવામાં આવ્યા છે. શ્લોકની આ બીજી પંક્તિ બ્રહ્મના નામની સ્તુતિ માટે કહેવામા આવે છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताःसततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

તે કારણે વિધિશાસ્ત્રે કહેલી બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ ૐ એમ ઉચ્ચારીને નિરંતર પ્રવર્તે છે. ૨૪.

**ભાષ્યાર્થ :** તે કારણે વેદનો વ્યાખ્યાન તથા પાઠ કરવાનો જેઓનો સ્વભાવ કે નિયમ થઈ ગયો છે, એવા બ્રાહ્મણોની શાસ્ત્રે કહેલી યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ, બ્રહ્મના ૐ નામનુ ઉચ્ચારણ કરીને–કર્યા બાદ સર્વદા પ્રવર્તે છે–શરૂ કરવામા આવે છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

બ્રહ્મનુ એ પ્રકારનુ 'તત્' નામ બોલીને ફળાભિસંધાન–ફળની ઇચ્છા વિના યજ્ઞ તથા તપની ક્રિયાઓ અને વિવિધ પ્રકારની દાનની ક્રિયાઓને મોક્ષ ઇચ્છનારાઓ કરે છે (મોક્ષ ઇચ્છનારાઓ વડે તે તે ક્રિયાઓ કરાય છે) ૨૫

**ભાષ્યાર્થ :** બ્રહ્મનુ એ પ્રકારનુ 'તત્' નામ બોલીને, યજ્ઞાદિ કર્મફળને ન ઇચ્છીને યજ્ઞ અને તપરૂપ તથા ભૂમિ અને સોનાચાંદીના દાનની વિવિધ ક્રિયાઓ, મોક્ષ ઇચ્છનારા–મુમુક્ષુઓ વડે કરવામા આવે છે–થાય છે–આરંભાય છે–સંપાદન થાય છે.

ૐ અને તત્–એ બે શબ્દોનો પ્રયોગ–ઉપયોગ તો કહ્યો, હવે સત્ શબ્દનો પ્રયોગ–વિનિયોગ–ઉપયોગ (નીચેના બે શ્લોકોથી) કહેવામા આવે છે:

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

હે પાર્થ ! 'સત્' એ પદ સદ્ભાવ, સાધુભાવ ઇત્યાદિ અર્થમાં યોજાય છે–વપરાય છે તથા શ્રેષ્ઠ કર્મમા પણ 'સત્' શબ્દ વાપરવામાં આવે છે (તે ૐ તત્) ૨૬

**ભાષ્યાર્થ :** સદ્ભાવે એટલે જે અસત્–અવિદ્યમાન વસ્તુ છે, તેના સદ્ભાવમા, જેમકે પુત્ર નથી હોતો અને પછી થાય, ત્યારે તે સદ્ભાવ થયો કહેવાય, તેમ જે અસત ખરાબ આચરણોવાળા અસાધુ પુરુષનુ વર્તન સદાચારયુક્ત–સાધુ બની જાય, તો એમા સત્ શબ્દનો–એ સદ્ શબ્દનો ઉપયોગ કરવામા

આવે છે; તેમ જ વળી હે પાર્થ! વિવાહાદિ માંગલિક પ્રસંગે પણ સત્ શબ્દનો ઉપયોગ (પ્રયોગ) કરવામાં આવે છે.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે સ્થિતિ છે, તેને પણ 'સત્' કહેવાય છે અને તેને માટે કરવામાં આવતું કર્મ પણ 'સત્' જ કહેવાય છે. ૨૭

**ભાષ્યાર્થ:** યજ્ઞકર્મમાં જે સ્થિતિ છે, તપમાં જે સ્થિતિ છે અને જે દાનમાં સ્થિતિ છે, તે પણ વિદ્વાનોથી 'સત્' કહેવાય છે; તથા એ યજ્ઞાદિ માટે જે કર્મ છે અર્થાત્ યજ્ઞ, તપ અને દાન માટે જે કર્મ કરવામાં આવે છે, તે કર્મ અથવા જે બ્રહ્મના ત્રણ નામનું આ પ્રકરણ-પ્રસ્તુત વિષય છે, તે ઈશ્વર માટે કરવામાં આવતું કર્મ પણ 'સત્' છે એમ કહેવાય છે; તે એ (પ્રકારે કરેલાં) યજ્ઞ અને તપ આદિ કર્મ, જો અસાત્ત્વિક અથવા વિગુણ હોય તો પણ શ્રદ્ધાપૂર્વક બ્રહ્મના આ ત્રણ નામના પ્રયોગથી તે સગુણ એટલે સાત્ત્વિક ભાવ પામેલું થઈ જાય છે.

કારણ આ છે કે સર્વત્ર-સર્વસ્થાનમાં જે કાંઈ કરવામાં આવે છે, તે શ્રદ્ધાની મુખ્યતાથી જ કરી શકાય છે; માટે-

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

અશ્રદ્ધાથી હોમેલું, આપેલું, તપ કરેલું તથા જે કાંઈ પણ કર્યું હોય, તે અસત્ કહેવાય છે. હે પાર્થ! તે પરલોકમાં-મરી ગયા પછી નથી કે અહીં નથી (કશો લાભ આપતું નથી). ૨૮

**ભાષ્યાર્થ:** શ્રદ્ધા વિના કરેલાં હવન, શ્રદ્ધા વિના બ્રાહ્મણોને દીધેલાં દાન, શ્રદ્ધા વિના તપેલું (કષ્ટે આચરેલું) તપ અને જે કાંઈ શ્રદ્ધા વિના સ્તુતિ, નમસ્કાર વગેરે કર્મો કરવામાં આવે છે, તે સર્વ કર્મો હે પાર્થ! મારી પ્રાપ્તિના સાધનના માર્ગથી બહાર (દૂર) હોવાથી 'અસત્' છે, એમ કહેવાય છે; કારણકે હે પાર્થ! એ કર્મ ઘણા પરિશ્રમથી કરવામાં આવ્યું હોય છતાં સાધુ-પુરુષોથી તે નિંદિત છે; તેથી મરણ પછી તે પરલોકમાં ફળ માટે-ફળ આપવાવાળું નથી, તેમ જ આ લોકમાં પણ કાંઈ ફળ માટે-ફળ આપવાવાળું થતું નથી.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય
શ્રીમત્ શંકરાચાર્યભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો
શ્રદ્ધાત્રયવિભાગયોગ નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ

# अध्याय १८मो मोक्षसंन्यासयोग

આ અધ્યાયમાં સર્વ ગીતાશાસ્ત્રનો અર્થ, ઉપસંહાર એકત્ર–ભેગો કરીને સર્વ વેદાર્થ કહેવો જોઈએ, એ ઉદ્દેશથી આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. પાછળના બધા અધ્યાયોમાં કહેલો અર્થ–ચર્ચેલા સર્વ વિષયોનો મથિતાર્થ–સારાંશ આ અધ્યાયમા મળે છે–જાણવામાં આવે છે, તોપણ સંન્યાસ અને ત્યાગ એ બે શબ્દોનો વિશેષ અર્થ જાણવાની ઇચ્છા કરતો અર્જુન બોલ્યો :

अर्जुन उवाच । અર્જુને કહ્યુ :

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

હે મહાબાહુ–ઢીંચણ સુધી લાંબા બાહુવાળા ! હું સંન્યાસનું તત્ત્વ જાણવા ઇચ્છું છું અને હે હૃષીકેશ ! હે કેશી દૈત્યને મારનાર ! ત્યાગનું તત્ત્વ પણ તેનાથી અલગ–પરસ્પર વિભાગપૂર્વક જાણવા ઇચ્છું છું. ૧

ભાષ્યાર્થ : હે મહાબાહો ' હે હૃષીકેશ ' હે કેશિનિષૂદન ! હુ સંન્યાસના–'સંન્યાસ' શબ્દના અર્થને અને ત્યાગના અર્થાત્ ત્યાગ શબ્દના અર્થને તથા તે (બેના) તત્ત્વને જાણવા ઇચ્છુ છુ, તત્ત્વ એમાં તત્; એટલે તે થતા ત્વ-પણાનો ભાવ સૂચક પ્રત્યય છે, તે તત્ત્વ એટલે તેનો ભાવ–તેપણુ–તેનું જેવુ રૂપ હોય એવુ સ્વરૂપ એ બન્નેના યથાર્થ સ્વરૂપ–જેવા રૂપ હોય તેવા જ, હું, વિભાગ પૂર્વક–અલગઅલગ જાણવા ઇચ્છુ છું. ભગવાન વાસુદેવે છળથી ઘોડાનુ રૂપ ધારણ કરવાવાળો કેશી નામનો એક અસુર માર્યો હતો, તેથી અર્જુને ભગવાનને એ (કેશિનિષૂદન) નામથી સંબોધન કર્યું છે.

પાછળના અધ્યાયોમા સન્યાસ અને ત્યાગ એ બે શબ્દો અનેક જગ્યાએ કહેવામાં આવ્યા છે, પરતુ એ બે શબ્દો સ્પષ્ટ અર્થમાં વિવેકપૂર્વક નથી કહેવામાં આવ્યા, માટે (એનો સ્પષ્ટ અર્થ જાણવાની ઇચ્છા કરી) અર્જુને પૂછ્યાથી તેનો નિર્ણય કરવા માટે શ્રીભગવાન બોલ્યા :

श्रीभगवानुवाच । શ્રીભગવાને કહ્યુ :

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

કામ્ય કર્મના ન્યાસને કવિઓ–પંડિતો સંન્યાસ સમજે છે–જાણે છે, અને સર્વ કર્મના ફળના ત્યાગને વિચક્ષણો–પંડિતો ત્યાગ કહે છે. ૨

ભાષ્યાર્થ : કામ્ય કર્મ એટલે અશ્વમેધાદિ સકામ કર્મોના ન્યાસ એટલે પરિત્યાગને કેટલાએક પંડિતો સંન્યાસ કહે છે અને સંન્યાસનો એ અર્થ છે,

એમ જાણે છે એટલે કે કર્તવ્યરૂપે પ્રાપ્ત થયેલાં શાસ્ત્રવિહિત સકામ કર્મ ન કરવાં, એ સંન્યાસ શબ્દનો અર્થ છે, એમ સમજે છે, કેટલાક વિચક્ષણ પુરુષો–પંડિતો કહે છેઃ નિત્ય નૈમિત્તિકરૂપે જે સર્વકર્મો(નું અનુષ્ઠાન) કરવામાં આવે છે તે કર્મોનાં પ્રાપ્ત ફળનો આત્મા સાથે જે સંબંધ હોય છે, તે સહિત સર્વ કર્મનો ત્યાગ કરવો; તે એમના અભિપ્રાય પ્રમાણે ત્યાગનો વાસ્તવિક અર્થ એ છે; કહેવાનો ભાવાર્થ આ છે કે ગમે તો કામ્ય કર્મનો સદંતર પરિત્યાગ કહો અથવા તો સર્વ કર્મના ફળનો પરિત્યાગ કહો, પણ એ પ્રમાણે તો સંન્યાસ અને ત્યાગ એ બન્ને શબ્દનો અર્થ એકમાત્ર 'પરિત્યાગ' જ થયો; પણ એ બેના અર્થ કાંઈ જેમ 'ઘડો' તથા 'વસ્ત્ર' શબ્દના જુદીજુદી જાતિ-વર્ગ બતાવનારા છે, તેવો (જુદો) થયો નહી.

**શંકાવાદીઃ** શું એમ નથી કહ્યું, કે નિત્યનૈમિત્તિક કર્મના તો ફળ જ નથી? તો પછી હવે વંધ્યાપુત્રના ત્યાગની પેઠે એ ફળનો ત્યાગ કરવાની વાત કેવી રીતે કહેવામાં આવે છે?

**સિદ્ધાંતીઃ** નિત્ય કર્મોનાં પણ ફળ હોય છે, એ વાત ભગવાનને ઇષ્ટ હોવાથી એમણે તે સ્વીકારેલી છે, માટે આ (તમો કહો છો તે) દોષ નથી આવતો; ભગવાન જ પોતે જ આગળ કહેશે—'अनिष्टमिष्टम्' 'न तु सन्यासिनाम्' (૧૮–૧૨) અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર એમ ત્રણ પ્રકારે કર્મનું ફળ છે, તે અસંન્યાસીને માટે થાય છે, પણ સંન્યાસીઓને માટે કદી પણ આ ફળ થતું નથી, એ પ્રકારે અહીં न तु सन्यासिनाम् એ શબ્દ વડે કેવળ સંન્યાસીઓ છે, તેમને એ ત્રણ પ્રકારના ફળ સાથેનો સંબંધ નથી–ફળ મળતા નથી, એમ જણાવી भवत्यत्यागिनां प्रेत्य એ શબ્દો વડે જેઓ ત્યાગી-સંન્યાસી નથી, અત્યાગી છે–એટલે કે ફળની ઇચ્છા રાખવાવાળા છે, તેમને શરીર છૂટ્યા પછી ત્રણે જાતના ફળની–નિત્ય કર્મના ફળની પણ પ્રાપ્તિ થાય છે, એમ બતાવે છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

કેટલાક બુદ્ધિમાનો કહે છે કે કર્મને દોષની પેઠે અથવા કર્મ દોષવાળું હોવાથી ત્યજવા યોગ્ય છે, અને બીજા એમ કહે છે કે યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી. ૩

**ભાષ્યાર્થઃ** ત્યાજ્ય એટલે તજવા–છોડી દેવા યોગ્ય, જેમાં દોષ હોય–દોષવાળું જે હોય–તે દોષવત્, તે તજવા યોગ્ય દોષવાળું શું છે? (કેટલાએ સાંખ્યવાદી મત ધરાવનારા પંડિતો કહે છે કે,) તે કર્મ છે. કારણકે તે બંધનનો હેતુ (મૂળ) છે, માટે સર્વ કર્મ ત્યજવા યોગ્ય છે. અથવા તો દોષ એટલે રાગાદિ–આસક્તિ વગેરે દોષો સમજવા, એ રાગાદિ દોષો જેમ ત્યજી દેવા યોગ્ય છે, તેમ કર્મના અધિકારીઓએ સર્વ કર્મ ત્યજી–છોડી દેવા યોગ્ય છે, એમ ઉપર કહેલા સાંખ્યાદિ દૃષ્ટિનું અવલંબન કરનારા પંડિતો કહે છે. સારાંશ કે કર્મના

અધિકારીઓએ અર્થાત્ જેઓ અજ્ઞાન દૃષ્ટિવાળા હોવાથી જેમનો કર્મમાં અધિકાર છે એવા અજ્ઞાનીઓએ, સર્વ કર્મનો ત્યાગ કરવો, એમ પંડિતો કહે છે; પરંતુ એ વિષયમાં બીજા ( મીમાંસકો ) કહે છે, કે એવા અજ્ઞાની અધિકારીઓએ યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી. કર્મ કરવાવાળા–કર્મીઓ–કર્મના અધિકારીઓ જે છે, તેમના સંબંધમાં જ આ વિકલ્પ છે; તેમને ધ્યાનમાં લઈને જ આ વિકલ્પ ઉઠાવવામાં આવ્યો છે; પરંતુ ( વિષયો માટેની ઇચ્છાઓથી) જેમનું વ્યુત્થાન થયું છે–જેઓ એ સર્વ ભોગો ત્યજી ઊભા ( વિરક્ત ) થઈ ગયા છે, એવા જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓને ઉદ્દેશી નથી કહેવામાં આવ્યું; સાંખ્યયોગીઓ–તત્ત્વજ્ઞાનીઓની નિષ્ઠા–જ્ઞાન યોગ દ્વારા છે, એમ પહેલાં ( ૩–૩માં ) બતાવ્યું છે. એ પ્રકારે જે સંન્યાસીઓને કર્માધિકારથી ઊંચકી લેવામાં–નિવૃત્ત કરી દેવામાં આવ્યા છે, તેમને માટે તો કાંઈ ચિંતા કરવાની રહી જ નથી. ( અહીં આ શ્લોકમાં તેમને ઉદ્દેશી કાંઈ કહેવામાં આવ્યું જ નથી. )

**શંકા–પૂર્વપક્ષ :** શું 'कर्मयोगेन योगिनाम्' યોગીઓની–કર્મીઓની નિષ્ઠા કર્મયોગ વડે છે, એમ પહેલાં નિષ્ઠાના ભાગ બતાવી એમના અધિકાર પરત્વે નથી કહ્યું કે? એમ તમોએ કહ્યું છે, છતાં આ છેવટના પ્રકરણમાં ઉપસંહારાર્થે જેમ કર્મ કરનારા અધિકારીઓની નિષ્ઠાનો ફરીથી વિચાર કરવામાં આવે છે, તેમ સાંખ્ય–તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠાવાળા સંન્યાસીઓના વિષયમાં પણ અહીં વિચાર કરવો ઉચિત છે.

**ઉત્તર :** ના, (એમ કરવું ઉચિત નથી;) કારણકે મોહના કે દુઃખના નિમિત્તકારણથી એ જ્ઞાની–સંન્યાસીઓનો કર્મત્યાગ નથી સંભવતો; કેમકે શરીરપીડાના નિમિત્તથી થતાં દુઃખોને, સાંખ્યો–જ્ઞાનીઓ, પોતાના આત્મામાં નથી દેખતા; ઇચ્છાદિ ( અ. ૧૩ શ્લોક ૬ ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ઇન્દ્રિયાદિ સહિત શરીર, જ્ઞાન, શક્તિ, ચેતન અને ધૈર્ય ) ધર્મો, ક્ષેત્રના–શરીરના ધર્મો છે, એમ જણાવેલું છે; તેથી અને વળી એથી જ શરીરના ક્લેશરૂપ દુઃખના ભયથી તેઓ કર્મનો ત્યાગ કરતા નથી; તેઓ કર્મોને કાંઈ આત્મામાં જોતા નથી; સારાંશ આ છે કે આત્માને અને કર્મને સંબંધ છે, એમ તેઓ નથી માનતા–જોતા–એટલે કે કર્મને લીધે અથવા તો કર્મવિના આત્માને કાંઈ દુઃખ થાય, એવું તેઓ માનતા નથી; આથી નિત્યનૈમિત્તિક કર્મને મોહથી છોડી દેતા નથી. 'આ સર્વ કર્મો ગુણોના છે, ગુણરૂપ ઇન્દ્રિયોના છે, હું કાંઈ પણ કરતો નથી' એમ સમજીને એઓ કર્મસંન્યાસ કરે છે; કારણકે સર્વકર્મોને મનથી ત્યજીને દેહી સુખથી રહે છે' (અ. ૫ શ્લો. ૧૩) ઇત્યાદિ વાક્યો વડે તત્ત્વજ્ઞાનીઓના સંન્યાસનો પ્રકાર ( એ પ્રમાણે ) દેખાડવામાં આવ્યો છે; તેટલા માટે જે બીજા–જ્ઞાનીઓથી જુદા–આત્મજ્ઞાન વિનાના કર્મના અધિકારવાળા છે અને જેમના વડે મોહના નિમિત્ત અને શરીરના દુઃખના ભયથી ત્યાગ થવાનો સંભવ છે, તેઓ તામસી ત્યાગી અને રાજસી ત્યાગીઓ છે, તેથી તેમની નિંદા થાય છે; તેમની આ નિંદા આત્માને નહીં જાણનારા તથા કર્મમાં અધિકાર-

વાળા કર્મના ફળત્યાગની સ્તુતિ માટે છે; કારણકે 'સર્વ આરંભનો પરિત્યાગ કરનાર,' 'મૌનવાળો' 'જે તે (મળી જાય તે) વડે સંતોષી,' 'ઘરવિનાનો અને સ્થિર મતિવાળો' ઇત્યાદિ વિશેષણોના–ગુણોના કથનથી અને ગુણાતીતનાં લક્ષણોમાં પણ યથાર્થ–ખરેખરા સંન્યાસીને જુદો પાડી. કહેવામાં–વર્ણવવામાં આવ્યો છે; વળી આ અધ્યાયમાં (શ્લોક ૫૦) 'જ્ઞાનની જે પરા નિષ્ઠ છે' તે વાક્યથી પણ આગળ એ જ કહેવામાં આવશે; માટે અહીં જે વિવેચન કર્યું છે, તે જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓ વિષે નથી. તામસી અને રાજસી ત્યાગ કરતાં આ કર્મફળના ત્યાગવાળો સંન્યાસ, સાત્ત્વિકતારૂપ ગુણવાળો છે, તેથી અહીં એને ગૌણરૂપે સંન્યાસ કહેવામાં આવ્યો છે; પરંતુ એ (સાત્ત્વિક ત્યાગવાળો કર્મફળત્યાગરૂપ સંન્યાસ) કાંઈ સર્વ કર્મના સંન્યાસવાળો મુખ્ય સંન્યાસ નથી, અર્થાત્ એ મુખ્ય સંન્યાસ અહીં નથી કહેવામાં આવ્યો.

શંકા: 'नहि देहभृता शक्यं' એ (અ. ૧૮–૧૧મા) શ્લોકમાં કહ્યા પ્રમાણે તો દેહધારી જીવો માટે સર્વ કર્મોના ત્યાગનો અસંભવ બતાવ્યો છે; કારણકે એ વાક્ય પ્રમાણે જ્ઞાનનિષ્ઠો સર્વકર્મનો સંન્યાસ શી રીતે કરવાના હતા? એ હેતુરૂપ વચન પર વિચાર કરશો, તો ઉપરના શ્લોકમાં મુખ્ય જે સર્વકર્મસંન્યાસ છે, તે પણ કહેવામાં આવ્યો છે, કર્મફળત્યાગરૂપ સંન્યાસ જ કેવળ નથી કહેવામાં આવ્યો. જો તમો એમ કહો કે તો સર્વકર્મપરિત્યાગની એ શ્લોકથી અસંભવતા જણાવવામાં આવ્યાથી સર્વકર્મફળપરિત્યાગરૂપ સંન્યાસ, જે મુખ્ય સંન્યાસ–સર્વફળસંન્યાસ છે એમ કહો અને તેથી શંકા ઉપસ્થિત કરો કે એ સર્વકર્મ–પરિત્યાગરૂપ મુખ્ય સંન્યાસ અહીં નથી કહેવામાં આવ્યો, એમ નથી શું?

પ્રત્યુત્તર : ના, એ છે કે એમ કહેવું બરોબર નથી; કારણકે એ 'नहि देहभृता' વાક્ય તો કર્મફળના ત્યાગની સ્તુતિ કરવા માટે જ છે. અધ્યાય ૧૨માના શ્લોક ૧૨માં શ્રેયો हि ज्ञानमभ्यासात् વડે પણ આ જ વાત કહેવામાં આવી છે. ત્યાં કહ્યું છે: અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન, ધ્યાનથી કર્મફળત્યાગ ચઢિયાતાં છે અને એ ત્યાગથી શાંતિ થાય છે; શાંતિ એટલે મોક્ષ છે અને મોક્ષ તો જ્ઞાનથી થાય છે; પરંતુ ત્યાં કર્મફળના ત્યાગથી મોક્ષ થાય છે, એમ કહ્યું તે તો કેવળ કર્મફળની સ્તુતિ માટે છે; કારણકે મોક્ષપ્રાપ્તિ માટે ભગવાને અર્જુનને અનેક પક્ષ બતાવ્યા અને તેનું અનુષ્ઠાન કરવામાં તે અશક્ત માલુમ પડ્યો, ત્યારે જ એ આત્મજ્ઞાનરહિત અર્જુનને કહ્યું કે તું જો આ સર્વ કરવાને અશક્ત હોય, તો તું સર્વકર્મફળનો ત્યાગ કર. અર્જુનને આ પક્ષ ગમ્યો, માટે ભક્તના ભાવને આધીન ભગવાને અર્જુનને કહ્યું: 'સર્વકર્મફળનો ત્યાગ એ સર્વથી શ્રેષ્ઠ સાધન છે; તેના યોગવડે શાંતિ એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે,' એ પ્રકારનું ભગવાનનું કહેવું, તે કર્મફળ ત્યાગની કેવળ સ્તુતિ અર્થે છે; તેમ જ नहि देहभृता આદિ વાક્ય પણ કર્મફળના ત્યાગની સ્તુતિ પૂરતું છે. 'સર્વ કર્મોને મનથી ત્યજી તે નથી કર્મ કરતો કે નથી કર્મ કરાવતો–કરવાને બીજાને પ્રેરતો' એ શ્લોકમાં વર્ણવેલો પુરુષ તો આ પક્ષનો અપવાદ છે, તે

કોઈ પણ બતાવી શકે એમ નથી; તેનું ઉદાહરણ કોઈ ન આપી શકે: માટે આ સંન્યાસ અને ત્યાગ વિષેનો વિકલ્પ કર્મમાં અધિકારવાળા મુમુક્ષુઓ માટે જ છે. જે યથાર્થ–પરેખરા જ્ઞાની–સાંખ્યયોગી છે, તેમને તો કેવળ સર્વકર્મના સંન્યાસરૂપ જ્ઞાનનિષ્ઠામાં જ અધિકાર છે, બીજામાં નથી; માટે તેઓ આ વિકલ્પને યોગ્ય નથી. અમોએ એ જ પ્રમાણે (સિદ્ધાંત) 'वेदाविनाशिनं नित्यं' એ શ્લોકના વ્યાખ્યાનમાં અને ત્રીજા અધ્યાયની શરૂઆતમાં પ્રતિપાદન કરેલું છે.

એ વિકલ્પ–ભેદો બતાવ્યા છે, તેમાં–

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र ! त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

હે ભરતશ્રેષ્ઠ અર્જુન! તે ત્યાગ વિષે મારો નિશ્ચય સાંભળ. હે પુરુષવ્યાઘ્ર–શૂરવીર ! ત્યાગ પણ ત્રણ પ્રકારનો કહ્યો છે. ૪

**ભાષ્યાર્થ :** હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલાઓમાં શ્રેષ્ઠ અર્જુન ! એ ઉપર કહેલા ત્યાગના વિષયમાં અર્થાત્ ત્યાગના અને સંન્યાસના વિકલ્પોના વિષયમાં તું મારો નિશ્ચય મારા વચન દ્વારા સાંભળ, એટલે સારી રીતે સમજ. ત્યાગ અને સંન્યાસ શબ્દનો વાચ્યાર્થ–શબ્દશઃ, અક્ષરશઃ અર્થ–એક જ છે, એ અભિપ્રાય બતાવવાને 'त्यागो हि' એ શબ્દો વાપરી કેવળ 'ત્યાગ' શબ્દ જ વાપરી આ પ્રશ્નનો ઉત્તર આપે છે. હે પુરુષસિંહ ! એ ત્યાગને શાસ્ત્રોમાં તામસ વગેરે ત્રણ પ્રકારના સાત્વિક, રાજસી, તામસી ભેદ વડે સારી રીતે કહ્યો છે, તે આત્મજ્ઞાન વિનાના કર્મમાં અધિકારવાળા–કર્મઠો માટે કહ્યો છે; પરંતુ પરમાર્થદર્શી જ્ઞાનીઓ માટે નથી કહ્યો. એ ત્યાગ–સંન્યાસ શબ્દનો વાચ્યાર્થ (સંન્યાસ) છે, તે તામસાદિ ભેદો વડે ત્રણ પ્રકારનો હોય છે. પરંતુ આ ભેદ આત્મજ્ઞાન વિનાના કર્મઠો માટે કહેલો છે પણ પરમાર્થદર્શી જ્ઞાનીઓ માટે નથી કહ્યો, એ તત્ત્વ સમજવાનું કઠણ છે; એ તત્ત્વ કહેવાને બીજો કોઈ સમર્થ–શક્તિમાન નથી, માટે તુ મારો ઈશ્વરનો વાસ્તવિક શાસ્ત્રાર્થવાળો નિશ્ચય સાંભળ.

તે નિશ્ચય શો છે? તે કહે છે:

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

યજ્ઞ, દાન અને તપ–એ કર્મ ત્યજવા યોગ્ય નથી; તે અવશ્ય કરવા યોગ્ય જ છે. યજ્ઞ, દાન અને તપ એ બુદ્ધિમાનોને–વિદ્વાનોને પવિત્ર કરનારાં છે. ૫

**ભાષ્યાર્થ :** યજ્ઞ, દાન અને તપ એ ત્રણ પ્રકારનાં કર્મ ત્યજી દેવા યોગ્ય નથી, એટલે કે એ ત્રણેનો ત્યાગ કરવો ઉચિત નથી; તે તો કાર્ય–કર્તવ્ય જ છે અને તે કરવા જ જોઈએ; કારણકે યજ્ઞ, દાન અને તપ એ ત્રણે બુદ્ધિમાનો–વિદ્વાનો એટલે ફળની કામનાવિનાના પુરુષોને ખરેખર પવિત્ર કરવાવાળાં છે.

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

એ કર્મો તો સંગ તથા ફળ ત્યજીને કરવા યોગ્ય છે—અવશ્ય કરવા જ જોઈએ હે પાર્થ! આ મારો નિશ્ચિત ઉત્તમ મત છે ૬

**ભાષ્યાર્થ:** ઉપરના શ્લોકમાં જે પવિત્ર કરનારા બતાવ્યા છે, તે યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ છે, તેમાંની આસક્તિ અને ફળકામના ત્યજીને તેનું અનુષ્ઠાન કરવા યોગ્ય છે, એવો જે મારો મત છે, તે નિશ્ચિત, દૃઢ અને ઉત્તમ છે

પાછળ શ્લોક ૪થામાં 'એ વિષયમાં મારો નિશ્ચય સાંભળ,' એવી ભગવાને પ્રતિજ્ઞા કરી તે કર્મોની (કર્તવ્યતા કરવી કે ન કરવી એ પ્રશ્ન ઉપર તેઓની) પવિત્રતા (પાવન કરવાનો સ્વભાવ) તથા હેતુ કહ્યા, એના જ ઉપસંહારરૂપે આ શ્લોક કહ્યો છે. પરંતુ આ શ્લોકમાં કોઈ અપૂર્વ—નવા વિષયનું વર્ણન નથી 'આ કર્મો કરવાં જોઈએ,' 'આ મારો મત નિશ્ચિત ઉત્તમ છે' વગેરેમાં एतानि શબ્દ વાપર્યો છે, તે પ્રસ્તુત વિષય અતિશય નિકટ—નજીકમાં કહેવાઈ ગયેલા વિષય માટે વાપર્યો છે રાગ, સંગ કે આસક્તિ તથા ફળની ઇચ્છાવાળા મનુષ્યો માટે જો કે આ (યજ્ઞ, દાન અને તપનાં) કર્મો બંધનકારક છે—બંધનના કારણભૂત બને છે, પરંતુ મુમુક્ષુઓ તો આસક્તિ અને ફલેચ્છા—રહિત હોવાથી તેમને તો એ કર્તવ્ય જ છે અર્થાત્ તેમણે તો યજ્ઞ, દાન અને તપ આચરવાં જ જોઈએ (કારણ કે તેમને તે બંધન કરતાં નથી, એમ કહેવા માટે અહીં अपि શબ્દ વાપર્યો છે, अपि શબ્દ કોઈ બીજાં કર્મો પેઠે (એટલે બીજાં કર્મોને લક્ષ્યમાં રાખી) એ કર્મો પણ કરવાં, એમ જણાવવા નથી વાપર્યો

બીજા કેટલાએક ટીકાકારો આ શ્લોકનો અર્થ આ પ્રમાણે વર્ણવે છે નિત્યકર્મોના ફળનો તો અભાવ છે, તેથી તેનાં ફળ અને આસક્તિ છોડી તે કર્મો કરવાં, એમ કહેવું નથી ઘટતું માટે एतान्यपि એ શબ્દોથી નિત્યકર્મો સિવાયનાં જે બીજાં કામ્યકર્મ છે, તેને માટે વાપર્યો છે અને તે પણ ફલેચ્છા વિના તે રીતે કરવાં જ જોઈએ, તો પછી યજ્ઞ, દાન અને તપના સંબંધમાં તો કહેવાનું જ શું? તે તો કરવાં જ જોઈએ

તેમનો એ અર્થ અસત્—ખોટો છે, કારણ કે યજ્ઞ, દાન અને તપ એ પવિત્ર કરનારાં છે (શ્લો ૫) ઇત્યાદિ વચન વડે નિત્યકર્મોનું પણ ફળ છે, એમ અહીં સિદ્ધ કર્યું છે નિત્યકર્મો રખેને બંધનકારક થઈ પડે, એવી આશંકાથી તે નિત્યકર્મોનો પણ ત્યાગ કરવાની ઇચ્છા રાખવાવાળા મુમુક્ષુને કામ્યકર્મની પ્રવૃત્તિનો તો પ્રસંગ જ ક્યાંથી ઉપસ્થિત થાય? ઉપરાંત 'સકામ કર્મ અધમ છે' (૨-૪૯) એ કથનથી કામ્ય કર્મોની નિંદા કરવામાં આવી છે અને 'યજ્ઞ સિવાયના—ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવતાં કર્મ સિવાયનાં બીજાં કામ્ય કર્મથી લોક કર્મનાં બંધનવાળા થાય' (૩-૯) એ વચનથી કામ્ય કર્મને બંધનનો હેતુ કહ્યો છે 'વેદો ત્રણ ગુણોને વિષય કરવાવાળા છે—એટલે સંસારના સંબંધવાળા છે' અને 'ત્રણે વેદ જાણનારા તથા સોમરસનું પાન

કરનારાઓ પોતાનાં પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં આવે છે' (૯–૨૦–૨૧) ઇત્યાદિ વચનોથી કામ્ય કર્મોનો પ્રસંગ અધમ જણાવ્યો છે, એટલે કે ઉપર જણાવેલો અર્થ સિદ્ધાંતથી અતિ દૂર જતો રહે છે; માટે एतान्यपि એ શબ્દો કામ્ય કર્મોના સબંધમાં નથી વાપરવામા આવ્યા, એ નિશ્ચિત છે.

હવે અજ્ઞાની–આત્મજ્ઞાનરહિત અને શાસ્ત્રમાં કહેલાં કર્મના અધિકારવાળા મુમુક્ષુઓ માટે–

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

નિયત કર્મનો સંન્યાસ તો યોગ્ય નથી; મોહથી તેનો પરિત્યાગ કરવો, તેને તામસ કહેલ છે. ૭

**ભાષ્યાર્થ :** વિહિત–નિત્ય કર્મોનો સંન્યાસ એટલે પરિત્યાગ કરવો ઇષ્ટ નથી, કારણકે અજ્ઞાનીએ ચિત્તશુદ્ધિ કરી લેવી એ ઇષ્ટ છે, અને નિત્ય કર્મ અજ્ઞાનીને શુદ્ધિના કારણરૂપ–શુદ્ધિ કરનારાં છે, એમ માનવામાં આવ્યું છે, તેથી એ નિત્યકર્મનો ત્યાગ–મોહથી–અજ્ઞાનથી કરેલો પરિત્યાગ, તેને તામસત્યાગ કહેવામા આવ્યો છે. નિયત 'અવશ્ય કરવા યોગ્ય' કર્તવ્યને કહે છે, તો પછી તે અવશ્ય કરવા યોગ્ય કર્તવ્યને તજવું, એમ કહેવું, તે તો અત્યંત વિરુદ્ધ છે, માટે એ મોહના કારણે–અજ્ઞાનથી થતો જે પરિત્યાગ તેને તામસત્યાગ કહેવો છે. મોહ તે જ તમસ્ છે (માટે મોહથી થતો ત્યાગ તામસ ત્યાગ છે).

વળી,

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

જે (નિત્યકર્મરૂપ) કર્મ છે તે દુઃખ જ છે, એમ માનીને કાયક્લેશ–શરીરદુઃખના ભયથી તેને ત્યજે છે, તે રાજસ ત્યાગ કરીને ત્યાગનું ફળ પામતો જ નથી. ૮

**ભાષ્યાર્થ :** જે કર્મ–કર્તવ્ય છે, તેને દુઃખરૂપ માની જે કોઈ શારીરિક કષ્ટ પડવાના ભયથી તેને છોડી દે છે, તે ત્યાગ રાજસ ત્યાગ છે, એવો રાજસ ત્યાગ કરી એ ત્યાગનું ફળ એટલે કે જ્ઞાનપૂર્વકના સર્વકર્મત્યાગ કે સંન્યાસનુ મોક્ષ નામનું જે ફળ છે, તેને એ મેળવતો જ નથી.

તો હવે સાત્ત્વિક ત્યાગ કયો? તે કહે છે.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

કરવા યોગ્ય જ છે, એમ માનીને હે અર્જુન! સંગ તથા ફળ ત્યજીને જે નિત્ય કર્મ કરવામાં આવે છે, તે ત્યાગ સાત્ત્વિક માનેલો છે. ૯

ભાષ્યાર્થ : આ કાર્ય કરવું જોઈએ, કર્તવ્ય છે, એમ સમજી જે નિયત નિર્માણ થયેલું–નિત્ય કર્મ છે, તેને આસક્તિ રાખ્યા વિના અને ફળનો ત્યાગ કરીને કરવામાં આવે છે, તે ત્યાગને હે અર્જુન ! સાત્ત્વિક એટલે સત્ત્વગુણથી કરવામાં આવેલો–ઉત્પન્ન થયેલો ત્યાગ માનવામાં આવ્યો છે. 'સંગ અને ફળને ત્યજી કર્મ કરવું' એવી અહીં ભગવાનની ઉક્તિ છે, તે નિત્ય કર્મોનાં ફળ ઉત્પન્ન થાય છે, એ વિષયમાં પ્રમાણ છે; એટલે કે નિત્યકર્મો ફળવાળાં છે, એ ભગવાનના વચન પરથી સાબિત થાય છે અથવા તો એમ સમજો કે નિત્યકર્મનું ફળ જો કે સાંભળવામાં નથી આવ્યું, તોપણ અજ્ઞાની માણસ એવી કલ્પના કરે છે, કે કરેલાં નિત્યકર્મ અંતઃકરણની શુદ્ધિ કે વિઘ્નના ત્યાગરૂપ પરિહાર કે ફળ આપે છે; એવી કલ્પનાનો નિષેધ ભગવાન फलं त्यक्त्वा એ કથનથી કરે છે. માટે सङ्गं त्यक्त्वा फलं चैव એ કહેવું ઘણું જ ઉચિત છે. सः त्यागः–નો અર્થ એ છે કે નિત્યકર્મોનો સંગ અને ફળનો ત્યાગ ત્યાગ; એ ત્યાગને સત્ત્વગુણથી કરેલો ત્યાગ માનવામાં આવ્યો છે.

પૂર્વપક્ષ–શંકા : શું ત્રણ પ્રકારનો કર્મપરિત્યાગ–સંન્યાસ છે, એમ કહી આ વિષયની શરૂઆત કરી છે ને? એમાંથી તામસ અને રાજસ ત્યાગ તો બતાવ્યા, પરંતુ ત્રીજા સાત્ત્વિક ત્યાગની જગ્યા પર–કર્મોના ત્યાગની વાત ન કરતાં–આસક્તિ તથા ફળના ત્યાગની વાત અહીં કેવી રીતે આવે છે? એને–સંગફળના ત્યાગને ત્રીજો ત્યાગ કેવી રીતે કહો છો? 'ત્રણ બ્રાહ્મણો આવ્યા છે,' એમ કહ્યા પછી એમાંના બે તો ષડંગ વેદ જાણનારા છે અને ત્રીજો ક્ષત્રિય છે, એમ કહેવું તેના જેવું આ કથન પ્રકૃત વિષયની વિરુદ્ધ છે.

ઉત્તર : ના, તમો કહો છો તેવો દોષ એમાં નથી; કારણકે કર્મસંન્યાસમાં અને ફળાસક્તિના ત્યાગમાં ત્યાગની તો સમાનતા છે–એ બંનેમાં ત્યાગનો અંશ એકસરખો જ છે, માટે કર્મફળના ત્યાગની સ્તુતિ કરવા માટે એ પ્રકારે કહ્યું છે. એમાં રાજસ અને તામસ ત્યાગની નિંદા કરી स त्यागः सात्त्विको मतः એમ કહી કર્મફળ તથા આસક્તિના ત્યાગને સાત્ત્વિક ત્યાગ બતાવે છે અને તેની સ્તુતિ કરે છે ( કરવામાં આવે છે ).

જે અધિકારી આસક્તિ અને ફળની ઇચ્છાના વિચારનો ત્યાગ કરી નિત્ય કર્મ કરે છે, તેનું અંતઃકરણ ફળાસક્તિ વગેરે દોષોથી મલિન થયેલું નથી હોતું; એ વિમળ અંતઃકરણ નિત્ય કર્મો વડે સંસ્કારી બની શુદ્ધ થાય છે; એવું વિશુદ્ધ અને પ્રસન્ન અંતઃકરણ કે ચિત્ત આત્માનો વિચાર કરવા શક્તિવાળું થાય છે. નિત્ય કર્મના અનુષ્ઠાનથી અંતઃકરણ વિશુદ્ધ થયું છે એવા વિશુદ્ધ અંતઃકરણવાળા જ અને જે આત્મજ્ઞાનાભિમુખ છે, અર્થાત્ આત્મ–જ્ઞાન તરફ જેઓ વળેલા છે, તે અધિકારીની આત્મજ્ઞાનમાં ક્રમે કરી, જે પ્રકારે સ્થિતિ થાય છે–જે નિષ્ઠા ઉત્પન્ન થાય છે, તે બતાવવી જોઈએ, તેથી કહે છે :

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

સત્ત્વથી સારી રીતે વ્યાપ્ત થયેલો, બુદ્ધિવાળો તથા નષ્ટ થયેલા સંશયવાળો ત્યાગી અકુશળ કર્મનો દ્વેષ કરતો નથી કે કુશળ કર્મમાં આસક્તિ–પ્રેમ કરતો નથી. ૧૦

ભાષ્યાર્થ : અકુશળ કર્મનો અર્થાત્ કામ્ય કર્મનો એ દ્વેષ કરતો નથી; કામ્ય કર્મ, શરીરનો આરંભ કરતાં હોવાથી–પુનર્જન્મનું કારણ હોવાથી સંસારનું કારણ છે; છતા તેનો એ દ્વેષ કરતો નથી; કારણકે એ સમજે છે કે એનાથી શું થવાનું છે? તેમ જ વળી શુભ નિત્ય કર્મો, કે જેનાથી સત્ત્વ–(અંતઃકરણ–ચિત્ત)ની શુદ્ધિદ્વારા જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્ઞાનમાથી જ્ઞાનનિષ્ઠા એટલે જ્ઞાનમાં સ્થિતિ સ્થિરતા થાય છે અને એ જ્ઞાનનિષ્ઠાથી મોક્ષ (ઉત્પન્ન) થાય છે–તે નિત્ય કર્મોમાં પણ તે આસક્ત થતો નથી; કારણ કે એ કુશળ–નિત્ય–કર્મોમાં પણ એનું પોતાનું કાંઈ પ્રયોજન સાધ્ય કરી લેવાનુ તે જોતો નથી. એ કોણ એવો છે ? એ પહેલાં કહેલો, સંગ અને ફળનો ત્યાગ કરવાવાળો ત્યાગી; એટલે કે કર્મોમાંની આસક્તિ અને એના ફળ છોડી નિત્ય-કર્મનુ અનુષ્ઠાન કરવાવાળો ત્યાગી છે; એવો પુરુષ–એવો ત્યાગી, ક્યારે અકુશલ–કામ્યકર્મોમાં દ્વેષ કરતો નથી અને કુશલ–કલ્યાણકારી નિત્ય કર્મોમાં પ્રીતિ કરતો નથી? તે કહેવામાં આવે છે, જ્યારે એ સાત્ત્વિક ભાવથી યુક્ત થાય છેઃ એટલે કે આત્મા અને અનાત્માના વિવેકજ્ઞાનના કારણ (હેતુ) સ્વરૂપ સત્ત્વ ગુણથી જ્યારે તે બરોબર વ્યાપ્ત થયેલો–સંપૂર્ણ સત્ત્વમય થયેલો હોય, ત્યારે; આથી જ તે મેધાવી છે—આત્મજ્ઞાનરૂપ પ્રજ્ઞાવાળો હોય તે મેધાવી છે અને એના એ મેધાવીપણાને લીધે એ છિન્નસંશય છે. એટલે કે અવિદ્યાએ ઉત્પન્ન કરેલા સંશયો જેના છેદાઈ ગયા છે એવો છે. આત્મસ્વરૂપમા સ્થિત રહેવું; એ જ પરમ કલ્યાણનું–મોક્ષનું સાધન છે. બીજું કોઈ સાધન–તે–માટે નથી. એવા નિશ્ચયથી તેના સર્વ સંશયો છેદાઈ ગયા છે, માટે તે છિન્નસંશય છે; સારાંશ આ છે કે જે કર્મનો અધિકારી પુરુષ પહેલાં કહ્યા પ્રમાણે કર્મ-યોગના અનુષ્ઠાનવડે ક્રમપૂર્વક શુદ્ધ અંતઃકરણ–ચિત્તવાળો થઈને સંસ્કારી બની જન્માદિ વિકારથી રહિત હોવાને લીધે નિષ્ક્રિય આત્માને જ બરોબર પોતાના સ્વરૂપ તરીકે સમજી ગયો છે, અર્થાત્ પરમાત્મા મારાથી ભિન્ન નથી, એવા અનુભવવાળો જે થયો છે, તે જ્ઞાની પુરુષ, સર્વ કર્મોનો મનથી સન્યાસ કરી પોતે કાંઈ પણ ન કરતાં અથવા તો બીજાને કરવા ન પ્રેરતાં આત્મજ્ઞાનમાં સ્થિર રહે છે, એટલે જ કે નૈષ્કર્મ્યરૂપ–જેમાં કર્મ બિલકુલ નથી, એ અવસ્થાવાળી જ્ઞાનનિષ્ઠા ભોગવે છે–માણે છે. આ પ્રમાણે પૂર્વે કહેલા કર્મ-યોગનું ફળ આ શ્લોક દ્વારા કહેવામાં આવ્યું છે.

પરંતુ જે પુરુષ કર્મનો અધિકારી હોઈ શરીરમાં આત્માનું અભિમાન

રાખવાવાળો—અર્થાત્ દેહને આત્મા સમજવાવાળો હોવાથી અજ્ઞાની છે, તેની બુદ્ધિ આત્માના કર્તૃત્વને માનનારી હોય છે. તેથી 'હું કર્તા છું, હું કરું છું' એવી દૃઢ બુદ્ધિવાળો છે, (માટે) તેનાથી અશેષ-સર્વ કર્મનો ત્યાગ થઈ શકતો નથી; તેથી તેને તો કર્મફળના ત્યાગપૂર્વક શાસ્ત્ર વિહિત કર્મોના અનુષ્ઠાનનો-કર્મો કરવાનો અધિકાર છે, પરંતુ તેનો-ને કર્મોનો ત્યાગ કરવાનો અધિકાર નથી, એવો અભિપ્રાય બતાવવા માટે કહે છે:

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

દેહભૃતથી-દેહાભિમાનથી અશેષ-સમગ્ર કર્મ ત્યજવાં શક્ય નથી; માટે જે કર્મફળનો ત્યાગ કરે છે, તે ત્યાગી કહેવાય છે. ૧૧

ભાષ્યાર્થ: ('હિનો અર્થ તે માટે છે') દેહભૃત્-દેહ ધારણ કરે-તે દેહધારી; એટલે દેહ જ આત્મા છે, એવા અભિમાનવાળો પુરુષ દેહભૃત્ કહેવાય. વિવેકી દેહભૃત્ નથી કહેવાતો; કારણકે તે તો આત્માને અવિનાશી જાણે છે. (૨-૨૧) તેથી કર્તૃત્વના અધિકારથી તે નિવૃત્ત થયેલો છે; આ ઉપરથી કહેવાનો ભાવાર્થ આ સમજવો જોઈએ, કે દેહભૃત્-અજ્ઞાની-કર્મમાં અધિકારવાળા પુરુષથી સર્વ કર્મો સંપૂર્ણપણે ત્યજવાં શક્ય નથી; માટે જે કર્મમાં અધિકાર ધરાવતો અજ્ઞાની પુરુષ નિત્ય કર્મો કરતો રહે છે, છતાં તે કર્મોના ફળનો ત્યાગી છે; એટલે કે કર્મફળની વાસનામાત્રનો-સર્વ ઇચ્છાના સમૂહનો ત્યાગ કરે છે, તે ત્યાગી છે, એમ કહેવાય છે, એ કર્મ કરનારો હોવા છતાં (ફળમાત્રના ત્યાગને લીધે) ત્યાગી છે, એમ જે કહેવામાં આવે છે, તે કર્મફળના ત્યાગીની (કેવળ) પ્રશંસા કરવા માટે કહેવામાં આવ્યુ છે, એવો અભિપ્રાય સમજવો; આ ઉપરથી આ સિદ્ધ થાય છે, કે જેને પરમ અર્થનું દર્શન થયું છે-જ્ઞાન થયું છે, જે દેહભૃત્-દેહમાં આત્મબુદ્ધિ રાખનાર અજ્ઞાની નથી, તેનાથી સર્વ કર્મનો ત્યાગ શક્ય છે; એટલે કે સર્વકર્મનો સંન્યાસ તે કરી શકે છે.

સર્વ કર્મનો પરિત્યાગ-સંન્યાસ કરવાથી જે પ્રયોજન થાય છે તે શું છે, તે કહેવામાં આવે છે:

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

કર્મનું ફળ ત્રણ પ્રકારનું છે: અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર. તે (ફળ) મરણ પછી અત્યાગીઓ-કર્મઠ અજ્ઞાનીઓને થાય છે; પણ સંન્યાસીઓને કદી થતું નથી. ૧૨

ભાષ્યાર્થ: નરક અને પશુપક્ષી વગેરે તિર્યક્યોનિવાળા જન્મ તે અનિષ્ટ; દેવયોનિવાળા ઇષ્ટ; અને ઇષ્ટ તથા અનિષ્ટ બંનેના મિશ્ર ફળવાળો જે મનુષ્ય-જન્મ ઇષ્ટાનિષ્ટ. એ પ્રમાણે ધર્મ તથા અધર્મ કે પુણ્યપાપરૂપ કર્મનાં ફળ ત્રણ

પ્રકારનાં હોય છે. જે પદાર્થ બહારના કર્તા, કર્મ, ક્રિયા, કરણ, સંપ્રદાન, અપાદાન ઇત્યાદિ કારકોના વ્યાપારોથી ઉત્પન્ન થયેલ હોય અને મદારીના-ખેલ જેવું ઇંદ્રજાળરૂપ, માયાના જેવું, અવિદ્યાથી ઉત્પન્ન થયેલું, મહામોહ કરનારું અને જાણે પ્રત્યગાત્મા–આત્માની સમીપ લઈ જતું હોય તેવું (દેખાય પણ) સારરહિત હોવાથી નાશ પામી જાય છે એનું નામ ફળ છે; 'ફળ'નો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ આવો છે. આવું ફળ અત્યાગીને–કર્મઠ અજ્ઞાનીઓને, જે ખરા સંન્યાસી નથી–તેને શરીર પડ્યા પછી મળે છે; પરંતુ કેવળ જ્ઞાનનિષ્ઠામાં સ્થિત થયેલા–પરમહંસ પરિવ્રાજક–ખરા સંન્યાસીઓને કદી એ ફળ મળતાં નથી; સારાંશ આ છે કે, જેની કેવળ સમ્યક્ જ્ઞાનનિષ્ઠા થઈ છે, તેની તે કેવળ સમ્યક્ જ્ઞાનની નિષ્ઠા, અવિદ્યાદિ સંસારના બીજને ઉખેડી નથી નાંખતી, એવું કદી નથી બનતું; અર્થાત્ તે સંસારબીજને મૂળ સહિત ઉખેડી નાખે છે જ.

માટે, ક્રિયા, કારક, ફળ આદિ આત્મામાં અવિદ્યાથી આરોપિત કરવામાં આવતાં હોવાને લીધે પરમાર્થદર્શીને–પરમ અર્થના અનુભવ લેનાર–જ્ઞાની–તત્ત્વવેત્તાને જ સર્વ કર્મનો સંન્યાસ સંભવી શકે છે; પરંતુ કર્મ કરતારાં અધિષ્ઠાન–શરીર–વગેરે કારકોને આત્મા સમજનારા–આત્મભાવથી જોવાવાળા અજ્ઞાનીઓ, સંપૂર્ણ કર્મોનો અશેષ–કોઈ પણ બાકી રાખ્યા વિનાનો સમૂળ ત્યાગ નથી કરી શકતા તે નીચેના શ્લોકો વડે બતાવે છે:

**पञ्चेमानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

**હે મહાબાહો! કર્મસમાપ્તિવાળા વેદાંતમાં–સાંખ્યશાસ્ત્રમાં સર્વ કર્મોની સિદ્ધિ માટે આ પાંચ કારણો કહેલાં છે, તે તું મારી પાસેથી સાંભળ. ૧૩**

**ભાષ્યાર્થ :** હે મહાબાહો! હવે પછી (ના ચાર શ્લોકોમાં) કહેવામાં આવનારાં પાંચ કારણોને અર્થાત્ કર્મનાં સાધનોને તું મારી પાસેથી જાણ–સાંભળ. 'મારી પાસેથી જાણ કે સાંભળ' એમ કહ્યું છે, તે અર્જુનના ચિત્તના સમાધાન માટે તથા પ્રકૃત–વસ્તુ ચાલુ વિષય જે અધિષ્ઠાનાદિ છે, તેના જ્ઞાનની કઠણતા–મુશ્કેલી દેખાડવા માટે, એ પાંચે કારણો જાણવા યોગ્ય છે, એમ કહી તેમની સ્તુતિ કરે છે. આ પાંચે કારણો સાંખ્યશાસ્ત્રમાં કહેલાં છે. જે શાસ્ત્રમાં જાણવા યોગ્ય પદાર્થોની સંખ્યા ગણી બતાવવામાં આવે, અથવા જે શાસ્ત્રમાં જાણવા યોગ્ય પદાર્થોનું સારી રીતે નિરૂપણ કરવામાં આવે, તે સાંખ્ય એટલે વેદાંત છે. કૃતાન્ત પણ એનું વિશેષણ છે. 'કૃત' કર્મને કહે છે; જેમાં કર્મનો અંત એટલે જેમાં કર્મોની પરિસમાપ્તિ થઈ જાય છે, એનું નામ કૃતાંત છે એટલે કે જેમાં કર્મોનો અંત છે; પાછળ અ. ૨ શ્લો. ૪૬ અને અ. ૪ શ્લો. ૩૩માં નાનાંનાનાં જળાશયોમાં જે જે કામ કરી શકાય છે, તે સર્વે કામ જેમ એક મહાન સરોવરમાં કરી શકાય છે, તેમ સર્વ વેદમંત્રોથી મેળવાતાં ભિન્નભિન્ન ફળો એક જ સ્થાનેથી

અજ્ઞાનીની સંન્યાસીને ( અજ્ઞાનથી ) મળે છે, 'સર્વ સમગ્ર કર્મ જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે' એમાં પણ કહ્યું છે કે, આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે સર્વ કર્મો નિવૃત્તિ પામે છે, વિરમી જાય છે, એમ બતાવે છે, એટલા માટે કહે છે કે આત્મજ્ઞાન આપનાર વેદાંતશાસ્ત્ર કૃતાન્ત છે, જેમાં સર્વ કર્મોની પરિસમાપ્તિ થાય છે એ સાચું છે: એ સાખ્ય–વેદાંત શાસ્ત્રમાં સર્વ કર્મની સિદ્ધિ માટે આ પંચ કારણો કહ્યાં છે, તે તું મારી પાસેથી સાંભળ.

એ પાંચ કારણો કયાં છે? એ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કહે છે:

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥

અધિષ્ઠાન, કર્તા અને વિવિધ પ્રકારનાં અલગઅલગ કરણ, વળી વિવિધ પ્રકારની જુદીજુદી ચેષ્ટા અને એ કારણોમાં પાંચમું જે દૈવ છે તે. ૧૪

**ભાષ્યાર્થ:** અધિષ્ઠાન-ઇચ્છા, દ્વેષ, સુખદુઃખ અને જ્ઞાન વગેરેની અભિવ્યક્તિ-પ્રકટ થવાનો આશ્રય શરીર છે તે; કર્તાનો અર્થ ઉપાધિ સ્વરૂપવાળો ભોક્તા જીવ છે અને કરણ એટલે શબ્દાદિ વિષયો ગ્રહણ કરવામાં સાધન શ્રોત્રાદિ જુદીજુદી બાર પ્રકારની ઇંદ્રિયો છે તે, ઉપરાંત શ્વાસ, પ્રશ્વાસ, પ્રાણ, અપાન વગેરે અલગઅલગ વાયુઓની ક્રિયાઓ–ચેષ્ટાઓ છે તે મળી કુલ ચાર કારણો છે તેમાં તેની સાથે પાંચમું કારણ દૈવ પણ છે, ચક્ષુ આદિ ઇંદ્રિયોને સહાય કરનાર–પ્રવૃત્ત કરનાર સૂર્યાદિ દેવતાઓરૂપ કારણ દૈવ કહેવાય છે.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥

શરીર, વાણી તથા મન વડે મનુષ્ય (શાસ્ત્રે કહેલ) ન્યાય્ય અથવા નિષિદ્ધ (વિપરીત) જે કાંઈ કર્મ કરે છે તેનાં આ પાંચ કારણ છે. ૧૫

**ભાષ્યાર્થ:** મન, વાણી અને શરીર એ ત્રણ વડે મનુષ્ય જે કાંઈ ન્યાયયુક્ત–ધર્મમય શાસ્ત્રે જે કરવાની આજ્ઞા આપી છે તે અથવા તો વિપરીત તેનાથી ઊલટું અશાસ્ત્રીય–અધર્મવાળું શાસ્ત્રે જે કરવાની મના કરી છે, તે સર્વના ઉપર કહેલાં પાંચ હેતુ એટલે કારણો છે. જીવવા માટે જે કાંઈ ચેષ્ટાઓ–આંખો ખોલવી, બંધ કરવી વગેરે કરવામાં આવે છે તે પણ પહેલાં કરેલા પુણ્ય અને પાપના–ધર્મ તથા અધર્મના પરિણામ કે કાર્ય છે, તેથી ન્યાય્ય અને વિપરીત એ બે કારણો ઉપર કહ્યા છે, તેનો પણ એમાં સમાવેશ થઈ જાય છે, માટે આ સર્વે કર્મના પૂર્વે કહેલાં પાંચ કારણ છે

**શંકા–પૂર્વપક્ષ:** શું પાછળ ૧૪મા શ્લોકમાં એમ નથી કહ્યું, કે અધિષ્ઠાન વગેરે સર્વ કર્મોના કારણ છે, તો પછી વળી ફરી આ શ્લોકમાં શરીર, વાણી અને મન વડે જે કર્મોનો આરંભ થાય છે–કરવામાં આવે છે, તેના આ પાંચ કારણો શા માટે કહેવામાં આવ્યાં છે?

ઉત્તર : આ દોષ નથી; કારણકે શાસ્ત્રે જે કર્મો કરવાની આજ્ઞા આપી છે તથા જે કર્મો કરવાની શાસ્ત્રે મના કરી છે–એવાં વિહિત તથા નિષિદ્ધ સર્વ કર્મો શરીર, વાણી અને મન એ ત્રણ( માંથી કોઈ એક )ના પ્રધાનપણા વડે જ થાય છે; તેવી જ રીતે જોવું-સાંભળવું વગેરે ચેષ્ટાઓ, જે જીવવા માટે કરવામાં આવે છે, તે સર્વ પણ શરીરના જ અંગભૂત છે, તેથી એ સર્વ કર્મોને પણ ત્રણ ભાગમાં વહેંચી નાખી; અર્થાત્ એ સર્વ કર્મોનું-ત્રણ ભાગમાં વર્ગીકરણ કરી કહે છે કે: આ સ્વાભાવિક પણ શરીર, વાણી અને મન વડે જ કરવામાં આવે છે, એમ સમજવાનું છે; કારણકે કર્મનાં ફળ ભોગવતી વખતે પણ આ ત્રણ સાધનો–શરીર, વાણી તથા મનરૂપ સાધનો મુખ્ય છે, માટે ઉપર કહેલાં શરીર વગેરે પાંચ હેતુઓ કહ્યા છે; તે યોગ્ય છે, એમાં કોઈ વિરોધ આવતો નથી.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

તે–સર્વ કર્મના વિષયમાં આ પ્રમાણે હોવા છતાં જે કેવળ–શુદ્ધ આત્માને જ કર્તા માને છે, તે દુર્મતિ–અક્કલવગરનો, અકૃત બુદ્ધિ–અસંસ્કારી બુદ્ધિને લીધે દેખતો કે સમજતો નથી. ૧૬

**ભાષ્યાર્થ :** તત્ર-એટલે આ પ્રકૃત–ચાલુ વિષયના સંબંધમાં; અહીં પ્રકૃત વિષય સર્વ કર્મના હેતુ કે કારણોનો છે, એટલે કે સર્વ કર્મનાં ઉપર કહ્યા પ્રમાણે પાંચ કારણો જ કર્તા હોવા છતાં કર્તા, કરણ, અધિષ્ઠાન, ચેષ્ટા અને દૈવ એ પાંચ કારણો વડે જ આ સમસ્ત કર્મ સિદ્ધ થાય છે; છતાં જે કેવળ આત્માને જ એ કર્મોનો કર્તા માને છે, તે દુર્મતિ છે, એવો અહીં સંબંધ છે. ક્રિયમાણ-કર્મોનાં કારણો–અધિષ્ઠાનાદિ ઉપર કહેલાં છે, તેમના વડે ક્રિયા થાય છે; છતાં અવિદ્યાને લીધે એ પાંચ કારણો સાથે આત્માની એકતા માની એ અધિષ્ઠાનાદિ કારણો દ્વારા થતાં કર્મો વિષે, 'હું જ એ કર્મો કરું છું', એમ કેવળ–શુદ્ધ આત્માને એ કર્મોના કર્તા સમજે છે, તે અજ્ઞાની છે; શાથી તે અજ્ઞાની છે? વેદાન્ત શાસ્ત્ર, આચાર્યનો ઉપદેશ તથા ન્યાય–યુક્તિ વડે એની બુદ્ધિ સંસ્કાર નથી પામી માટે; વળી જે આત્માને દેહાદિથી અસંગ સમજે છે, છતાં પણ આત્માને જ કર્તા તરીકે જુએ છે-સમજે છે, તે પણ અકૃતબુદ્ધિ જ છે; તે અકૃત–અસંસ્કૃત બુદ્ધિ(વાળો) હોવાથી એ પણ આત્માનું અને કર્મનું તત્ત્વ ખરોબર નથી સમજતો, એવો અર્થ છે; તેથી તે દુર્મતિ છે; જેની બુદ્ધિ ખરાબ વિપરીત–ઊંધી–નિંદિત અને વારંવાર જન્મમરણ પ્રાપ્ત કરી આપે એવી હોય, તેને દુર્મતિ–દુર્બુદ્ધિ કહે છે; એવો દુર્મતિ જોતો છતાં પણ ખરોબર ખરેખરું નથી જોતો; જેમ (આંખના) તિમિર રોગવાળો એક ચંદ્રને બદલે અનેક ચંદ્ર દેખે છે, અથવા તો બાળક જેમ દોડતાં વાદળાં જોઈ ચંદ્રને દોડતો જુએ છે, અથવા તો જેમ પાલખી

આદિ કોઈ વાહન પર બેઠેલો પુરુષ, વાહન દોડતાં પોતાને દોડતો માને છે. તે જ પ્રમાણે કર્મનાં કર્તા–શરીરાદિ બીજાં પાંચ હોવા છતાં તે તો સર્વ કર્મો 'હું જ કરું છું, (એમ એ માને છે એ ભાવાર્થ છે,) આત્મા જ કરે છે' એમ માનનાર દુર્મતિ–અકૃતબુદ્ધિ છે.

ત્યારે હવે સમ્યક્–યથાર્થ જોનારો સુમતિ કોણ છે? એ કહેવામાં આવે છે:

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७ ॥

જેને અહંકૃત–'મેં કર્યું'–ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણીને પણ હણતો નથી તથા બંધાતો પણ નથી. ૧૭

**ભાષ્યાર્થ:** શાસ્ત્રથી, ગુરુ–આચાર્યના ઉપદેશથી તથા ન્યાય–યુક્તિથી જેનો આત્મા (જીવ, અંતઃકરણ કે બુદ્ધિ) સંસ્કૃત–સંસ્કારી બનેલ છે એવાને, 'હું કર્તા છું' એ પ્રકારની ભાવના ઉત્પન્ન થતી—અનુભવાતી નથી; અર્થાત્ એ એમ સમજે છે કે અવિદ્યાથી આત્મામાં આ અધિષ્ઠાન વગેરે પાંચ કારણો કલ્પેલાં છે–અધ્યારોપિત–છે તેથી (વાસ્તવિક તો) અધિષ્ઠાનાદિ પાંચ કારણો જ સર્વ કર્મના કર્તા છે (આત્મા કાંઈ કર્તા નથી); 'હું કાંઈ એ કર્મનો કર્તા નથી, હું તો કેવળ એ અધિષ્ઠાનાદિ કારણોના વ્યાપાર–કાર્યનો માત્ર સાક્ષી છું. હું અપ્રાણ છું, અમન છું, શુદ્ધ છું, શ્રેષ્ઠ જે અક્ષર તેનાથી પણ પર–શ્રેષ્ઠ છું, (મુ. ઉ. ૨–૧–૨)' 'હું તો કેવળ અવિક્રિય–અવિકારી છું.' એ પ્રમાણે જે સમજે છે–જુએ છે તથા જેના અંતઃકરણ તેમ જ બુદ્ધિ–જે બન્ને કેવળ આત્માની કેવળ ઉપાધિરૂપ છે–તે (કર્માહંકારથી) લેપાતાં નથી; જેને 'મેં આ અકાર્ય–નહીં કરવા જેવું કાર્ય કર્યું, તેથી હું નરકમાં જઈશ,' એવો અનુતાપ અર્થાત્ પશ્ચાત્તાપરૂપ ભયને જેની બુદ્ધિ અનુસરતી નથી, એટલે કે જેની બુદ્ધિ (કોઈ પણ પ્રકારનાં સારાં કે નરસાં કર્મથી) લેપાતી નથી, તે સુમતિ–સુબુદ્ધિમાન કહેવાય છે; એવો જ્ઞાની સર્વ પ્રાણીઓને–લોકોને મારી નાંખતાં છતાં પણ તે ખરી રીતે નથી મારતો–તે હણવાની ક્રિયા નથી કરતો અને તે પાપ–અધર્મનાં ફળથી બંધાતો નથી એ ભાવાર્થ છે.

**શંકા:** (જો કે આ જ્ઞાનની સ્તુતિ છે છતાં) શું એ મારી નાખતાં છતાં પણ મારતો નથી, એમ કહેવું વિપરીત–ઊલટું નથી કે?

**ઉત્તર:** ના, આ દોષ નથી આવતો, લૌકિક અને પારમાર્થિક (એ બે દૃષ્ટિ જુદી હોવાથી) દૃષ્ટિની ભિન્નતાને લીધે એ કથન યોગ્ય છે. શરીર આદિમાં આત્મબુદ્ધિને લીધે 'હું હણનાર–મારનાર છું' એવી લૌકિક દૃષ્ટિનો આશ્રય કરીને, 'મારીને પણ મારી–નાંખવા છતાં' એમ કહ્યું છે; પરંતુ ઉપર કહેલી પરમાર્થદૃષ્ટિ (જેમાં તો અધિષ્ઠાનાદિ પાંચ સર્વ કર્મોનાં કારણ છે,)

જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ પ્રકારનાં કર્મપ્રવર્તક છે અને કરણ, કર્મ તથા કર્તા એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ અર્થાત્ કર્મનો આશ્રય છે. ૧૮

ભાષ્યાર્થ: જેનાથી સર્વ વિષય સંપૂર્ણપણે સામાન્યભાવે જાણી શકાય છે, તેને (અહીં) જ્ઞાન કહેવાય છે; જો કે જેનાથી કોઈ પદાર્થ જાણી શકાય તેનું નામ જ્ઞાન છે; તે જ પ્રમાણે જ્ઞેયનો અર્થ તો જાણવામાં આવતો પદાર્થ છે; પરંતુ અહીં જ્ઞેય શબ્દથી પણ સામાન્ય ભાવથી સર્વ જાણવામાં આવતા પદાર્થનું જ વર્ણન છે, કાંઈ અમુક જ પદાર્થ નહીં. પરિજ્ઞાતાનો અર્થ આ છે: અવિદ્યા કલ્પિત ઉપાધિ (જેમાં મુખ્ય છે એવાં) લક્ષણવાળો ભોક્તા. એ રીતે જે આ ત્રણેનો સમુદાય છે, તે સામાન્ય રીતે સર્વ કર્મોના પ્રવર્તક છે, એટલે કે આ ત્રણ પ્રકારની કર્મપ્રેરણા સર્વ કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર છે; [તાત્પર્ય અહીં એ છે કે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતાથી જ સર્વ કર્મની પ્રેરણા થાય છે; પ્રત્યેક કર્મના આરંભ પહેલાં આપણે શું કરવું છે અથવા શું નથી કરવું, એ કરવામાં શો ગુણ અથવા દોષ છે, એવા પ્રકારનું ત્યાગવા-સ્વીકારવારૂપ જ્ઞાન થાય છે, ત્યારે જ તે કર્મમાં પ્રવૃત્તિ થાય છે. જ્ઞેયનું પણ એમ છે, કોઈ પદાર્થને જાણીએ, ત્યારે તેમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ થાય છે, જાણ્યા વિના નથી થતી. તેમ જ વળી જ્ઞાન-જ્ઞેય હોય પણ પરિજ્ઞાતા (જાણનારો) ન હોય-જાણવાની ઇચ્છા કરવાવાળો કે અવિદ્યા કલ્પિત જીવ ભાવવાળો 'હું' જ ન હોય, તો કર્મમાં પ્રવૃત્તિ ન થાય; માટે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણે મળી કર્મમાં પ્રવૃત્તિ કરે છે, એમ કહ્યું છે;] કારણકે કહેલા જ્ઞાન આદિ ત્રણેના સંયોગથી (ભેગાં થવાથી) જ ત્યાગ અથવા સ્વીકાર જેનું પ્રયોજન છે, એવા (સર્વ) કર્મોનો આરંભ થાય છે. હવે પહેલા કહેલાં અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓથી આરંભેલા કર્મનાં મન, વાણી અને શરીર એ ત્રણ જુદાંજુદાં આશ્રયસ્થાન હોવાને લીધે ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે-ત્રણ પ્રકારના કહ્યાં છે, તે સર્વે પ્રકારો અહીં ઉત્તરાર્ધમાં કહેલાં ત્રણ કારકોમાં-કર્મ, કરણ અને કર્તામાં એક જગ્યામાં ભેગાં મૂકવામાં આવ્યાં છે, એ વાત કહેવામાં આવે છે; કરણ-જે વડે કર્મ કરાય તેનું નામ કરણ અર્થાત્ શ્રોત્રાદિ દશ બાહ્ય ઇંદ્રિયો અને મન, બુદ્ધિ આદિ ચાર આંતર ઇંદ્રિયો-અંતઃકરણ; કર્મ આ છે કે જે કર્તાને અત્યંત ઇષ્ટ હોય અને ક્રિયા વડે જે વ્યાપ્યમાન હોય-(સંપાદન કરી શકાય)-જેના ઉપર કર્તાની ક્રિયા [illegible] કર્તા-શ્રોત્રાદિ કરણોને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરનાર-યોજનાર [illegible] લક્ષણવાળો-અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ કર્તા છે, આ રીતે ત્રણ [illegible] (મનુષ્યના કર્મમાં) છે; જેમાં કાંઈ સંગ્રહ કરવામાં આવે તે

હોવાથી તેમાં વિકાર સંભવતો નથી ) અધિષ્ઠાન-શરીર આદિએ કરેલાં કર્મો આત્માએ કર્યાં છે, એમ કહીએ તો તે પણ સંભવતું નથી; કેમકે એકે કરેલાં કર્મો બીજાએ નથી કર્યાં, છતાં બીજાએ કર્યાં છે, એમ કહી બીજાને તે કર્મોથી બાંધવો ઉચિત નથી. અવિદ્યા વડે તે કર્મોનો આત્મામાં આરોપ કરવામાં આવે છે, એમ કહો તો તેથી પણ એ કર્મો આત્માએ કર્યાં છે, એમ તો નથી જ. જેમ છીપના અજ્ઞાનને લીધે તેમાં રૂપાનો આરોપ થાય, તેથી કાંઈ છીપ રૂપું થઈ જતી નથી કે છીપમાં રૂપાપણું આવતું નથી; જેમ બાળકો આકાશમાં નીલત્વ( મલિનતા )નો આરોપ કરે છે, તેથી મલિનતા કોઈ આકાશની થઈ જતી નથી; તેવી જ રીતે શરીરાદિ-અધિષ્ઠાનાદિ પાંચ હેતુરૂપ વિકારો પણ અધિષ્ઠાન એટલે શરીરાદિના જ છે, આત્માના નથી; માટે 'હું કર્તા છું' એવા અહંકારપણાનો અને બુદ્ધિનો લેપ આત્મામાં ન હોવાથી 'વિદ્વાન (જ્ઞાની) પુરુષ કોઈને મારતો નથી અને બંધાતો નથી' એમ કહેવામાં આવ્યું છે, તે યોગ્ય જ છે. બીજા અધ્યાયમાં (૨-૧૯) 'આ આત્મા નથી હણનો, નથી મારતો, કે નથી હણાતો,' એ પ્રકારની પ્રતિજ્ઞા કરીને, (૨-૨૦) 'તે ઉત્પન્ન થતો નથી' (૨-૨૦) ઇત્યાદિ હેતુપુરઃસર કહેલાં વચનો વડે આત્માનું અવિક્રિયત્વ-અવિકારીપણું બતાવી, 'આત્મા અવિનાશી છે એમ જાણ' (૨-૨૧), એ વચનથી જ્ઞાનીને કર્મનો અધિકાર નથી, એમ આ ગીતાશાસ્ત્રમાં સંક્ષેપમાં કહી ને પછી મધ્યમાં (વચમાં-વચમાં) એ જ તત્ત્વનો-કર્માધિકારની નિવૃત્તિનો ઉલ્લેખ કરી હવે અહીં સર્વ શાસ્ત્રાર્થને એકઠો કરી, 'વિદ્વાન (જ્ઞાની) નથી મારતો કે નથી બંધાતો,' એ વાક્યથી ભગવાન ઉપસંહાર કરે છે. આમ હોવાથી દેહધારીપણાના અભિમાનના અભાવને લીધે અવિદ્યાકૃત-અવિદ્યાથી થયેલાં, યતાં અશેષ (સર્વ) કર્મોનો સંન્યાસ સંન્યાસીઓને (યોગ્ય છે) શક્ય છે, તેથી સંન્યાસીઓને આ અનિષ્ટ, ઇષ્ટ, મિશ્રરૂપી ત્રણ પ્રકારનાં કર્મફળ નથી મળતાં, એ વાત સિદ્ધ થાય છે. વળી બીજા અજ્ઞાનીઓ, જે એ સંન્યાસીઓથી વિપરીત (ઊલટા) ચાલનારા છે અર્થાત્ જેમની દેહાદિમાં આત્મબુદ્ધિ છે, જેમને દેહધારીપણાનું અભિમાન છે, તેમને એ ત્રણ પ્રકારનાં કર્મફળ મળે છે, એ પરિસ્થિતિ પણ ચોક્કસ (ટાળી ન શકાય એવી) છે. આ રીતે ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરવામાં આવ્યો છે. આ સર્વ વેદોના અર્થનો સાર છે, માટે નિપુણ બુદ્ધિવાળા પંડિતોએ તેનો વિચાર, તેનું મનન કરી, તેનો અનુભવ (ખાતરી) કરવા યોગ્ય છે. એ અભિપ્રાયથી અમોએ ઠેકઠેકાણે શાસ્ત્ર તથા ન્યાયને અનુસરી પ્રકરણોના વિભાગ પાડી એ તત્ત્વ બતાવેલું છે.

એ રીતે ગીતાશાસ્ત્રના આશય( ઉદ્દેશ )નો ઉપસંહાર કરી હવે કર્મોનાં પ્રવર્તક (કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર તત્ત્વો) કહેવામાં આવે છે:

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**-रणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ પ્રકારનાં કર્મપ્રવર્તક છે અને કરણ, કર્મ તથા કર્તા એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ અર્થાત્ કર્મનો આશ્રય છે. ૧૮

ભાષ્યાર્થ: જેનાથી સર્વ વિષય સંપૂર્ણપણે સામાન્યભાવે જાણી શકાય છે, તેને (અહીં) જ્ઞાન કહેવાય છે, જો કે જેનાથી કોઈ પદાર્થ જાણી શકાય તેનું નામ જ્ઞાન છે, તે જ પ્રમાણે જ્ઞેયનો અર્થ તો જાણવામાં આવતો પદાર્થ છે; પરંતુ અહીં જ્ઞેય શબ્દથી પણ સામાન્ય ભાવથી સર્વ જાણવામાં આવતા પદાર્થનું જ વર્ણન છે, કોઈ અમુક જ પદાર્થ નહીં. પરિજ્ઞાતાનો અર્થ આ છે અવિદ્યા કલ્પિત ઉપાધિ (જેમાં મુખ્ય છે એવાં) લક્ષણવાળો ભોક્તા. એ રીતે જે આ ત્રણેનો સમુદાય છે, તે સામાન્ય રીતે સર્વ કર્મોના પ્રવર્તક છે, એટલે કે આ ત્રણ પ્રકારની કર્મપ્રેરણા સર્વ કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર છે; [તાત્પર્ય અહીં એ છે કે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતાથી જ સર્વ કર્મની પ્રેરણા થાય છે; પ્રત્યેક કર્મના આરંભ પહેલાં આપણે શું કરવું છે અથવા શું નથી કરવું, એ કરવામાં શો ગુણ અથવા દોષ છે, એવા પ્રકારનું ત્યાગવા—સ્વીકારવારૂપ જ્ઞાન થાય છે, ત્યારે જ તે કર્મમાં પ્રવૃત્તિ થાય છે. જ્ઞેયનું પણ એમ છે; કોઈ પદાર્થને જાણીએ, ત્યારે તેમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ થાય છે, જાણ્યા વિના નથી થતી. તેમ જ વળી જ્ઞાન-જ્ઞેય હોય પણ પરિજ્ઞાતા (જાણનારો) ન હોય—જાણવાની ઇચ્છા કરવાવાળો કે અવિદ્યા કલ્પિત જીવ ભાવવાળો 'હું' જ ન હોય, તો કર્મમાં પ્રવૃત્તિ ન થાય; માટે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણે મળી કર્મમાં પ્રવૃત્તિ કરે છે, એમ કહ્યું છે,] કારણકે કહેલાં જ્ઞાન આદિ ત્રણેના સંયોગથી (ભેગાં થવાથી) જ ત્યાગ અથવા સ્વીકાર જેનું પ્રયોજન છે, એવાં (સર્વ) કર્મોનો આરંભ થાય છે. હવે પહેલા કહેલાં અધિષ્ઠાનાદિ પાંચ હેતુઓથી આરંભેલાં કર્મનાં મન, વાણી અને શરીર એ ત્રણ જુદાંજુદા આશ્રયસ્થાન હોવાને લીધે ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે—ત્રણ પ્રકારના કહ્યાં છે, તે સર્વે પ્રકારો અહીં ઉત્તરાર્ધમાં કહેલાં ત્રણ કારકોમાં—કર્મ, કરણ અને કર્તામાં એક જગ્યામાં ભેગાં મૂકવામાં આવ્યાં છે, એ વાત કહેવામાં આવે છે; કરણ—જે વડે કર્મ કરાય તેનું નામ કરણ અર્થાત્ શ્રોત્રાદિ દશ બાહ્ય ઇંદ્રિયો અને મન, બુદ્ધિ આદિ ચાર આંતર ઇંદ્રિયો—અંતઃકરણ, કર્મ આ છે કે જે કર્તાને અત્યંત ઇષ્ટ હોય અને ક્રિયા વડે જે વ્યાપ્યમાન હોય—(સંપાદન કરી શકાય)—જેના ઉપર કર્તાની ક્રિયા પડે; તે—કર્તા—શ્રોત્રાદિ કરણોને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરનાર—યોજનાર ઉપાધિરૂપ ધર્મનાં લક્ષણવાળો—અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ કર્તા છે, આ રીતે ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ (મનુષ્યના કર્મમાં) છે; જેમાં કાંઈ સંગ્રહ કરવામાં આવે તે સંગ્રહ છે, કર્મમાત્રમાં આ ત્રણનો સંગ્રહ છે, તેથી એ કર્મસંગ્રહ કહેવાય છે—એ ત્રણે કારકો સર્વ કર્મોનો આશ્રય છે, એ ત્રણે કારકોમાં સર્વ કર્મોનો સમાવેશ છે, માટે એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ જ છે.

હવે આ ક્રિયા, કારક અને ફળ—સર્વને ગુણાત્મકપણું છે; તેથી સત્ત્વ,

રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના ભેદથી એ સર્વનાં ક્રિયા, કારક અને ફળના ત્રણ પ્રકાર કહેવા જોઈએ; એ માટે ભગવાન કહે છે :

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન, કર્મ તથા કર્તા એ ગુણોના ભેદથી ત્રણ પ્રકારનાં જ સાંખ્ય શાસ્ત્રમાં કહેવામાં આવ્યા છે, તે યથાર્થ રીતે તું સાંભળ. ૧૯

ભાષ્યાર્થ : અહીં જ્ઞાન, કર્મ અને કર્તા એમ ઉપક્રમ કર્યો છે; જ્ઞાન એટલે જેનાથી જાણવામાં આવે છે તે સમજવાનું–જાણવાનું સાધન; કર્મનો અર્થ અહીં ક્રિયા છે; એનો પારિભાષિક અર્થ અહીં નથી કહ્યો, એટલે કે એનો અર્થ કારકરૂપ કર્મ નથી. કર્તાનો અર્થ ક્રિયાનો કરનાર છે. એ જ્ઞાન, કર્મ અને કર્તા ત્રણે–પ્રત્યેક ત્રણ ત્રણ પ્રકારનાં જ છે. અહીં 'त्रिधा' ની સાથે 'एव' શબ્દ જોડી આ આશય પ્રકટ કરવામાં આવ્યો છે, કે આ ત્રણે પદાર્થોના ત્રણ ભેદ–પ્રકાર છે તે; કેવળ સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણોના ભેદથી જ છે, બીજા કોઈ પણ પ્રકારના–જાતિભેદથી નથી. આ ત્રણ ભેદ સત્ત્વાદિ ગુણોથી છે; એ ગુણ-સંખ્યાન એટલે કાપિલ શાસ્ત્ર–કપિલ મુનિએ જે શાસ્ત્ર લખ્યું ( પ્રકાશિત કર્યું ) છે, તેમાં એ પ્રમાણે કહેવામાં આવે છે. એ ગુણોની સંખ્યા કહેનાર કાપિલ શાસ્ત્ર, ગુણ અને ભોક્તા( જીવ )ની બાબતમાં તો પ્રમાણ છે જ. જીવાત્મા અને પરમાત્માની એકતાની બાબતમાં જો કે એ સાંખ્ય–કાપિલ શાસ્ત્ર ભગવાનના વેદાંતના સિદ્ધાંતથી વિરુદ્ધ છે; તોપણ કપિલ મુનિના શાસ્ત્રના અનુયાયી કાપિલો–સાંખ્યો, ગુણોનું તથા એ ગુણોના વ્યાપારનું વર્ણન–નિરૂપણ કરવામાં કુશળ છે; માટે એમનું શાસ્ત્ર પણ આગળ કહેવામાં આવનારા અર્થની સ્તુતિ કરવા માટે સ્વીકારવામાં આવે છે અને તેથી તેટલા પૂરતો તે શાસ્ત્ર સાથે વિરોધ નથી. એમને એટલે એ જ્ઞાન, કર્મ અને કર્તાને તથા તેના ગુણો–સાત્ત્વિક આદિ–ના ભેદને અનુસરી એના સાત્ત્વિક, રાજસી તથા તામસી ભેદોને તું યથાવત્–જે પ્રકારે શાસ્ત્રમાં તથા જે પ્રકારે ન્યાયમાં કહેલા છે તે જ પ્રકારે તે જ પ્રમાણે બરોબર સાંભળ; એટલે કે હવે આગળ કહેવાનું છે, તે તું એક-ચિત્ત થઈ સાંભળ.

પહેલાં ( ત્રણ શ્લોક વડે ) જ્ઞાનના ત્રણ ભેદ ( પ્રકાર ) કહેવામાં આવે છે :

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

જે( જ્ઞાન )થી સર્વ ભૂતોમાં એક અવ્યય ભાવ, ( એટલે ) વિભક્ત-માં અવિભક્ત દેખે, તે જ્ઞાનને તું સાત્ત્વિક જાણ. ૨૦

ભાષ્યાર્થ : જે જ્ઞાન વડે મનુષ્ય, અવ્યક્તથી આરંભી સ્થાવર સુધીના જુદાજુદા દેહોને લીધે જુદાંજુદાં જણાતાં સર્વ ભૂત–પ્રાણીઓમાં એક અવિ-ભક્ત અવ્યય ભાવને ( એક જ ભાવને ) જુએ છે; અહીં ભાવનો અર્થ વસ્તુ

છે, તેથી એક જ ભાવને જુએ છે, એટલે એક આત્મવસ્તુને જુએ છે. અવ્યય-નો અર્થ આ છે કે સ્વરૂપ વડે અથવા સ્વધર્મ વડે જેનો વ્યય એટલે નાશ નથી થતો તે અવ્યય-એવું અવિનાશી-અર્થાત્ ફૂટસ્થ નિત્ય તત્ત્વ તે જુએ છે. તથા જે જ્ઞાન વડે એ આત્મતત્ત્વને અલગ (શરીર હોવા છતાં તે) શરીરમાં વિભાગરહિત આકાશની પેઠે અભિન્ન–એક ભાવથી સ્થિત દેખે છે; અર્થાત્ નિરંતર છે, આત્મ-વસ્તુ છે, એમ દેખે છે, એ જ્ઞાનને એટલે અદ્વૈત ભાવથી આત્મસાક્ષાત્કારરૂપ અદ્વૈતદર્શનને તું સાત્ત્વિક-સમ્યક્ યથાર્થ દર્શનરૂપ જ્ઞાન (પૂર્ણ જ્ઞાન) જાણ.

જે દ્વૈત દર્શનવાળું અયથાર્થ (ખોટું) જ્ઞાન છે તે રાજસ, તામસ છે; માટે તે સંસારને ઉખેડી નાંખનારું-સંસારનો નાશ કરનારું નથી: (તે કહે છે:)

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

પણ સર્વ ભૂતો વિષે જે જ્ઞાન જુદાજુદા–અલગઅલગ ભાવને પૃથકત્વથી અલગઅલગપણાથી જાણે છે, તે જ્ઞાનને તું રાજસ જાણ. ૨૧

ભાષ્યાર્થ: સર્વ ભૂતોમાં જુદાંજુદાં દરેક શરીરોમાં અન્યપણા રૂપ ભેદ વડે આત્માને, ભિન્નભિન્ન ભાવોને, આત્માથી અલગ અને વિલક્ષણ એટલે ભિન્નભિન્ન લક્ષણવાળા છે, એમ જે જ્ઞાન જાણે છે, તે જ્ઞાન રાજસ છે, એમ તું જાણ, ભાવાર્થ આ છે કે બીજાના દરેક શરીરમાં પોતાના આત્માથી બીજા આત્મા અલગઅલગ છે, એમ જે જ્ઞાન સમજે, તે જ્ઞાન રાજસ જાણવું; એટલે કે રજોગુણથી ઉત્પન્ન થયેલુ જાણવું. શ્લોકમાં જ્ઞાન શબ્દ કર્તાના અર્થમાં વપરાયો છે, પણ જ્ઞાનમાં કર્તાપણુ હોવાનું સંભવતું નથી, તેથી યત્ જ્ઞાન વેત્તિ–જે જ્ઞાન જાણે છે–નો અર્થ, જે જ્ઞાન વડે પુરુષ જાણે છે, કે પ્રત્યેક શરીરમા આત્મા ભિન્ન અને જુદા પ્રકારનો છે, તેનું જ્ઞાન રાજસ જાણવું; એટલે તે જ્ઞાનવાળાને રાજસી જાણવો, એવો અર્થ કરવો. ૨૧

**यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

પરંતુ જે એક જ કાર્યને વિષે તેને સમગ્રવત્ ધારી સક્ત થયુ હોય છે–તેમાં ચોંટી રહ્યું હોય છે, તે હેતુ–પ્રયોજનવિનાનું, તત્ત્વાર્થ-વિનાનું અને અલ્પ એવું જે જ્ઞાન, તેને તામસ જ્ઞાન કહેલું છે. ૨૨

ભાષ્યાર્થ: કોઈ એક જ કાર્યમાં એટલે દેહમાં અથવા તો દેહની બહાર પ્રતિમાદિમાં જે જ્ઞાન, સંપૂર્ણ જ્ઞાન-સર્વ વસ્તુ વિષેનું જ્ઞાન જાણે એમાં જ છે, એમ સમજી આસક્ત છે; અર્થાત્ જે જ્ઞાન એમ સમજે છે, કે આ આત્મા અથવા તો ઈશ્વર આવડો જ છે, આથી બીજો કોઈ (કાંઈ) પણ નથી, એમ દિગંબર (નગ્ન) જૈનક્ષપણકાદિ નાસ્તિકોની પેઠે નિશ્ચય કરવાવાળું હોય; અર્થાત્ શરીરમાં રહેનારો આત્મા શરીરના જેવડો જ છે અથવા તો પથ્થર કે બીજી

કાપડની પ્રતિમા (મૂર્તિ) જેવડો જ ઈશ્વર છે, એમ એક જ વસ્તુ જાણે સર્વ પ્રકારે સંપૂર્ણ હોય તેમ તે એક જ વસ્તુમાં (કાર્યમાં) સંપૂર્ણતાની ભાવનાથી સક્ત હોય, તે હેતુરહિત યુક્તિવિનાનું, તત્ત્વના અર્થની સમજવિનાનું અને અલ્પજ્ઞાન હોય, તે જ્ઞાનને તામસ કહ્યું છે. યથાભૂત એટલે જેવો વાસ્તવિક છે-બરાબર તેવો જ જે અર્થ તેનું નામ તત્ત્વાર્થ છે–એવો વાસ્તવિક અર્થ–તત્ત્વાર્થ જ જે જ્ઞાનનો જ્ઞેય (જાણવા યોગ્ય વિષય) છે, તે જ્ઞાન તત્ત્વાર્થયુક્ત છે; અને એવી રીતનું જે તત્ત્વાર્થયુક્ત (તત્ત્વના અર્થવાળું) નથી, તે અતત્ત્વાર્થ એટલે તત્ત્વાર્થથી રહિત છે; આ જ્ઞાન હેતુવિનાનું હોવાથી અલ્પ છે–તેનો વિષય પણ અલ્પ છે અને ફળ પણ અલ્પ છે, તેથી એ અલ્પ છે; એ જ્ઞાનને તામસ કહેવામાં આવ્યું છે; કારણકે તામસી–અવિવેકી પ્રાણીઓમાં જ આવું જ્ઞાન દેખાય છે ( જોવામાં આવે છે ).

હવે અહીં આ શ્લોકથી આરંભ કરી કર્મોની ત્રિવિધતા કહે છે :

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

સંગ–આસક્તિવિનાનું જે નિત્યકર્મ, રાગ અને દ્વેષ વગર ફળની ઇચ્છા ન કરનારે કર્યું હોય, તે સાત્ત્વિક કહેવાય છે. ૨૩

ભાષ્યાર્થ : જે કર્મ નિયત એટલે નિત્યકર્મ છે તથા જે સંગ કે આસક્તિવિનાનું છે; જે ફળની ઇચ્છા ન કરનારા પુરુષે રાગદ્વેષ વિના કરેલું છે, તે કર્મ સાત્ત્વિક કહેવાય છે. રાગ એટલે પ્રીતિ અને દ્વેષ એટલે તિરસ્કાર કે અપ્રીતિ; તેને લીધે જ્યારે કર્મ કરવામાં આવે, ત્યારે તે રાગદ્વેષપૂર્વક કર્યું કહેવાય; તેથી ઊલટી રીતે એટલે રાગદ્વેષ વિના કરેલું કાર્ય અરાગદ્વેષથી કર્યું કહેવાય. જે કર્તા કર્મના ફળને ઇચ્છે તે કર્મફલેપ્સુ કહેવાય છે; એનો અર્થ કર્મફળની તૃષ્ણાવાળો છે; એનાથી વિપરીત (ઊલટા) સ્વભાવનો કર્મફળની તૃષ્ણા ન રાખવાવાળો તે અફલેપ્સુ છે; એવા ફળની ઇચ્છાવિનાના પુરુષે કરેલું (આસક્તિ તથા રાગદ્વેષ વિનાનું) કર્મ સાત્ત્વિક કહેવાય છે.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

પરંતુ ફળ મેળવવા ઇચ્છનાર તથા અહંકારવાળા પુરુષવડે જે બહુ કલેશ આપવાવાળું કર્મ કરવામાં આવે, તેને રાજસ કહ્યું છે. ૨૪

ભાષ્યાર્થ : પરંતુ જે કર્મ, ફળની ઇચ્છા કરનારા તથા અહંકારવાળા પુરુષવડે કરવામાં આવે છે (તે વિષે અહીં કહેવામાં આવે છે): અહીં 'साहंकारेण' અહંકાર સહિત એ શબ્દો, તત્ત્વજ્ઞાનની અપેક્ષાએ વાપર્યા નથી; અર્થાત્ જેનામાં અહંકાર નથી તે તત્ત્વજ્ઞાની અને જેનામાં અહંકાર છે તે તત્ત્વજ્ઞાની નથી, એવું બતાવવા એ શબ્દો નથી વાપર્યા; ત્યારે શી અપેક્ષા–હેતુથી વાપર્યા છે?

લૌકિક વેદશાસ્ત્રને જાણવાવાળા નિરહંકારી(ની અપેક્ષા) માટે વાપર્યો છે; કારણકે જે ખરેખરો નિરહંકારી-આત્મજ્ઞાની છે, તેને કામના-કર્મફળની ઇચ્છા તથા અત્યંત શ્રમ પડે એવું કર્તૃત્વ તેનામાં ઘટતું નથી-હોઈ શકતું જ નથી. સાત્વિક કર્મનો કર્તા પણ અહંકાર ધરાવનારો તથા આત્મતત્ત્વને ન જાણનારો હોઈ શકે છે, તો પછી તે રાજસ કે તામસ કર્મ કરે, એમાં તો કહેવું જ શું? સંસારવ્યવહારમાં 'આ બ્રાહ્મણ અહંકારવિનાનો છે,' એમ કહેવામાં આવે છે, તે ઉપરથી વ્યવહારમાં આત્મતત્ત્વને ન જાણવાવાળા વેદ જાણનાર પુરુષ નિરહંકાર હોય છે, એ વાત સિદ્ધ થાય છે; માટે લૌકિક વેદશાસ્ત્રને જાણવાવાળા નિરહંકારી માટે साहङ्कारेण શબ્દ વાપર્યો છે, એ વાત સત્ય છે. પુનઃ એ પદની સગવડ માટે છે. બહુ મહેનત વડે જે કર્મ કરાય તે બહુલાયાસ કર્મ છે, તે રાજસ કહેવાય છે.

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

અનુબંધ, ક્ષય, હિંસા તથા પૌરુષને વિચાર્યા વિના જે કર્મ મોહથી આરંભાય તે તામસ કહેવાય છે. ૨૫

**ભાષ્યાર્થ :** અનુબંધ. કર્મની પાછળ-આખરે આવનાર જે વસ્તુ-પરિણામ છે, તે અનુબંધ કહેવાય છે. ક્ષયનો અર્થ શક્તિ કે ધનનો કર્મ કરવામાં જે ક્ષય થાય છે તે છે. હિંસા એટલે પ્રાણીઓને પીડા કરવી તે, અને પૌરુષ તે પુરુષની શક્તિ-એટલે આ કર્મ હું પરેપૂરું-સમાપ્તિ સુધી કરી શકીશ કે નહીં, એ પ્રકારનો આત્મસામર્થ્ય-પોતાની શક્તિનો વિચાર છે તે, આ સર્વ અનુબંધથી પૌરુષ સુધીની ચારે વસ્તુઓને જોયા, સમજ્યા કે વિચાર્યા વિના મોહ-અવિવેક કે અજ્ઞાનથી જે કર્મનો આરંભ કરવામાં આવે છે, તે **તામસ** તમોગુણપૂર્વક કરેલું (તામસી) કર્મ કહેવાય છે.

હવે કર્તાનો ભેદ કહેવામાં આવે છે :

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥

મુક્તસંગ, પોતાને કર્તા નહીં કહેનારો, ધૈર્ય અને ઉત્સાહવાળો, સિદ્ધિ અને અસિદ્ધિમાં વિકારવિનાનો કર્તા તે સાત્વિક કહેવાય છે.

**ભાષ્યાર્થ :** સંગ કે આસક્તિ જેણે છોડી દીધી છે તે મુક્તસંગ છે; જેનો સ્વભાવ કદી 'હું' કર્તા છું એમ બોલવાનો નથી તે નિરહંવાદી છે, જે ધૃતિ એટલે ધૈર્ય કે ધારણશક્તિ તથા ઉત્સાહ એટલે ઉદ્યમ એ બન્ને ગુણોવાળો છે તથા જે કરવામાં આવતા કર્મના ફળની સિદ્ધિ કે ફળની અસિદ્ધિમાં એક-નિર્વિકાર-એકસરખી વૃત્તિવાળો છે, તે કર્તા સાત્વિક કહેવાય છે. કેવળ શાસ્ત્રપ્રમાણવડે જ એટલે શાસ્ત્રમાં આજ્ઞા કરી છે, માટે જ જે કર્મમાં પ્રવૃત્ત થાય છે, પરંતુ ફળ કે રાગથી કોઈ કર્મ કરતો નથી, તે નિર્વિકાર છે (એમ જાણવું).

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

રાગી, કર્મ ફળની ઇચ્છા કરવાવાળો, લુબ્ધ (લોભી), હિંસાના સ્વભાવવાળો, અપવિત્ર તથા હર્ષશોક વાળો કર્તા રાજસ કહેવાય છે. ૨૭

ભાષ્યાર્થ : જેને રાગ–પ્રીતિ–આસક્તિ છે તે રાગી; જેને કર્મફળની ઇચ્છા છે તે કર્મફળેપ્સુ છે; પારકા ધનમાં જેને તૃષ્ણા છે અને તીર્થ વગેરે સ્થળોમાં પોતાના દ્રવ્યને ન ખર્ચનારો લોભી તે લુબ્ધ છે; બીજાને પીડા કરવાના સ્વભાવવાળો તે હિંસાત્મક; તથા બહારની તથા અંતરની પવિત્રતા- વિનાનો તે અશુચિ અને ઇષ્ટપ્રાપ્તિમાં થતો હર્ષ અને અનિષ્ટ પ્રાપ્તિમાં કે ઇષ્ટનો વિયોગ થયે–થતાશોક એ બન્ને ભાવોથી યુક્ત એટલે કે કર્મની સિદ્ધિઅસિદ્ધિ- માં જેને હર્ષશોક થયા કરતા હોય, એવો તે હર્ષશોકાન્વિત છે; આ ગુણો- (વિશેષણો)વાળો કર્તા રાજસ કર્તા કહેવાય છે.

अयुक्तः प्राकृतःस्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, નૈષ્કૃતિક, આળસુ, વિષાદી અને દીર્ઘસૂત્રી કર્તા તામસ કહેવાય છે. ૨૮

ભાષ્યાર્થ : યુક્ત નહીં તે અયુક્ત–જેનું ચિત્ત સમાહિત નથી–આત્મનિમગ્ન નથી તેવો; જેની બુદ્ધિમાં લેશમાત્ર પણ સંસ્કાર નથી–બાળક બુદ્ધિ છે–તેવો પ્રાકૃત; જે સ્તબ્ધ–અક્કડ રહેનારો, કોઈને પણ દંડવત્ પ્રણામ કરી નમે નહીં એવો હોય છે; જે પોતાની શક્તિને છાની મનાડી રાખનારો કપટી હોય, તે શઠ છે, બીજાની વૃત્તિનો (ગુજરાનના સાધનનો) ઉચ્છેદ–નાશ કરવામાં તત્પર - પેટ પર પગ મુકનાર નૈષ્કૃતિ છે; પોતાના કર્તવ્ય કામમાં–પ્રવૃત્તિ ન કરવાના સ્વભાવવાળો જે આળસુ છે; સદા શોક (ખેદ)કર્યા કરવાના સ્વભાવવાળો તે વિષાદી છે, (અને) લંબાવ્યા કરવાના અર્થાત્ મંદસ્વભાવવાળો, આજકાલમાં કરવાનાં કાર્યને મહિના સુધી પણ ન કરવાના સ્વભાવવાળો દીર્ઘસૂત્રી છે; એ સર્વ વિશેષણવાળો તે કર્તા તામસ કહેવાય છે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

ગુણથકી ત્રણ પ્રકારના બુદ્ધિના તથા ધૃતિના ભેદને પૃથક (જુદા જુદા) કરીને સમગ્ર કહેવાય છે, તે હે ધનંજય! સાંભળ. ૨૯

ભાષ્યાર્થ : હે ધનંજય! સત્ત્વાદિ ગુણોને અનુસરી બુદ્ધિના અને ધૃતિના ત્રણત્રણ પ્રકારના ભેદ, વિભાગપૂર્વક, બરાબર સંપૂર્ણતાથી, એ રીતે નિરૂપણ થાય તે તું સાંભળ. શ્લોકની પ્રથમ પંક્તિ સૂત્રરૂપ છે અને બીજી પંક્તિ–ઉત્તરાર્ધમાં

તેનો ઉપન્યાસ કર્યો છે. અર્જુને દિગ્વિજય કર્યો, તે સમયે મનુષ્યો અને દેવોનું ખૂબ ધન તેણે જીતી લીધું હતું; માટે એ ધનંજય કહેવાય છે.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

પ્રવૃત્તિ અને નિવૃત્તિને, કાર્યને તથા અકાર્યને અને ભયને તથા અભયને, તેમ જ વળી બંધને તથા મોક્ષને, જે બુદ્ધિ જાણે છે, તે હે પાર્થ! સાત્ત્વિક બુદ્ધિ કહેવાય છે. ૩૦

ભાષ્યાર્થ: પ્રવૃત્તિ એટલે બંધનના હેતુરૂપ, શાસ્ત્રે કહેલા વિષયવાળો કર્મમાર્ગ; ને નિવૃત્તિ એટલે મોક્ષના હેતુરૂપ સંન્યાસમાર્ગ. જે વાક્યમાં બંધમોક્ષ કહેલા હોય છે, ત્યાં બંધનો અર્થ પ્રવૃત્તિ અને મોક્ષનો અર્થ નિવૃત્તિ એકસરખી રીતે કહેલો છે (તેમ જ કર્મમાર્ગ બંધનું કારણ છે અને સંન્યાસમાર્ગ મોક્ષનું કારણ છે), માટે પ્રવૃત્તિનો અર્થ કર્મમાર્ગ અને નિવૃત્તિનો અર્થ સંન્યાસમાર્ગ કરેલો છે. કાર્યાકાર્ય એટલે શાસ્ત્ર કરવા કહેલાં અને શાસ્ત્રે કરવાની મના કરેલાં, લૌકિક અથવા વૈદિક કરવા યોગ્ય કે કરવાને અયોગ્ય તે, શાસ્ત્રબુદ્ધિએ કરવુ ન કરવું તે, આ કરવાપણુ અને ન કરવાપણું તે કોનું? દેશકાલાદિની અપેક્ષાએ દૃષ્ટફળ અને અદૃષ્ટ ફળ, જે કર્મોનું છે, તેનુ કરવાપણુ કે ન કરવાપણુ હોય છે. જેનાથી ભીતિ (બીક) ઊપજે તે ભય, ચોર વાઘ વગેરે; અને જેનાથી ભીતિ ન ઉત્પન્ન થાય તે અભય. એ બંનેને એટલે દૃષ્ટ અને અદૃષ્ટ વિષયનાં જે ભય તથા અભયનાં કારણ છે તેને; તથા કારણ સહિત બધ અને મોક્ષનાં કારણો સહિત મોક્ષ તે બધમોક્ષ છે એ સર્વને જે બુદ્ધિ જાણે છે, તે બુદ્ધિ હે પાર્થ! સાત્ત્વિકી બુદ્ધિ (કહેવાય) છે. જ્ઞાન (જે કહેવામા આવ્યુ છે) તે બુદ્ધિની એક પ્રકારની વૃત્તિ છે, અને એ બુદ્ધિ પણ એક પ્રકારની વૃત્તિવિશેષ છે; એટલે બુદ્ધિ વૃત્તિમય છે; વૃત્તિનો સમૂહ તે બુદ્ધિ છે. ધૃતિ પણ એક વિશિષ્ટ પ્રકારની બુદ્ધિ છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

જે વડે ધર્મ, અધર્મ, કાર્ય અને અકાર્યને અવાસ્તવિક રીતે (ખોટી રીતે) જાણે છે, તે બુદ્ધિ, હે પાર્થ! રાજસી છે. ૩૧

ભાષ્યાર્થ: હે પાર્થ! જે બુદ્ધિ વડે મનુષ્યમાત્રે કહેલા ધર્મને અને શાસ્ત્રનિષિદ્ધ (મના કરેલા) અધર્મને, તેમ જ (ગયા શ્લોકમાં) પહેલાં કહ્યા છે તે કાર્ય અને અકાર્યને અયથાવત્ જાણે છે; યથાવત્ નહી તે અયથાવત્ એટલે જેવુ છે તેવુ નહી, અને તે વળી સર્વ રીતે પૂરેપૂરો નિર્ણય કર્યા વગર જે જાણે છે, તેની તે બુદ્ધિ રાજસી છે.

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

હે પાર્થ ! તમોગુણ( અજ્ઞાન )થી ઢંકાયેલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ માને તથા સર્વ અર્થો( અર્થ માત્ર )ને વિપરીત રીતે ( ઊલટા જ ) ગ્રહણ કરે–માને, તે બુદ્ધિ તામસી છે. ૩૨

ભાષ્યાર્થ: હે પાર્થ ! તમોગુણ( અજ્ઞાન )થી ઢંકાયેલી જે બુદ્ધિ, અધર્મને–શાસ્ત્રે નિષેધ કરેલાં અધર્મકર્મને ધર્મ માને છે એટલે શાસ્ત્રે કહેલ માને છે, તેમ જ જાણવા યોગ્ય સર્વ બીજા પદાર્થોને હોય તેથી વિપરીત ( ઊલટા ) છે, એમ માને છે, તે બુદ્ધિ તામસી છે.

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

હે પાર્થ ! યોગથી ( બનેલી ) અચલિત જે ધૃતિ છે તે વડે મન, પ્રાણ અને ઇંદ્રિયની ક્રિયા ધારણ કરે છે, તે ધૃતિ સાત્ત્વિકી છે. ૩૩

ભાષ્યાર્થ : 'ધૃતિ' શબ્દ સાથે ઉત્તરાર્ધમાં આવેલા 'अव्यभिचारिणी' શબ્દનો અન્વય-સંબંધ છે; એટલે કે અવ્યભિચારિણી ધૃતિ સમજવી. ( અચલિત ધૃતિ વડે એ અર્થ લેવાનો છે ) એ અચલિત ધૃતિ વડે ધારણ કરે છે; એવી ધૃતિથી કોને ધારણ કરે છે ? ઉત્તર આ છે કે એવી ધૃતિ મન, પ્રાણ અને ઇંદ્રિયોની સર્વ ક્રિયા( ચેષ્ટા )ને ધારણ કરે છે; કેવી રીતે ધારણ કરે છે ? તો કહે છે કે, શાસ્ત્ર વિરુદ્ધ પ્રવૃત્તિ કરતાં તેને રોકી ( પકડી ) રાખે છે; એટલે કે આ ધૃતિ મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાને શાસ્ત્ર વિરુદ્ધ માર્ગમાં નથી થવા દેતી. આ ધૃતિ વળી યોગ એટલે સમાધિથી સ્થિર ( અવિચલ ) થયેલી છે; એટલે કે બ્રહ્મ અને ( જીવરૂપી ) આત્માની એકાગ્રતારૂપ યોગની સમાધિસ્થિતિ છે; તે વડે સ્થિર થયેલી આ ધૃતિ છે; એવી ધૃતિ વડે સમાધિયોગથી મન, પ્રાણ અને ઇંદ્રિયોની ચેષ્ટા ધારણ કરાય છે, તે સાત્ત્વિકી ધૃતિ છે. ૩૩

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ! ।
प्रसंगेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ ! राजसी ॥ ३४ ॥

વળી હે અર્જુન ! જે ધૃતિ વડે મનુષ્ય ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે અને પ્રસંગે ફળની ઇચ્છાવાળો થાય છે, તે ધૃતિ, હે પાર્થ ! રાજસી છે. ૩૪

ભાષ્યાર્થ : વળી હે અર્જુન ! જે ધૃતિ વડે માણસ ધર્મ, કામ અને અર્થોને ધારણ કરે છે; એટલે કે જે ધૃતિથી મનુષ્ય ધર્મ, અર્થ અને કામને નિત્ય કર્તવ્યરૂપ છે એવો નિશ્ચય કરે છે તથા જે ધૃતિ વડે તે ધર્મઅર્થકામનાં

કર્તવ્ય કરવાના જે પ્રસંગો આવે, તે તે પ્રસંગને લઈને મનુષ્ય ફળની ઇચ્છા કરનારો બને છે, તે ધૃતિ રાજસી છે.

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ ! तामसी ॥ ३५ ॥

જેના થકી દુર્બુદ્ધિ (દુષ્ટબુદ્ધિ) પુરુષ નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદને છોડતો જ નથી, તે ધૃતિ હે પાર્થ ! તામસી છે. ૩૫

ભાષ્યાર્થ : જે ધૃતિ વડે (મનુષ્ય) સ્વપ્ન એટલે નિદ્રા, ભય અર્થાત્ ત્રાસ, શોક એટલે દુઃખ અને વિષાદ એટલે ખેદ, ગ્લાનિ, અને મદને છોડતો નથી; વિષયસેવન જ પોતાને માટે બહુ મોટો પુરુષાર્થ-કર્તવ્ય છે, એમ સમજી પોતાને મોટો પ્રતિષ્ઠિત ગણવાવાળો એક ઉન્મત્ત પેઠે વર્તનાર પોતાના એ મદને જ કર્તવ્યરૂપ સમજી જે કુત્સિત (દુષ્ટ-ખરાબ) બુદ્ધિવાળો મનુષ્ય આ સર્વ-(દુર્ગુણો)ને છોડતો જ નથી; એટલે કે એને ધારણ કરી (પકડી)જ રહે છે; તે દુર્બુદ્ધિની ધૃતિ, હે અર્જુન ! તામસી માનવામાં આવી છે.

ગુણોના ભેદોને અનુસરી ક્રિયાઓ અને કારકોના ત્રણત્રણ પ્રકારના ભેદો કહ્યા, હવે (તેનાથી ઉત્પન્ન થતાં) ફળરૂપ સુખના ત્રણ પ્રકારના ભેદ કહે છે:

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥

હવે હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! સુખ પણ ત્રણ પ્રકારનું છે, તે તું મારી પાસેથી સાંભળ; જે સુખમાં મનુષ્ય અભ્યાસથી (ટેવ કે મહાવરાને લીધે) આનંદ લે છે અને દુઃખનો અંત પામે છે. ૩૬

ભાષ્યાર્થ : હે ભરતર્ષભ ! હવે તુ ત્રણ પ્રકારનુ સુખ મારી પાસેથી સાંભળ-સમાધાન કર એટલે કે ચિત્તને સમાહિત કર-એક ચિત્ત સાંભળ, એવો ભાવાર્થ છે. જે સુખમાં અભ્યાસથી-પરિચય(ટેવ)થી એટલે વારંવાર તેનો અનુભવ કર્યાથી મનુષ્યને આનંદ (પ્રેમ) ઉત્પન્ન થાય છે અને જેમાં મનુષ્ય દુઃખોનો અંત પામી જાય છે એટલે કે જેમાં એનાં સર્વ દુઃખો નિઃસંદેહપણે નાશ પામી જાય છે (તે સુખ ત્રણ પ્રકારવાળું છે, તે હવે સાંભળ)

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

જે આરંભમાં વિષ જેવું હોય, પણ પરિણામે અમૃત જેવું છે, તે આત્મબુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલુ સુખ સાત્ત્વિક કહેલુ છે. ૩૭

ભાષ્યાર્થ : જે એવું સુખ છે, કે જેની શરૂઆતમાં એટલે પ્રથમ અભ્યાસ કરવાના સમયમાં અર્થાત્ જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન અને સમાધિના આરંભકાળમાં એક પછી એક સ્થિતિ મેળવવામાં અત્યંત પરિશ્રમ થતો હોવાથી વિષ જેવું દુઃખરૂપ લાગે છે; પરંતુ જ્ઞાન-વૈરાગ્ય આદિની પરિપાક અવસ્થામાં અમૃત જેવું

થાય છે–લાગે છે, તે આત્મબુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું સુખ વિદ્વાનોએ સાત્ત્વિક કહ્યું છે. આત્માની બુદ્ધિ તે આત્મબુદ્ધિ, તે આત્મબુદ્ધિનો પ્રસાદ છે; પ્રસાદ એટલે નિર્મળતા, પાણીના જેવી સ્વચ્છતા, એ જ आत्मबुद्धिप्रसादजम्‌નો અર્થ છે; તેથી એમ થાય છે, કે આત્માની બુદ્ધિ કયાંથી જેની બુદ્ધિ પાણીના જેવી નિર્મળ કે સ્વચ્છ થઈ છે, તે પ્રકારની બુદ્ધિમાંથી ઉત્પન્ન થવું સુખ, તે आत्मबुद्धिप्रसादजम् સુખ છે; અથવા આત્માના વિષયવાળી–આત્માને અવલંબન કરવાવાળી બુદ્ધિનું નામ આત્મબુદ્ધિ છે; એ બુદ્ધિના પ્રસાદની અધિકતાથી ઉત્પન્ન થયેલું સુખ તે આત્મબુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું સુખ છે; માટે તે સાત્ત્વિક છે.

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

વિષય અને ઇંદ્રિયના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત જેવું અને પરિણામે વિષ સમાન છે, તે સુખ રાજસ કહેવાય છે. ૩૮

ભાષ્યાર્થ : જે સુખ વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થાય છે, તે સુખ પ્રથમ (આરંભમાં) તો અમૃતના જેવું હોય છે, પરંતુ પરિણામે (અંતમાં) વિષ જેવું છે; કહેવાનું તાત્પર્ય આ છે કે બળ, વીર્ય, રૂપ, બુદ્ધિ, મેધા (સ્મરણશક્તિ), ધન તથા ઉત્સાહની હાનિનું આ સુખ કારણ છે તથા અધર્મ અને તેથી ઉત્પન્ન થનાર નરકાદિ દુઃખની પ્રાપ્તિનું પણ એ સુખ કારણ છે, તેથી પરિણામે અર્થાત્ ઉપભોગની સમાપ્તિ સમયે તે વિષ જેવું (લાગે) છે; આ સુખ રાજસ કહેવામાં આવ્યું છે.

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

જે સુખ આરંભમાં તથા અંતકાળમાં (પરિણામમાં) આત્માને (જીવને) મોહ ઉપજાવનારું છે તથા નિદ્રા, આળસ અને પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલું છે, તે તામસ કહેવામાં આવ્યુ છે. ૩૯

ભાષ્યાર્થ : જે સુખ આરંભમાં અને અંતમાં એટલે પરિણામ સમયે ઉપભોગ પછી પણ આત્માને મોહ ઉપજાવનાર છે તથા જે સુખ નિદ્રા, આળસ તથા પ્રમાદથી ઉત્પન્ન થાય છે, તેને તામસ કહેવામાં આવેલું છે.

હવે અહીં ચાલતા પ્રકરણના વિષયના ઉપસંહાર માટે શ્લોક કહે છે :

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

પૃથ્વી ઉપર, સ્વર્ગમાં કે દેવલોકમાં પણ એવું કોઈ સત્ત્વ નથી, કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી મુક્ત હોય. ૪૦

**ભાષ્યાર્થ :** એવું કોઈ સત્ત્વ-મનુષ્યાદિ ચેતન પ્રાણી કે અચેતન–પ્રાણરહિત પૃથ્વીમાં, સ્વર્ગમાં અથવા દેવલોકોમાં પણ નથી, કે, જે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા આ સત્ત્વાદિ ત્રણે ગુણોથી મુક્ત ( એ ત્રણે ગુણોવિનાનું ) હોય. પહેલા ચરણના 'એવું કોઈ નથી' એ શબ્દ સાથે એ પ્રકારે સંબંધ લેવાનો છે.

સર્વ સંસાર ક્રિયા, કારક અને ફળસ્વરૂપ છે, એવા સ્વરૂપવાળો આ સંસાર એ સત્ત્વ, રજસ્ અને તમસ્–એ ત્રણ ગુણોનો વિસ્તાર છે, અવિદ્યા કલ્પિત છે, સમૂળ અનર્થ–તદ્દન અર્થવિનાનો કે નુકસાન કરનારો છે, એનું વર્ણન વૃક્ષરૂપની કલ્પના કરી 'ऊर्ध्वमूलम्' ઇત્યાદિ શ્લોકથી કર્યું છે. વળી આ સંસારવૃક્ષને દૃઢ અસંગ ( અનાસક્તિ ) રૂપ શસ્ત્રવડે છેદ્યા પછી એ પરમપદને શોધવું જોઈએ,' એમ પણ કહેલું છે, હવે આ સર્વ જે કાંઈ છે, તે સર્વ ત્રણ ગુણોના જ કાર્ય છે, તો સંસારના કારણની ( જન્મમરણના હેતુની ) નિવૃત્તિ ન થાય–અશક્ય બને, માટે જે ઉપાયથી સંસારની નિવૃત્તિ થાય તે કહેવું જોઈએ અને સર્વ ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરવો જોઈએ. આ જ સર્વ વેદ તથા સ્મૃતિનો અર્થ છે, અને તે પરમ પુરુષાર્થની સિદ્ધિ ઇચ્છનારાઓએ અનુષ્ઠાન કરવા ( આચરણ કરવા ) યોગ્ય છે, એ બતાવવાના હેતુથી આ 'ब्राह्मणक्षत्रियविशाम्' ઇત્યાદિ શ્લોકોનો આરંભ કરવામાં આવે છે

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

હે પરંતપ અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના કર્મ સ્વભાવથી ઊપજેલા ગુણોને લીધે જુદાંજુદાં પડી ગયાં છે ૪૧

**ભાષ્યાર્થ :** બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણનો સમાસ બનાવી ત્રણને સાથે લીધા છે, અને શૂદ્રોને એ સમાસમાંથી જુદા પાડ્યા છે, તેમાં આ હેતુ છે કે ( પહેલા ત્રણનું દ્વિજત્વ બતાવવું અને ) શૂદ્રોમાં એક ( જન્મના સંસ્કારવાળી ) જાતિ( વર્ણ )પણ છે, બાકીની ત્રણ જાતિ ( બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યજાતિ ) પેઠે દ્વિજત્વ–બીજા પ્રકારે કે સંસ્કાર વડે મેળવાતું સંસ્કારી જાતિપણું શૂદ્રોમાં નથી અને તેથી એમને વેદનો અધિકાર નથી. હે પરંતપ અર્જુન ! એ સર્વના કર્મો, તેમના તેમના વિભાગ પાડી જુદાંજુદાં નક્કી કરવામાં આવેલા છે શાથી તે ભિન્નભિન્ન ( જુદા ) છે ? સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણોને લીધે તે જુદા છે, સ્વભાવ એટલે ઈશ્વરની પ્રકૃતિ–ત્રિગુણાત્મિકા માયા, એ માયા, જે ગુણોના પ્રભવ( ઉત્પત્તિ )નું કારણ છે, તે માયા વડે ઉત્પન્ન થયેલા ગુણો વડે બ્રાહ્મણાદિના શમદમાદિ કર્મો વિભક્ત કરવામાં આવેલા છે

અથવા તો 'स्वभावप्रभवैर्गुणैः' એ પદનો અર્થ આમ પણ થાય સત્ત્વગુણ એ બ્રાહ્મણસ્વભાવનો પ્રભવ ( કારણ ) છે ક્ષત્રિયસ્વભાવનું ( પ્રભવ એટલે ) કારણ સત્ત્વયુક્ત રજોગુણ છે, વૈશ્યસ્વભાવનું કારણ તમોગુણયુક્ત રજોગુણ છે અને શૂદ્રસ્વભાવનું કારણ રજોગુણ મિશ્રિત તમોગુણ છે, કારણકે એ ચારે

વર્ણોમાં (ગુણોને અનુસરી) અનુક્રમે શાંતિ, ઐશ્વર્ય, ઉદ્યોગ અને મૂઢતા જોવામાં આવે છે.

અથવા તો स्वभावप्रभवैर्गुणैः 'માં સ્વભાવનો અર્થ આમ પણ લેવાય : પ્રાણીઓના પૂર્વ જન્મમાં કરેલાં કર્મોના સંસ્કાર, જે વર્તમાન જન્મમાં સ્વ-(પોતાના) કાર્યમાં પ્રકટ થઈ તત્પરતાથી જણાય છે, તે स्वभावप्रभवैर्गुणैः ગુણોનો પ્રાદુર્ભાવ' કારણ વિના નથી થઈ શકતો, તેથી ગુણોનું કારણ સ્વભાવ છે, એમ બનાવી, કારણવિશેષનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; એ રીતે સ્વભાવથી એટલે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના યોગથી પોતપોતાનાં કાર્યને અનુરૂપ શમદમાદિ કર્મોના વિભાગ પાડવામાં આવ્યા છે.

શંકા : બ્રાહ્મણાદિ વર્ણોના શમાદિ કર્મોના વિભાગ તો શાસ્ત્રે પાડ્યા છે, એટલે કે શાસ્ત્રદ્વારા એ કર્મો તો નક્કી કરવામાં આવેલાં છે, ત્યારે અહીં વળી એમ શા માટે કહેવામાં આવે છે, કે એના વિભાગ તો સત્ત્વાદિ ગુણો વડે કરવામાં આવેલા છે?

ઉત્તર : એમાં એવો કાંઈ બાધ નથી; કારણકે શાસ્ત્રે પણ બ્રાહ્મણાદિનાં શમાદિ કર્મોને જુદાં પાડી જણાવ્યાં છે, તે પણ એ સત્ત્વાદિ ગુણની અપેક્ષાથી જ જુદાં જણાવ્યાં છે; એ સિવાય બીજા કોઈ કારણને લીધે નથી જુદાં પાડી જણાવેલાં; એટલા માટે શાસ્ત્ર દ્વારા બ્રાહ્મણાદિનાં જુદાંજુદાં કરેલાં કર્મો પણ ગુણો વડે જ (ગુણોને આધારે જ) છૂટાં પાડેલાં છે એમ સમજવું. હવે એ બ્રાહ્મણાદિ વર્ગોનાં કર્મો કયાં કયાં છે. એ કહેવામાં આવે છે :

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), તપ (પવિત્રતા), ક્ષમા, સરળતા જ અને જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિકપણું, એ સ્વભાવથી (ઉત્પન્ન) થયેલાં બ્રાહ્મણકર્મ છે. ૪૨

ભાષ્યાર્થ: પાછળ અ. ૬ શ્લો. ૩ તથા અ. ૧૦–૪ના ભાષ્યમાં શમદમના અર્થ કહ્યા છે; તેમ જ પહેલાં અ. ૧૭–૧૪માં કહેલાં શારીરાદિ તપ (ત્રણ પ્રકારનાં) અને વળી અ. ૧૩–૭, અ. ૧૬–૩–૭ તથા અ. ૧૭–૧૪ માં શૌચ પણ (બે પ્રકારનાં) કહેલાં છે; ઉપરાંત ક્ષમા, અંતઃકરણની સરળતા તેમ જ જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા એટલે શાસ્ત્રવચનમાં શ્રદ્ધા–વિશ્વાસ, એ સર્વે બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે; એટલે કે બ્રાહ્મણજાતિનાં સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મ છે. પાછળના શ્લોકમાં સ્વભાવથી ઊપજેલા ગુણોને લીધે કર્મ જુદાંજુદાં થયેલાં છે, એમ કહ્યું છે, તે અહીં કહેલાં 'સ્વભાવજ' છે; અર્થાત્ તે બન્નેનો અર્થ એક જ છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૌર્ય, તેજ, ધૃતિ, ચતુરાઈ, યુદ્ધમાં અપલાયન, દાન અને ઈશ્વરભાવ, એ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં ક્ષત્રિયનાં કર્મ છે. (ક્ષત્રિયના સ્વભાવમાંથી ઉત્પન્ન થતાં કર્મ છે.) ૪૩

ભાષ્યાર્થ: શૌર્ય એટલે શરવીરપણું; તેજ એટલે પ્રગલ્ભતા–કોઈનાથી દબાઈ નહીં જવાનો સ્વભાવ; ધૃતિ એટલે ધૈર્ય, કે જેથી પ્રેરિત (ઉત્સાહિત) બનેલો માનવી, સર્વ અવસ્થાઓમાં અડગ (દુ:ખશોકવિનાનો) રહે છે તે ગુણ; દાક્ષ્ય, એટલે કુશળતા, ચતુરાઈ, એકાએક આવી પડતાં એટલે કાર્યમાં પણ ગભરાયા વિના પ્રવૃત્તિ કરવાનો (પ્રવૃત્ત થવાનો) સ્વભાવ; તેમ જ યુદ્ધમાં અપલાયન: એનો અર્થ આ છે કે યુદ્ધમાં શત્રુઓને પીઠ ન દેખાડવાનો–શત્રુઓને જોઈ પાછા ન ફરવાનો (નાસી ન જવાનો) સ્વભાવ હોય તે; દાનનો અર્થ આ છે: આપવા યોગ્ય પદાર્થો છૂટે હાથે આપવાનો સ્વભાવ અને ઈશ્વરભાવ એટલે જેમના ઉપર અમલ (અધિકાર) ચલાવવાનો છે, તેમના પર પોતાની પ્રભુત્વશક્તિ પ્રકટ કરવી–તેમને પોતાની પ્રભુત્વશક્તિનો પરચો દેખાડવો, એ (સર્વે) ક્ષત્રિય જાતિનાં વિહિત (શાસ્ત્રોક્ત) કર્મ છે અને ક્ષત્રિયજાતિનાં તે કર્મો સ્વાભાવિક સ્વભાવથી જ ઊપજેલાં છે.

कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम्।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम्॥ ४४॥

કૃષિ–ખેતી, ગાયનું રક્ષણ અને વેપાર, એ સ્વભાવથી ઉત્પન્ન થયેલું વૈશ્યનું કર્મ છે; તેમ જ સેવારૂપી કર્મ પણ સ્વભાવથી ઉત્પન્ન થયેલું શૂદ્રનું કર્મ છે. ૪૪

ભાષ્યાર્થ: કૃષિનો અર્થ જમીન ખેડવી તે છે, ગૌરક્ષ્ય–ગાયની રક્ષા કરવાવાળા તે ગોરક્ષ અને તે કરવાપણું તે ગાયનું રક્ષણ છે; ગાયની રક્ષા કરવાપણું–પશુનું પાલન કરવાપણું તે સર્વ ગૌરક્ષ્ય છે; તેમ જ વેચવાખરીદવાની ક્રિયા ક્રય–વિક્રયરૂપ વાણિજ્યની ક્રિયા વાણિજ્ય કહેવાય છે; તે વાણિજ્ય સ્વભાવથી ઊપજેલું વૈશ્યનું કર્મ છે. તે જ પ્રમાણે શૂદ્રોનું પણ (દ્વિજાતિની) સેવારૂપ કર્મ, એમના સ્વભાવથી ઊપજેલ કર્મ છે.

આ જાતિવિહિત કર્મોનું યથાવિધિ અનુષ્ઠાન કરવાથી સ્વાભાવિક રીતે જ તેનાં ફળરૂપે તેને સ્વર્ગપ્રાપ્તિ થાય છે; કારણકે 'સ્વકર્મનિષ્ઠ બનેલા (સ્વકર્મમાં તત્પર થયેલા) બ્રાહ્મણાદિ ચાર વર્ણના તથા બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમના લોકો મરણ પછી કર્મફળને અનુભવી, બાકી રહેલાં કર્મોના ફળને અનુસરી વિશિષ્ટ (અમુક કે શ્રેષ્ઠ) દેશ, વિશિષ્ટ જાતિ, વિશિષ્ટ કુળ, વિશિષ્ટ ધર્મ, વિશિષ્ટ આયુષ્ય, વિશિષ્ટ આચાર, વિશિષ્ટ ધન, વિશિષ્ટ સુખ અને વિશિષ્ટ બુદ્ધિવાળા થઈ જન્મ લે છે.' (આપસ્તમ્બ સ્મૃતિ ૨–૨–૨–૩) એવું સ્મૃતિવચન છે; તેમ જ પુરાણમાં પણ વર્ણાશ્રમીને જુદાજુદા લોકોની તથા જુદાંજુદાં ફળની (મરણ બાદ) પ્રાપ્તિ થાય છે, એમ કહેવામાં આવ્યું છે;

પરંતુ એ સિવાયનાં બીજાં કારણથી, બીજી રીતે અનુષ્ઠાન કરવામાં આવે, તો હવે પછી કહેવામાં આવનારું ફળ ( પ્રાપ્ત થાય છે તે સાંભળઃ )–

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥

પોતપોતાના કર્મમાં તત્પર પુરુષ સંસિદ્ધિ પામે છે; પોતાના કર્મમાં તત્પર રહેલો પુરુષ એ સિદ્ધિ જે પ્રકારે મેળવે છે (પામે છે), તે તું સાંભળ. ૪૫

ભાષ્યાર્થ : ઉપર કહેલાં ભિન્નભિન્ન લક્ષણોવાળો, પોતપોતાનાં કર્મોમાં તત્પર રહેલો અધિકારી પુરુષ, પોતાના કર્મોના અનુષ્ઠાન કે આચરણથી, અશુદ્ધિનો ક્ષય થઈ જતાં, સંસિદ્ધિ પ્રાપ્ત કરે છે; એટલે કે જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાવાળી કૃતિ( કાર્ય )ની તથા ઈંદ્રિયોની સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ત્યારે શુ પોતાનાં કર્મોનાં અનુષ્ઠાન કરવાથી જ સાક્ષાત્ સંસિદ્ધિ પ્રાપ્ત થાય છે ? ના, એમ નથી. તો કઈ રીતે સંસિદ્ધિ મળે છે ? પોતપોતાના જાતિ-આશ્રમોનાં કર્મોમાં તત્પર રહેનાર મનુષ્ય જે પ્રકારે એ સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે, તે પ્રકાર હવે તું સાંભળ.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥

જે થકી ભૂતમાત્રની પ્રવૃત્તિ–ઉત્પત્તિ છે અને જેનાથી આ બધું વ્યાપ્ત છે, તે–અંતર્યામી ઈશ્વરને સ્વકર્મના અનુષ્ઠાનથી પૂજીને–આરાધીને મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૬

ભાષ્યાર્થ : જે અંતર્યામી ઈશ્વરથી સર્વે પ્રાણીઓની પ્રવૃત્તિ–ઉત્પત્તિ–ચેષ્ટા કે ક્રિયા થાય છે અને જે ઈશ્વરથી આ સમગ્ર જગત વ્યાપ્ત છે, તે ઈશ્વરને, પૂર્વે કહેલાં વર્ણાશ્રમ કર્મોને અનુસરી જે પોતપોતાના કર્મના અનુષ્ઠાને વડે પૂજે છે, આરાધના કરે છે તે, તે કર્મો દ્વારા કેવળ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતારૂપ સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. ૪૬

વસ્તુસ્થિતિ આ પ્રકારની છે માટે–

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

સારી રીતે આચરેલા પરધર્મ કરતાં પોતાનો ધર્મ વિગુણ હોય ( પોતાના ધર્મનું આચરણ યથાયોગ્ય ન થાય ) છતાં શ્રેષ્ઠ છે. સ્વભાવથી ઉત્પન્ન થયેલ ( નિર્મિત ) કર્મ કરતો પુરુષ કિલ્બિષ–પાપ કે દુઃખ પામતો નથી. ૪૭

ભાષ્યાર્થ : પોતાનો ધર્મ વિગુણ હોય ( ગુણવિનાનો લાગતો હોય ) અથવા તો સ્વસ્વધર્મને અનુસરી કરેલ અનુષ્ઠાન કદી વિગુણ પણ રહ્યું હોય,

થાસાંગ ન પણ થયું હોય, તોપણ સારી રીતે આચરેલા–અનુષ્ઠાન કરેલા પારકા ધર્મ કરતાં તો તે શ્રેયસ્કર (વધુ કલ્યાણ કરનાર) છે. જેવી રીતે વિષમાં ઉત્પન્ન થયેલા જંતુને–કીડાને વિષ, દોષ (બાધ) કરતું નથી, તેમ (આ વિષરૂપી કર્મભૂમિમાં અવતરેલા મનુષ્યને) સ્વભાવથી ઉત્પન્ન થયેલા કર્મનું અનુષ્ઠાન કરનાર મનુષ્યને પાપ નથી (બાધતું) લાગતું. (જે અર્થ પહેલા 'સ્વભાવજ' શબ્દ વાપરી કહેવામાં આવ્યો છે, તે જ સિદ્ધાંત અહીં 'સ્વભાવનિયત' શબ્દથી કહ્યો છે. એકનો અર્થ છે સ્વભાવથી ઉત્પન્ન થયેલું, બીજાનો અર્થ છે સ્વભાવથી નિર્માણ (નક્કી) થયેલું; બન્નેમાં વસ્તુતઃ કાંઈ ફરક નથી.)

વિષમાં ઉત્પન્ન થયેલો કીડો જેમ વિષથી બાધ પામતો નથી, તેમ સ્વભાવનિયત કર્મ કરનારો પુરુષ પાપરૂપ દોષ પ્રાપ્ત કરતો નથી, એમ ઉપર કહ્યું છે, પરધર્મ ભય આપનાર છે એમ પણ ઉપર કહ્યું છે અને ત્રીજા અધ્યાયમાં એમ પણ કહ્યું છે, કે અજ્ઞાની પુરુષ એક ક્ષણ પણ કર્મ વિના રહી શકતો નથી; માટે હવે–

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

હે કૌંતેય! સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ દોષવાળું હોય, તોપણ તે ન ત્યજવું; કારણકે સર્વ આરંભો, ધુમાડારૂપ દોષ વડે વ્યાપ્ત થયેલા અગ્નિની પેઠે દોષથી (પાપરૂપ દોષથી) ઢંકાયેલા છે. ૪૮

**ભાષ્યાર્થ :** જે જન્મની સાથે જ ઉત્પન્ન થયેલું હોય તે સહજ; તે સહજ શું? તો કર્મ, હે કૌન્તેય! ત્રિગુણમય હોવાથી તે સહજ કર્મ, દોષવાળું હોય, તોપણ તેને ત્યજવું નહીં. જેનો આરંભ કરી શકાય તે આરંભ, એટલે અહીં ચાલુ વિષયમાં તેનો અર્થ છે કર્મ, તેથી સર્વારંભનો અર્થ સર્વ કર્મો છે, તે કર્મ સ્વધર્મ કે પરધર્મ રૂપ (બે પ્રકારનું) હોઈ શકે, ગમે તે પ્રકારનું કર્મ હોય–સ્વધર્મ કે પરધર્મ, તે ત્રિગુણાત્મક છે; ત્રણ ગુણોનું કાર્ય છે, એટલે કે તે કર્મનું કારણ ત્રિગુણ છે, તેથી કર્મમાત્ર ત્રિગુણાત્મક દોષથી ઢંકાયેલ છે, જેમ અગ્નિ ધુમાડાથી ઢંકાયો હોય છે તેમ. સ્વધર્મ નામથી ઓળખાતા સહજ કર્મનો પરિત્યાગ કરી પરધર્મનું અનુષ્ઠાન કરવાથી પણ દોષમાંથી છૂટી શકાતું નથી; (કારણકે કર્મ માત્ર ત્રિગુણાત્મક હોવાથી દોષવાળાં છે.) અજ્ઞાનીથી સર્વ કર્મનો ત્યાગ થઈ શકતો નથી, અને પરધર્મ તો ભય આપનાર છે, માટે સ્વભાવનિયત (સહજ) કર્મ છોડવું ન જોઈએ.

**શંકા–વાદી:** સર્વ કર્મોનો ત્યાગ કરવો અશક્ય છે, માટે કર્મનો ત્યાગ ન કરવો, એમ કહો છો? કે સહજ (સ્વભાવનિયત) કર્મનો ત્યાગ કરવામાં દોષ છે, માટે કર્મ ન ત્યજવાં, એમ કહો છો? વળી તમો કહો છો કે કર્મ ન ત્યજવાં; તેથી તમારા કહેવાનો અર્થ આ છે, કે સમગ્ર કર્મનો ત્યાગ અશક્ય છે, તેથી સહજ કર્મ ત્યજવું નહીં, પણ સમગ્ર કર્મના ત્યાગમાં

વધ્યાપુત્રના અસ્તિત્વનો સબધ તથા એ વધ્યાપુત્રનું કારણ કોઈ પ્રકારે અને કોઈ પણ પ્રમાણુથી કલ્પી શકાય એવુ નથી અર્થાત્ સિદ્ધ થ શકતું નથી.

**શંકાવાદી:** વૈશેષિકો એમ નથી કહેતા કે અભાવનો ભાવ સાથે સબંધ છે એ તો કહે છે કે દ્વણુકાદિ દ્રવ્ય સત ઙ–ભાવરૂપ છે અને તેનો તેના કારણરૂપ પરમાણુઓ સાથે સમવાયરૂપ સબધ છે **ઉત્તર:** વાત એમ નથી, કારણ એમના મતમા તો કાર્યકારણનો સબધ થતા પહેલા કાર્યની સત્તા (કાર્ય અસ્તિત્વ) માનવામા નથી આવી એટલે કે વૈશેષિક મતવાળાઓ, કુભાર, તેનો દડ, ચાક ઇત્યાદિના વ્યાપારરૂપ ક્રિયાનો આરભ થતા પહેલા ઘટ આદિનું અસ્તિત્વ સ્વીકારતા (માનતા) નથી, વળી એમ પણ નથી માનતા (ઇષ્ટ નથી ગણતા) કે માટી જ ઘડાનો આકાર પ્રાપ્ત કરે છે, સારાશ આ છે કે કુભાર, ચાક, દડ, વગેરેની ક્રિયા-વ્યાપાર પહેલા ઘટ વગેરેનુ અસ્તિત્વ તેમને માન્ય નથી, માટી જ ઘડાનો આકાર લે છે એ પણ માન્ય નથી તેથી બાકી તો એક જ પક્ષ રહે છે, તે આ છે કે અસતનો સત સાથે સબધ થાય છે અને આ બાકીનો પક્ષ જ વૈશેષિકોને ઇષ્ટ છે, તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે

**શંકાવાદી:** પરતુ અસતનો પણ સમવાયરૂપ સબંધ હોવો, એ ન્યાય વિરુદ્ધ વાત નથી (કારણકે સાથે કાર્ય મળેલુ છે અને તેનાથી તે અલગ નથી, એમ દેખાઈ આવે, તેવા નિત્ય સબધને વૈશેષિકો સમવાય સબંધ કહે છે) **ઉત્તર:** ના, અસતનો સમવાયરૂપ સબધ માનવો એ બરોબર નથી, કારણકે વધ્યાપુત્રાદિનો કોઈની સાથે સબધ જોવામા નથી આવતો તેથી વધ્યાપુત્રાદિમા આ સબધ સભવતો નથી કદાચ જો તમો એમ કહેતા હો કે અભાવ બધા સરખા જ છે, ઘટાદિ જેનો પહેલા અભાવ હતો તે અભાવનો પણ પોતાના કારણ સાથે સબધ થાય છે તો તેનો સિદ્ધાતી ઉત્તર આપે છે કે ના એમ નથી, વધ્યાપુત્રાદિમા એમ બનતુ નથી જો કે અભાવની સમાનતા છે છતા વધ્યાપુત્રનો એના કારણ સાથે સબધ જ નથી થતો માટે અભાવ બધા સરખા નથી તેમા ભેદ છે, તે કહેવો જોઈએ, તેથી તે બે ના પ્રકાર કહેવામા આવે છે એનો અભાવ, એનો અભાવ, સર્વનો અભાવ, પ્રાગ ભાવ–એટલે ઉત્પત્તિ થતા પહેલાંનો અભાવ, પ્રધ્વસાભાવ એટલે પદાર્થનો નાશ થવાથી થતો અભાવ ઇતરેતરાભાવ એટલે એક વસ્તુમા બીજાનો અભાવ અર્થાત્ ઘટ તે પટ નથી પટ તે ઘટ નથી, તેથી ઘટમા પટનો અભાવ અને પટમા ઘટનો અભાવ હોવો તે ઇતરેતરાભાવ કે અન્યોન્યાભાવ અને અત્યતાભાવ એટલે કે જે વસ્તુ કદી હોતી નથી તેનુ ન હોવાપણુ તે અભાવ અત્યતાભાવ છે જો સર્વ અભાવો સરખા જ હોય તો તે અભાવના આ પ્રકારો (વિશેષ લક્ષણવાળા ભેદો) કોઈ ન બતાવી શકે અભાવોમા વિશેષ (તા) હોવાથી ઘટનો પ્રાગભાવ જ કુભાર, દડ અને ચાકના યોગથી ઘટ–ભાવને પ્રાપ્ત થાય છે–ઘટ બને છે તથા એનો કપાલ નામના પોતાના કારણરૂપ ભાવ સાથે સબધ થાય

છે, તેથી ઘડાનું બનવું થાય છે અને તેનો નાશ પણ થાય છે, એ રીતે તે સર્વ વ્યવહાર યોગ્ય પણ થાય છે, પરંતુ ઘડાનો પ્રધ્વંસાભાવ, તેના પ્રાગભાવની પેઠે વ્યવહારમાં ઉપયોગી નથી થતો, તે તો અભાવરૂપ જ રહે છે; એ અભાવની બીજા અભાવ સાથે સમાનતા હોવા છતાં તેનો કોઈ પણ કારણરૂપ ભાવ સાથે સંબંધ નથી થતો, તેથી તેનો (પ્રધ્વંસાભાવનો) વ્યવહારમા ઉપયોગ થવા યોગ્ય નથી; એ રીતે પ્રધ્વંસાદિ અભાવોને કોઈ પણ અવસ્થામાં વ્યવહાર યોગ્ય ન માનવા અને દ્વયણુક આદિ દ્રવ્યોનો અભાવ, પ્રાગભાવની પેઠે ઉત્પત્તિ આદિ વ્યવહારને યોગ્ય છે, એવું વૈશેષિકોનું કથન યુક્તિહીન-અયોગ્ય છે; કારણકે દ્વયણુકાદિ દ્રવ્યોમા તો પ્રાગભાવ એમના મતમાં છે તે તો અત્યન્તાભાવ અને પ્રધ્વંસાભાવના જેવો જ છે

**શંકા-પૂર્વપક્ષ:** 'પ્રાગભાવ, ભાવરૂપ છે, એમ અમે કહ્યુ જ નથી' તે નથી જાણતા કે? **ઉત્તર:** ત્યારે તો તમે ભાવનુ ભાવરૂપ બની જવાનું કહો છો; જેમ ઘડો ઘડારૂપ થઈ જાય છે, પટ પટરૂપ થઈ જાય છે, તેમ ભાવ ભાવરૂપ થઈ જાય છે, પણ જેમ અભાવની ભાવરૂપતા પ્રમાણવિરુદ્ધ છે, તેમ આ માન્યતા પ્રમાણ વિરુદ્ધ છે; સારાશકે અસત પદાર્થની ઉત્પત્તિ પ્રમાણ વિરુદ્ધ છે, તેમ જ નામરૂપ વડે ઘટ અને પટ જે પ્રથમથી જ સિદ્ધ બનેલા તૈયાર છે, તો તેની ઉત્પત્તિ પ્રમાણ વિરુદ્ધ કરે છે, કારણકે જે પદાર્થ તૈયાર ન કરેલો હોય તેની ઉત્પત્તિ કે કરવાપણુ હોય, કરેલા-સિદ્ધ પદાર્થને કરવાપણુ શુ? कृतस्य करणं नास्ति। (કરેલાનું કરવુ હોતુ નથી) એક તરફ ઘટની અને પટની ઉત્પત્તિની વાત કરવી અને બીજી તરફ ઘટનું તથા પટનુ ઘટત્વ અને પટત્વ યથાક્રમે તેની ઉત્પત્તિ પહેલા સ્વીકારવુ, એ તમારી પ્રવૃત્તિ કે ઉક્તિ પ્રમાણ વિરુદ્ધ છે.

સાંખ્યોનો જે પરિણામવાદ છે તેમા અને વૈશેષિક પક્ષમા (આરંભવાદ છે તેમા) કાંઈ ફરક નથી, કારણકે સાંખ્યોનો મત અપૂર્વ ધર્મની ઉત્પત્તિ અને ઉત્પન્ન ધર્મના નાશનો જ સ્વીકાર કરે છે. [એકની એક વસ્તુ વિકાર પામી અનેકરૂપે થાય તે પરિણામ કહેવાય, દૂધનું દહીં થયું અને દહીંની છાશ થવી એ પરિણામ છે. ત્રિગુણાત્મિકા પ્રકૃતિ, પહેલા નહિ (નહોતું) તેવાં મહતત્ત્વના પરિણામને પામી, પછી એમાં અહં કારરૂપ વિકાર અથવા પરિણામ થયુ અને એમ થતાથતા સૃષ્ટિ હાલની સ્થિતિમા આવી, પહેલા જે નહોતું એવું આ (સૃષ્ટિરૂપ) પરિણામ થયુ આ પરિણામવાદ સાંખ્યોનો છે. હવે વિચાર કરતા સમજાશે કે પહેલા નહોતુ, તેમાથી આ સૃષ્ટિરૂપ પરિણામ ઉત્પન્ન થયુ છે, એમ સાંખ્યો કહે છે અર્થાત્ જે અસતનું (નહોતું તેનું) સત થયું અને તેની આગળનો વિકાર જેમજેમ થતો ગયો, તેમતેમ પાછળનુ રૂપ નાશ પામ્યુ એટલે સત અસત થયું. વૈશેષિકોનો મત (આરંભવાદ) ઉપર જણાવેલા મત જેવો જ છે, તેથી આ સાંખ્યોનો મત છે એમ સાબિત થયું. ઉપર કહ્યું છે જ કે વૈશેષિકોનો મત ભાગવતધર્મ (ભગવાને કહેલા ધર્મ)થી તેમ જ પ્રમાણોથી વિરુદ્ધ છે. સાંખ્ય મત એવો જ હોવાથી તે પણ તેથી પ્રમાણ વિરુદ્ધ તેમ જ ભાગવતધર્મથી

અસામાન્યતાનો ગુણ રહેલો છે; કારણકે સમગ્ર કર્મનો ત્યાગ કરનારો ન થઈ શકે એવી અસામાન્ય વસ્તુ કરે છે.

ઉત્તર–પક્ષ: તમે કહો છો તે વાત ખરી છે, પણ કર્મનો અશેષ (સંપૂર્ણ) ત્યાગ જ થઈ શકતો નથી. (તો પછી ગુણદોષની વાત સંભવે જ ક્યાંથી?) શંકા: કર્મનો અશેષ ત્યાગ નથી થઈ શકતો, એમ તમો કહો છો, તે સાંખ્યવાદીઓના ગુણોની પેઠે આત્મા સદા ચંચળ સ્વભાવવાળો છે, એમ માનીને કહો છો, કે બૌદ્ધોના મતમાં રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા અને સંસ્કારરૂપ પાંચ સ્કંધો–ક્રિયારૂપ ક્ષણભંગુર માનેલા છે તે સ્કંધરૂપ જ પુરુષ (આત્મા) ક્ષણભંગુર ક્રિયારૂપ છે એમ માનીને કહો છો? કારણકે આ બે મતો(ચંચળ તથા ક્ષણભંગુર આત્મા માનનારા)નો સ્વીકાર કરીએ, તો તો કર્મોનો અશેષ ત્યાગ જ થઈ શકતો નથી.

હવે આ બે ઉપરાંત ત્રીજો (કાણાદ–વૈશેષિકોનો) પણ પક્ષ છે; તે કહે છે કે જ્યારે આત્મા (વસ્તુ) કર્મ કરે છે, ત્યારે તો તે સક્રિય વસ્તુ છે; જ્યારે તે કર્મ નથી કરતો, ત્યારે તો તે જ નિષ્ક્રિય (વસ્તુ) છે; આમ હોવાથી એ પક્ષ (સિદ્ધાંત) પ્રમાણે તો કર્મનો અશેષ ત્યાગ પણ થઈ શકે છે. ઉપર કહેલા બે પક્ષોના કરતાં આ ત્રીજા પક્ષમાં આ વિશેષતા છે કે સાંખ્યવાદીઓ આત્માને નિત્ય પ્રચલિત–ચંચળ સ્વભાવવાળો માને છે, તેમ આ મત નથી માનતો; તેમ જ વળી બૌદ્ધો ક્રિયાને જ કારક અર્થાત્ આત્મા માને છે, તેવો પણ, આત્માને આ પક્ષ નથી માનતો; ત્યારે એ પક્ષ પ્રમાણે આત્મા શું છે? ઉત્તર: વ્યવસ્થિત દ્રવ્યમાં–સ્વરૂપમાં રહેલ દ્રવ્યમાં જ અવિદ્યમાન ક્રિયા ઉત્પન્ન થાય છે અને વિદ્યમાન ક્રિયા નષ્ટ થાય છે. શુદ્ધ દ્રવ્ય છે તે શક્તિમાન (સ્વસ્વરૂપમાં) જ રહે છે અને તે શક્તિમાન સ્વસ્વરૂપસ્થ રહેનારું શુદ્ધ દ્રવ્ય જ કારક અર્થાત્ ક્રિયા કરવાવાળું કર્તા છે, એમ વૈશેષિક મતવાળા કાણાદો કહે છે. આ પક્ષમાં શો દોષ છે?

એ પક્ષમાં દોષ તો આ છે કે એ મત અભાગવત છે–ભગવાનને માન્ય નથી, એમ શા ઉપરથી જણાય છે? એ મત ભગવાનને માન્ય નથી, એમ શ્રીભગવાને પાછળ અ. ૨–૧૬માં 'અસત વસ્તુનો કદી ભાવ (અસ્તિત્વ) નથી અને સત્ વસ્તુનો કદી અભાવ નથી,' કહ્યું છે, તે ઉપરથી જણાય છે. કાણાદના વૈશેષિક મતમાં તો અસતનો ભાવ અસ્તિત્વ–હોવું, અને સતનો અભાવ માન્યો–કહ્યો છે, માટે આ મત અભાગવત એટલે ભગવાનના મતથી વિરુદ્ધ છે.

ભગવાનનો એ મત ન હોય છતાં ન્યાયપૂર્વક હોય, તો તેમાં દોષ શો છે એવી શંકા ઉઠાવતા હો તો તેનો પ્રત્યુત્તર આ છે કે આ મત સર્વ પ્રમાણોનો વિરોધ કરવાવાળો–સર્વ પ્રમાણોથી વિરુદ્ધ છે; તેથી એ મત દોષયુક્ત છે. કેવી રીતે?

[ ન્યાય મતમાં દ્રવ્યના બે પ્રકાર છે: એક નિત્ય અને બીજો અનિત્ય. પરમાણુરૂપ દ્રવ્ય નિત્ય અને બે પરમાણુ ભેગાં થવાથી થયેલું, દ્રવ્ય અણુક–ત્ર્યણુ. પરમાણુ ભેગા થવાથી ત્ર્યણુક આદિ કાર્યરૂપ દ્રવ્ય

અનિત્ય છે; અને તે ત્ર્યણુક આદિનો તેમની ઉત્પત્તિ પૂર્વે અત્યંત અભાવ આ મતમાં માનેલો છે; તે ઉપર હવે કહેવામાં આવે છે કે જો આ વૈશેષિક ન્યાય મત પ્રમાણે માનીએ કે ત્ર્યણુક વગેરે દ્રવ્યો તેમની પોતાની ઉત્પત્તિ પહેલાં અત્યંત અસત હતાં, તે દ્રવ્યોનો અત્યંત અભાવ હતો; અને એ દ્રવ્યો ઉત્પન્ન થઈ કેટલોક કાળ (સત અવસ્થામાં) રહી પછી પાછાં અત્યંત અસતભાવ(અભાવ)ને પ્રાપ્ત થઈ જાય છે, તો તો એનો અર્થ આ જ છે કે એમ જ માનવું પડે છે કે અસત (ત્ર્યણુકાદિ) જ સત થાય છે-ભાવરૂપ બને છે અને સત (ભાવ) જ અસત થાય છે-અભાવ બને છે; અર્થાત્ આ મત પ્રમાણે ઉત્પન્ન થનારો અભાવ, પોતાની ઉત્પત્તિ પહેલાં સસલાંના શિંગડાની પેઠે સર્વ પ્રકારે અસત હોવા છતાં સમવાયી, અસમવાયી અને નિમિત્ત નામનાં ત્રણ કારણોની સહાયતાથી ઉત્પન્ન થાય છે; પરંતુ અભાવ પોતાની ઉત્પત્તિની અપેક્ષા (ઇચ્છા) કરી ઉત્પન્ન થાય છે અથવા અભાવ કારણની અપેક્ષા(મદદ)થી ઉત્પન્ન થાય છે, એમ કહી જ ન શકાય; કારણકે અભાવરૂપ સસનાં શિંગડાંની ઉત્પત્તિ કોઈ પણ ઠેકાણે જોવામાં આવતી નથી; તેમ જ વળી તે કોઈ કારણોની અપેક્ષા કરી (મદદ લઈ) ઉત્પન્ન થાય છે, એમ પણ જોવામાં નથી આવતું; પરંતુ અમો માનીએ છીએ તેમ જો ઘટાદિ ભાવરૂપ છે એમ માનો [ એટલે કે માટીમાંથી ઘડો ઉત્પન્ન કરવામાં આવે છે તે તેની ઉત્પત્તિ પહેલા નહોતો એમ અમો-વેદાંતીઓ નથી માનતા; કારણમા કાર્ય સમાયેલું જ છે, ફક્ત તે પ્રકટ-વ્યક્ત થવામાં કોઈની અપેક્ષા રાખે છે. નૈયાયિકો પેઠે અભાવમાથી ભાવરૂપ (વસ્તુ) પ્રકટ થાય છે, એમ અમો-વેદાંતીઓ માનતા નથી, માટે ઘટાદિને ભાવ કહ્યાં છે, ] તો તે ઘડો પોતાના પ્રકટ થવા માટે કોઈ કારણની અપેક્ષા કરી-મદદ લઈ ઉત્પન્ન થાય છે, એમ માની શકાય છે, એ વાત સમજી શકાય એવી છે.

વળી અસત સત થાય છે અને સત અસત થાય છે, એમ માની લેવાથી તો કોઈ પણ પ્રકારના પ્રમાણમાં જરા પણ વિશ્વાસ રહે નહિ, પ્રમાણ-પ્રમેય વ્યવહાર ટકે જ નહિ-તૂટી જાય, કારણકે આ પ્રમાણે માન્યાથી તો સત તે સત જ છે અને અસત તે અસત જ છે, એવો નિશ્ચય (અનુભવ) થઈ શકતો નથી.

ઉપરાત વૈશેષિકો કહે છે કે, ત્ર્યણુકાદિ કાર્ય દ્રવ્યો 'ઉત્પન્ન થાય છે.' એ વાક્યથી દ્વ્યણુકાદિ દ્રવ્યનો સંબધ પોતાના કારણરૂપ પરમાણુની સત્તાથી થાય છે એમ કહે છે, એટલે કે ઉત્પત્તિની પહેલા દ્વ્યણુકરૂપ કાર્ય અસત અભાવરૂપ હોય છે, પરતુ પાછળથી પોતાના કારણરૂપ પરમાણુના વ્યાપારથી તેમ જ એની સ્વસત્તાથી સમવાય સંબંધ વડે જોડાઈ જાય છે અને એ પ્રકારે જોડાઈ જઈ કારણની સહાયતાથી સત થઈ જાય છે એટલે કે ભાવરૂપ થઈ જાય છે. અહીં એ કહેવાની-સ્પષ્ટ કરવાની જરૂર છે કે અસત વસ્તુનું કારણ સત શી રીતે થાય અને અસતનો વસ્તુ સાથે સંબંધ પણ શી રીતે થાય? કારણકે

વિરુદ્ધ છે.] વળી સાંખ્ય મતમાં અભિવ્યક્તિ (પ્રકટ થવું) અને તિરોભાવ લુપ્ત થઈ જવું, એનું નિરૂપણ કરેલું છે એટલે કે વિદ્યમાનના અને અવિદ્યમાનના હોવું અને નહોવું, એ ઉભયનો અંગીકાર કરવામાં પણ વૈશેષિકોના મતમાં પહેલાં કહ્યું હતું, તેવો જ પ્રમાણવિરોધ આવે છે.

આ વિવેચન પરથી, 'કારણનું કાર્યરૂપમાં સ્થિત થવાનું નામ જ ઉત્પત્તિ છે,' એટલે કે ઉત્પત્તિ આદિ સર્વ સ્થિતિ, કારણની જ છે, એ મતનું પણ ખંડન થાય છે, એમ સમજવું.

ઉપર પ્રમાણે સર્વ મતોનું ખંડન થઈ ગયા પછી છેવટે આ એક મત જ બાકી રહે છે, કે 'સત' નામની કે સદ્રૂપ એક જ વસ્તુ છે–એક જ સત્ય તત્ત્વ (આત્મા) છે, જે અવિદ્યાને લીધે ઉત્પત્તિ, વિનાશ વગેરે ધર્મો વડે નટની પેઠે (એ એક જ વસ્તુને) અનેક પ્રકારે કલ્પવામાં આવે છે, આ મત જ ભાગવત–ભગવાનનો મત છે, જે અસતનો ભાવ નથી અને સતનો અભાવ નથી' (૨–૧૬) એ શ્લોકમાં ભગવાને બતાવેલ છે. એ પ્રમાણે સતરૂપ અનુભવ અર્થાત્ આત્મા, કે જેનો સતરૂપે અનુભવ આવે છે, તે અનુભવ, વ્યભિચાર-રહિત કે વિક્રિયારહિત છે અને તે વિનાનું જે બીજું છે એટલે માયા છે, તેનો અનુભવ વ્યભિચારી–વિકારવાળો છે. (માટે એક જ આત્મારૂપ તત્ત્વ સત છે)

**શંકાવાદી :** જો ભગવાનના મતમાં આત્મા નિર્વિકાર છે, તો પછી કર્મનો સંપૂર્ણ ત્યાગ નથી કરી શકાતો, એમ કેવી રીતે કહેવાય? **ઉત્તર-સિદ્ધાંતી:** (શરીર–ઇંદ્રિયાદિરૂપ) ગુણો ગમે તો વસ્તુભૂત (સત્ય) એટલે આત્માના ધર્મ હોય અથવા તો અવિદ્યા કલ્પિત હોય (એ બે પક્ષોનો વિચાર કરવો જોઈએ), પરંતુ કર્મ તો ગુણોના ધર્મો છે, અર્થાત્ ગુણોને લીધે જ કર્મ છે; એ કર્મ આત્મામાં અવિદ્યા વડે આરોપણ કરેલા છે, એમ નહીં સમજનાર અવિદ્વાન (અજ્ઞાની) માટે કહેલું છે કે "ક્ષણમાત્ર પણ પુરુષ કર્મ વગર રહી શકતો નથી તેથી સંપૂર્ણ કર્મત્યાગ થઈ શકતો નથી' (અ. ૩–૫) પરંતુ વિદ્યા વડે–જ્ઞાન વડે અજ્ઞાનની–અવિદ્યાની નિવૃત્તિ થઈ જવાથી વિદ્વાન એટલે આત્મજ્ઞાની, સંપૂર્ણ કર્મનો ત્યાગ કરી શકે છે; કારણકે જ્ઞાન વડે અવિદ્યા નિવૃત્ત થાય છે, એટલું જ નહીં પણ અવિદ્યા વડે અધ્યારોપિત કરેલી વસ્તુ (કર્મ) પણ નાશ પામી જતી હોવાથી તેનો (કર્મનો) અંશ બાકી રહેવાનો સંભવ જ નથી. (આ કોના જેવું છે? તો) તિમિર રોગથી વિકૃત (બગડી ગયેલી) દૃષ્ટિ વડે દેખાતા બે ચંદ્ર તે તિમિરરોગ મટયા પછી દેખાતા નથી. (તેમ આ છે). આમ હોવાથી 'સર્વ કર્મોને મનથી ત્યજી આત્મા સુખે રહે છે' (૫–૧૩) 'પોતપોતાના કાર્યમાં મચ્યો રહેનારો મનુષ્ય સિદ્ધિ પામે છે,' (૧૮–૪૫) 'પોતાના કર્મ વડે એની (ઇશ્વરની) પૂજા કરી મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે' (૧૮–૪૬) ઇત્યાદિ વચનો જ્ઞાની પુરુષો માટે કહ્યાં છે, તે યથાર્થ છે.

જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાના સ્વરૂપવાળી (અધિકાર પ્રાપ્તિની) યથાર્થ કર્માચરણમાંથી ઉત્પન્ન થતી સિદ્ધિ કહી; હવે એના ફળરૂપ જ્ઞાનનિષ્ઠાનાં લક્ષણવાળી નૈષ્કર્મ્ય સિદ્ધિ

પણ કહેવી જોઈએ; માટે આ નીચેનો શ્લોક કહેવાનો આરંભ થાય છે.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

સર્વત્ર આસક્તિરહિત બુદ્ધિવાળો, જિતાત્મા (જેણે મનને વશ કર્યું છે તેવો) તથા સ્પૃહા(ઇચ્છા)વિરહિત-જેની ઇચ્છા જતી રહી છે, તે પુરુષ સંન્યાસ વડે પરમ નૈષ્કર્મ્યસિદ્ધિ પામે છે. ૪૯

ભાષ્યાર્થ: જે સર્વત્ર અસક્ત બુદ્ધિવાળો છે એટલે પુત્ર, સ્ત્રી આદિ આસક્તિનાં જે જે સ્થાનો છે, તેમાં જેની બુદ્ધિ (અંતઃકરણ) આસક્તિ-પ્રીતિરહિત થયેલ છે, જે જિતાત્મા છે અર્થાત્ આત્મા એટલે અંતઃકરણ જેણે જીત્યું (વશ કર્યું) છે, જે સ્પૃહારહિત-શરીરજીવન તથા વિષયોપભોગોમાંથી જેની તૃષ્ણા જતી રહી છે, એવો જે આત્મજ્ઞાની છે, તે નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત કરે છે, નિષ્ક્રિય-બ્રહ્મસ્વરૂપ આત્માનું જ્ઞાન થવાથી જેનાં કર્મો છૂટી ગયાં છે, તે નિષ્કર્મી કહેવાય છે, એ નિષ્કર્મીનો ભાવ તે નૈષ્કર્મ્ય અને નૈષ્કર્મ્યરૂપ સિદ્ધિ-નિષ્કર્મતારૂપ સિદ્ધિનું નામ નૈષ્કર્મ્ય સિદ્ધિ છે; અથવા નિષ્ક્રિય-આત્મસ્વરૂપે રહેવાની સ્થિતિ તે નૈષ્કર્મ્ય; અને તેની પ્રાપ્તિ તે નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે. આ નૈષ્કર્મ્યસિદ્ધિ પરમ (ઉત્કૃષ્ટ) સિદ્ધિ છે અને તે કર્મથી ઉત્પન્ન થતી સિદ્ધિથી વિલક્ષણ (જુદા જ પ્રકારની) સદ્યોમુક્તિ-(જીવન્મુક્તિ)માં અવસ્થાન-સ્થિતિ થવા-રૂપ ઉત્તમ સિદ્ધિ છે, તેને સંન્યાસ-થી-એટલે યથાર્થ જ્ઞાનથી અથવા તો જ્ઞાનપૂર્વક સર્વ કર્મસંન્યાસ વડે પામે છે; એ પ્રમાણે પાછળ પણ કહ્યું છે, કે સર્વ કર્મોને મન વડે ત્યજી જ્ઞાની પુરુષ કાંઈ ન કરતો અને કાંઈ ન કરાવતો બીજાને કાંઈ પણ કરવાને ન પ્રેરતો સુખે રહે છે. (અ. ૫. ૧૩.)

ઉપર કહેલા ઈશ્વરાર્ચનરૂપ સ્વધર્મના અનુષ્ઠાનના સાધન વડે પૂર્વોક્ત લક્ષણવાળી જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિની યોગ્યતા(અધિકાર પદ)રૂપ સિદ્ધિ જેને પ્રાપ્ત થઈ ગઈ છે, અર્થાત્ જેને આત્મવિવેકરૂપ જ્ઞાન ઉત્પન્ન થયું છે, તેને જે ક્રમથી કેવળ આત્મજ્ઞાનનિષ્ઠારૂપ નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે ક્રમ બતાવવો જોઈએ, એ હેતુથી ભગવાન કહે છે

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

સિદ્ધિ પામેલો પુરુષ જે પ્રકારે બ્રહ્મને પ્રાપ્ત કરે છે, તે પ્રકારને તથા જ્ઞાનની જે પરા-ઉત્કૃષ્ટ નિષ્ઠા છે, તેને હે કુંતાપુત્ર અર્જુન! તું મારી પાસેથી ટૂંકમાં જ જાણી લે. ૫૦

ભાષ્યાર્થ: સિદ્ધિ પામેલો પુરુષ તે છે, કે જે પોતાના (વર્ણાશ્રમ) કર્મ વડે ઈશ્વરનું અર્ચન કે આરાધન કરીને, તેના પ્રસાદ અથવા તેની કૃપા વડે ઉત્પન્ન થયેલી શરીર અને ઇંદ્રિયોની જ્ઞાનનિષ્ઠા-પ્રાપ્તિની યોગ્યતારૂપ સિદ્ધિ

પામેલો છે, તે પુરુષ ' સિદ્ધિં પ્રાપ્તઃ' છે. આ પુનરુક્તિ આગળ જે ઉત્તર આપવાનો છે (વચનો કહેવાનાં છે),તેની સાથે સંબંધ જોડવા માટે છે; એ હવે પછી જે ઉત્તર આપવાનો છે (વચનો કહેવાનાં છે) અને જેને માટે આ અનુવાદ (પુનરુક્તિ) છે, તે વચનો કયાં? તે ઉત્તર કયો? જે જ્ઞાનનિષ્ઠારૂપ પ્રકાર વડે સાધક, બ્રહ્મ પરમાત્માને પામે છે, એ પ્રકારને એટલે જ્ઞાનપ્રાપ્તિના ક્રમને તું મારા વચનથી નિશ્ચયપૂર્વક જાણી લે–સમજી લે. શું તેનું આપ વિસ્તારપૂર્વક વર્ણન કરશો? તેનો ઉત્તર છેઃ ' ના.' હે કૌંતેય! હું તને તે સંક્ષેપથી જ કહું છું. જે પ્રકારે પુરુષ બ્રહ્મને પામે છે, તે પ્રકાર (ક્રમ) તું જાણી લે, એ વાક્યથી જે બ્રહ્મપ્રાપ્તિ માટે પ્રતિજ્ઞા કરી હતી, તે બ્રહ્મપ્રાપ્તિને સ્પષ્ટપણે–તે આ જ છે, બીજી નથી, એમ ચોક્કસપણે બતાવવા માટે કહે છે, કે જ્ઞાનની જે પરા નિષ્ઠા (ઉત્તમ ઉત્કૃષ્ટ નિષ્ઠા) છે, તેને તું સાંભળ. નિષ્ઠાનો અર્થ આ છેઃ અંતિમ–છેવટની અવધિ–અર્થાત્ પરિસમાપ્તિ. આ શેની પરિસમાપ્તિ? બ્રહ્મજ્ઞાનની જ પરાકાષ્ઠા છે, તે અંતિમ અવધિ–પરિસમાપ્તિ છે. (તે તું સાંભળ.) એ બ્રહ્મજ્ઞાનની નિષ્ઠા કેવી છે? જેવું આત્મજ્ઞાન હોય તેવી તે નિષ્ઠા છે; એ આત્મજ્ઞાન કેવું હોય? જેવો આત્મા છે તેવું; એ આત્મા કેવો છે? શ્રીભગવાને કહ્યો છે તેવો; તથા ઉપનિષદનાં વાક્યો તેમ જ ન્યાયવાક્યોથી જેવો કહ્યો છે, તેવો.

શંકાવાદી: જ્ઞાન તો વિષયાકાર હોય છે, પરંતુ આત્મા તો કોઈ પણ ઠેકાણે નથી વિષયરૂપ મનાયો કે નથી આકારવાળો મનાયો. કદાચ તમો કહો કે આત્મા આદિત્યવર્ણ (શ્વે. ૩–૮), પ્રકાશસ્વરૂપ (છાં. ૩–૧૪–૨) અને સ્વયંજ્યોતિ (બૃ. ૪–૩–૯) શ્રુતિઓમાં વર્ણવ્યો છે; માટે આત્માને શ્રુતિઓએ આકારવાળો કહેલો છે, પણ આત્મા કાંઈ એવો આકારવાન નથી; કારણ કે શ્રુતિનાં આ વાક્યોનું તાત્પર્ય (હેતુ) આત્માનો આકાર સ્થાપન કરવામાં નથી, પણ આત્મા તમ સ્વરૂપવાળો–અંધકારમય નથી, એમ બતાવવાનો એ વાક્યોનો હેતુ છે; કહેવાનું તાત્પર્ય આ છે કે દ્રવ્ય, ગુણ આદિના જેવા આકારનો આત્માના આકારમાં નિષેધ કર્યાથી તે આત્મા, તમોરૂપ–અંધકારમય કરી જાય (એવી આશંકા ઉપસ્થિત થાય), તેથી તેનો પ્રતિષેધ કરવા માટે–તે એવો તમોરૂપ–અંધકારમય નથી, એમ બતાવવા માટે ' આત્મા આદિત્યવર્ણ છે ' ઇત્યાદિ વચનો કહેવામાં આવ્યાં છે; વળી એ ઉપરાંત 'અરૂપ' (કઠ. ઉ. ૩–૧૫) શબ્દ–વિશેષણ વડે આત્માના રૂપ(આકાર)નો ખાસ નિષેધ કરવામાં આવ્યો છે; વળી 'આનું (આત્માનું) રૂપ જોવામાં આવતું નથી; આંખો વડે એને (આત્માને) કોઈ જોતું નથી' (શ્વે ઉ. ૪–૨૦) તથા ' તે (આત્મા) અશબ્દ છે, અસ્પર્શ છે ' (કઠ. ઉ. ૩–૧૫) ઇત્યાદિ શ્રુતિવાક્યોથી પણ આત્મા કોઈનો વિષય નથી, એમ બતાવ્યું છે; માટે આત્માકાર જ્ઞાન છે અર્થાત્ ઉપર કહ્યું છે 'જેવો આકાર છે તેવું જ જ્ઞાન છે' તે અયોગ્ય છે, સાબિત નથી થતું.

' ત્યારે આત્માનું જ્ઞાન કેવી રીતે થાય? કારણકે જે વસ્તુ કે વિષયનું જ્ઞાન

થાય છે, તે તે વિષયના આકારનું (આકારવાળું) થાય છે; પરંતુ 'આત્મા (તો) નિરાકાર છે' એમ કહ્યું છે; તેથી તમારા કહેવા પ્રમાણે-તો જ્ઞાન અને આત્મા બન્ને નિરાકાર છે, તો એ નિરાકાર આત્મામાં (આત્મજ્ઞાનમાં) ભાવના કે નિષ્ઠા કેવી રીતે થાય?

**ઉત્તર–સિદ્ધાંતી :** આમ કહેવું ઠીક નથી–વસ્તુસ્થિતિ એમ નથી; કારણકે આત્માની નિર્મળતા–સ્વચ્છતા–અતિ સૂક્ષ્મતા સિદ્ધ છે, અનુભવમાં–જાણવામાં છે; તે જ પ્રમાણે બુદ્ધિની પણ આત્માના જેવી જ નિર્મળતા વગેરે સિદ્ધ છે; માટે બુધ્ધિમાં આ આત્મચૈતન્યનું આકાર વડે આભાસિત થવું બની શકે છે; તેવી જ રીતે બુદ્ધિના આભાસવાળું મન છે, મનના આભાસવાળી સર્વ ઇંદ્રિયો છે, ઇંદ્રિયોના આભાસવાળો (આભાસથી વ્યાપ્ત થયેલો) આ દેહ–સ્થૂલ શરીર છે; અર્થાત્ બુદ્ધિનો આભાસ મનમાં, મનનો આભાસ સર્વ ઇંદ્રિયોમાં અને ઇંદ્રિયોનો આભાસ દેહમાં–સ્થૂલ શરીરમાં ઊતરી આવે છે, આથી સંસારી લોકો દેહમાત્રમાં જ આત્મદૃષ્ટિ કરે છે એટલે કે આ જ કારણથી લૌકિકોની આત્મદૃષ્ટિ માત્ર સ્થૂલ દેહમાં જ બંધાય છે. દેહાત્મવાદી, દેહચૈતન્યવાદી અર્થાત્ દેહને આત્મા કે ચૈતન્ય માનવાવાળા લોકાયતિકો–ચાર્વાકો, 'ચૈતન્યયુક્ત દેહ એ જ પુરુષ છે (આત્મા છે),' એમ કહે છે. બીજા ઇંદ્રિયોને ચેતન (આત્મા) કહેવાવાળા, તેમ જ કોઈક મનને, તો કોઈક બુદ્ધિને ચેતન કહેવાવાળા છે, એટલે કે જેમ લોકાયતિકો દેહચૈતન્યવાદી છે તેમ બીજા ઇંદ્રિયચૈતન્યવાદી, મનચૈતન્યવાદી તથા બુદ્ધિચૈતન્યવાદીઓ પણ છે. બુધ્ધિની અંદર વ્યાપેલ બુદ્ધિની પણ પેલી તરફ–એનાથી પણ જે સૂક્ષ્મ–અવ્યક્ત છે, તે અવ્યક્ત અવ્યાકૃત કહેવાય છે; તે અવિદ્યાવસ્થામાં રહેલ છે; તે ચિદાભાસ છે; આને જ આત્મા માનવાવાળા પણ કેટલાક છે. બુદ્ધિથી આરંભી દેહ પર્યંતના સર્વ પદાર્થો–ઇંદ્રિયો, મન તથા અવ્યક્તમાં આત્મચૈતન્યની સર્વત્ર આભાસતા છે, તેજ આ બધા વાદોમાં ભ્રાંતિનું કારણ છે; આ ઉપરથી સિદ્ધ થાય છે, કે આત્મા સબંધી આત્માનું જ્ઞાન, વિધેય–વિધાન કરવા યોગ્ય (કર્તવ્ય) નથી; ત્યારે વિધેય શું છે? નામરૂપ આદિ જે અનાત્મ વસ્તુઓ છે, તેનો આત્મામાં જે અધ્યારોપ છે તેની નિવૃત્તિ કરવી, એ કર્તવ્ય છે, પરંતુ આત્મચૈતન્યનું વિજ્ઞાન પ્રાપ્ત કરવાનું કાંઇ કર્તવ્ય નથી; કેમ અવિદ્યા વડે આરોપિત કરેલા હોવાથી સર્વ પદાર્થો, અમુકઅમુક આકારવાળા છે, એમ સમજાય (પ્રતીત થાય) છે; માટે અવિદ્યા વડે આરોપિત કરેલા સર્વ પદાર્થો છોડી દેવાથી એટલે કે તે અનાત્મા છે, એ ભાવના વડે એમને છોડી દેવા એ કર્તવ્ય છે; કારણકે એ ભાવનાથી આત્મતત્ત્વનો પ્રબોધ આપોઆપ થાય છે; આ જ કારણથી વિજ્ઞાનવાદી બૌદ્ધો 'વિજ્ઞાન સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી' એમ સમજે છે અને વિજ્ઞાનનું સ્વસંવેદ્યપણું માનતા હોવાથી બીજા કોઈ પ્રમાણની આવશ્યકતા જોતા નથી; માટે અવિદ્યાએ બ્રહ્મમાં જે (સર્વ) આરોપણ કરેલું છે, તેનું નિરાકરણ કરવું એ જ એક કર્તવ્ય છે; પણ બ્રહ્મજ્ઞાન (વિજ્ઞાન) માટે કોઈ પણ પ્રકારના પ્રયત્નની જરૂર નથી; કારણકે બ્રહ્મ તો અત્યંત પ્રસિદ્ધ છે. જો

કે બ્રહ્મ અત્યંત પ્રસિદ્ધ છે, સુવિજ્ઞેય છે, અતિ સમીપ છે અને આત્મસ્વરૂપ છે, તો પણ અવિદ્યા વડે કલ્પેલા નામરૂપના ભેદથી જેની બુદ્ધિ હરાઈ ગઈ—ભ્રમિત થઈ ગઈ છે, એવા અવિવેકી પુરુષોને તો તે અપ્રસિદ્ધ, દુર્વિજ્ઞેય, અતિદૂર અને પોતાનાથી જુદું—બીજું પારકું હોય એવું ભાસે છે, પરંતુ જેમની બુદ્ધિ બાહ્યાકારથી નિવૃત્ત થઈ—હઠી ગઈ છે, જેમને ગુરુ તથા આત્માનો કૃપાપ્રસાદ પ્રાપ્ત થયો છે [ અને તેથી આત્મા (અંતઃકરણ) પ્રસન્ન થયેલ છે ] તેને તો આત્માથી વધુ સુપ્રસિદ્ધ, સુવિજ્ઞેય, પોતાની પાસે નજીક સુખ આપવાવાળું બીજું કાંઈ પણ ( આ દુનિયામાં કે પોતાની પાસે ) નથી, માટે પાછળ ( અ. ૯—શ્લો. ૨માં ) એ પ્રત્યક્ષ બોધવાળું અને ધર્મવાળું છે, એ પ્રમાણે કહેલું છે

કેટલાક પોતાને પંડિત માનવાવાળા કહે છે, કે આત્મા નિરાકાર (આત્મવસ્તુનું નિરાકારપણું) છે, તેથી તેને બુદ્ધિ પહોંચી ( પામી ) શકતી નથી એટલા માટે સમ્યક્ જ્ઞાન હોવાથી નિષ્ઠા દુઃસાધ્ય ( પ્રાપ્ત કરવી કઠણ ) છે.

એમનું કથન તદ્દન સત્ય છે જેઓ ગુરુસંપ્રદાયરહિત (ગુરુપરંપરાવિનાના) છે, જેમણે વેદાંતનું (વિધિપૂર્વક) શ્રવણ કર્યું નથી, જેમની બુદ્ધિ સંસારી ( બાહ્ય વિષયોમાં ) અત્યંત આસક્ત છે, જેમણે સમ્યક્ (યથાર્થ) જ્ઞાન આપનારા પ્રમાણો જાણવામાં પરિશ્રમ કર્યો નથી, એવા મનુષ્યોને જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ અતિશય દુઃસાધ્ય છે, પરંતુ જેમની સ્થિતિ તેમનાથી વિપરીત (ઊલટી) છે, એવા વિવેકી મનુષ્યોના સદ્બુદ્ધિ માટે લૌકિક પ્રમાણો—ગ્રાહ્ય તથા ગ્રાહક સંબંધવાળી ભેદમય વસ્તુઓમાં સદ્ભાવ સંપાદન કરવો [ એ દ્વૈત કે ભેદ સત્ય (વાસ્તવિક પારમાર્થિક) છે એમ સમજવું ] અત્યંત કઠણ છે, કારણકે એ વિવેકી મનુષ્યોને તો આત્મચૈતન્ય સિવાય બીજી કોઈ પણ વસ્તુ છે, એવી ઉપલબ્ધિ થતી જ નથી (બીજી કોઈ પણ વસ્તુ જણાતી જ નથી) 'સિદ્ધાંત તો આ જ છે બીજો નથી 'સત્ય આ જ છે, બીજા કોઈ પણ પ્રકારનું નથી' એમ અમો પાછળના અધ્યાયમાં કહી ગયા છીએ અને ભગવાને પણ કહ્યું છે કે, 'જેમાં સર્વ પ્રાણી જાગે છે, તે ખરેખરું જોનારા જ્ઞાનીની રાત્રિ છે' ( ૨–૬૯) ઇત્યાદિ એ કારણે આત્મસ્વરૂપના અવલંબન( આશ્રય )માં વિવિધ બાહ્યાકારની (બાહ્યાકારવાળી) બુદ્ધિની નિવૃત્તિ જ કારણ છે આત્મા નામની (નામથી ઓળખાતી) વસ્તુ કોઈ માટે કદાપિ અપ્રસિદ્ધ નથી, એ કાંઈ મેળવી લેવાને અર્થાત્ પ્રાપ્ત કરવાને, છોડવાને અથવા ગ્રહણ કરવાને યોગ્ય (હેય–વસ્તુ) નથી, તેથી આત્મસ્વરૂપના આશ્રય માટે કેવળ બાહ્યાકારવાળી બુદ્ધિની નિવૃત્તિ (વિરામ) જ કારણ છે આત્મા અપ્રસિદ્ધ છે એમ માનીએ તો સર્વ પ્રવૃત્તિઓ નિરર્થક થઈ જાય કેમકે અચેતન દેહ આદિ માટે કોઈ ક્રિયા કરવાની સાર્થકતા કલ્પી (પણ) શકાતી નથી તેમ જ એમ પણ માની ન શકાય કે સુખ સુખ માટે અને દુઃખ દુઃખ માટે મેળવીએ છીએ કારણકે સર્વ વ્યવહાર(પ્રવૃત્તિ)નું પ્રયોજન ( પર્યવસાન–પરિણામ), અંતમાં આત્મજ્ઞાનનો વિષય બની જવું તે છે—આત્મસુખની (જ્ઞાનની) પ્રાપ્તિ કરવા તરફ જ છે માટે જે પ્રમાણે પોતાના

શરીરને જાણવા માટે અન્ય પ્રમાણની જરૂર નથી, (એટલે કે પોતાનું શરીર નાનું, મોટું કે જાડું છે, એ સૌ પોતપોતાની મેળે જાણી શકે છે) તે જ પ્રમાણે આત્મા, કે જે એ શરીરથી પણ અતરતર છે એટલે કે બુદ્ધિની તદ્દન નિકટ છે, તે આત્માને જાણવા માટે બીજા કોઈ (બાહ્ય) પ્રમાણની અપેક્ષા (આવશ્યકતા) નથી માટે વિવેકીઓને તો આત્મજ્ઞાનનિષ્ઠા સુપ્રસિદ્ધ છે, એમ સિદ્ધ થાય છે.

જેમના મતમા જ્ઞાન નિરાકાર અને અપ્રત્યક્ષ છે, તેમને પણ જ્ઞેયનો બોધ (આત્માનુભવ) થવો જ્ઞાનવશ છે–જ્ઞાનાધીન છે, તેથી તે સુખાદિની પેઠે જ જ્ઞાન, અત્યત પ્રસિદ્ધ છે જ એમ માનવુ જોઈએ.

જો કોઈ એમ કહે કે જ્ઞાનની જિજ્ઞાસા થાય છે તેમાથી જ્ઞાનની ઉત્પત્તિ કે અનુભવ આવે છે, તો કહેવાનું કે જ્ઞાનની જિજ્ઞાસાની ઉત્પત્તિ સભવતી નથી અર્થાત્ જ્ઞાન જાણવા માટે જિજ્ઞાસા નથી થતી, એ ઉપરથી સમજવુ જોઈએ, કે જ્ઞાન પ્રસિદ્ધ–પ્રત્યક્ષ છે, પ્રત્યક્ષને જાણવાની ઇચ્છા (જિજ્ઞાસા) ન જ હોય જો જ્ઞાન અપ્રસિદ્ધ (અપ્રત્યક્ષ) હોત, તો બીજી જ્ઞેય વસ્તુઓની પેઠે એને પણ જાણવાની ઇચ્છા કરવામા આવે, એટલે કે જેમ જ્ઞાતા પુરુષ ઘટાદિ જ્ઞેય પદાર્થને જ્ઞાન વડે જાણવાને (અનુભવ લેવાને–મેળવવાને) ઇચ્છે તેમ જ્ઞાન પણ જો અપ્રસિદ્ધ (અપ્રત્યક્ષ) હોય તો તે કોઈ બીજા જ્ઞાન વડે તે જાણવા (મેળવવા)ની ઇચ્છા કરે, પરતુ જ્ઞાન માટે તો આવી કોઈને ઇચ્છા થતી નથી, માટે જ્ઞાન અત્યત પ્રસિદ્ધ અર્થાત્ પ્રત્યક્ષ છે અને જ્ઞાતા પણ પ્રસિદ્ધ અથવા પ્રત્યક્ષ છે, તેથી જ્ઞાન માટે (કોઈ) પ્રયત્ન કરવાની જરૂર નથી, પ્રયત્ન કરવો એ કર્તવ્ય નથી, પરતુ અનાત્મામા આત્મબુદ્ધિ થઈ ગઈ છે, તેની નિવૃત્તિ કરવા માટે પ્રયત્ન કરવો એ જ કર્તવ્ય છે, માટે જ્ઞાનનિષ્ઠા તો સહેલાઈથી સંપાદન કરી શકાય એવી છે.

આ જ્ઞાનની પરાનિષ્ઠા જે કહેવામા આવી છે, તે કેવી રીતે આચરવી (કરવી) જોઈએ? તે હવે કહે છે

बुद्धया विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं नियम्य च ।
शब्दादीन्विषयास्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

અત્યત શુદ્ધ બુદ્ધિથી યુક્ત (થયેલો પુરુષ) ધૈર્ય વડે આત્માને નિયમમા લાવીને, શબ્દાદિ વિષયો ત્યજી, રાગદ્વેષ છોડી દઈને–(બ્રહ્મ સાક્ષાત્કાર માટે યોગ્ય, અધિકારી કે સમર્થ થાય છે) ૫૧

ભાષ્યાર્થ : વિશુદ્ધ એટલે માયા(કપટ)રહિત નિશ્ચયાત્મિક બુદ્ધિથી સપન્ન પુરુષ, ધૈર્ય વડે કાર્યકરણના સંઘાતરૂપ આત્મા(શરીર)ને વશ કરી નિયમમા લાવી, શબ્દ (સ્પર્શ, રૂપ, રસ, ગંધ) આદિ વિષયોને એટલે કે વિષયોના સર્વ પ્રકારો, કે જેનો આદિ (પ્રથમ) શબ્દ છે તે સર્વ વિષયોને ત્યજીને, એટલે કે આ પ્રકરણને અનુસરીને, ત્યજવાનો ભાવાર્થ આ લેવાનો છે, કે કેવળ શરીર ધારણ કરવા પૂરતા–કેવળ શરીરની સ્થિતિને ટકાવી રાખે એટલા જ વિષયો ભોગવી

ભાદીના મર્મને ત્યજીને, તેમ જ એ શરીરસ્થિતિ ટકાવી રાખવા માટે જે વિષયો પ્રાપ્ત થાય, તે વિષયોમાંથી પણ રાગદ્વેષને છોડી (ત્યજી) દઈને–

તે પછી,

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

એકાંત સેવનારો, લઘુભોજન કરનારો અર્થાત્ મિતાહારી; વાણી, શરીર અને મનને જીતનારો (વશ રાખનારો), નિત્ય ધ્યાનયોગપરાયણ અને વૈરાગ્યમાં સારી રીતે (દઢતાથી) રહેલો પુરુષ–(બ્રહ્મસાક્ષાત્કાર માટે યોગ્ય અધિકારી બને છે, સમર્થ થાય છે.) ૫૨

ભાષ્યાર્થ: એકાંત દેશનું સેવન કરવાવાળો એટલે જંગલ, નદીતીર, પર્વત, ગુફા વગેરે એકાંત પ્રદેશનું સેવન કરવાનો જેનો સ્વભાવ છે તેવો તથા હલકું ભોજન કરવાવાળો જે હોય છે; એકાંત સેવન અને હલકું ભોજન એ બન્ને નિદ્રાદિ દોષોની નિવૃત્તિ (દૂર) કરે છે, તેથી તે ચિત્તની પ્રસન્નતાનાં કારણ છે અને એ કારણને લીધે જ આ બે ગુણોને ગ્રહણ કરવામાં (અહીં લેવામાં) આવ્યા છે; વાણી, શરીર અને મન જેનાં વશ(કાબૂ)માં છે અર્થાત્ જે જ્ઞાનનિષ્ઠ યોગીનાં વાણી, મન અને શરીર તાબામાં (નિયમમાં) છે તે યતવાક્કાયમાનસ કહેવાય છે; એ પ્રમાણે જેની ઇંદ્રિયો એનાં એવાં કર્મોથી ઉપરામ પામી છે, તે યોગી–યતિ (સંન્યાસી) ધ્યાનયોગપરાયણ થાય છે, આત્મસ્વરૂપના ચિંતનનું નામ ધ્યાન છે અને આત્મામાં ચિત્તને એકાગ્ર કરવાનું નામ યોગ છે; આ પ્રકારના ધ્યાન અને યોગ જેનાં મુખ્ય (પરમ) કર્તવ્ય છે, તે મનુષ્ય ધ્યાનયોગપર (પરાયણ) કહેવાય છે; ઉત્તરાર્ધમાં ધ્યાનયોગપરો શબ્દ સાથે જે નિત્ય શબ્દ મૂકયો છે, એનો અર્થ આ છે કે એ ધ્યાનયોગપર પણ નિત્ય હોવો જોઈએ અર્થાત્ મંત્ર, જપ આદિ બીજાં કર્તવ્યોમાં ન જોડાતાં તે કેવળ ધ્યાનયોગપરાયણ જ હોય (હોવો જોઈએ) છે, તેથી નિત્ય શબ્દને ધ્યાનયોગપર સાથે મૂકયો છે, વળી આ લોક અને પરલોકના ભોગોમાં તૃષ્ણાના અભાવરૂપ જે વૈરાગ્ય છે, તેને સારી રીતે ઉપાસેલો (તેનો સારી રીતે આશ્રય લીધેલો હોય) એટલે કે સર્વદા વૈરાગ્યસંપન્ન થઈને

અને વળી–

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહ ત્યજી દઈ ને, નિર્મમ (મારાપણાના ભાવરહિત) અને શાંત એવો પુરુષ બ્રહ્મસાક્ષાત્કાર માટે સમર્થ (યોગ્ય) થાય છે. ૫૩

ભાષ્યાર્થ: શરીર તથા ઇંદ્રિયાદિમાં હુંપણાનો ભાવ કરવો કે રાખવો, તેનું નામ અહંકાર છે; બળ આ છે કે જે કામ તથા આસક્તિયુક્ત સામર્થ્ય

હોય તે; બળનો અર્થ અહીં શરીરાદિનું સાધારણ સામર્થ્ય નથી લેવાનો; કારણકે એ તો સ્વાભાવિક છે, તેથી એ શરીરાદિના સામર્થ્યનો ત્યાગ તો અશક્ય છે; દર્પ–દર્પ પછી થનાર અને ધર્મના ઉલ્લંઘનના કારણરૂપ અંતઃકરણની એક પ્રકારની જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તે દર્પ છે; 'હર્ષ પામેલાને દર્પ થાય છે અને દર્પ જેને થયો હોય તે ધર્મનું ઉલ્લંઘન કરે છે.' (આપ. ધ ૧–૧૩–૪) એવું સ્મૃતિવાક્ય છે; કામ એટલે ઇચ્છા અને દ્વેષ કરવો એ ક્રોધ છે, ઇંદ્રિય અને મનના દોષનો પરિત્યાગ કર્યા છતાં પણ શરીર ધારણ કરવાના પ્રસંગને લીધે અથવા તો ધર્માનુષ્ઠાનના નિમિત્તે કરવામાં આવતો બાહ્ય વસ્તુનો સ્વીકાર તથા સંગ્રહ તે પરિગ્રહ કહેવાય છે; એ સર્વને (ઉપર કહેલા) અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ અને (છેવટે કહેલા) પરિગ્રહને છોડી દઈને, પરમહંસ પરિવ્રાજક (સંન્યાસી) થઈને, દેહના જીવનમાત્રમાં પણ મારાપણાની બુદ્ધિરહિત-નિર્મમ–મમતારહિત બની એટલે એવો ઉપરતિયુક્ત થવાથી જેના હર્ષ અને પરિશ્રમ બંધ પડ્યાં છે, એવો જ્ઞાનનિષ્ઠ યતિ બ્રહ્મરૂપ થવાને (બ્રહ્મસાક્ષાત્કાર માટે) સમર્થ થાય છે.

આ ક્રમ વડે,

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

બ્રહ્મરૂપ થયેલો તથા પ્રસન્ન આત્મા(ચિત્ત)વાળો તે શોક કરતો નથી કે કંઈ ઇચ્છતો નથી. સર્વભૂતો પ્રતિ સમ હોઈ તે મારી પરા ભક્તિ પામે છે. ૫૪

**ભાષ્યાર્થ :** બ્રહ્મભૂત એટલે બ્રહ્મને પામેલો, બ્રહ્મરૂપ થયેલો અથવા નિરતિશયાનંદ બ્રહ્મ પોતે છે એવો અનુભવ કરનારો અને પ્રસન્નાત્મા એટલે જેને અધ્યાત્મપ્રસાદનો લાભ મળી ચૂક્યો છે તેવો પુરુષ કોઈ પ્રકારનો શોક કરતો નથી, કોઈ પદાર્થની પોતાને હાનિ થઈ છે કે પોતાનામાં અમુક ગુણ નથી, એવો વિચાર કરી તે શોક નથી કરતો, તેમ જ તે કોઈ પણ વસ્તુની ઇચ્છા પણ કરતો નથી, કારણકે બ્રહ્મભૂત થયેલા(બ્રહ્મવિદ્)ને કોઈ પણ અપ્રાપ્ત વિષયની ઇચ્છા (નથી ઘટતી) ઉત્પન્ન થવી અશક્ય છે, આથી બ્રહ્મભૂતના સ્વભાવનો 'न शोचति न काङ्क्षति' એ કથનથી ફક્ત અનુવાદ કર્યો છે, અથવા न काङ्क्षतिની જગ્યાએ न हृष्यति એવો પણ પાઠ છે, તે લેવો (સ્વીકારવો). સર્વભૂતોમાં સમ છે, એનો અર્થ આ છે કે એ પોતાની માફક જ સર્વ ભૂતોમાં સુખ–દુઃખને એ સમાન જુએ છે, સર્વ પ્રાણીઓને પોતાની માફક જ સુખદુઃખ થાય છે એમ એ સમજે છે. 'અહીં સર્વભૂતોમાં સમનો અર્થ, આત્મા સર્વભૂતોમાં સમ છે, એમ એ સમજે છે,' એવો નથી, કારણકે એ અર્થ તો આગળ હવે પછીના શ્લોકમાં કહેવામાં આવનાર છે. એવો જે જ્ઞાનનિષ્ઠ પુરુષ છે, તે હું પરમેશ્વરની ભજનરૂપ પરાભક્તિને–ઉત્તમભક્તિને, એટલે કે चतुर्विधा भजन्ते माम्–

ચાર પ્રકારના પુરુષો મને ભજે છે,' એ શ્લોકમાં કહેલી જ્ઞાનરૂપ ચોથી ભક્તિ પામે છે.

તે પછી એ જ્ઞાનરૂપ,

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥

ભક્તિ વડે હું જે પરિમાણવાળો અને જે સ્વરૂપવાળો છું, તેવા જ સ્વરૂપવાળા મને જ્ઞાની પુરુષ બરાબર જાણે છે. તે (ભક્તિ) વડે હું જેવો છું તેવો બરાબર મને જાણીને પછી (દેહ પડ્યા પછી) મારામાં તે પ્રવેશ કરે છે. ૫૫.

**ભાષ્યાર્થ :** ભક્તિથી હું જે સ્વરૂપ તથા પરિમાણવાળો છું, તે તે બરોબર જાણી લે છે; એનો અર્થ આ છે કે ઉપાધિકૃત વિસ્તારભેદથી હું જેવડો છું, એ ઉપાધિભેદ વડે મારો સ્વરૂપભેદ જેવો છે, તે સ્વરૂપભેદવાળા મને–પરમેશ્વરને તથા એ સર્વ ઉપાધિનો નાશ થતાં ખરેખરો વાસ્તવિક હું જેવો છું, તેવો ઉત્તમ પુરુષ, આકાશના જેવો–આકાશસ્વરૂપ, અદ્વૈત, કેવળ ચૈતન્યસ્વરૂપ, અજર, અમર, અભય અને મરણરહિત એવા મને બરોબર જાણે છે અને એ પ્રમાણે મને તત્ત્વતઃ (બરોબર) જાણીને પછી (તત્કાળ) મારામાં (તે જ્ઞાની) પ્રવેશ કરે છે. અહીં ज्ञात्वा અને तदनन्तरं એ બે શબ્દો વાપરી એટલે કે પ્રથમ જ્ઞાન અને પછી પ્રવેશક્રિયા થાય એમ કહેવાથી જ્ઞાન અને પ્રવેશક્રિયા બે જુદીજુદી છે, એમ કહેવાનું નથી ઇચ્છ્યું; ત્યારે શું કહેવા ઇચ્છ્યું છે ? જ્ઞાનરૂપ ભક્તિથી ઉત્પન્ન થતું ફળ જ્ઞાનરૂપ જ છે, બીજું નથી, માટે જ્ઞાન અને પ્રવેશ અભિન્ન છે, જુદાજુદા નથી; જ્ઞાન થતાં જ જ્ઞાન સાથે જ પ્રવેશ થાય છે; કારણકે 'ક્ષેત્રજ્ઞ પણ મને જ જાણ.' (અ. ૧૩–૨) એમ કહી બ્રહ્મ અને આત્માની એકતા પહેલાં બતાવેલી છે જ.–

**શંકા–પૂર્વપક્ષ :** શું તમારું આ કથન વિરુદ્ધ નથી કે ? કયું કથન ? જ્ઞાનની જે પરાનિષ્ઠા છે તે વડે મને જાણે છે, એમ તમે કહ્યું, તે વિરુદ્ધ નથી ? કેવી રીતે વિરુદ્ધ છે ? એમ જો પૂછો તો તે કહેવામાં આવે છે; જ્યારે જ્ઞાતાને કોઈ એક વિષયનું જ્ઞાન ઊપજે છે, ત્યારે (તે જ સમયે) જ્ઞાતા એ વિષયને જાણી લે છે; તે વસ્તુનું જ્ઞાન થવા માટે તે જ્ઞાનની વારંવાર કરવાની આવૃત્તિરૂપ જ્ઞાનનિષ્ઠાની અપેક્ષાની જરૂર હોતી નથી; પરંતુ તમારા કહેવાનો અર્થ તો આ થાય છે, કે જ્ઞાતા, જ્ઞાન વડે નથી જાણતો; પરંતુ જ્ઞાનની આવૃત્તિરૂપ નિષ્ઠા વડે જાણે છે; એ વાત (અનુભવ) વિરુદ્ધ છે.

**ઉત્તર–સિદ્ધાંતી :** અમારા કથનમાં આ દોષ નથી; કારણકે અમે એ 'જ્ઞાનનિષ્ઠા'નો અર્થ આ કર્યો છે; શો ? જ્ઞાનની–જ્ઞાનસ્વરૂપની, પોતાના આત્માસ્વરૂપે ઉત્પત્તિ અને તેનો પરિપાક (દૃઢ) થવાનું જે કારણ છે, તે કારણયુક્ત, અને પ્રતિપક્ષી અર્થાત્ અજ્ઞાનના વિરોધથી

રહિત જે જ્ઞાન, તેનું આત્માનુભવ કે સ્વરૂપાનુભવમાં નિશ્ચયરૂપે પર્યવસાન–અંતમાં સ્થિત થઈ જવું, તેને અહીં નિષ્ઠા–જ્ઞાનનિષ્ઠા કહી છે; શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી ઉત્પન્ન થયેલાં જ્ઞાન અને તેના પરિપાક(પૂર્ણતા)ના હેતુ (સહકારી કારણો) જે બુદ્ધિની વિશુદ્ધતા અને અમાનિત્વાદિ (૧૩–૭) ગુણો છે, તેમની અપેક્ષાએ (મદદથી) ક્ષેત્રજ્ઞ અને પરમાત્મા એક જ છે, એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે; અર્થાત્ જેને આપણે 'હું' કહીએ છીએ, તે 'હું' રૂપી કર્તા અને પરમાત્મા એક જ છે એવો અનુભવ થાય છે, એવું જ્ઞાન થાય છે; આ જ્ઞાન ઉત્પન્ન થતાં 'હું કર્તા છું,' 'મારું આ કર્મ છે' એવો કર્તૃત્વાદિકારક ભેદ નાશ પામે છે, તેથી એ કર્તૃત્વાદિકારક ભેદ બુદ્ધિ વડે થતાં સર્વ કર્મોનો સંન્યાસ થાય છે; આ સર્વકર્મસંન્યાસ સહિત જીવ કે ક્ષેત્રજ્ઞ અને ઈશ્વરની કે બ્રહ્મની એકતાના અનુભવની નિશ્ચયરૂપ (નિશ્ચળ) જે સ્થિતિ, અર્થાત્ એ પ્રકારે સ્વસ્વરૂપના અનુભવમાં નિશ્ચળરૂપે સ્થિત રહેવું. તે પરા જ્ઞાનનિષ્ઠા કહેવાય છે. તે આ જ્ઞાનનિષ્ઠા આર્ત આદિ ત્રણ ભક્તિઓની અપેક્ષાએ (તુલનામાં) ચોથી પરાભક્તિ કહેવામાં આવી છે. એ જ્ઞાનનિષ્ઠારૂપ પરાભક્તિ વડે જ્ઞાની પુરુષ, ભગવાનને તત્ત્વતઃ (જેવા અને જેવડા છે તેવા બરોબર–યથાર્થ) જાણે છે; તે જાણતા તરત જ ઈશ્વર અને ક્ષેત્રજ્ઞ (પરમાત્મા) ભિન્ન છે, એ ભેદબુદ્ધિ પૂર્ણપણે નાશ પામે છે, તેથી જ્ઞાનનિષ્ઠારૂપ ભક્તિ વડે મને જાણે છે, એ અમારું વચન વિરુદ્ધ નથી, તાત્પર્ય આ છે કે જ્ઞાન અને જ્ઞાનની આવૃત્તિરૂપ જ્ઞાનનિષ્ઠા એ બન્ને એક જ છે, એ બે જુદાં હોય તો અમારા કથનમાં વિરોધ આવે પરંતુ એમ નથી, માટે અમારા કથનમાં વિરોધ નથી. વળી આ પ્રકારે માન્યાથી વેદાંત, ઇતિહાસ, પુરાણ અને સ્મૃતિરૂપ બધાં નિવૃત્તિનું વિધાન કરનારા (નિવૃત્તિ કર્તવ્ય છે, એમ કહેનારાં) શાસ્ત્રો પણ ન્યાયસિદ્ધ અને યથાર્થ ઠરે છે. 'બ્રહ્મને જાણીને, કર્મમાર્ગમાંથી બહાર નીકળીને, એષણાઓ છોડી દઈને, સંન્યાસીઓ ભિક્ષાચરણ કરે છે.' (બૃ. ૫. ૫–૧) 'પુરુષાર્થનું અંતરંગ સાધન હોવાને લીધે સંન્યાસને સર્વ તપોથી અધિક કહેવામાં આવેલ છે' (ના. ઉ. ૨–૭૯) સંન્યાસ જ સર્વનું ઉલ્લંઘન કરી જાય છે, સંન્યાસ જ સર્વ ધર્મોથી અધિક છે.' (ના. ઉ. ૨–૭૮) 'કર્મોના ત્યાગનું નામ સંન્યાસ છે.' (એમ ઇતિહાસ–પુરાણમાં છે.) 'વેદોનો તથા આ લોક તેમ જ પરલોકનો પરિત્યાગ કરીને' 'ધર્મ અને અધર્મને તજ' ઇત્યાદિ શાસ્ત્રવાક્યો છે. આ ગીતાશાસ્ત્રમાં પણ એવા (સંન્યાસ પર) વાક્યો બતાવેલા છે. એ સર્વ વાક્યોને વ્યર્થ માનવા ઉચિત નથી; તેમ જ એ અર્થવાદરૂપ છે, એમ માનીએ તે પણ બરોબર ન કહેવાય; કારણકે તે વાક્યો સ્વપ્રકરણ–મોક્ષપ્રકરણમાં કહેલા છે અને મોક્ષ છે તે અંતરાત્મા–જીવાત્માનું અવિક્રિય–પરમાત્મા સ્વરૂપમાં નિશ્ચયરૂપે સ્થિત થવું તે છે. એ સ્થિતિ જ્ઞાનાનુભવને અવલંબી રહે છે (અહીં કહેવાનું તાત્પર્ય આ છે કે સ્વર્ગાદિની પ્રાપ્તિ કર્મજન્ય છે, તેમ મોક્ષ કાંઈ કર્મજન્ય નથી, મોક્ષ તો જ્ઞાનસિદ્ધ છે, જ્ઞાનને અને કર્મોને પૂર્વ સમુદ્રના અને પશ્ચિમ સમુદ્રના માર્ગોમાં જેવો વિરોધ છે, તેવો

વિરોધ છે.) કારણકે પૂર્વ સમુદ્ર પર જવાની ઇચ્છાવાળાના માર્ગની એનાથી ઊલટો પશ્ચિમ સમુદ્ર પર જવાની ઇચ્છાવાળાના માર્ગ સાથે સમાનતા કે એકતા હોઈ શકતી નથી. પ્રત્યગાત્માનું અવિક્રિય આત્મસ્વરૂપે હોવાના અનુભવનું એક જ નિશ્ચયવાળું ચિંતન કર્યા કરવું, તેનું નામ જ્ઞાનનિષ્ઠા છે. તે જ્ઞાનનિષ્ઠા-(જાણે પૂર્વ સમુદ્રનો માર્ગ છે, તે)ની સાથે કર્મમાર્ગ પર ગમન કરવું, તે પશ્ચિમ સમુદ્રના માર્ગ પર ગમન કરવા જેવું ઊલટું છે. આ જ્ઞાનનિષ્ઠા અને કર્મનો વિરોધ, પ્રમાણ જાણનારાઓને પર્વત અને સર્વ(રાઈ)ના અંતર કે ભેદ જેવડો મહાન સમજાયો અથવા નિશ્ચિત થયો છે; માટે સર્વકર્મ-સંન્યાસ વડે જ જ્ઞાનનિષ્ઠા કરવી જોઈએ, એમ સિદ્ધ થાય છે.

સ્વકર્મ વડે શ્રીભગવાનનાં પૂજાઅર્ચન કરવારૂપ જે ભક્તિયોગ છે, તે ભક્તિયોગની સિદ્ધિ એટલે કે ફળ જ્ઞાનનિષ્ઠાની–યોગ્યતાની પ્રાપ્તિ છે; જે ભક્તિયોગથી અંતમાં મોક્ષફળ આપવાવાળી આ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા પ્રાપ્ત થાય છે, તે ભગવદ્‌ભક્તિયોગની (હવે આ છેવટના ગીતાશાસ્ત્રના ઉપસંહારપ્રકરણમાં, શાસ્ત્રાર્થના નિશ્ચયની દૃઢતા કરવા માટે) સ્તુતિ કરવામાં આવે છે:

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

સર્વ કર્મો સદા કરતો (હોય) છતાં મારો શરણાગત પુરુષ મારી કૃપાથી સનાતન અવિનાશી પદ પામે છે. ૫૬

ભાષ્યાર્થ: સર્વ કર્મો–નિષિદ્ધ હોય તે કર્મોને પણ હમેશા કરવાવાળો જે મારો શરણાગત છે, એટલે કે હું વાસુદેવ–ઈશ્વર જ જેનો એક સંપૂર્ણ આશ્રય છું; અને સર્વ કાંઈ, સર્વ ભાવો, સર્વ વિચારો–મને જ અર્પણ કરી દેનારો જે ભક્ત છે, તે પણ હું–ઈશ્વરના પ્રસાદ–કૃપાથી વિષ્ણુનું શાશ્વત–નિત્ય અવિનાશી પદ પ્રાપ્ત કરે છે. ૫૬

વસ્તુસ્થિતિ આ પ્રકારે છે, તેથી–

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

ચિત્ત વડે સર્વ કર્મો મારામાં સમર્પણ કરી, મારે પરાયણ થઈ, બુદ્ધિયોગનો આશ્રય (શરણ) લઈ તું સર્વદા મારા વિષે ચિત્તવાળો (મનવાળો) થા. ૫૭

ભાષ્યાર્થ: દૃષ્ટ અને અદૃષ્ટ ફળવાળાં સર્વ કર્મોને તું વિવેકબુદ્ધિ વડે–નવમા અધ્યાયના ૨૭મા શ્લોકમાં કહેલા ન્યાય પ્રમાણે–'જે તું કરે, જે ભોગવે, જે હોમે, જે દાન કરે, જે તપ કરે તે સર્વ હે કૌંતેય ! મને અર્પણ કર ' એ વચન પ્રમાણે–હું ઈશ્વરમાં મારામાં સમર્પણ કરીને મત્પરાયણ થા; અર્થાત્ હું વાસુદેવ જ જેની પર શ્રેષ્ઠ–પરમગતિ છે (હોય) એવો થા, એટલે કે સર્વાત્મ-

ભાવ કેવળ મારામાં જ જેણે સમર્પણ કર્યો હોય એવો થા; મારામાં બુદ્ધિને સ્થિર કરવારૂપ બુદ્ધિયોગનો આશ્રય લઈ—મારામાં બુદ્ધિને સ્થિર કરવારૂપ એ યોગને અનન્ય શરણે જઈ નિરંતર મારામાં ચિત્તવાળો થા; એટલે કે નિરંતર મારામાં જ (જેનું) ચિત્ત રહે (છે) એવો થા.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥

મારા વિષે ચિત્તવાળો થઈ મારી કૃપાથી તું સર્વ દુર્ગો—દુર્લંઘ્ય સંસારનાં કારણો(કામ અને ક્રોધાદિ)ને તરી જઈશ; પરંતુ જો તું અહંકારથી (મારું વચન) નહિ સાંભળે, તો તું વિનાશ પામીશ. ૫૮

**ભાષ્યાર્થ :** મારામાં ચિત્ત (મન)વાળો થઈ તું સર્વ દુર્લંઘ્ય (ઓળંગવાં મુશ્કેલ) એવાં જન્મમરણરૂપ સંસારનાં જે સમગ્ર કારણો છે તે)ને, મારા અનુગ્રહ–કૃપા–પ્રસાદથી તું તરી જઈશ; પરંતુ જો તું મારું કહ્યું નહિ સાંભળે, 'હું (અર્જુન) પંડિત છું' એમ માની નહિ સ્વીકારે, તો એ(અવગણના)થી નાશ પામીશ.

'હું સ્વતંત્ર છું, મારે બીજાનું કહ્યું શા માટે કરવું ?' એવો—

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

અહંકારનો આશ્રય કરીને 'હું યુધ્ધ નહિ કરું,' એમ જે તું માને છે, તે તારો વ્યવસાય (નિશ્ચય) મિથ્યા છે; કેમકે તને તારી પ્રકૃતિ અર્થાત્ તારો સ્વભાવ (યુધ્ધમાં) જોડશે. ૫૯

**ભાષ્યાર્થ :** જો તું અહંકારનો આશ્રય કરીને એમ માનતો હોય, એવો નિશ્ચય કરી બેઠો હોય, કે 'હું યુદ્ધ નહિ (જ) કરું' તો તારો આ વ્યવસાય (નિશ્ચય) મિથ્યા છે; કેમકે તારી પ્રકૃતિ–તારો ક્ષત્રિય સ્વભાવ જ તને યુદ્ધમાં જોડશે.*

અને જેથી (કારણ આ છે કે),

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

સ્વભાવજન્ય સ્વકર્મ વડે બંધાયેલો તું, હે કૌન્તેય ! મોહથી જે યુધ્ધ કરવા નથી ઇચ્છતો, તે તું પરવશ થઈને પણ કરીશ જ. ૬૦

**ભાષ્યાર્થ :** હે કૌન્તેય ! તું ઉપર (શ્લો. ૪૩માં) કહેલા શૂરવીરતા આદિ

* 'હું કરું છું' અને 'હું નથી કરતો' એમ કહેનારો તથા માનનારો પુરુષ, અભિમાની હોઈ બદ્ધ છે, મુક્ત નથી, એવાને સર્વકર્મનો સંન્યાસ સંભવતો નથી, માટે તેણે તો સ્વાભાવિક કર્મ અવશ્ય કરવાં; છતાં જો અવિવેકથી તેને ત્યજે તો તેને તેનો સ્વભાવ જ તેના સ્વાભાવિક કર્મમાં જોડયા વિના નથી રહેતો, એ બતાવવા માટે આ શ્લોક છે.

ગુણો વડે તથા તારા પોતાના (સ્વ) કર્મ વડે બંધાયેલો છે, માટે મોહ-અવિવેકથી તું જે યુદ્ધકર્મ કરવા નથી ઇચ્છતો, તે યુદ્ધ પણ તું પરવશ થઈને કરીશ.

તેનું કારણ આ છે; કે

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

હે અર્જુન! યંત્ર ઉપર ચઢેલાં (પૂતળાં જેવાં, સર્વ ભૂતોને માયા વડે ભમાવતા ઈશ્વર સર્વ ભૂતોનાં હૃદયમાં રહે છે. ૬૧

ભાષ્યાર્થ: હે અર્જુન! શાસન કરવાનો–સત્તા ચલાવવાનો જેનો સ્વભાવ છે, એવા ઈશ્વર–નારાયણ, સર્વ પ્રાણીઓનાં હૃદય દેશમાં રહેલા છે. અહીં અર્જુન શબ્દનો અર્થ શુક્લ એટલે સ્વચ્છ-શુદ્ધ અંતરાત્મા–અંતઃકરણવાળો છે. ઋગ્વેદ સંહિતાની શ્રુતિ 'अहश्च कृष्णमहरर्जुनं च' છે, તેમાં પણ અર્જુન શબ્દ શુદ્ધતાવાચક વપરાયેલો જોવામાં આવે છે. એ ઈશ્વર–નારાયણભગવાન હૃદયદેશમાં કેવી રીતે રહે છે? તે કહે છે: યંત્ર પર બેસાડેલી લાકડાંની પૂતળીઓની પેઠે સર્વ ભૂતોને-પ્રાણીઓને ભ્રમણ કરાવતા તે રહે છે. અહીં इव ની પેઠે, જાણે કે, શબ્દ અધ્યાહાર–વધારામાં લેવાનો છે; એટલે કે ભાવાર્થ આ છે કે લાકડાંના બનાવેલાં પુરુષસ્ત્રીનાં પૂતળાં, યંત્ર પર મૂકી તેને જેમ ખેલાડી, છાના સંચા વડે નચાવે છે, તેમ અંતર્યામી ભગવાન સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહી માયા વડે સર્વને વ્યાપાર કરાવે છે.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥

હે ભરતવંશી! અર્જુન! સર્વ ભાવ થકી તે ઈશ્વરને જ શરણ-આશ્રયરૂપે આશ્રય કર. તેની કૃપાથી પરા શાંતિને તથા શાશ્વત સ્થાનને પામીશ. ૬૨

ભાષ્યાર્થ: હે ભારત! તું સર્વ ભાવ વડે, સંસારનાં સર્વ દુઃખ-કલેશોનો નાશ થવા માટે તે ઈશ્વરને જ શરણ-આશ્રયરૂપે આશ્રય કર, તેમનો જ આશરો લે. એટલે તે ઈશ્વરના પ્રસાદ–અનુગ્રહથી પરમ ઉત્કૃષ્ટ (શાંતિ) અર્થાત્ ઉપરતિને તથા શાશ્વત સ્થાનને એટલે કે મારા–વિષ્ણુના પરમ ધામને–નિત્ય ધામને તું પ્રાપ્ત કરીશ (પામીશ).

इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

એ પ્રકારે મેં તને ગુહ્યથી પણ ગુહ્ય (છાનામાં છાનું) જ્ઞાન કહ્યું; એ સર્વને અથથી ઇતિ સુધી વિચારીને જેમ ઇચ્છા થાય તેમ કર. ૬૩

ભાષ્યાર્થ: મેં–સર્વજ્ઞ ઈશ્વરે, તને આ ગુહ્યથી પણ ગુહ્ય–અતિશય ગુહ્ય–

રહસ્યરૂપ જ્ઞાન કહ્યું; એ ઉપર કહેના શાસ્ત્રને અર્થાત્ ઉપર કહેલા સર્વ અર્થને (જ્ઞાનને) સંપૂર્ણપણે વિચારી જોઈને, જેમ તારી ઇચ્છા હોય તેમ કર.

ફરી પણ હુ જે કહું છું તે તું સાભળ.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

ફરી પણ સર્વમાં અત્યંત ગુહ્ય એવું મારું ઉત્કૃષ્ટ વચન તું સાંભળ. તું મને અત્યંત વહાલો છે, માટે હુ તારું હિત (વચન) કહુ છું. ૬૪

ભાષ્યાર્થ : સર્વ ગુહ્યોમા અત્યંત ગુહ્ય (અત્યંત છાનું) રહસ્ય મેં તને અનેક વખત કહ્યુ છે, તોપણ મારુ પરમ ઉત્કૃષ્ટ વચન તું ફરીથી સાભળ. હું જે કહુ છુ, તે કાંઈ ભયથી અથવા સ્વાર્થ કે અર્થપ્રાપ્તિને લીધે નથી કહેતો, પણ શા માટે કહું છુ? તુ મને અત્યત પ્રિય છે, એ પ્રેમમાં કદી કોઈ દિવસ અંતર પડવાનું નથી, એમ સમજને (માનીને) જ કહું છુ શુ કહું છુ? હુ જે કહું છુ તે તારું હિત વિચારીને તને પરમજ્ઞાનપ્રાપ્તિનું સાધન કહું છું. એ જ સર્વ હિતનુ હિત (ઉત્તમ હિત) છે.

તે પરમ વચન કયુ? એ જિજ્ઞાસા થતા કહે છે

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

મારા વિષે મનવાળો થા, મારો ભક્ત થા, મને પૂજનારો થા અને મને નમસ્કાર કર હુ તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું, કે તું મને જ પામીશ, તું મને પ્રિય છે ૬૫

ભાષ્યાર્થ : તું મારામા મનવાળો–મારામા ચિત્તવાળો થા, તુ મારો ભક્ત થા, મારું જ ભજન કરવાવાળો થા, અને મારુ જ પૂજન કરવાવાળો થા, તથા મને નમસ્કાર કર, નમસ્કાર પણ મને એકલાને જ કર. આ પ્રમાણે વર્તન કરતા અર્થાત્ હું વાસુદેવ ભગવાનમા જ સાધ્ય, સાધન તથા ફળ જેણે સમર્પણ કર્યાં છે, એવો તુ મને જ પામીશ. આ બાબતમા હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરુ છુ, કે આ પ્રમાણે વર્તન કરી તુ મને જ પામીશ એટલે કે તુ તે વાસુદેવ સ્વરૂપ જ થઈશ તું મને પ્રિય છે, માટે હુ તને આમ સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ એ પ્રમાણે ભગવાનની સત્ય પ્રતિજ્ઞા જાણીને (અને) ભગવાનની ભક્તિથી અવશ્ય મળનારુ ફળ મોક્ષ છે એમ સમજી (નિશ્ચય કરી) મનુષ્યે કેવળ એકમાત્ર ભગવાનને જ શરણ–પરાયણ થવુ જોઈએ, એવો આ શ્લોકનો વાક્યાર્થ છે.

કર્મયોગનિષ્ઠાનું પરમ રહસ્ય ઈશ્વરની શરણાગતિ છે, એ ઉપસંહાર કરીને તે પછી હવે કર્મયોગનિષ્ઠાનું ફળ જે સમ્યગ્દર્શન, યથાર્થ જ્ઞાન છે અને જે યથાર્થ જ્ઞાનને સર્વ વેદાંતશાસ્ત્રોએ ફળ તરીકે કહેલું છે તે હવે કહેવુ જોઈએ, એ માટે ભગવાન કહે છે

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

સર્વ ધર્મનો પરિત્યાગ કરી મને એકને (જ) શરણરૂપે તું પ્રાપ્ત કર. હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. શોક ન કર. ૬૬

ભાષ્યાર્થ: 'सर्वधर्मान्'ને કર્મધારય સમાસ લઈ એનો અર્થ 'જેટલા જેટલા ધર્મો છે તે સર્વને' એવો કરવો. અહીં નૈષ્કર્મ્ય અવસ્થા કહેવાની ઇચ્છા રાખવામાં આવી છે; તેથી આ ધર્મ શબ્દ વડે અધર્મ પણ સમજવાનો છે અર્થાત્ ધર્મ શબ્દ વડે અધર્મનો સમાવેશ કરી લેવો. 'દુશ્ચરિત કર્મોથી વિરામ પામ્યા વિના મુક્ત થવાતું નથી,' (કા. ઉ. ૧-૨-૨૪) 'ધર્મ અને અધર્મને ત્યજ' (મહા. શાં. ૩૨૯-૪૦) ઇત્યાદિ શ્રુતિસ્મૃતિથી પણ એ જ સિદ્ધ થાય છે. સર્વ ધર્મો છોડી એટલે સર્વ કર્મોનો સંન્યાસ કરીને મારા એકલાના શરણમાં આવ. એટલે કે સર્વનો આત્મા, સમ અને સર્વ ભૂતોમાં રહેલો ઈશ્વર, અચ્યુત તથા સર્વ, જન્મ, જરા અને મરણથી રહિત, 'હું જ એકલો છું' એમ સમજી મારે એકલાને જ શરણે તું આવ; કહેવાનું તાત્પર્ય આ છે કે, 'મારા સિવાય બીજું કાંઈ છે જ નહિ' 'મારા સિવાય બીજું કાંઈ જ નથી' એવો નિશ્ચય કર. આ પ્રકારની નિશ્ચિત બુદ્ધિવાળા તને હું તારું સ્વરૂપ પ્રત્યક્ષ કરાવી તારા આત્મભાવનો પ્રકાશ કરાવીને, ધર્માધર્મબંધનરૂપ સર્વ પાપોથી છોડાવી દઈશ; પહેલાં (૧૦-૧૧) કહ્યું પણ છે કે, 'આત્મભાવમાં રહેલો હું તેઓના અજ્ઞાનથી ઊપજેલા અંધકારને પ્રકાશિત જ્ઞાન વડે નાશ પમાડું છું.' એટલા માટે તું શોક-ચિંતા ના કર.

## ગીતાશાસ્ત્રનું ઉપસંહાર-પ્રકરણ

### તાત્પર્યનિર્ણાયક ભાષ્ય

આ ગીતાશાસ્ત્રમાં પરમ મોક્ષનું સાધન શું નિશ્ચિત કર્યું છે? જ્ઞાન નક્કી કર્યું છે, કે કર્મને સાધન તરીકે નક્કી કર્યું છે, કે જ્ઞાન અને કર્મ, બન્ને સાધનો નક્કી કર્યાં છે? એ બાબતનો હવે વિચાર કરવો જોઈએ. આ સંદેહ ક્યાંથી થાય છે? એ પ્રશ્ન પૂછો તો કહેવામાં આવે છે કે, 'જેને જાણીને અમૃત પ્રાપ્ત કરે છે-પામે છે.' (૧૩-૧૨) 'અને મને તત્ત્વથી-હું જેવો-જેવડો છું, તે બરોબર જાણીને તત્કાળ મારામાં પ્રવેશે છે.' (૧૮-૫૫) ઇત્યાદિ વાક્યો તો કેવળ જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ થાય છે, એમ બતાવે છે; અને 'તારો કર્મમાં જ અધિકાર છે' (૨-૪૭), 'તું કર્મ જ કર' (૪-૧૫) ઇત્યાદિ વાક્યો, કર્મોની જરૂરી (અવશ્ય) કર્તવ્યતા બતાવે છે, એ પ્રમાણે જ્ઞાન અને કર્મ બન્નેની કર્તવ્યતાનો ઉપદેશ કર્યો હોવાથી, એવો પણ સંદેહ ઉત્પન્ન થાય છે, કે કદાચ જ્ઞાન અને કર્મ બન્ને-જ્ઞાનકર્મનો સમુચ્ચય પણ મોક્ષનું - - - હોય

શંકા—પૂર્વપક્ષ : પરંતુ અહીં આ મીમાંસા( વિચાર નું ફળ શું પ્રાપ્ત થશે? એમ પૂછો તો તેનો ઉત્તર આ છે, કે આ ત્રણમાંથી—(૧) જ્ઞાન, (૨) કર્મ અને (૩) જ્ઞાનકર્મ—સમુચ્ચયમાંથી, કયા એકને મોક્ષના સાધનોમાં પરમ કલ્યાણના સાધન તરીકે નિશ્ચય માનવું, એ નક્કી કરવું આવશ્યક છે, માટે વિસ્તારપૂર્વક આની મીમાંસા (વિચારણા) કરવી જોઈએ.

## સિદ્ધાંતનું પ્રતિપાદન

કેવળ આત્મજ્ઞાન જ પરમ કલ્યાણ(મોક્ષ)નો હેતુ—સાધન છે, એ પ્રસિદ્ધ જ છે, કારણકે ભેદ પ્રતીતિ—ભેદના ભાન—ભેદના જ્ઞાન—ને ટાળવાવાળું આ જ્ઞાન છે અને એ જ જ્ઞાનનું અંતિમ પરિણામ કૈવલ્ય (મોક્ષ) છે, માટે ક્રિયા, કારક અને ફળ એ પરસ્પર ભિન્ન છે, એવી જે ભેદબુદ્ધિ છે તે અવિદ્યા કહેવાય છે

આ અવિદ્યા આત્મામા સદા પ્રવૃત્ત થઈ રહી છે. સારાશ આ છે કે 'આ કર્મ મારુ છે, હું એનો કર્તા છુ, અમુક ફળ માટે હું આ કર્મ કરવાનો છુ' એ પ્રકારની અવિદ્યા અનાદિ કાળથી પ્રવૃત્ત થઈ રહી છે, 'આ આત્મા હું છુ, હુ કેવળ (એક માત્ર) છું, હું અકર્તા છું, હું અક્રિય—ક્રિયારહિત છુ, હું અફળ ફળથી રહિત છું અને મારાથી બીજો કોઈ પણ નથી' એ રૂપે થનારુ આત્મવિષયનું જ્ઞાન તે જ આ (અનાદિ કાળથી પ્રવર્તેલી) અવિદ્યાનું નાશક છે, કારણકે કર્મ-પ્રવૃત્તિના હેતુ—કારણરૂપ ભેદબુદ્ધિનો નાશ આત્મજ્ઞાન ઉત્પન્ન થતાં જ થાય છે. आत्मज्ञानस्य तु केवलस्य निःश्रेयसहेतुत्वम् । એ ઉપર કહેલા વાક્યમાં तु શબ્દ મૂક્યો છે, તે (બન્ને) પક્ષની વ્યાવૃત્તિ એટલે પક્ષના નિષેધ માટે મૂક્યો છે. કહેવાનો મુદ્દો આ છે, કે કેવળ કર્મથી કાંઈ મોક્ષ મળતો નથી, તેમ જ કર્મ અને જ્ઞાનના સમુચ્ચયથી પણ કાંઈ મોક્ષ પ્રાપ્ત નથી થતો એ પ્રકારે 'तु' શબ્દ કર્મવાદીના તથા કર્મ—જ્ઞાનસમુચ્ચયવાદીના બન્ને પક્ષોનું ખડન કરે છે. (સારાશ આ છે, કે) મોક્ષ કોઈનું કાર્ય નથી, તે તો સ્વત સિદ્ધ છે, માટે કર્મો સાધન અને મોક્ષ તે સાધનનું સાધ્ય બની શકતું નથી, કારણકે કોઈ પણ નિત્ય—સ્વત સિદ્ધ વસ્તુ કર્મના યોગથી અથવા તો જ્ઞાનના યોગથી ઉત્પન્ન કરી શકાતી નથી.

શંકા—પૂર્વપક્ષ : જો જ્ઞાનથી પણ એ આત્મવસ્તુ ઉત્પન્ન નથી થઈ શકતી અને સ્વયસિદ્ધ જ છે, તો તો આ કેવળ જ્ઞાન પણ નિરર્થક જ છે ને? તેનો ઉત્તર આ છે કે ના, તે તેમ નથી, કારણકે જ્ઞાન, અવિદ્યાનો નાશ કરવાવાળું હોવાથી મોક્ષફળની પ્રાપ્તિ થાય છે, ત્યાસુધી તો તે પ્રત્યક્ષ છે જ એટલે કે દીવાના પ્રકાશનું, દોરી આદિ વસ્તુઓમાં (સર્પની) થનારી ભ્રાંતિને તથા અધકારને નાશ કરી દેવાનું જ ફળ છે અને જેમ એ દીવાના પ્રકાશનું ફળ રજ્જુમા સર્પ વિષે થયેલો વિકલ્પ દૂર કરી એકલી દોરીને પ્રત્યક્ષ કરાવી સમાપ્ત થઈ જાય છે, તે જ પ્રમાણે અવિદ્યારૂપ

અંધકારને નાશ કરનારું આત્મજ્ઞાનનું પણ ફળ આત્મસ્વરૂપને પ્રત્યક્ષ કરાવી સમાપ્ત થઈ જતું જોવામાં આવે છે. જેને પોતાની પ્રવૃત્તિનાં અર્થ, ફળ કે પ્રયોજનનો અનુભવ થઈ ચૂકયો છે, જેણે અર્થ, ફળ કે પ્રયોજન પ્રત્યક્ષ જોઈ મેળવી લીધાં છે, તેની, પછી તે ફળ સિવાયના બીજા ફળમાં કે બીજાં કર્મમાં પ્રવૃત્તિ નથી થઈ શકતી; દાખલા તરીકે લાકડાં ચીરવાની અથવા તો અરણી-મંથન વડે અગ્નિ ઉત્પન્ન કરવાની વગેરે જે ક્રિયાઓ છે, એ ક્રિયામાં જોડાયેલાં કર્તા–કારકાદિને લાકડાના કડકા થવા રૂપ ફળ તથા અગ્નિ પ્રકટ થવા રૂપ ફળ પ્રાપ્ત થયા પછી, બીજા ફળમાં કે બીજા કર્મમાં જોડાવાનો સંભવ નથી; તે જ પ્રમાણે જે પ્રવૃત્તિનું પ્રયોજન–ફળ (આત્મકૈવલ્ય), પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે, એવી જ્ઞાનનિષ્ઠારૂપ ક્રિયામાં પ્રવૃત્ત થયેલા જ્ઞાતાની (જાણનારની) અને તેની ઈંદ્રિયો (કારકો)ની, પ્રત્યક્ષ થયેલાં આત્મકૈવલ્યરૂપ ફળ સિવાય બીજા કોઈ ફળમાં કે કોઈ બીજા કર્મમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી; માટે જ્ઞાનનિષ્ઠા કર્મ સહિત હોઈ શકતી નથી.

જો એમ કહો કે લૌકિક ભોજનક્રિયા અને અગ્નિહોત્ર આદિ ક્રિયાઓની પેઠે (ગ્રાસેગ્રાસે તૃપ્તિ થાય છે, એટલે ફળ અને કર્મ સાથે ચાલુ છે; તેમ જ અગ્નિહોત્રનું અગ્નિહોત્ર પણ અગ્નિની કાયમ સંભાળ રાખવામાં જ સ્થિત હોવાથી, તેમાં પણ ફળ અને કર્મ સાથે જ ચાલુ છે, તે પ્રમાણે) જ્ઞાનકર્મનો સમુચ્ચય પણ થઈ શકે, તો તે બરોબર નથી; કારણકે જેનું ફળ કૈવલ્ય–મોક્ષ છે, એ જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી કોઈ બીજા ફળની અથવા તો તે માટેની સાધનભૂત ક્રિયાની ઇચ્છા –અપેક્ષા નથી રહેતી. જેમ બધી બાજુથી ભરેલા મહાસરોવરની પ્રાપ્તિ થયા પછી કૂવા, તળાવ વગેરેની ક્રિયા તથા ફળની ઇચ્છાનો અભાવ થાય છે, તેમ મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થયા પછી કોઈ બીજાં ફળની અથવા તો તે બીજાં ફળ-પ્રાપ્તિની સાધનભૂત ક્રિયાની ઇચ્છા થતી નથી. જે મનુષ્ય રાજ્યપ્રાપ્તિ કરાવી આપનાર કર્મની પ્રવૃત્તિમાં રોકાયો હોય, તે મનુષ્યની એક એનર જેટલી જમીનની પ્રાપ્તિ કરાવી આપનાર કર્મ(માટે)ની પ્રવૃત્તિ થતી જ નથી; તેમ તેવાં કર્મનાં ક્ષુદ્ર ફળની પણ ઇચ્છા થતી નથી; (તેમ જ જેને મોક્ષફળ પ્રાપ્ત થયું છે, તેને બીજા ફળની અથવા તેના સાધનભૂત કર્મની ઇચ્છા થતી નથી;) તેટલા માટે પરમ કલ્યાણ કે મોક્ષનું સાધન કર્મ નથી કે જ્ઞાનકર્મનો સમુચ્ચય નથી. વળી કૈવલ્ય–મોક્ષ જ જેનું ફળ છે એવા જ્ઞાનને કર્મોની સહાયતાની જરૂર પણ નથી; કારણકે જ્ઞાન એ અજ્ઞાન–અવિદ્યાને નાશ કરનારું હોવાથી (અજ્ઞાનરૂપ) કર્મની સાથે તેને વિરોધ છે; એક અંધકાર બીજા અંધકારનો નાશ નથી કરી શકતો–અંધકાર કાંઈ અંધકારનો નાશ ન કરી શકે, એટલા માટે કેવળ જ્ઞાન જ મોક્ષનું–પરમકલ્યાણનું સાધન છે.

શંકા–પૂર્વપક્ષ: ના, આ તમારો સિદ્ધાંત બરોબર નથી; કારણકે વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મ નિત્ય છે, તે ન કરવાથી પ્રત્યવાય–દોષ લાગે છે, અને મોક્ષ તો નિત્ય છે; તેટલા માટે એમ કહેવું કે કેવળજ્ઞાનથી મોક્ષ મળે

છે, તે અસત છે; કારણકે શ્રુતિએ કહેલાં નિત્યકર્મો ન કરવાથી નરકાદિ પ્રાપ્તિરૂપ પ્રત્યવાય લાગે છે. (ત્યારે તો સિદ્ધાંતી સામી શંકા ઉઠાવે છે કે, તમારા કહેવા પ્રમાણે જ્ઞાનથી તો મોક્ષ નથી અને વળી તમો કહો છો કે આ નિત્યકર્મોથી પ્રત્યવાયનો પરિહાર માત્ર થાય છે એટલે તો કર્મ કરવાથી પણ મોક્ષ નથી થવાનો) આ પ્રમાણે તો કર્મથી કાંઈ મોક્ષ થતો નથી અને જ્ઞાનથી મોક્ષ થાય છે, એ સિદ્ધાંત તમારે કબૂલ નથી, તેથી અનિર્મોક્ષ (કદી મોક્ષ તો થાય જ નહિ, એ પ્રકાર) સિદ્ધ થયો.

[પ્રતિપક્ષી સિદ્ધાંતીને ઉત્તર આપે છે:] ના, એ દોષ નથી; કેમકે મોક્ષ તો નિત્યસિદ્ધ છે. નિત્યકર્મનાં અનુષ્ઠાન કરવાથી દોષ નથી લાગતો, નિષિદ્ધ કર્મ નહીં કરવાથી અનિષ્ટ–ખરાબ શરીરની પ્રાપ્તિ નથી થતી અને કામ્યકર્મનો ત્યાગ કરી દેવાથી ઇષ્ટ શરીરની પ્રાપ્તિ પણ નથી થવાની; હવે વર્તમાન શરીરને ઉત્પન્ન કરવાવાળાં જે કર્મો પ્રારબ્ધરૂપે આગળ આવેલાં હોય, તેનો તો ફળોપભોગ કરવાથી નાશ થઈ જવાનો છે; એટલે આ શરીર પડ્યા પછી અન્ય શરીરને ઉત્પન્ન થવાનું કારણ ન રહેવાથી તેમ જ પોતાના(શરીરાદિ)માં આસક્તિ ન રહેવાથી, સ્વસ્વરૂપમાં સ્થિત થવારૂપ કૈવલ્ય મોક્ષ છે, તે વગર-પ્રયત્ને જ સિદ્ધ થઈ જશે. તે ઉપર સિદ્ધાંતવાદી કહે છે, કે પાછળ થઈ ગયેલા અનેક જન્મોમાં સ્વર્ગ–નરક આદિની પ્રાપ્તિરૂપ ફળ આપવાવાળાં જે અનેક કર્મો છે, તે બધાં કર્મોનો કાંઈ વર્તમાન જન્મમાં ફળ આપવાનો આરંભ નથી થયો; તે સચિત કર્મોનાં ફળ, જેનો આરંભ થયેલો જ નથી, તે તે સંચિત કર્મોનો તો તેના ફળના ઉપભોગ વિના ક્ષય થવાનો જ નહીં; તો પછી મોક્ષ તમો કહો છો તેમ ક્યાંથી પ્રાપ્ત થાય? તે પર પૂર્વ–પ્રતિવાદી પક્ષ કહે છે. કે આવી શંકા ન કરવી; કેમકે નિત્યકર્મ–અગ્નિહોત્રાદિના અનુષ્ઠાનથી તેના કરનારને જે પરિશ્રમરૂપ દુઃખ ભોગવવું પડે છે, તે પરિશ્રમરૂપ દુઃખને જ પાછળ થઈ ગયેલ અનેક જન્મોનાં કર્મોનાં ફળરૂપ છે, એમ માની શકાય; અથવા તો જેમ પ્રાયશ્ચિત્ત, પૂર્વકૃત (પૂર્વાર્જિત) પાપનો નાશ કરે છે, તેમ નિત્યકર્મ પણ પૂર્વકૃત (પૂર્વાર્જિત) પાપ અર્થાત્ સચિતનો ક્ષય કરે છે, એમ સમજવું જોઈએ. જે કર્મોના ફળોનો આરંભ થઈ ચૂકયો છે, તેઓ ઉપભોગથી નાશ પામી જવાના છે અને હવે પછીનાં નવીન કર્મો તો આરભ ન કર્યાથી નથી જ થયાં, માટે કૈવલ્ય મોક્ષ તો કાંઈ પણ યત્ન વિના–અનાયાસે સિદ્ધ જ છે.

**સિદ્ધાંતી** ઉત્તર આપે છે; ના તમારું આ કથન અઘટિત છે, તમારો આ સિદ્ધાંત ખરો નથી; કારણકે 'એને જ (આત્માને–પરમાત્માને) જાણીને મનુષ્ય મૃત્યુને તરી જાય છે; તે સિવાય મોક્ષપ્રાપ્તિનો બીજો કોઈ ઉપાય નથી.' (શ્વે. ઉ. ૩–૮.) એ પ્રકારે મોક્ષ માટે વિદ્યા સિવાય બીજો કોઈ માર્ગ નથી, એ અર્થ બતાવનારી શ્રુતિ છે; વળી આકાશને ચામડાની પેઠે વીંટાળવાનું જેમ અશક્ય છે, તેમ અજ્ઞાનીને મોક્ષનો અસંભવ–મોક્ષની અશક્યતા બતાવનારી શ્રુતિ પણ છે; પુરાણ તથા સ્મૃતિઓમાં પણ 'જ્ઞાનથી જ

કૈવલ્ય–મોક્ષની પ્રાપ્તિ થાય છે' એમ કહેલું છે; અર્થાત્ આ સર્વ શ્રુતિ–સ્મૃતિ–પુરાણ–વાક્યો, જ્ઞાન વિના મોક્ષનો અસંભવ બતાવે છે; આ કારણને લીધે જ જે કર્મોનાં ફળ મળવાનો આરંભ થયો નથી, એવાં પૂર્વ જન્મોમાં કરેલાં પુણ્યકર્મોના ક્ષયનો સંભવ નથી; પણ એ પ્રતિવાદી પક્ષ ખરો નથી; એટલે કે જે પ્રકારે પૂર્વજન્મકૃત–સંચિત(પાપનાં) અનારબ્ધ ફળોનો સંભવ છે, તેમ પૂર્વજન્મસંચિત પુણ્યનાં અનારબ્ધ ફળોનો સંભવ છે; માટે બીજો દેહ લઈ એ અનારબ્ધ પાપપુણ્યનાં ફળોનો ભોગ ભોગવ્યા વિના એ પુણ્યપાપનો નાશ થતો નથી અને તેનો નાશ થયા વિના મોક્ષપ્રાપ્તિ થતી નથી; (વળી) રાગદ્વેષ અને મોહ, જે ધર્મ (પુણ્ય) તથા અધર્મ(પાપ)નાં કારણ છે, તેમનો મૂલોચ્છેદ, આત્મજ્ઞાન વિના બીજા કોઈ સાધનથી થઈ શકતો નથી; અને રાગદ્વેષ તથા મોહનો ઉચ્છેદ થયા વિના ધર્માધર્મનો ઉચ્છેદ થતો નથી; (માટે કેવળ આત્મજ્ઞાન જ મોક્ષ માટે આવશ્યક છે;) વળી શ્રુતિમાં નિત્યકર્મોનું ફળ પુણ્યલોકની પ્રાપ્તિ છે, એમ બતાવ્યું છે; અને સ્મૃતિમાં પણ 'બ્રાહ્મણાદિ વર્ણ અને બ્રહ્મચારી આદિ આશ્રમીઓ સ્વકર્મનિષ્ઠ રહેવાથી પુણ્યલોક પામે છે' (આપ. ધ. ૨–૨–૨–૩) એમ કહ્યું છે, એટલે કર્મના ક્ષયનો અસંભવ છે.

વળી કેટલાક કહે છે, કે નિત્યકર્મો દુઃખરૂપ હોવાથી પૂર્વજન્મે કરેલાં પાપકર્મોનું જ તે ફળ છે અને સ્વસ્વરૂપ(પ્રાપ્તિ)થી અધિક ફળ એનું કાંઈ જ નથી; કારણકે શ્રુતિમાં સ્વરૂપથી અધિક એવું કોઈ ફળ જણાવેલું નથી: તેથી નિત્યકર્મનું વિધાન તો જીવનના નિર્વાહાદિ માટે જ કરવામાં આવેલું છે, એવું એમનું કહેવું પણ બરોબર નથી: કારણકે જે કર્મો ફળ આપવા માટે તૈયાર થયાં નથી–તત્પર નથી થયાં, તે કર્મોનું ફળ ઉત્પન્ન થવું અસંભવિત છે; માટે નિત્યકર્મના અનુષ્ઠાનનો લેવો પડતો પરિશ્રમ, તે ગત જન્મના કર્મનું ફળ આપે છે એમ કહેવું યોગ્ય નથી; વળી તમો–વાદીએ, જે કહ્યું કે પૂર્વજન્મકૃત પાપ–કર્મનાં ફળ, નિત્યકર્મોનાં અનુષ્ઠાનમાં થતા આયાસ, દુઃખ કે પરિશ્રમ વડે ભોગવવામાં આવે છે, તે અયોગ્ય–અમત્ છે; કારણકે મરણસમયે ફળ આપવાને માટે જે કર્મો અંકુરિત થયાં નથી, તે કર્મોનું ફળ બીજાં કર્મોનાં ફળ ભોગવવા માટે ઉત્પન્ન થયેલા જન્મમાં–શરીર વડે ભોગવવામાં આવે છે, એમ કહેવું યુક્તિયુક્ત નથી; જો એમનું કહેવું યોગ્ય–સયુક્તિક માનીએ, તો તો સ્વર્ગરૂપ ફળના ભોગ માટે જે જન્મ, અગ્નિહોત્રાદિ કર્મોના બળથી મેળવ્યો છે, તે જ જન્મમાં નરકરૂપ ફળનાં કારણભૂત જે કર્મો છે, તેનો નરકફળનો ઉપભોગ પણ અસંભવિત ન હોય (બને); એનો અર્થ આ થાય કે સ્વર્ગફળના ઉપભોગમાં નરકફળનો પણ ઉપભોગ થાય; ઉપરાંત, નિત્યકર્મોનાં અનુષ્ઠાનમાં થનારું દુઃખ–આયાસ, કાંઈ અનેક પ્રકારનાં પાપનાં ફળરૂપ જે જુદાજુદી જાતનાં દુઃખો છે, તે ન હોઈ શકે; એટલે કે પાપકર્મો તો અનેક પ્રકારનાં હોય છે અને તેનાં ફળરૂપે ઉત્પન્ન થનારાં દુઃખો પણ અનેક પ્રકારનાં હોવાં જોઈએ; પરંતુ તમારું તો કહેવાનું છે, કે નિત્યકર્મનો આયાસ કે પરિશ્રમ, જે એક જ પ્રકારનો છે,

તે જ તેનું ફળ છે, માટે તમારું તે કથન યોગ્ય નથી, વળી ભિન્નભિન્ન પ્રકારનાં દુઃખ દેવાવાળાં અનેક પ્રકારના સંચિત પાપો હોવા છતાં નિત્યકર્મના અનુષ્ઠાનના પરિશ્રમને જ ફક્ત એ સર્વ સંચિત પાપોનું ફળ છે એમ માનવાથી, તો શીતોષ્ણાદિ દ્વંદ્વથી થનારા અને રોગાદિથી થનારાં દુઃખોને પાપના ફળ છે એમ માની નહી શકાય, અર્થાત્ શીતોષ્ણાદિ દ્વંદ્વના દુઃખો નિર્નિમિત્ત–કારણવિનાનાં બની જાય છે, જે કલ્પી ન શકાય તેવું છે, વળી માથા ઉપર પથરા ઉપાડી એ પથરા માથા પર વહેવાથી થતું દુઃખ, તે કાંઈ નિત્યકર્મના અનુષ્ઠાનથી પડતા આયાસ, પરિશ્રમ કે દુઃખરૂપ ફળ નથી, ઉપરાંત વળી તમો જે કહો છો, કે નિત્યકર્મોના અનુષ્ઠાનથી થનારા પરિશ્રમ કે દુઃખ, પૂર્વકૃત પાપોનું ફળ છે, તે આ ચાલુ વિષયની વિરુદ્ધ પણ છે–અપ્રસ્તુત છે અને તમારાથી આ બાબતનું સમાધાનપૂર્વક નિરાકરણ થઈ શકતું નથી, માટે જ આમ કહો છો

શંકા–વાદી : પૂર્વપક્ષ–આ અપ્રસ્તુત છે (એમ કઈ રીતે) શાથી કહો છો? [એવો જો તમો–વાદીનો પ્રશ્ન હોય તો] તેનો ઉત્તર આ છે, કે જે પૂર્વકૃત પાપકર્મો, ફળ દેવા માટે અંકુરિત થયા નથી–તૈયાર નથી થયા–જે પાપના ફળનો આરંભ જ થયેલો નથી, તે પૂર્વકૃત પાપોનો ક્ષય થતો નથી, એ ચાલુ વિષય છે, તેમાં તમોએ તો કહ્યું કે નિત્ય કર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ, આયાસ કે દુઃખ, એ પૂર્વજન્મમાં કરેલા પાપના ફળ, જેનો તો હજી આરંભ જ નથી થયો, તેવા એ પાપના અપ્રસૂત ફળ તે જ કર્મ છે અર્થાત્ અપ્રસૂતને જ તમોએ તો આ પ્રકારે પ્રસૂત માન્યા, હવે જો તમો એમ જ માનતા હો, કે પૂર્વકૃત સર્વ પાપકર્મ, ફળ આપવા માટે પ્રવૃત્ત થઈ ચૂક્યા છે, પ્રસૂત ફળવાળા જ છે, તો પછી નિત્ય કર્મોના અનુષ્ઠાનથી થતાં આયાસ અને દુઃખ જ એનું ફળ છે, એવું વિશેષણ એને આપવું જ અયોગ્ય છે, વળી આમ માનવાથી તો શાસ્ત્રે વિધાન કરેલો નિત્યકર્મનો વિધિ પણ નિરર્થક થઈ જાય છે–નિરર્થક માનવાનો પ્રસંગ આવી પડે છે, કારણકે ફળ આપવાને અંકુરિત થયેના પાપોનો–જેના ફળનો આરંભ થઈ ચૂક્યો છે એવા પાપોનો–તો ઉપભોગથી ક્ષય થઈ જ જશે, (તે માટે નિત્યકર્મોની પછી આવશ્યકતા જ શી રહે?) વળી શ્રુતિવિહિત નિત્યકર્મનું ફળ દુઃખ છે એમ જો માનતા હો, તો જેમ વ્યાયામ–કસરત વગેરે કરવાથી લાગતો થાક, તે વ્યાયામાદિ–કસરત વગેરેનું જ ફળ છે, પરંતુ કોઈ બીજા કર્મનું ફળ નથી, તેમ નિત્યકર્મના અનુષ્ઠાનથી પડતો આયાસ કે પરિશ્રમ, તે તે નિત્યકર્મનું ફળ છે, એમ દેખાઈ આવે છે, તેથી એવી કલ્પના કરવી કે નિત્યકર્મના અનુષ્ઠાનના પરિશ્રમ કે દુઃખ બીજા કોઈ કર્મના (પાછળના જન્મમાં કરેલા પાપ કર્મના) ફળ છે, તે સયુક્તિક–યોગ્ય નથી, વળી નિત્યકર્મોનું વિધાન, જીવનાદિક માટે–શરીરના નિર્વાહ માટે શાસ્ત્રે કરેલું છે, એમ તમારું કહેવું છે, તો પછી નિત્યકર્મોને કોઈ એક પ્રાયશ્ચિત્તની પેઠે, પૂર્વકૃત પાપકર્મોના ફળ છે, એમ માનવું અયોગ્ય ઠરે છે, હવે જે પાપકર્મ થઈ ગયું હોય, તે પાપકર્મના નિમિત્ત શાસ્ત્રે

કહેલુ પ્રાયશ્ચિત્ત કરવામા આવે છે, એમા પાપ નિમિત્ત છે અને તે માટે કરેલું પ્રાયશ્ચિત્ત નૈમિત્તિક છે, એ પ્રાયશ્ચિત્ત કોઈ પાપનું ફળ નથી, છતા જો એમ માનીએ, કે એ પાપકર્મ માટે કરવામા આવતા પ્રાયશ્ચિત્ત કર્મથી ઉત્પન્ન થયેલ દુખ એ પાપનું ફળ છે, તો તો જીવન આદિ માટે કરવામા આવતા શાસ્ત્રવિહિત કરેલા નૈમિત્તિક નિત્યકર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમદુખને પણ જીવન આદિ નિમિત્તના ફળ જ માનવા જોઈએ, કારણકે જેમ પ્રાયશ્ચિત્ત, પાપ નિમિત્તનું નૈમિત્તિક કર્મ છે, તેવુ જીવન આદિ નિમિત્તનું નિત્યકર્માનુષ્ઠાન પણ નૈમિત્તિક કર્મ છે

વળી અહી બીજી એક વાતને વિચાર પણ જરૂરી છે અગ્નિહોત્ર બે પ્રકારના છે. એક નિત્ય અગ્નિહોત્ર અને બીજુ કામ્ય આ બન્ને પ્રકારના અગ્નિહોત્રના અનુષ્ઠાનમા કોઈ ખાસ તફાવત નથી, તફાવત એટલો જ છે કે નિત્ય અગ્નિહોત્રના અનુષ્ઠાનમા ફળની ઇચ્છા નથી, પરતુ કામ્ય અગ્નિહોત્રનુ અનુષ્ઠાન તો ફળ માટે જ કરવામા આવેલ હોય છે, નિત્ય અને કામ્ય બનેના અનુષ્ઠાનમા આયાસ અને દુખ તો એકસરખા જ છે, છતા નિત્ય અગ્નિહોત્રના અનુષ્ઠાનથી થતા આયાસ અને દુખ પૂર્વકૃત પાપના ફળ છે, પણ કામ્ય અગ્નિહોત્રના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ–દુખ પૂર્વકૃત પાપના ફળ નથી (એમ તમો વાદી કહો છો, પણ) એમા તફાવત કે વિશેષતા શી છે તે બતાવી નથી, તેથી કામ્ય અગ્નિહોત્રના અનુષ્ઠાનમા થતા પરિશ્રમ દુખ વગેરે પણ પૂર્વકૃત પાપના જ ળ માનવા પડે, આ પ્રમારની સ્થિતિ ઊભી થવાથી, નિત્યકર્મોનું ફળ કદી સાભળવામા આવ્યુ નથી અને અનુષ્ઠાનવિધિ કહી છે, તેથી નિષ્ફળ એવા નિત્યકર્મોનું વિધાન કર્યું છે, એમ કહી શકાતુ નથી, માટે નિત્યકર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ અને દુખ એ પૂર્વજન્મકૃત પાપકર્મના ફળ છે, એવી અર્થાપત્તિ ન સભવે એટલે કે એ પ્રકારનો જે અર્થ વાદીને ઇષ્ટ છે તે નથી સભવતો આ પ્રમાણે નિત્યકર્મનુ વિધાન પૂર્વજન્મકૃત પાપનુ ફળ છે એમ બીજી કોઈ પણ રીતે સાબિત થતુ નથી, તેથી નિત્યકર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ અને દુખ, એ પૂર્વજન્મના પાપકર્મના ફળ કરતા બીજા જ ફળ હોવા જોઈએ, એવુ અનુમાન થાય છે, કારણકે એમ ન માનીએ, તો નિત્યકર્મનું વિધાન જ સભવતું નથી આને અર્થ લેને આ પ્રમાણે કરે છે કામ્ય, વિહિત હોવાથી કામ્યકર્મનુ ફળ, જે પ્રમાણે તેના અનુષ્ઠાનમા થતા આયાસ અને દુખથી ભિન્ન છે, તે જ પ્રમાણે નિત્ય પણ વિહિત હોવાથી તેના અનુષ્ઠાનમા થનારા આયાસ અને દુખ પૂર્વજન્મના પાપકર્મના ફળ કરતા ભિન્ન છે એમ સમજાય છે, નહિ તો નિત્યકર્મનું વિધાન સભવતુ જ નથી) વળી તમારા કહેવામા આવો વિરોધ પણ આવે છે તમો કહો છો કે નિત્યકર્મોના અનુષ્ઠાન કરતાકરતા બીજા કર્મોનું ફળ ભોગવવામા આવે છે એવી રીતે માની લેવાથી તો તમારુ એમ કહેવાનુ થાય છે કે આ ઉપભોગ જ નિત્યકર્મનું ફળ છે, વળી તમો તો સાથેસાથે એમ પણ કહો છો, કે નિત્યકર્મનું ફળ

નથી; એક વખત કહેવું કે નિત્યકર્મનું અનુષ્ઠાન કરતાંકરતાં પાછળનાં પાપકર્મનું ફળ ભોગવવામાં આવે છે; અને વળી એમ પણ કહેવું કે નિત્યકર્મનું ફળ નથી, એ પ્રમાણેનું કથન પરસ્પર વિરુદ્ધ છે; વળી કામ્ય અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન કરતાંકરતા જ નિત્ય અગ્નિહોત્રાદિનું અનુષ્ઠાન પણ તેની સાથેસાથે આપોઆપ થઈ જાય છે; કારણકે બન્નેની ક્રિયા–તંત્ર એક જ છે એવો તમારો મત છે; તે તો નિત્યના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ–દુઃખભોગમાંથી જ કામ્ય અગ્નિહોત્રાદિનું ફળ પણ ભોગવાઈ જ ગયું–ક્ષીણ થઈ ગયું, એમ તમારા એ કથનથી સિદ્ધ થાય છે; આથી કામ્યનું–કામ્ય અગ્નિહોત્રાદિના અનુષ્ઠાનનું બીજું કોઈ પણ ફળ પછી બાકી રહેશે નહિ. જો એમ કહો, કે કામ્ય અગ્નિહોત્રાદિનું, સ્વર્ગાદિની પ્રાપ્તિરૂપ બીજું જ ફળ થાય છે, તો તો તે કામ્ય અગ્નિહોત્રાદિના અનુષ્ઠાનમાં થતાં આયાસ તથા દુઃખ પણ નિત્યકર્મનાં અનુષ્ઠાનથી થતાં આયાસ અને દુઃખથી ભિન્ન હોવા જોઈએ, પરંતુ તે તો ભિન્ન નથી, ભિન્ન માનીએ તો તે પ્રત્યક્ષપ્રમાણથી વિરુદ્ધ છે; કારણકે કામ્યકર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમરૂપ દુઃખથી કેવળ નિત્યકર્મના અનુષ્ઠાનથી થતા પરિશ્રમરૂપ દુઃખ કાંઈ જુદા નથી–એ દુઃખોમાં કાંઈ ભેદ નથી; વળી બીજી આ વાત પણ ધ્યાનમાં લેવા લાયક છે; તે આ છે કે જે કર્મનું શાસ્ત્રે વિધાન કર્યું નથી, તેમ જ જે કર્મનો શાસ્ત્રે નિષેધ કર્યો નથી, (એવાં સામાન્ય કર્મો જેવા કે ભોજન કરવુ, પગચંપી કરાવવી વગેરે,) એવાં કર્મો તત્કાળ ફળ આપવાવાળાં હોય છે, પરંતુ જે કર્મોનો શાસ્ત્રે વિધિ બતાવ્યો છે, એટલે કે જેનું વિધાન શાસ્ત્રોમાં છે, જે શાસ્ત્રવિહિત છે, અથવા તો જે કર્મને શાસ્ત્રે પ્રતિષિદ્ધ ગણ્યુ છે, જે કર્મની શાસ્ત્રે નિષિદ્ધ ગણી મના કરી છે, તે કર્મો તત્કાળ ફળ આપવાવાળાં નથી હોતા; જો શાસ્ત્રવિહિત કે શાસ્ત્રપ્રતિષિદ્ધ કર્મો તત્કાળ ફળ આપવાવાળા હોત, તો પછી જે કર્મના ફળ અદૃષ્ટ બતાવ્યાં છે અને સ્વર્ગ આદિ લોકોની પ્રાપ્તિ બતાવી છે, તે બતાવવાનો–પ્રતિપાદન કરવાનો શાસ્ત્ર ઉદ્યમ જ ન કરે અથવા તે કર્મ કરવામાં લોકોની પ્રવૃત્તિ ન થાય. નિત્ય અગ્નિહોત્રાદિ કર્મમાં અને કામ્ય અગ્નિહોત્રાદિ કર્મમાં કાંઈ પણ ભેદ કે ખાસ તફાવત નથી, તેમ જ અંગ તથા ઇતિકર્તવ્યતા આદિની પણ કોઈ વિશેષતા નથી, તે છતાં પણ કેવળ નિત્ય અગ્નિહોત્રાદિનું ફળ તો તેના અનુષ્ઠાનથી થતા પરિશ્રમ કે દુઃખાદિના માત્ર ઉપભોગ વડે જ નાશ પામી જાય છે, એમ કહેવું, અને કામ્ય અગ્નિહોત્રાદિના અનુષ્ઠાનથી થતું સ્વર્ગાદિ મહાફળ તો એની કેવળ પ્રબળ ઇચ્છાથી જ પ્રાપ્ત થાય છે, એમ કહેવું અયોગ્ય છે, એવી વાત કલ્પનાતીત–અશક્ય છે; માટે નિત્યકર્મોનું અદૃષ્ટ ફળ નથી થતુ એમ કદી સાબિત (સિદ્ધ) થઈ શકતું નથી, માટે એ ઉપરથી એ સિદ્ધ થાય છે, કે અવિદ્યાપૂર્વક–અજ્ઞાનમૂલક સર્વ શુભ અને અશુભ કર્મનો નિઃશેષ (સંપૂર્ણ) નાશ કરનાર હેતુ–કારણ, કેવળ વિદ્યા જ છે, નિત્યકર્મનું અનુષ્ઠાન નથી, કારણ કે અવિદ્યા–અજ્ઞાન અને કામ એ જ સર્વ કર્મના બીજ છે; વળી એમ પણ આપણે સિદ્ધ કર્યું છે, કે કર્મ અજ્ઞાનીનો વિષય છે અને સર્વકર્મના સંન્યાસપૂર્વકની જ્ઞાનનિષ્ઠા જ્ઞાનીઓનો વિષય છે 'उभौ तौ न विजानीत.'

( २-१९ ) 'वेदाविनाशिन नित्यम्' ( २-२१ ), 'ज्ञानयोगेन सांख्यानाम् कर्मयोगेन योगिनाम्' ( ३-३ ), 'अज्ञाना कर्मसङ्गिनाम्' ( ३-२६ ) 'तत्त्ववित्तु' ( ३-२८ ) 'गुणा गुणेषु वर्तन्ते इति मत्वा न सज्जते (५-१३) 'सर्वकर्माणि मनसा सन्न्यस्यास्ते' (५-८) એ વચનોમા नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित्–જ્ઞાની–તત્ત્વને જાણનાર જ્ઞાની, હું કાઈ કરતો નથી એમ માને છે, તથા અજ્ઞાની 'હું કરું છું'–કર્મ કરું છું,' એમ માને છે, એ સ્પષ્ટ બતાવ્યુ છે. યોગમાર્ગે ચઢવાની ઇચ્છા કરનાર માટે કર્તવ્યરૂપ કારણ–કર્મ બતાવ્યાં છે અને જે યોગમા આરૂઢ થયેલો છે, અર્થાત્ જેની યોગમા સ્થિતિ થઈ ચૂકી છે, તેને માટે કારણ શમ બતાવેલ છે, વળી એમ પણ કહ્યુ છે, કે ત્રણે પ્રકારના અજ્ઞાની ભક્તો–આર્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી, ઉદાર છે; પરંતુ જ્ઞાની તો હુ પોતે જ છુ, જ્ઞાની તો મારો આત્મા જ છે. કર્મ કરાવાવાળા સકામ અજ્ઞાની કર્મઠો વારવાર આવે છે અને જાય છે (એ પ્રમાણે સર્વ કર્મકાંડ અજ્ઞાનીઓ માટે છે, એમ ગીતાશાસ્ત્રમા કહેવામા આવ્યુ છે), (પરંતુ) બીજા પુરુષો તો અનન્ય બની, એટલે ભેદદષ્ટિ છોડી, આકાશ સમાન હુ નિષ્પાપ પરમાત્માની ઉપાસના કર્યા કરે છે, તેને હું જ્ઞાનયોગ આપુ છુ અને તેથી તે મને પામે છે, (આ વચન પરથી અજ્ઞાની કર્મઠો મને–ઈશ્વરને પામતા નથી, એમ ગીતાશાસ્ત્ર કહે છે, એમ સમજાય છે) અર્થાત્ (શ્રીભગવાન માટે નહિ, એવા) કર્મ કરવાવાળા અજ્ઞાનીઓ ભગવાનને–મને પામતા નથી. શ્રીભગવાનને અર્થે કર્મ કરવાવાળા, જે હુ ભગવાનમા યુક્તતમ–વધુમા વધુ જોડાયેલા છે, તે પણ કર્મ કરનારા કર્મઠ હોવાથી અજ્ઞાની છે, તેઓ ચિત્તના સમાધાનથી આરભી કર્મફળત્યાગ સુધીના ઉત્તરોત્તર હીન–કનિષ્ઠ બતાવેલા સાધનોથી (અ. ૧૨ શ્લો ૧૨) યુક્ત છે, તેમા અનિર્દેશ્ય અક્ષરના ઉપાસક તો, 'સર્વે ભૂતોના અદ્વેષ્ટા' એ (અ ૧૨–૧૩) શ્લોકથી આરભી એ અધ્યાય બારમાની સમાપ્તિ પર્યંત જે સાધનો બતાવ્યા છે, તે સાધનો તથા તેરમા ક્ષેત્ર અધ્યાયાદિ ત્રણ અધ્યાય એટલે પંદરમા અધ્યાય સુધી જ્ઞાનના જે સાધનો બતાવ્યા છે, તે સાધનોથી યુક્ત છે, અથવા તો તે સાધનોમા તત્પર છે, અધિષ્ઠાનાદિ પાચ હેતુવાળા સર્વ કર્મોનો ત્યાગ કરી ચૂકેલા તેઓ સન્યાસી છે, 'આત્મા એક જ છે' 'કોઈ ક્રિયાનો આત્મા કર્તા નથી' એવી જ્ઞાનની પરા–પરમ કે ઉત્કૃષ્ટ–નિષ્ઠામા તે સ્થિત થયેલા છે, ભગવાનના તત્ત્વને તે જાણવાવાળા છે, તેઓ પરમહંસ પરિવ્રાજક જ હોય છે કે તેઓ ભગવત્સ્વરૂપને પામેલા જ હોય છે, આત્માની અને બ્રહ્મની એકતા જ તેમનુ શરણ છે, એવા ભગવત્સ્વરૂપને–આત્મસ્વરૂપને પામેલાને ઇષ્ટ, અનિષ્ટ અને ઇષ્ટાનિષ્ટ એવા ત્રણ પ્રકારના ફળ પ્રાપ્ત થતા નથી, એ ફળો તો બીજા અજ્ઞાની કર્મપરાયણ–કર્મઠ અસન્યાસીઓ માટે છે, એ ફળો તો એવા અસન્યાસીઓને ભોગવવા પડે છે, એવો ભાવાર્થ છે ગીતાશાસ્ત્રમા કહેલા કર્તવ્ય અને અકર્તવ્યના અર્થનો આ વિભાગ છે

સર્વ કર્મનું મૂળ અવિદ્યા છે, એ અસિદ્ધ છે, એમ જે શંકા ઉઠાવના

હો, તો તેનો ઉત્તર આ છે કે-ના, એ અસિદ્ધ નથી; કેમકે, બ્રહ્મહત્યાદિ નિષિદ્ધ કર્મો જેમ અવિદ્યામૂલક છે, તેની પેઠે સર્વ કર્મ અવિદ્યામૂલક છે, એ નિશ્ચિત વાત છે. નિત્યકર્મ જો કે શાસ્ત્રપ્રતિપાદિત શાસ્ત્રવિહિત-શાસ્ત્રે કરવાનાં કહેલાં એવાં-કર્મ છે, તોપણ તે અવિદ્યાવાન-અજ્ઞાની માટે જ વિહિત-કહેવામાં આવેલાં છે. (જુઓ ૨-૧૯) જેમ બ્રહ્મહત્યાદિ અનર્થનાં કારણરૂપ નિષિદ્ધ કર્મ, શાસ્ત્રે પ્રતિષેધ કરેલાં હોવા છતાં અવિદ્યા અને કામનાદિ દોષને લઈને થાય છે; પરંતુ જો આ અવિદ્યા અને કામનાદિ દોષ ન હોય, તો મનુષ્યની એમાં પ્રવૃત્તિ થતી નથી; તે જ પ્રમાણે નિત્યનૈમિત્તિક અને કામ્ય આદિ કર્મ પણ અવિદ્યા અને કામનાના દોષને લઈને જ થાય છે; તે દોષો સિવાય તે થાય જ નહિ.

શંકા-પૂર્વપક્ષ: પરંતુ દેહથી આત્માને પૃથક્-જુદો સમજ્યા વિના, નિત્યનૈમિત્તિક આદિ કર્મોમાં પ્રવૃત્તિ થવાનો અસંભવ છે, એમ જો કહેતા હો, તો ઉત્તર આ છે કે-એ તમારું કથન બરોબર નથી; કારણકે અજ્ઞાનીઓની તો આત્મા જેનો કર્તા નથી એવી ચલનાત્મક-ચલનરૂપ-ક્રિયા-ચલનરૂપ કર્મમાં પણ 'હું કરું છું' એવી પ્રવૃત્તિ (ભાવના) જોવામાં આવે છે; તેવી જ રીતે 'આ પુણ્યકર્મ હું કરું છું' એવી અવિદ્યાવાળી પ્રવૃત્તિ પુણ્યવાન પુરુષોમાં પણ દેખાય છે; એ ઉપરથી જણાય છે, કે એ પુરુષોને દેહથી આત્મા જુદો છે, એ પ્રકારનું અપરોક્ષ જ્ઞાન નથી.

દેહ અને ઇંદ્રિયના સમુદાયમાં-દેહાદિ સંઘાતમાં 'હું'પણાની બુદ્ધિ છે, તે મિથ્યા નથી, પણ ગૌણ છે, એમ જો કહેતા હો, તો તે વાત પણ બરોબર નથી; કારણ કે જો એમ માનીએ, તો તો તેનાં કાર્યોમાં પણ ગૌણતા સિદ્ધ થાય. જેમ 'હે પુત્ર' પુત્રનામ વડે તું મારો આત્મા છે.' એ (તૈ. સં. ૨-૧૧) શ્રુતિવાક્યને અનુસરી પોતાના પુત્રમાં 'અહંભાવ'થાય છે તથા પોતાના પુત્રમાં એ રીતે જેમ ગૌણાત્માની ભાવના થાય છે, તેમ પોતાના દેહાદિ સંઘાતમાં પણ જે અહંભાવ છે, તે પણ આત્માની ગૌણ ભાવના છે. લોકોમાં પણ જેમ 'આ ગાય (બળદ) મારો પ્રાણ છે,' એવી વચનોક્તિ વડે પ્રિય વસ્તુમાં 'અહંભાવ' ઉત્પન્ન થતો જોવામાં આવે છે અને એ ગાયમાં ગૌણી પ્રાણબુદ્ધિ થાય છે, તે જ પ્રમાણે દેહાદિ સંઘાતમાં જે અહંભાવ થાય છે, તે આત્માની ગૌણ ભાવના છે, પરંતુ આ પ્રતીતિ મિથ્યા નથી; અર્થાત્ ભાવના જો મિથ્યા હોય, તો તે મિથ્યા ભાવનામાં એમ બનતુ નથી, મિથ્યા ભાવના તો ત્યારે જ થાય છે, કે જ્યારે સ્થાણુ-વૃક્ષના ઠૂંઠામા સ્થાણુ તથા પુરુષનો ભેદ સમજાયો ન હોય તો પુરુષની પ્રતીતિ થાય-પુરુષબુદ્ધિ થાય છે. સારાંશ આ છે કે સ્થાણુનું સ્વરૂપ ન સમજાયાથી તેમા પુરુષબુદ્ધિ થઈ છે, તે પરથી ન સમજાતા વિષયોમાં-જે વિષયોમા આપણે અજ્ઞાન છીએ, તે વિષયોમા-મિથ્યા બુદ્ધિ થાય છે, એમ જો તમારુ-વાદીનુ કહેવાનુ હોય, તો ઉત્તર આ છે કે એ તમારું કથન બરોબર નથી; કારણકે જ્યાં જ્યાં આવી ગૌણી પ્રતીતિ-ભાવના થાય છે, ત્યાં

ત્યા કાઈ મુખ્ય કાર્ય થઈ શકતુ નથી, આવી રીતનો પ્રયોગ તો અધિકરણની સ્તુતિ કરવા માટે યોજવામા આવે છે અને તેમા લુપ્તોપમા વાપરવામા આવે છે. જેમ કોઈ કહે કે દેવદત્ત સિંહ છે અથવા તો માણવક (બાળક) અગ્નિ છે, તો તેનો એ પ્રકારનો કહેવાનો અર્થ છે કે દેવદત્ત સિંહના જેવો ક્રૂર છે અને બાળક અગ્નિ સમાન પિંગલક (ગૌર) વર્ણનો છે એ પ્રકારની સમાનતા દેવદત્ત અને બાળકમા છે, તેથી એ કથન–'દેવદત્ત સિંહ છે અથવા તો માણવક અગ્નિ છે'–એ દેવદત્ત અને માણવક(બાળક)રૂપ અધિષ્ઠાનની સ્તુતિ માટે જ આ ગૌણી પ્રવૃત્તિ યોજવામા આવી છે, પરંતુ એ ગૌણ શબ્દ અથવા તો ગૌણ પ્રત્યય–જ્ઞાન–થી કાઈ સિંહનુ કાર્ય (કોઈને ફાડી ખાવાનું) અથવા તો અગ્નિનું કાર્ય (કોઈને બાળી નાખવાનું) સિદ્ધ થઈ શકતું નથી, પરંતુ મિથ્યા પ્રતીતિનું કાર્ય (જન્મમરણરૂપ) અનર્થ તો મનુષ્ય અનુભવે છે, ઉપરાંત વળી ગૌણ પ્રતીતિના વિષય જે દેવદત્ત અને માણવક છે, તેને તો સર્વ લોકો જાણે પણ છે કે દેવદત્ત સિંહ નથી અને માણવક (બાળક) અગ્નિ નથી, જો ઉપર કહેલી રીત પ્રમાણે શરીરાદિ સંઘાતમા પણ આત્મભાવ ગૌણ હોત, તો શરીરાદિ દેહાદિ–સંઘાતરૂપ ગૌણ આત્મા વડે કરેલા કર્મ, અહં પ્રત્યયના (ભાવ) વિષયરૂપ મુખ્ય આત્માએ કર્યું, એમ ન થાય–ન માની શકાય, કારણકે ગાૈણ સિંહ દેવદત્ત અને ગૌણ અગ્નિ માણવકે કરેલું કર્મ કાઈ મુખ્ય સિંહે કે મુખ્ય અગ્નિ એ કરેલું છે એમ નથી કહી શકાતું કે મનાતું વળી એ મુખ્ય સિંહની ક્રૂરતા તથા મુખ્ય અગ્નિની પિંગતાને લીધે દેવદત્ત અને માણવકે કરેલું કાર્ય કોઈ મુખ્ય સિંહ તથા મુખ્ય અગ્નિનું કાર્ય કરવામા આવેલુ બની જતું નથી. દેવદત્તમા સિંહની ક્રૂરતા અને માણવકમા અગ્નિની પિંગતા જોઈ, એટલે લોકોએ 'દેવદત્ત સિંહ છે,' 'માણવક અગ્નિ છે,' એમ કહ્યું છે, તે તો કેવળ દેવદત્ત તથા માણવકની સ્તુતિ માટે જ કહ્યું છે આ ઉક્તિ કેવળ સ્તુતિ અર્થે જ હોવાથી દેવદત્ત અને માણવકનું સામર્થ્ય, મુખ્ય સિંહ અને મુખ્ય અગ્નિથી ક્ષીણ–હલકા દરજ્જાનું ઊતરતું–થઈ જાય છે' વળી જેમની સ્તુતિ કરવામા આવે છે, એ દેવદત્ત અને માણવક પણ જાણે છે કે 'હું સિંહ નથી,' અને 'સિંહનું કરેલુ કર્મ મારુ નથી,' 'હું અગ્નિ નથી' 'અગ્નિએ કરેલુ કર્મ મારુ નથી' તે જ પ્રમાણે દેહાદિ સંઘાતને ગૌણ આત્મા માનીએ, તો દેહાદિ સંઘાતનું કર્મ હું–મારા–મુખ્ય આત્માનું નથી, એવી પ્રતીતિ થવી, એ વધુ યોગ્ય છે, પરંતુ 'હું કર્તા છુ અને આ મારુ કર્મ છે' એવી પ્રતીતિ ન થવી જોઈએ. (છતાં હું કર્તા છુ અને આ મારુ કર્મ છે, એમ સર્વ કોઈ માને છે, તેથી દેહાદિમા આત્માની ગૌણી પ્રતીતિ છે, એમ વાદીનુ કહેવુ અસત છે, આ ઉપરથી આ સિદ્ધ થાય છે કે શરીરમા આત્મભાવ ગૌણ નથી, પણ મિથ્યા છે)

જેઓ એમ કહે છે કે સૌનો (આત્માના) સ્મૃતિ, ઇચ્છા અને પ્રયત્નો છે, તે કર્મના હેતુ છે, તે કર્મ હેતુઓ વડે આત્મા કર્મ કરે છે, એ મત પણ ખોટો છે, કારણકે સ્મૃતિ, ઇચ્છા, પ્રયત્નો સર્વ મિથ્યા પ્રતીતિથી–

મિથ્યા જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે; એટલે કે અજ્ઞાનમૂલક છે; અને એ મિથ્યા પ્રતીતિ કે અજ્ઞાન વડે જ કોઈ પદાર્થ ઇષ્ટ અથવા અનિષ્ટ ભાસે છે. એ ઇષ્ટ-અનિષ્ટનો અનુભવ થાય છે, એટલે એનાં કર્મફળનો અનુભવ થાય છે; એ અનુભવ લેનાં ચિત્તમાં ઇષ્ટ–અનિષ્ટ સંસ્કાર થાય છે અને એ સંસ્કાર થનાં તેમાંથી જ સ્મૃતિ, ઇચ્છા અને પ્રયત્ન, જે સર્વકર્મના હેતુ છે, તે સ્ફુરે છે. જેમ આ વર્તમાન જન્મમાં દેહાદિ-શરીરાદિ સંઘાતમાં અભિમાન થવાથી રાગદ્વેષ થાય છે, રાગદ્વેષથી ધર્મઅધર્મ થાય છે અને પછી તેનાં (સુખદુઃખરૂપી) ફળનો અનુભવ થાય છે; અતએવ આ કે, ફળના અનુભવના સંસ્કાર પડે છે; તેમ જ આ વર્તમાન જન્મ પહેલાંના જન્મમાં અને વળી તેની પણ પહેલાંના જન્મમાં પણ સંસ્કારો પડેલા જ છે. એટલે એવું અનુમાન કરવું જોઈએ, કે આમળ તથા પાછળના આ સર્વ સંસ્કારની પરંપરા જે સર્વકર્મ તથા સંસારના હેતુભૂત છે તે ચાલુ છે. સંસારનું મૂળ કારણ સંસ્કાર અને સંસ્કારની ઉત્પત્તિ મિથ્યા જ્ઞાનની પરંપરાએ હોવાથી એમ જ અનુમાન કરવું જોઈએ, કે આગળનો તેમ જ પાછળનો–વીતી ગયેલો તથા હવે પછીનો જન્મમરણરૂપ અનાદિ સંસાર મિથ્યા જ્ઞાન કે અવિદ્યાકૃત છે;–આથી સર્વકર્મસંન્યાસ સહિત જ્ઞાનનિષ્ઠાથી–જ્ઞાનનિષ્ઠામાં સ્થિતિ થવાથી સંસારની આત્યંતિક નિવૃત્તિ થાય છે એ સિદ્ધ છે; કારણકે દેહાભિમાન અવિદ્યારૂપ છે, તેથી એ(અવિદ્યા)ની નિવૃત્તિ થઈ જતાં અવિદ્યાનો નાશ થતાં દેહાંતરની (બીજા શરીરની) પ્રાપ્તિ થતી નથી અને એથી જન્મમરણરૂપ સંસારની પ્રાપ્તિ નથી થઈ શકતી. દેહાદિ-શરીરાદિ સંઘાતમાં જે આત્મભાવવાળું અભિમાન છે, તે અવિદ્યારૂપ છે. સંસારવ્યવહારમાં પણ એમ જ છે. 'ગાય આદિ પદાર્થોથી હું જુદો છું, અને 'ગાય' આદિ વસ્તુઓ મારાથી જુદી છે,' એમ સર્વ કોઈ જાણે છે અને તેથી એમાં એવી બુદ્ધિ નથી કરતા કે, 'તે તે પદાર્થો કે વસ્તુઓ હું જ છું.' પરંતુ જે સ્થાણુ–ઝાડના ઠૂંઠાને સ્થાણુ તરીકે જાણતો નથી, તે નહીં જાણતો પુરુષ, સ્થાણુમાં અવિવેકથી પુરુષબુદ્ધિવાળો થાય છે; તે જ પ્રમાણે દેહાદિ કે શરીરાદિ સંઘાતને પોતાનાથી જુદો નહીં જાણતો (જાણનાર) પુરુષ, શરીરાદિ-સંઘાતમાં 'હું–બુદ્ધિ' કરે છે, તે અવિવેકથી-અજ્ઞાનથી જ કરે છે; પણ શરીરાદિ-સંઘાતથી આત્મા જુદો છે. એમ જાણનો પુરુષ શરીરાદિ સંઘાતમાં એવી–'હું બુદ્ધિ' કરતો નથી. 'પુત્ર નામ વડે હે પુત્ર ! તું મારો આત્મા છે,' (તૈ. સં ૨–૧૧) એ શ્રુતિવાક્યમાં કહેલી પુત્રમાં અહંબુદ્ધિ છે તે, જન્યજનકભાવરૂપે ઉત્પન્ન થનારાના સંબંધના નિમિત્તથી થયેલી અને ગૌણ છે. અહીં પુત્રને ગૌણાત્મા અને પિતાને મુખ્યાત્મા સમજવાના છે. તે ગૌણાત્મા–પુત્ર ભોજન કરે, તેથી મુખ્યાત્મા પિતાને ઉદરતૃપ્તિ થતી નથી, તેથી કહે છે કે ગૌણ આત્મા(પુત્ર)એ કરેલાં ભોજનથી મુખ્ય આત્મા–પિતાના ઉદરની તૃપ્તિનું કામ નથી થતું; જેમ ગૌણ સિંહ અને ગૌણ અગ્નિરૂપ દેવદત્ત અને માણવક વડે મુખ્ય સિંહ અને મુખ્ય અગ્નિનું કાર્ય નથી કરી શકાતું–નથી થઈ શકતું.

જો એવી શંકા ઉઠાવતા હો કે સ્વર્ગ આદિ તો અદૃષ્ટ પદાર્થ

છે અને તે અદૃષ્ટ પદાર્થો માટે શ્રુતિએ જ કર્મો કરવાનું કહ્યું છે; શ્રુતિશાસ્ત્ર જ આ કર્મ માટે પ્રમાણ હોવાથી સિદ્ધ થાય છે, કે શરીર-ઇંદ્રિયાદિ ગૌણ આત્મા વડે પણ મુખ્ય આત્માનું કાર્ય–કર્તવ્ય થઈ શકે છે; તો કહેવાનું કે (ઉત્તર આ છે કે)એમ થઈ શકતું નથી; કારણકે દેહેંદ્રિય-શરીરેંદ્રિયનું આત્મત્વ તો અવિદ્યાકલ્પિત છે; અર્થાત્ શરીરેંદ્રિયાદિ કાંઈ ગૌણ આત્મા નથી; ત્યારે શરીરેંદ્રિયાદિ શું છે ? શરીરેંદ્રિયાદિ તો અનાત્મા છે, તેને મિથ્યા પ્રતીતિ–મિથ્યા જ્ઞાન–વડે આત્મતા પ્રાપ્ત થાય (મિથ્યા પ્રતીતિ–મિથ્યા જ્ઞાન–વડે સંગરહિત આત્માની સંગતિ માની એમાં આત્મભાવ કરવામાં આવે છે); મિથ્યા પ્રતીતિ, મિથ્યા જ્ઞાન, મિથ્યાબુદ્ધિના સદ્‌ભાવથી એટલે મિથ્યાબુદ્ધિ જ્યાંસુધી હોય, ત્યાંસુધી શરીરાદિ ઇંદ્રિયોમાં આત્મભાવની સત્તા છે અને એ મિથ્યાબુદ્ધિના અભાવથી શરીરાદિ ઇંદ્રિયોમાં આત્મભાવનો પણ અભાવ થઈ જાય છે. અવિવેકી બાળકોને જ અજ્ઞાનકાળમાં 'હું લાંબો છું,' 'હું ગોરો છું,' એવી શરીરાદિ–સંઘાતમાં અહંબુદ્ધિ થાય છે, પરંતુ વિવેકી પુરુષોને એવી બુદ્ધિ થતી નથી. વિવેકી પુરુષો તો હું શરીરાદિ–સંઘાતથી અલગ છું, એમ જાણે છે; માટે એમને તો એમના એ જ્ઞાનકાળમાં શરીરાદિ–સંઘાતમાં અહંબુદ્ધિ થતી નથી. માટે મિથ્યાપ્રતીતિ–મિથ્યાબુદ્ધિના અભાવથી શરીરાદિ–સંઘાતમાં (થતી) આત્મબુદ્ધિનો અભાવ થાય છે; એ પરથી સિદ્ધ થાય છે, કે શરીરાદિ-સંઘાતમાં (થતી) આત્મબુદ્ધિ (મિથ્યાબુદ્ધિ અવિદ્યાકૃત છે, મિથ્યાત્મત્વ છે, ગૌણાત્મ–ગૌણ (કૃત) નથી; વળી જેમની સમાનતા તથા વિશેષતા અલગ અલગ સમજી–જાણી લેવામાં આવી હોય; જેમ સિંહ અને દેવદત્ત તથા અગ્નિ અને માણવક, એ જુદા અર્થ જણાવનારા બંને પદાર્થોમાં વિશેષ તફાવત અને સામાન્યભાવ (સમાનતા) જાણી લેવામાં આવે છે, તે પ્રકારે સમાનતા તથા વિશેષતા અલગઅલગ જાણી લેવામાં આવી હોય ત્યાં જ દેવદત્ત તથા સિંહમાં અને માણવક તથા અગ્નિમાં ગૌણ પ્રતીતિ થાય છે અને ત્યાં જ ગૌણ શબ્દનો પ્રયોગ થઈ શકે છે–ઉપયોગ કરી શકાય છે, પરંતુ જ્યાં સામાન્ય અને વિશેષ–સિંહ, દેવદત્ત; અગ્નિ, માણવક–એવા બંને પદાર્થોમાં ભેદ સમજાતા નથી, ત્યાં આ ગૌણ શબ્દનો પ્રયોગ (ઉપયોગ) થતો નથી. તમો વાદીએ વળી કહ્યું, કે શ્રુતિનું પ્રમાણ છે, તેથી માનવું જોઈએ કે શરીરાદિ ગૌણ આત્મા વડે આત્મ(શ્રુતિવિહિત)કર્મ કરવામાં આવે છે, તે યોગ્ય નથી; કારણકે શ્રુતિ તો અદૃષ્ટ વિષયમાં જે પ્રમાણ હોય છે, એટલે કે જે ઠેકાણે પ્રત્યક્ષાદિ પ્રમાણ નથી મળી શકતું એવાં અગ્નિહોત્રાદિનાં સાધ્ય–સાધન સંબંધી વિષયોમાં જ શ્રુતિ પ્રમાણ ગણાય છે; અગ્નિહોત્રાદિનું સાધ્ય સ્વર્ગાદિ છે તે પ્રત્યક્ષ નથી, માટે એમાં શ્રુતિપ્રમાણ થાય, પરંતુ પ્રત્યક્ષાદિ પ્રમાણના વિષયમાં શ્રુતિ પ્રમાણ નથી: સારાંશ આ છે કે જે વિષય અદૃષ્ટ છે, તે દેખાડતો, એમાં શ્રુતિપ્રમાણ છે: શ્રુતિનું કર્તવ્ય અદૃષ્ટ વિષય બતાવવાનું છે, માટે દેહાદિ (શરીરાદિ) સંઘાતમાં મિથ્યાજ્ઞાનના નિમિત્તકારણથી ઉત્પન્ન થતી અહંબુદ્ધિ(જે પ્રત્યક્ષ છે, તે)નું ગૌણત્વ કલ્પી શકાય એમ નથી;–

એટલે કે અહંબુદ્ધિ ગૌણ છે, એવું વાદીનું કથન માની શકાય નહીં. સેંકડો શ્રુતિઓ કહે કે 'અગ્નિ ઠંડો છે, અપ્રકાશમાન છે' તોપણ તે શ્રુતિઓ પ્રમાણ ગણી શકાતી નથી; વળી જો એમ કહો કે અગ્નિ ઠંડો છે, અપ્રકાશમાન છે, એ માની લેવું જોઈએ; કારણકે શ્રુતિએ એ વાક્યોમાં કાંઈક બીજો અર્થ કહેવા ઇચ્છ્યો છે, અને એમ ન માનીએ તો બીજા કોઈ પણ પ્રમાણથી આ શ્રુતિ-વાક્યની પ્રામાણિકતા સિદ્ધ નથી થઈ શકતી, આ પ્રમાણે કહેવું પણ અયોગ્ય છે; કારણકે પ્રત્યક્ષાદિ કે બીજા કોઈ પણ પ્રમાણથી વિરુદ્ધ અથવા શ્રુતિનાં પોતાનાં વચનોથી વિરુદ્ધ શ્રુતિના અર્થની કલ્પના કરવી ઉચિત નથી.

જો તમો વાદી એવી શંકા કરતા હો કે, કર્મ તો મિથ્યા જ્ઞાનવાળા પુરુષથી કરવામાં આવે છે, તેથી કર્મનું કર્તૃત્વ મિથ્યા ભાવનાવાળું છે, અને એ રીતે કર્તૃત્વ મિથ્યા ભાવનાવાળું માનીએ, તો ખરી રીતે કર્તાનો અભાવ થઈ જાય છે, તેથી શ્રુતિની અપ્રમાણતા એટલે નિરર્થકતા સિદ્ધ થાય છે, તો તે શંકાનો ઉત્તર આ છે કે, તે બે પ્રકારની છે: કર્માનુષ્ઠાન બતાવનારી શ્રુતિ અને બ્રહ્મ-વિદ્યા પ્રતિપાદન કરનારી શ્રુતિ; એ બે શ્રુતિઓ પૈકી કર્માનુષ્ઠાન બતાવનારી શ્રુતિ, કર્તાનો અભાવ થતાં નિરર્થક–અપ્રમાણ બની જાય, પરંતુ બ્રહ્મવિદ્યા પ્રતિપાદન કરનારી ઘણી યે શ્રુતિઓ છે, તેમની તો સાર્થકતા–આવશ્યકતા (રહે) છે જ; માટે તમો વાદી કહો છો તેમ નથી બનતું; શ્રુતિઓ અપ્રમાણ છે, એમ સિદ્ધ નથી થતું.

કર્માનુષ્ઠાનની વિધિ બતાવનારી શ્રુતિની પેઠે બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનારી શ્રુતિને–કર્મકાંડની શ્રુતિની પેઠે જ્ઞાનકાંડની શ્રુતિને–પણ અપ્રમાણ-તાનો પ્રસંગ આવે છે, એમ જો તમો વાદી કહેતા હો, તો તેમ પણ નથી બનતું; કારણકે બ્રહ્મજ્ઞાનને બાધ કરનાર કોઈ ભાવના કે અનુભવ સંભવતો જ નથી, એટલે કે બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનારી શ્રુતિ વડે આત્મસાક્ષાત્કાર થઈ ગયા પછી દેહાદિ–સંઘાતમાં પૂર્વે થયેલી આત્મબુદ્ધિ નાશ (બાધ) પામે છે; તે પ્રમાણે આત્મા-માં જ પ્રકટેલી આત્મબુદ્ધિ કોઈ પણ વખત, કોઈના વડે અને કોઈ પણ રીતે બાધ (નાશ) પામી શકતી નથી; કારણકે મિથ્યા જ્ઞાન–અજ્ઞાનની નિવૃત્તિરૂપ ફળથી આત્મજ્ઞાન એ કાંઈ (જુદી વસ્તુ) જુદું (બીજું) નથી; જેમ અગ્નિ ઉષ્ણ અને પ્રકાશસ્વરૂપ છે, તેના તે ઉષ્ણતા તથા પ્રકાશતાના સ્વભાવનો કદી કોઈનાથી કોઈ પણ પ્રકારે બાધ નથી થતો, તેમ આત્મજ્ઞાન, સ્વભાવથી જ જ્ઞાન હોવાથી કદી કોઈનાથી કોઈ પણ પ્રકારે તે બાધિત નથી થતું; ઉપરાંત વળી કર્મકાંડની–કર્મના અનુષ્ઠાનનું વિધાન કરનારી શ્રુતિ પણ અપ્રમાણ નથી થતી; કારણકે તે અનાદિ કાળથી ચાલતી આવેલી ઇંદ્રિયોની પહેલાંની સ્વાભાવિક કુમાર્ગની પ્રવૃત્તિને, કર્મવિધિથી રોકીરોકીને, ઉત્તરોત્તર (ક્રમે ક્રમે) શાસ્ત્રીય પ્રવૃત્તિને ઉપજાવનારી બની (અંતમાં અંત:કરણ–ચિત્તની શુદ્ધિ દ્વારા સાધકને) પ્રત્યગાત્માભિમુખ–અંતરાત્મા સન્મુખ કરવાવાળી પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે. માટે જો કે ઉપાયોનું મિથ્યાપણું છે, છતાં તેનાથી પ્રાપ્ત

થતા ઉપેયની–સાધ્યની તો સત્યતા જ છે, માટે કર્મકાંડની વિધિ વિષેની શ્રુતિ પણ સત્ય જ છે. [જેમ યજ્ઞાદિ વિધિનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓના પ્રસંગમાં એ વિધિઓની પ્રશંસા પૂરતાં ઇતિહાસ-પુરાણ આદિ પ્રસંગો આવે છે, તે વિધિશેષરૂપ અર્થવાદ છે, તેમની સત્યતા વિધિની સત્યતા કહેવા માટે જ છે, તેમ આ કર્મબોધક શ્રુતિઓ મિથ્યારૂપ છે, છતાં તેનાથી પ્રાપ્ત થનાર ઉપેય (સાધ્ય) સત્ય છે; માટે તેટલા પૂરતી જ એ કર્મબોધક શ્રુતિઓ સત્ય છે એમ કહ્યું છે, તેથી કર્મકાંડવિષેની શ્રુતિ, ઉપર સમજાવેલા વિધિશેષરૂપ અર્થવાદ–ના પ્રમાણને અનુસરી સત્ય છે. સંસારના વ્યવહારમાં પણ આ પ્રમાણે છે. ઉન્મત્ત (ગાંડા) પુરુષને તેમજ બાળકને દૂધ આદિ પાવા માટે કહીએ છીએ કે, દૂધ વગેરે પી જઈશ, તો તારી ચોટલી (શિખા) વધશે! અહીં જો વાદી એમ કહે, કે આ આશયનું વર્ણન કરવાથી તો કર્મકાંડની શ્રુતિઓની પ્રમાણુ-પરંપરા પ્રયોજનથી સિદ્ધ થાય, પણ સાક્ષાત્ (પ્રયોજનથી) પ્રામાણ્ય સિદ્ધ ન થાય; તો તેના ઉત્તરરૂપે કહેવામાં આવે છે, કે આત્મજ્ઞાન થતાં પહેલાં દેહાભિમાન નિમિત્તે જેવી રીતે પ્રત્યક્ષાદિ પ્રમાણો સિદ્ધ છે, તેવી જ રીતે કર્મકાંડની શ્રુતિઓ, પ્રકારાંતર વિષયમાં (અગ્નિહોત્રાદિ વિધિમાં, અજ્ઞાનીની દશામાં, અજ્ઞાતની જ્ઞાપક હોવાથી) સાક્ષાત્ પ્રમાણરૂપે સિદ્ધ છે. (સર્વ મનુષ્યો કાંઈ જ્ઞાની નથી થઈ જતા, અજ્ઞાનીની સંખ્યા ઘણી હોય છે, તે સર્વ અજ્ઞાનીને દેહાદિ સંઘાતમાં આત્મબુદ્ધિ હોવાથી કર્તાપણાનું અભિમાન હોય છે, તેથી તેને તો વિહિત, અવિહિત તથા નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિ થવી સંભવે છે; આમ હોવાથી અગ્નિહોત્રાદિની વિધિ, (એવા અજ્ઞાનીઓને) અજ્ઞાત રહે, તેથી તે જણાવવા માટે આ કર્મકાંડની શ્રુતિઓ, સાક્ષાત્ પ્રમાણભૂત છે, એમ સિદ્ધ થાય છે, એવો કહેવાનો ભાવાર્થ છે.)

તમો તો માનો છો, કે આત્મા પોતે જો કે ક્રિયા નથી કરતો, છતાં પણ કેવળ નજીક હોવાથી–રહેવાથી જ તે કર્મ કરે છે અને એ જ આત્માનું મુખ્ય કર્તૃત્વ કર્તાપણું–છે. જેમ રાજા પ્રત્યક્ષ યુદ્ધ નથી કરતો, યોદ્ધાઓ યુદ્ધ કરે છે, છતાં રાજા યુદ્ધ કરે છે એમ પ્રસિદ્ધ રીતે કહેવામાં આવે છે; તેમ જ જય અથવા તો પરાજય પણ સંનિધિમાત્રથી એનો જ કહેવામાં આવે છે; તેવી જ રીતે સેનાપતિ પણ વાણીથી જ (આજ્ઞા) કરે છે, છતાં તેવી જ રીતે સેનાપતિનો એ ક્રિયાના ફળની સાથે સંબંધ (જયપરાજય) જોડવામાં આવતો દેખાય છે; તે જ પ્રમાણે ઋત્વિકનું યજ્ઞકર્મ, યજમાનનું કર્મ માનવામાં આવે છે, એ જ પ્રકારે શરીરાદિ સંઘાતનું કરેલું કર્મ આત્માએ કરેલું છે, એમ માની (ગણી) શકાય; કારણકે એ કર્મનું ફળ આત્માને મળે છે; વળી લોહચુંબક પોતે સ્થિર રહે છે, એ–સ્વયં પોતે ક્રિયા કરતું નથી; છતાં તેનાથી લોઢું ભ્રમણ કરે છે, તેથી લોઢાને ભ્રમણ કરાવવાવાળું છે; માટે લોહચુંબક અક્રિય છતાં મુખ્ય કર્તૃત્વ,એ લોહચુંબકમાં જોડવામાં આવે છે, તેમ જ આત્મા સ્થિર, નિશ્ચળ, અક્રિય છતાં તેમાં મુખ્ય કર્તૃત્વ જોડાય છે,

આત્માનું મુખ્ય કર્તાપણું માનવામાં આવે છે. તમો વાદીનું આ પ્રકારનું માનવું-કહેવું ખોટું છે; કારણકે એમ માનવાથી તો જે કરવાવાળો નથી, કર્તા નથી, તેને કારક માનવાનો પ્રસંગ આવે છે-ઉપસ્થિત થાય છે.

જો તમો વાદી એમ કહો કે કારક તો અનેક પ્રકારનાં હોય છે, તો પણ તમારું કહેવું બરાબર-ઉચિત નથી; કારણકે રાજાદિનું મુખ્ય કર્તૃત્વ પણ જોવામાં આવે છે; રાજા પોતે પણ પોતાની મેળે પોતાના શારીરિક વ્યાપારથી પણ યુદ્ધ કરે છે તથા યોદ્ધાઓ પામે યુદ્ધ કરાવીને અને એમને ધન આપીને જયપરાજયના ફળનો ભોક્તા બને છે; એ પ્રકારે રાજાનું કર્તૃત્વ, મુખ્ય કર્તૃત્વ (સિદ્ધ) થાય છે; યજમાન પણ તે જ પ્રમાણે પ્રધાન-મુખ્ય આહુતિ પોતે આપતો હોવાથી તથા દક્ષિણા (દાન) પણ પોતે કરતો હોવાથી તેને મુખ્ય કર્તૃત્વ પ્રાપ્ત થાય છે, તેથી એમ સમજાય છે, કે વ્યાપાર-અર્થાત્ ક્રિયારહિત વસ્તુઓને (માટે) આપણે કર્તૃત્વપણાનો જે ઉપચાર-આરોપ કરીએ છીએ, તે ગૌણ છે. જો રાજા અને યજમાન આદિમાં એમના પોતાના વ્યાપારરૂપ કે એમની પોતાની ક્રિયારૂપ કર્તાપણું જો ન પ્રાપ્ત થયું હોત, તો એના સંનિધિમાત્રથી પણ એમનું મુખ્ય કર્તાપણું માની શકાત; જેમ લોઢાને ભ્રમણ કરાવવામાં લોહચુંબકનું સંનિધિમાત્રથી મુખ્ય કર્તાપણું માનવામાં આવે છે; તે જ પ્રમાણે. પરંતુ રાજા અને યજમાનાદિના તો પોતપોતાનાં વ્યાપાર-ક્રિયા તે લોહચુંબકની પેઠે નથી ઉપલબ્ધ થતા એમ નથી, અર્થાત્ રાજા અને યજમાનાદિના પોતપોતાનાં વ્યાપાર-ક્રિયા તો દેખાય છે, ઉપલબ્ધ થાય છે, માટે સન્નિધિમાત્રથી જે રાજા અને યજમાનાદિનું કર્તાપણું છે, તે ગૌણ જ છે, એમ સિદ્ધ થવાથી તો રાજા-યજમાનાદિના વ્યાપાર-ક્રિયાના ફળનો સંબંધ પણ ગૌણ જ હોવો જોઈએ; કારણકે ગૌણ કર્તા દ્વારા મુખ્ય કાર્ય કરી શકાતું નથી, તેટલા માટે દેહાદિ સંઘાતના વ્યાપાર વડે વ્યાપાર-ક્રિયા-રહિત આત્મા કર્તા-ભોક્તા થાય છે,' એમ જે વાદી વડે કહેવામાં આવે છે, તે મિથ્યા છે. આત્માનું સર્વ કર્તૃત્વ-ભોક્તૃત્વ જે દેખાય છે, તે ભ્રાંતિને લીધે દેખાય છે અને તે સર્વ સ્વપ્નમાં તથા માયામાં (બાજીગરના ખેલમાં) જેમ દેખાય છે, તેવું ખોટું-મિથ્યા છે, પરંતુ શરીરાદિમાં આત્મબુદ્ધિ-શરીર આદિને આત્મા સમજનારી અજ્ઞાન કે ભ્રાંતિની સંતતિનો વિચ્છેદ-છેદન-સમૂળ નાશ, જે અવસ્થાઓમાં થઈ જાય છે, તે સુષુપ્તિ અને સમાધિ અવસ્થાઓમાં તો આત્માના કર્તૃત્વ વગેરે અનર્થ નથી દેખાતા-નથી ઉપલબ્ધ થતા; માટે એ સિદ્ધ થાય છે કે આ સંસારરૂપ ભ્રમ, ભ્રાંતિરૂપ ભાવનાના-મિથ્યા જ્ઞાનના-નિમિત્તવાળો છે; એટલે કે સંસારરૂપ ભ્રમ, ભ્રાંતિરૂપ ભાવના અથવા તો મિથ્યાજ્ઞાનને લીધે જ છે, વાસ્તવિક રીતે તો તે નથી જ, એ કારણથી સમ્યગ્દર્શન-યથાર્થ જ્ઞાન કે પૂર્ણ તત્ત્વજ્ઞાનથી જ એ સંસારની અત્યંત નિવૃત્તિ થઈ જાય છે.

આ અધ્યાયમાં આખા ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરીને ફરી પણ વિશેષરૂપે છેવટે અહીં શાસ્ત્રના અર્થને દૃઢ કરવા માટે સંક્ષેપથી

ઉપસંહાર કરીને હવે આ શ્લોકથી (આ ગીતા) શાસ્ત્રસંપ્રદાયનો વિધિ શ્રીભગવાન કહે છે:

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

(તને કહેલું) આ–ગીતાશાસ્ત્ર, તારે તપરહિતને કદી કહેવું નહિ, અભક્તને કહેવું નહિ અને વળી શુશ્રૂષા–ગુરુસેવા ન કરનારને કહેવું નહિ અને જે મારી અસૂયા કરે છે તેને પણ કહેવું નહીં. (કહેવા યોગ્ય નથી.) ૬૭

**ભાષ્યાર્થ:** આ ગીતાશાસ્ત્ર તારા હિત માટે એટલે કે તારા સંસારનો ઉચ્છેદ–ભવચક્ર કે જન્મમરણના ફેરાનો નાશ કરવા માટે કહ્યું છે; તે તારે તપરહિત મનુષ્યને કહેવું નહીં. 'ન વાચ્ય' શબ્દનો સંબંધ 'અતપસ્ક' ઇત્યાદિ શબ્દ સાથે લેવાનો છે. તપસ્વી હોય પણ જે અભક્ત એટલે ગુરુભક્તિ કે દેવભક્તિરહિત હોય, તેને પણ કોઈ પણ અવસ્થામાં આ શાસ્ત્ર ન કહેવું. ભક્ત અને તપસ્વી હોય છતાં જે આ ગીતાશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા ન રાખતો હોય, તેને તેમ જ ગુરુની શુશ્રૂષા રહિત–સેવાવિનાનો હોય, તેને પણ ન કહેવું; વળી જે મને વાસુદેવને પ્રાકૃત મનુષ્ય સમજી મારામાં દોષદૃષ્ટિ કરે છે, મને ઈશ્વર ન સમજતાં મારામાં આત્મપ્રશંસાદિ દોષોનું અધ્યારોપણ કરી મારાં ઈશ્વરત્વ–ઈશ્વરપણાને સહન ન કરી શકતો હોય તે પણ અયોગ્ય છે; તેને પણ આ ગીતાશાસ્ત્ર કહેવું નહીં. આ ઉપરથી એમ સમજાય છે, કે ભગવાનમાં જે દોષદૃષ્ટિ કે મત્સર કરતો નથી, જે તપસ્વી છે, ભક્ત છે અને સેવાપરાયણ છે, તેને આ ગીતાશાસ્ત્ર કહેવું. અહીં 'मेधाविने तपस्विने वा' એવું સ્મૃતિવચન છે; એ સ્મૃતિવચનમાં મેધાવી અને તપસ્વીનો વિકલ્પ બતાવવામાં આવે છે, તેથી એવો અર્થ લેવો, કે ગુરુ-સેવા અને ભક્તિયુક્ત જો તપસ્વી હોય, તો તેને અથવા તો ગુરુસેવા, ભક્તિ-યુક્ત અને તપસ્વી એવા ત્રણ ગુણયુક્ત મેધાવી–બુદ્ધિમાન હોય, તો તેને આ ગીતાશાસ્ત્ર કહેવું; પરંતુ સેવાભક્તિવિનાના તપસ્વીને અથવા તો બુદ્ધિમાનને આ શાસ્ત્ર કહેવું નહીં; તેમ જ વળી શ્રી ભગવાનમાં અસૂયા–દોષ-દૃષ્ટિ રાખવાવાળા હોય, તેને તો તે સર્વગુણસંપન્ન હોય, તોપણ આ શાસ્ત્ર ન કહેવું; ગુરુસેવા અને ભક્તિપરાયણ મનુષ્યને જ આ ગીતાશાસ્ત્ર કહેવું, એવો આ ગીતાશાસ્ત્ર સંપ્રદાયનો વિધિ છે.

હવે ઉપર કહ્યા પ્રમાણે સંપ્રદાયપ્રવૃત્તિ કરનારને શું ફળ થાય છે, તે કહે છે:

य इमं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

આ પરમ ગુહ્ય શાસ્ત્રને જે કોઈ મારા ભક્તોમાં કહેશે, તે મારા વિષે પરમ ભક્તિ કરીને મને જ પામશે, એમાં શંકા નથી. ૬૮

**ભાષ્યાર્થ :** જે મનુષ્ય આ પરમ કલ્યાણ, પુરુષાર્થનું નિરતિશય સાધન કે મોક્ષરૂપી ફળ આપવાવાળું, કેશવ અને અર્જુનના સંવાદરૂપ, આ અત્યંત ગુહ્ય-ગુહ્ય ગીતાશાસ્ત્ર ગ્રંથ, મારામાં ભક્તિ રાખવાવાળા ભક્તજનોને કહેશે, એટલે કે જે પ્રમાણે મેં તને આ ગીતાશાસ્ત્ર અર્થ સહિત જેમ સમજાવ્યું છે, તેમ સમજાવશે-એમના હૃદયમાં ઠસાવશે, તે નિઃસંદેહ મને પામશે. પાછળના શ્લોકમાં ભક્તિ શબ્દનો 'मद्भक्त'માં ઉલ્લેખ કર્યો છે; છતાં અહીં ફરીથી 'ભક્તિ' શબ્દનો ઉલ્લેખ કર્યો છે, તે પરથી સમજાય છે-સ્પષ્ટ થાય છે, કે મનુષ્ય કેવળ ભગવાનની ભક્તિમાત્રથી જ શાસ્ત્રસંપ્રદાનને પાત્ર-યોગ્ય થાય છે. કેવી રીતે ભક્તોને કહેશે-ભક્તોના હૃદયમાં આ શાસ્ત્રાર્થ સ્થાપન કરશે, તે કહે છે મારામાં પરમ ભક્તિ કરીને એટલે કે આ ગીતાશાસ્ત્રનુ દાન કરવાથી પરમ ગુરુ ભગવાનની હું સેવા કરું છું-મારાથી સેવા થાય છે, એમ સમજી જે મારા ભક્તોને આ શાસ્ત્ર કહેશે-એમના હૃદયમાં સ્થાપશે, તેને આ (શ્લોકના ઉત્તરાર્ધમાં કહેલું) ફળ મળશે. આ ફળ એ છે કે એવી સેવા કરનાર મનુષ્ય, મને જ પામશે એટલે કે મુક્ત થઈ જશે, સર્વ ઉપાધિથી છૂટી જશે, એમાં સંશય ન કરવો.

વળી,

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

તેના કરતાં મારું ઉત્તમોત્તમ પ્રિય કરનાર મનુષ્યોમાં કોઈ નથી, તેમ જ થવાનો પણ નથી; વળી તે મનુષ્યના કરતાં પૃથ્વી પર મને બીજો કોઈ વધારે વહાલો થવાનો નથી. ૬૯

**ભાષ્યાર્થ :** આ ગીતાશાસ્ત્રની પરંપરા ચલાવનારથી-ગીતાશાસ્ત્રનો સંપ્રદાય ચલાવનારથી મારું વધારે પ્રિય કરનાર મનુષ્યોમાં નથી, અર્થાત્ એ મારું અતિશય પ્રિય કરવાવાળો છે; વર્તમાન સમયમાં એનાથી વધારે પ્રિય કરવાવાળો બીજો કોઈ નથી જ. (અતિશય પ્રિય) તથા ભવિષ્યમાં પણ એનાથી વધુ વહાલો આ ભૂલોકમાં (પૃથ્વી પર) બીજો કોઈ થવાનો પણ નથી.

જે કોઈ,

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

અને જે આપણા બેયના આ ગીતાશાસ્ત્રના ધર્મયુક્ત સંવાદનું અધ્યયન કરશે, તેનાથી હું જ્ઞાનયજ્ઞ વડે પૂજાયો છું, એવો મારો મત (નિશ્ચય) છે. ૭૦

ભાષ્યાર્થ : ધર્મને છોડ્યા વિનાનો અર્થાત્ ધર્મયુક્ત સંવાદરૂપે થયેલા આ ગીતાશાસ્ત્રના ગ્રંથનું જે અધ્યયન કરશે, અભ્યાસ કરશે, તેણે તે દ્વારા આ સર્વ કર્યું કહેવાશે (થશે): વિધિયજ્ઞ, જપયજ્ઞ, ઉપાંશુ અને માનસ (દ્રવ્યયજ્ઞ તે વિધિયજ્ઞ, મોટેથી ઉચ્ચાર કરી કરેલો વેદપાઠ; મંત્રજપ તે જપયજ્ઞ: ઉચ્ચારણ વિના હોઠના ચાલન માત્રથી થતો જપ તે ઉપાંશુ; જપના અર્થરૂપ દેવતાના ધ્યાન વડે તે રૂપ મન થઈ જાય તે માનસ.) એ ચાર પ્રકારના યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ માનસયજ્ઞ કહેવાય છે, માટે તે સર્વથી ચડિયાતો છે. ભાવાર્થ આ છે કે, મારા આ ગીતાશાસ્ત્રના ગ્રંથનો અભ્યાસ કરનારે આ સર્વશ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ વડે મારી પૂજા-મારું પૂજન કર્યા બરાબર થાય છે. ગીતાશાસ્ત્રના અધ્યયનની જ્ઞાનયજ્ઞ સાથે સમાનતા બતાવીને આ ગીતાશાસ્ત્રના અધ્યયનની સ્તુતિ કરવામાં આવી છે; અથવા તો એમ સમજો કે આ ફળવિધિ છે, એટલે કે દેવતાદિ વિષયવાળા જ્ઞાનયજ્ઞના ફળ પ્રમાણે આ ગીતાધ્યયનનું ફળ છે, એમ બતાવવા માટે (સ્તુતિ પર) છે. એ ગીતાશાસ્ત્રના અધ્યયનથી હું જ્ઞાનયજ્ઞથી પૂજાયેલો થાઉં છું, એવો મારો મત (નિશ્ચય) છે.

અને ગીતાશાસ્ત્ર સાંભળનારને આ ફળ મળે છે:

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः
सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

શ્રદ્ધાવાળો અને અસૂયારહિત થઈને જે નર (આ ગીતાશાસ્ત્રને) કેવળ સાંભળે, તે પણ મુક્ત થઈને પુણ્યકર્મ કરનારાઓના (મરણ પછી પ્રાપ્ત થતા,) શુભ લોકને પામે-પામશે. ૭૧

ભાષ્યાર્થ : જે મનુષ્ય શ્રદ્ધાવાળો તથા દોષદૃષ્ટિ(અસૂયા)વિનાનો થઈ, આ ગીતાશાસ્ત્ર ગ્રંથ કેવળ સાંભળે જ, તો તે પણ પાપથી મુક્ત થઈ અગ્નિહોત્રાદિ શ્રેષ્ઠકર્મ કરવાવાળાઓના શુભ (પુણ્ય) લોકને પામે છે. અહીં 'અપિ' શબ્દ કૈમુત્ય ન્યાય બતાવે છે એટલે કે જો કેવળ ગીતાશાસ્ત્ર સાંભળનાર જ આ પુણ્યલોક પામે છે, તો પછી એ ગીતાશાસ્ત્રનો અર્થ જાણનાર તો એ સર્વ પામે, એમાં કહેવાનું જ શું છે? એ તો પામે જ પામે.

શાસ્ત્રનો અર્થ શિષ્યે ગ્રહણ કર્યો કે નથી કર્યો, અર્થાત્ આ ગીતાશાસ્ત્રનો અર્થ અર્જુનના મનમાં ઊતર્યો કે નથી ઊતર્યો, એ જાણી લેવાના હેતુથી શ્રીકૃષ્ણભગવાન અર્જુનને પૂછે છે. જો તે શિષ્ય(અર્જુન)ના મનમાં ન ઊતર્યો (ન સમજાયો) હોય, તો ફરીને બીજા ઉપાયથી હું તેને સમજાવીશ, એવો અહીં આ પૂછનાર(શ્રીભગવાન)નો અભિપ્રાય છે. અહીં શ્રીભગવાને આચાર્યનો એવો ધર્મ બતાવ્યો છે, કે જો એક પ્રયત્ન કરવાથી શિષ્યને જ્ઞાન ન થયું હોય, એવી ખાતરી થાય, તો બીજો પ્રયત્ન કરીને શિષ્યને કૃતાર્થ કરવો, એ કર્તવ્ય છે—એ આચાર્યનો ધર્મ છે.

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥**

હે પાર્થ ! આ (મારું કહેલું) તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું? હે ધનંજય! અજ્ઞાનથી ઊપજેલો તારો આ સંમોહ નાશ પામ્યો? ૭૨

ભાષ્યાર્થ: હે પાર્થ! મેં કહેલું આ (શાસ્ત્ર) તેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું? સાંભળીને તેં તે બરાબર સાવધપણે ચિત્તમાં ધારણ કર્યું (લક્ષ્યમાં રાખ્યું) છે? (કે કાંઈ હજી સંકલ્પવિકલ્પ કરે છે અથવા તો પ્રમાદથી સાંભળ્યું ન સાંભળ્યું કર્યું છે?) હે ધનંજય! શું તારા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા મોહનું સ્વાભાવિક અવિવેકીપણું કે ચિત્તની મૂઢતા, જેને માટે આ શાસ્ત્ર શ્રવણ કરવાનો અને મારે તને તે ઉપદેશ કરવાનો પરિશ્રમ લેવો પડ્યો છે, તે નાશ પામ્યાં કે નહીં?

अर्जुन उवाच । અર્જુને કહ્યું:

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ! ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

હે અચ્યુત ! આપની કૃપાથી મારો મોહ નષ્ટ થયો તથા મેં સ્મૃતિ મેળવી છે; હવે હું સંદેહવિનાનો થઈ ઊભો રહ્યો છું; હું આપનું વચન કરીશ. ૭૩

ભાષ્યાર્થ: હે અચ્યુત! સમસ્ત સંસારના અનર્થનું કારણ અને સમુદ્ર પેઠે તરી પાર ઊતરવા માટે કઠણ, અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મારો મોહ નાશ પામ્યો છે; અને આપની કૃપાનો આશ્રય લીધાથી–આપની કૃપાથી મેં આત્મતત્ત્વના વિષયવાળી સ્મૃતિ પણ મેળવી છે; તે એ સ્મૃતિ છે, કે જેના લાભથી સર્વ હૃદયગ્રંથિ(સંશયો)નો મોક્ષ (નાશ) થઈ જાય છે. આ મોહ-નાશ વિષેના થયેલા પ્રશ્નોત્તરથી નિશ્ચયપૂર્વક બતાવી દીધું છે, કે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા મોહનો નાશ અને આત્મતત્ત્વ વિષેની સ્મૃતિનો લાભ છે તે જ સર્વશાસ્ત્રના અર્થજ્ઞાનનું ફળ છે. એ જ પ્રમાણે શ્રુતિમાં, 'આત્માને નહીં જાણતો હું શોક કરું છું.' (છા. ઉ. ૭–૧–૩) એ વાક્યથી વિષયનો આરંભ કરી આત્મજ્ઞાનથી સર્વ ગ્રંથિઓનો નાશ થાય છે, એમ કહ્યું છે. (છા. ઉ. ૬–૨૬–૨) હૃદયગ્રંથિ ભેદાય છે, (મુ. ઉ. ૨–૨–૮), ત્યાં એકતાનો અનુભવ કરવાવાળાને શો મોહ અને શો શોક હોય? (ઈ. ઉ. ૭) એવાં પણ શ્રુતિનાં મંત્રવર્ણ છે. હવે હું સંશયરહિત થઈને આપની આજ્ઞામાં ઊભો છું, હું આપનું કહ્યું કરીશ–આપનું વચન હું પાળીશ. આપની કૃપાથી હું કૃતાર્થ થઈ ગયો છું; હવે મારે (આપના કહેવાથી જુદું કે બીજું કાંઈ) કર્તવ્ય નથી, એવો અર્જુનના પ્રત્યુત્તરનો ભાવાર્થ છે.

હવે શાસ્ત્રાર્થ પૂરો થયો. આ ગીતાશાસ્ત્રની કથાનો સંબંધ દેખાડવા માટે સંજય કહે છે:

संजय उवाच । સંજયે કહ્યું:

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

આ પ્રમાણે વાસુદેવ–શ્રીકૃષ્ણના અને પાર્થ–અર્જુન મહાત્માના આ અદ્ભુત તથા રુંવાટાં ઊભાં કરે, એવો સંવાદ મેં સાંભળ્યો. ૭૪

**ભાષ્યાર્થ:** આ પ્રમાણે મેં આ ઉપર કહેલો અદ્ભુત અને રોમાંચ કરે–રુંવાટાં ઊભાં કરે, એવો ભગવાન શ્રીવાસુદેવ અને મહાત્મા અર્જુનનો સંવાદ સાંભળ્યો હતો.

અને તે—આ સંવાદને—

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

આ પરમ ગુહ્ય યોગને યોગેશ્વર શ્રીકૃષ્ણ પોતે સાક્ષાત્ કહેતા હતા, તે મેં શ્રીવ્યાસની કૃપાથી (પ્રસાદથી) સાંભળ્યો છે. ૭૫

**ભાષ્યાર્થ:** મેં ભગવાન વ્યાસજીની કૃપાથી, એમણે વ્યાસજીએ આપેલાં દિવ્યચક્ષુ(ભીષ્મપર્વમાં ધૃતરાષ્ટ્રને સંજયે આ પ્રમાણે જ કહ્યું છે)ના લાભથી આ પરમ ગુહ્ય સંવાદને–પરમ યોગને, સાંભળ્યો છે. આ સંવાદ યોગના અર્થરૂપ છે–એ સંવાદ યોગરૂપ જ છે, એટલું જ નહીં પણ આ ગીતારૂપ સંવાદ સમગ્ર યોગ જ છે. એ યોગરૂપ સંવાદ મેં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ પોતે કહેતા હતા, તે મેં સાક્ષાત્ સાંભળેલ છે; આ સંવાદ મેં કાંઈ પરંપરાથી સાંભળેલો નથી.

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

હે રાજન્ ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણ અને અર્જુનનો આ અદ્ભુત અને પુણ્યરૂપ સંવાદ સંભારીસંભારીને હું વારંવાર હર્ષ પામું છું. ૭૬

**ભાષ્યાર્થ:** હે રાજા ધૃતરાષ્ટ્ર! કેશવનો અને અર્જુનનો આ પુણ્યરૂપ–પરમપવિત્ર, શ્રવણમાત્રથી પાપોનો નાશ કરવાવાળો અદ્ભુત સંવાદ વારંવાર યાદ કરી હું વારંવાર–પ્રતિક્ષણે આનંદ પામું છું.

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥

અને શ્રીહરિનુ તે અતિ અદ્દભુત રૂપ સંભારીસંભારીને હે રાજા! મને બહુ વિસ્મય થાય છે અને હું ફરીફરી હર્ષ પામું છું. ૭૭

ભાષ્યાર્થ: હે રાજા! શ્રીહરિના તે અત્યંત અદ્દભુત વિશ્વરૂપને વારવાર યાદ કરી મહાન (ભારે) આશ્ચર્ય થયા કરે છે અને તેથી મને વારંવાર આનંદ થાય છે.

હવે વધુ શુ (કહેવું)?

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजया भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જ્યાં–જે પક્ષમાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે તથા જ્યા–જે પક્ષમાં ધનુર્ધર (ધનુષ્ય ધારણ કરનાર) અર્જુન છે, ત્યાં–તે પક્ષમા શ્રી–રાજ્ય-લક્ષ્મી, વિજય, વિભૂતિ અને નીતિ સર્વદા છે, એવો મારો નિશ્ચય છે. ૭૮

ભાષ્યાર્થ: સર્વયોગના અને એ યોગના બીજ શ્રીકૃષ્ણથી જ ઉદ્દભવે છે, માટે તે ભગવાન સર્વ યોગના ઈશ્વર–યોગેશ્વર શ્રીકૃષ્ણ છે, તથા જે પક્ષમા ગાડીવ ધનુષ્યધારી પૃથાપુત્ર અર્જુન છે, તે પક્ષમાં એટલે પાડવોના પક્ષમાં જ શ્રી, એ પક્ષમા જ વિજય, એ પક્ષમા વિભૂતિ એટલે એક પ્રકારની શ્રી કે લક્ષ્મીનો વિશેષ વિસ્તાર કે લક્ષ્મીનુ વિસ્તૃત ઐશ્વર્ય, અને એ પક્ષમા નય–અચલનીતિ છે, એવો મારો મત (નિશ્ચય) છે.

ઇતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગોવિંદભગવાનના પૂજ્યપાદ શિષ્ય
શ્રીમત્ શંકરાચાર્યભગવાનકૃત શ્રીમદ્ ભગવદ્‌ગીતાભાષ્યનો
મોક્ષસંન્યાસયોગ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ

સાચું સ્વર્ગ–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... ... ૨–૦
સ્વર્ગની કૂંચી–સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ... ... ૨–૦
સ્વર્ગની સીડી–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં ... ૨–૦
સ્વર્ગનું વિમાન–ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા ... ૨–૦
સ્વર્ગનો આનંદ–ભક્તિ ને તેના પ્રકારોની સમજ... ... ૨–૦
સ્વર્ગનો ખજાનો–ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક ... .. ૨–૦
સ્વર્ગનો પ્રકાશ–જ્ઞાન અને પરમાર્થની વાતો ... ... ૨–૦

## શ્રીમદ્ શંકરાચાર્યના ગ્રંથો

મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો–સરળ અર્થ સાથે... ૧–૦
શતશ્લોકી ને બીજાં ચાર રત્નો–સરળ અર્થ સાથે... ૦–૧૨
સ્તોત્રસંગ્રહ–ભક્તિ ને વેદાંત–સ્તોત્રો અર્થ સાથે ૦–૧૦
સર્વવેદાંત-સિદ્ધાંત–સારસંગ્રહ–સરળ ભાષાંતર સાથે ૧–૪
વિવેકચૂડામણિ–સરળ અનુવાદ સાથે ... ... ૦–૧૨

મહાવાક્ય-રત્નાવલિ–૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ ... ૦–૧૨
વિદુરનીતિ–સરળ અનુવાદ સાથે ... ... ... ૧–૦
આત્મસાક્ષાત્કારની કસોટી–સ્વામી સ્વયં જ્યોતિતીર્થ ... ૧–૪
અવધૂત ગીતા–સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ ... ૧–૪
અષ્ટાવક્ર ગીતા–મૂળ સાથે સરળ ભાષાંતર ... ... ૦–૮
ગીતા–પુરુષાર્થબોધિની–એ પ્રથમા, મૂળ શ્લોકો, પદચ્છેદ,
અર્થ અને પંડિત સાતવલેકરજીની વિસ્તૃત ટીકા સાથે ૧૨–૮
જ્ઞાનસત્ર ગીતા–મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) ... ૧–૪
મોક્ષમાળા–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ... ૧–૪
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–ભાગ ૨જો–ઉપદેશો તથા કથાપ્રસંગો ૨–૦
પ્રભુમય જીવનનું રહસ્ય–સદુપદેશ, ભજનો ઇ. સાથે ... ૧–૦
વિચારસાગર–શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ ... ૩–૦
સૂર્યકાંત–મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ ... ... ૨–૦
બાળસદ્બોધ– " વાર્તાઓ રૂપે ધાર્મિક શિક્ષણ ... ૦–૮
ઓખાહરણ–મહાકવિ પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં ... ૦–૮
નળાખ્યાન–મહાકવિ પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં ... ૧–૦